શ્રીદેવકીનન્દન ગ્રંથમાળા – પ્રથમ પુષ્પ

श्रीकृष्णः ।

# श्रीमहाप्रभुस्तुतिमुक्तावली

[ भाग १ लो ]

સંપાદક
મંગલદાસ ખીમચંદ પરી
માતર–(ખેડા)

શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય : નડિયાદ

श्रीबालकृष्णो विजयते ।

# પ્રકાશકનું નિવેદન

નડિયાદ–શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ધનિક વૈષ્ણવના દ્રવ્યથી જુદી જુદી ગ્રન્થમાળાઓ કાઢી યથાશક્તિ નામસેવા કરતી આવી છે. આ ગ્રન્થ "શ્રીદેવકીનંદન ગ્રન્થમાળા"ના પ્રથમ પુષ્પ તરીકે પ્રકટ કરવામાં આવે છે. ઉક્ત ગ્રન્થ લગભગ એક કે બીજા ગ્રન્થના ઉતારારૂપે છે, એમ માની તેની આવશ્યકતા સાધારણ બુદ્ધિએ માલૂમ નહિ પડે. તેની ઉપયોગિતા અમે અત્ર આપીએ છીએ.

અત્યારનો યુવક વર્ગ કોઈ પણ વિષય વાંચે તે સાથે તેને અંગે બધું સાહિત્ય વાંચી તલસ્પર્શી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવા મથે છે. જે કાંઈ પ્રાપ્ત થયું તેથી સંતોષ માની ફક્ત શ્રદ્ધાથી જ અમુક માનવું એ હાલના તર્કવાદના જમાનાને યોગ્ય નથી. માટે જ શ્રીમહાપ્રભુજીના માહાત્મ્ય, સ્વરૂપ, ગુણ વગેરેનું જેટલું સાહિત્ય પ્રાપ્ત થઇ શકે તેને ગ્રન્થરૂપમાં અત્રે એકત્રિત કરવા પ્રયાસ કર્યો છે. શ્રીમહાપ્રભુજી સ્વયં श्रीकृष्णास्य તથા वाक्पति છે, એટલે તેમના ગુણોનું વર્ણન યોગ્ય રીતે થઈ શકે નહિ. એમ છતાં કાંઇ પ્રાપ્ત થયું છે તે અહીં દાખલ કર્યું છે, જે સર્વ વૈષ્ણવોના પ્રયાસનું જ પરિણામ છે.

આ ગ્રન્થમાં જુદાં જુદાં માસિકોમાં છપાયેલા લેખોનો પણ કેટલોક સંગ્રહ છે; કેટલાક ગ્રન્થો અનુવાદરૂપે છે.

આ સ્થળે અમે શ્રીયુત નાનુલાલ ગાંધી, ચીમનલાલ શાસ્ત્રી, વસંતરામ શાસ્ત્રી, જયેષ્ઠારામ શાસ્ત્રી, વાસુદેવ શાસ્ત્રી, ભ. સુંદરલાલ વકીલ, સંખેડાવાળા કેશવલાલ ગોરધનદાસ વગેરે જેમના લેખો લીધા છે તે સર્વનો આભાર માનીએ છીએ.

સર્વોતમ સ્તોત્રની એક ટીકા વૈષ્ણવોને અપૂર્ણ અર્પી શકયા છીએ, કારણ કે પુ. ભ. સુધાના તંત્રી શ્રીયુત વાડીલાલભાઈએ તેટલી જ લખી છે. વૈષ્ણવસૃષ્ટિ શ્રીયુત વાડીલાલભાઈ ને સાગ્રહ વિનંતી કરે છે કે તે ટીકા તેઓશ્રી પૂર્ણ કરે, કારણ કે તે ઘણી સારી અને મનનશીલ છે. આટલી ટીકા છાપવાને પરવાનગી આપી છે તે માટે તેમનું પણ અત્ર ઉપકારસ્મરણ કરું છું.

આવા ગ્રન્થોનું મુદ્રણ કરી વૈષ્ણવોના કરકમલમાં મૂકવા જે પ્રયાસ કર્યો છે તે જ્યારે યુવાન વર્ગ અને વિદ્વાનો વિચાર કરી તેનો યોગ્ય આદર કરે ત્યારે જ સફલ થયો કહેવાય.

આશા છે કે વૈષ્ણવો અમારા આ ધ્યેયને સારી રીતે સાચવી બીજા ગ્રન્થોના મુદ્રણમાં ઉત્સાહ પ્રેરશે.

આ ગ્રન્થમાં જે જે ભાઈઓએ અમને દ્રવ્યની સહાય આપી છે તે સર્વનો હું અત્રે આભાર માનું છું.

ટૂંકમાં ગ્રન્થને આવા સારા રૂપમાં પ્રકટ કરી શકયા છીએ તે શ્રીયુત કેશવરામ શાસ્ત્રીના પ્રુફ વગેરે સુધારવાના પરિશ્રમનું પરિણામ છે. તેમના તો અમે સર્વથા ઋણી જ છીએ.

નડિયાદ

તા. ૨૦–૨–'૪૦

શ્રીમદ્વલ્લભચરણરજોભિલાષી
**રતિલાલ મોહનલાલ દોશી**
**ઓન. સેક્રેટરી**
**શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય,**
**નડિયાદ**

# પ્રસ્તાવના

**जयन्ति श्रीमदाचार्यनखचन्द्रमरीचयः ।**
**स्पृष्टा यैर्द्रवतां यान्ति कठिना हृदयोपलाः ॥**

અખંડભૂમંડલાચાર્ય જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાધીશ્વરના રસમય-પ્રેમમય-આનંદમય સિદ્ધાંતો સમજાવવા-પચાવવા માટે શાસ્ત્રીય વ્યુત્પત્તિ અને લોકોત્તરબુદ્ધિ-નિપુણતા વગેરે સાધનો ઉપયોગી નીવડી શકે નહિ; પરંતુ આપશ્રીના ચરણની દૃઢ ભક્તિ જ એક સાધનરૂપ છે.

ધર્મ વગેરે ચારે પુરુષાર્થો સુખના પ્રતીક તરીકે સ્વીકાર્યા છે. એટલે જગતનો બુદ્ધિમાન વર્ગ સુખને ઝંખે છે. સુખ ગમે છે એનું

સુખ

મૂલ તો શ્રુતિઓએ શોધ્યું. તે જ બ્રહ્મ, તે જ આનંદ. લૌકિક સુખો તો વિષયોથી મળશે, પણ ક્ષણિક અને લૌકિક; વેદમાં કહેલાં સાધનોથી મળશે પણ ક્ષણિક અને પ્રાકૃત; શાશ્વત અને અલૌકિક તો પ્રભુના-બ્રહ્મના વરણથી જ.

લૌકિક સુખોની જાળમાં ફસાયેલા ઘણી ય વાર પૂછે છે કે 'તે સુખ કેવું હશે?' નહિ જડે. એનો શબ્દોમાં ઉત્તરઃ

**मधुक्षीरद्राक्षामधुमधुरिमा कैरपि पदै-**
**र्विशिष्यानाख्येयो भवति रसनामात्र विषयः ।**

એ પદ્યમાં આપવા પ્રયત્ન થયો છે. કેટલાક મુક્તિસુખને સુષુપ્તિ સાથે સરખાવે છે, સુષુપ્તિમાં પણ મોક્ષસુખનો કૈંક અનુભવ થતો હોવાનું પણ જણાવાય છે, એકાંત નિર્દોષ સકલ સદ્‌ગુણપૂર્ણ પરમેશ્વરનું દાસ્ય પણ મોક્ષરૂપે આલેખાય છે. શ્રીમદાચાર્યચરણ 'સર્વકામોપભોગચતુર બ્રહ્મની સાથે અલૌકિક સાધનોદ્વારા સર્વકામોપભોગ''ને મોક્ષરૂપે આજ્ઞા કરે છે. 'सोऽश्नुते सर्वान् सामान् सह ब्रह्मणा विपश्चिता ॥ '

**મુક્તિસુખ**

શ્રીમદાચાર્યચરણના સિદ્ધાંતમાં બ્રહ્મ પ્રાકૃત ધર્મરહિત હોવા છતાં અપ્રાકૃત સકલધર્મયુકત છે, વિરુદ્ધધર્માશ્રય છે. આ સિદ્ધાંત સ્વીકારવામાં માત્ર શ્રુતિનું–પ્રમાણનું અનુસરણ એ જ કારણ ઉપરાંત આપશ્રીનો તેવો અનુભવ છે.

શ્રુતિ–વેદના એક અક્ષરને પણ અન્યાય ન થાય તે તરફ આપશ્રીને ઘણો જ આગ્રહ છે.

योऽन्यथासन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं स्तेनेनात्मापहारिणा ॥ '

' દેખાતું અનુભવાતું દૃષ્ટશ્રુત જગત્ કે જેનું મનથી પણ આકલન થઈ શકે નહિ, તેનો કર્તા એક સર્વશક્તિમાન્ ઇશ્વર વિના અન્ય હોઈ શકે નહિ' એ તો સર્વને માન્ય છે. એની આગળ વિચાર કરતાં એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે અલૌકિક વિષયોનો વિચાર કરતાં લૌકિક કલ્પનાઓને અગત્યનું સ્થાન ન મળવું જોઈએ. જગતનો કર્તા ઈશ્વર છે એ માનતાં શ્રુતિનું પ્રામાણ્ય સ્વીકારતા હોઇએ તો ઇશ્વરના સ્વરૂપમાં પણ શ્રુતિનું નિર્મળ પ્રામાણ્ય સ્વીકારવું જોઇએ. તેમ માનતાં લૌકિક તર્કોથી દોષ જણાતા હોય તો તે દોષ દૂર કરવા વાસ્તવિક સ્વરૂપમાં –શ્રુતિસિદ્ધ સ્વરૂપમાં ફેરફાર ન માનવો જોઈએ. બ્રહ્મ સાકાર છે. જે સાકાર છે તે વિનાશી છે, તો બ્રહ્મને સાકાર માનતાં વિનાશીપણું

**બ્રહ્મ**

આવી જાય, પરંતુ આ તર્ક શ્રુતિવિરુદ્ધ છે. પ્રાકૃત આકારને લાગુ પડે, તેવો આ તર્ક અપ્રાકૃત આકારમાં ગતિહીન જ બની રહે છે, એટલે આપશ્રીના મતમાં બ્રહ્મ પ્રાકૃત–ધર્મ–ગુણ–ક્રિયાહીન હોવા છતાં અપ્રાકૃત–ગુણ–ક્રિયા–સંપન્ન છે. તે પણ બ્રહ્મરૂપ જ છે.

સ્મરણાર્થ બ્રહ્મ જ જગદ્રૂપ બને છે. જગત બ્રહ્મરૂપ જ છે. "બ્રહ્મમાં જગતની અવાસ્તવિક પ્રતીતિ થાય છે. જગત્ વિવર્તરૂપ છે" એમ કહેવામાં પ્રતીતિ માટે મૂળભૂત અન્ય જગત્

**જગત્**

કલ્પવું પડે. રજ્જૂ (દોરડું)માં સર્પની પ્રતીતિ ત્યારે જ થાય કે જ્યારે બીજો કોઇ સર્પ અન્ય હોય, તેમ અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં જગતની અવાસ્તવ પ્રતીતિ ત્યારે જ થાય કે જ્યારે કોઈ વાસ્તવિક જગત્ સત્ય હોય. જો તે જગતનું સત્યત્વ સ્વીકારાય તો આ જગતનું કેમ નહિ? ભામતીકાર કહે છે કે "પૂર્વ પ્રતીતિ એ જ ભ્રમનું કારણ હોય, વસ્તુના સત્યત્વની જરૂર નથી." પરંતુ એમ માનવામાં અનવસ્થા આવે, તેમ જ શ્રુતિ જે બ્રહ્મનું કારણત્વ અને જગતનું બ્રહ્મરૂપત્વ કહી રહી છે, તેને પણ બાધ આવે, એ વાત ભુલાવી ન જોઈએ. શ્રીમહાપ્રભુજી માને છે કે બ્રહ્મ પોતે જ પોતાના સર્વભવનસામર્થ્યથી જગદ્રૂપ બને છે, એટલે જગત્ પ્રત્યે કારણ હોઈ ને પોતે જ જગદ્રૂપ બને છે. જગત્ બ્રહ્મરૂપ છે. " प्रपञ्चो भगवत्कार्यः सद्रूपो माययाऽभवत् । "

જીવ પોતે બ્રહ્મરૂપ છે, બ્રહ્મમાંથી વ્યુચ્ચરણ પામ્યા છે, અગ્નિમાંથી જેમ તણખારા પ્રકટ થાય છે. બ્રહ્મના સંકલ્પથી

**જીવ**

બ્રહ્મમાં રહેલાં છ ઐશ્વર્યો બ્રહ્મમાં તિરોહિત છે. તેને જ લીધે તેને બન્ધ છે. " पराभिध्यानात्तु तत्तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥"

સેવા જ જીવનું શ્રેષ્ઠ કર્તવ્ય છે અને તેથી જ ફલાત્મિકા ભક્તિ પ્રાપ્ત થાય છે.

આ ભક્તિમાર્ગને શ્રીમહાપ્રભુજી નિર્ગુણ ભક્તિમાર્ગ તરીકે ઓળખાવે છે. વસ્તુતઃ અતિગૂઢ માર્ગરહસ્ય ગુરુભક્તિને અભાવે દુર્જ્ઞેય થઇ પડયું છે. કલિકાલનાં અંધારાં વિદ્વજ્જનની આંખોને પણ ઘેરી વળ્યાં છે. શ્રીમદાચાર્યચરણ–ચરણારવિંદની ભક્તિ એ જ એ અંધીને મટાડી શકે.

આપશ્રીનું ચરિત્ર આ ગ્રંથમાં જ આવી જાય છે એટલે પુનરુક્તિ ન થવી જોઇએ. સાંપ્રદાયિક પંડિતો એવી ઐતિહાસિકતા સિદ્ધ કરનારા સાહિત્યની અન્વેષણા કરે એ આવશ્યક છે.

વિસ્તૃત પ્રસ્તાવના લખવાની અમારી અભિલાષાને અત્યાર સુધી થયેલો અતિઘણો કાળવિલંબ દાબી દે છે. શ્રીમદાચાર્યચરણના વૈદિક સ્વરૂપને શ્રુતિરહસ્ય આદિ ગ્રંથો પ્રકટ કરી રહ્યા છે. તે પોતે જ આનંદરૂપ (आनन्दः), કૃષ્ણરૂપ (वस्तुतः कृष्ण एव), આધિદૈવિક ભગવન્મુખાગ્નિરૂપ ( वह्नित्वं वर्णितं ते ) અને સૌંદર્યપદ્યમાં જણાવ્યા પ્રમાણે ત્રિતયાત્મક છે. તેઓશ્રીના સ્વરૂપવર્ણનાત્મક સ્તોત્રસંગ્રહ સાંપ્રદાયિક સાહિત્યમાં એક અગત્યની જગ્યા પૂરશે.

ભગવન્નામસેવાના કાર્યમાં કટિબદ્ધ થયેલા શ્રીમદનિરુદ્ધાચાર્ય-ચરણાનુગૃહીત નડિયાદ–પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના કાર્યકરો જે આ પુસ્તકના પ્રકાશનમાં રસ લઇ રહ્યા છે, તેમને ધન્યવાદ સાથે વિનવીશ કે કારણકલાપના કારણે થયેલા વિલંબ માટે મને ક્ષમા કરે. છેલ્લાં છેલ્લાં अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥

બદરીનાથ શાસ્ત્રી

श्रीसर्वलक्षणसम्पन्नाय नमः ।

# પરાત્પર સ્વરૂપ

" પ્રાકટ્ય વિઠ્ઠલ તણું ન થયેલ હોત,
તો કોણ વલ્લભ તણું નિજરૂપ જોત ?"

આ 'શ્રીમહાપ્રભુસ્તુતિમુક્તાવલી' જે પરમ ભગવદીયને થયેલ પ્રેરણા, તેમ તેમની શુદ્ધ ભાવના અને અથાગ મહેનતનું પરિણામ છે, તેમના પરમ ભગવદીય હૃદયની એક જ અભિલાષા છે કેઃ શ્રીમહાપ્રભુજીનું 'પરાત્પર' સ્વરૂપ તદીય જનોની આંતરડી ઠારવા તેઓ સમક્ષ રજૂ થાય. તદીય જનોને તે વગર શાન્તિ મળવાની નથી. તદીય જનોની આર્તિ ટાળવા જ એ પરમ ભગવદીયને શ્રીમહાપ્રભુજીએ તેવી પ્રેરણા કરી છે. તદનુકૂળ કાંઈક પ્રાસ્તાવિક વસ્તુ લખવા તેઓએ મને કહ્યું. હું તો તે કથનને આજ્ઞાથીયે અધિક માનું છું. શ્રીમહાપ્રભુજીનું અલૌકિક 'પરાત્પર' સ્વરૂપ મારે મારી વાણીમાં ઊતારવું એ સર્વથા જીવસાધનથી તો અશક્ય છે. પરન્તુ તે પરમ ભગદીયની વિશુદ્ધ ઈચ્છા અને 'ભક્તેચ્છાપૂરક' શ્રીમહાપ્રભુજીની પરમ કૃપા એ બન્નેના બલને અવલમ્બી હું આ કાર્ય હાથ ધરૂં છું.

પ્રારમ્ભની બે લીટીમાં કહ્યું તે મુજબ શ્રીગુસાંઈજીનું પ્રાકટ્ય ન થયું હોત તો શ્રીમહાપ્રભુજીનું અલૌકિક 'પરાત્પર' સ્વરૂપ આપણે જાણવા કદીયે સમર્થ ન થયા હોત. જે સ્વરૂપનું જ્ઞાન શ્રીદામોદરદાસજીને હતું, જે સ્વરૂપનું જ્ઞાન શ્રીકૃષ્ણદાસજીને હતું, જે સ્વરૂપનું જ્ઞાન શ્રીપદ્મનાભદાસજીને હતું, જે સ્વરૂપનું જ્ઞાન શ્રીદિનકરદાસજીને હતું, તે સ્વરૂપના જ્ઞાનથી આપણે સર્વથા વંચિત રહ્યા હોત. પરન્તુ શ્રીમહાપ્રભુજી તો 'કૃપાનિધિ' છે, 'પુષ્ટિલીલાકર્તા' છે, 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' છે. એ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' શ્રીમહાપ્રભુજી પ્રભુની આજ્ઞાનીયે પરવા નથી કરતા. એ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' શ્રીમહાપ્રભુજીએ શ્રીગુસાંઈજીને પ્રેરણા કરી. શ્રી ગુસાંઈજીએ શ્રીસર્વોત્તમજી, શ્રીવલ્લભાષ્ટક, શ્રી સૌન્દર્યપદ્ય, અને શ્રીસપ્તશ્લોકી ( અથવા,

શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતસ્તોત્ર ) પ્રકટ કર્યાં. અને એ પ્રકટ થયાં કે તદીય એટલે વલ્લભીય જીવોનું તો ઓહો કામ થઈ ગયું. તે તે ગ્રન્થોમાં જે અલૌકિક 'પરાત્પર' સ્વરૂપનું દર્શન થાય છે; **बरणों कहा बडाई श्रीवल्लभ बरणों कहा बडाई । जाके एक रोम रोम प्रति कोटि गोवर्धनराई ॥** ' એ મહાનુભાવના વાક્યમાં જેનું દર્શન થાય છે; 'દાતા મોટા દાન નહીં,' એ શ્રીદામોદરદાસજીના વચનમાં જેનું દર્શન થાય છે; 'વળી આપનું મન હોય તો શ્રીમહા- પ્રભુજીને ઘેર પધારો. ત્યાં અનેક પ્રકારની સામગ્રીઓ છે. મારે ત્યાં તો છોલાં છે' એ શ્રીપદ્મનાભદાસજીના વચનમાં, એટલે કે શ્રી મહાપ્રભુ- જીની આજ્ઞા પ્રમાણે ચાલવા ખાતર શ્રી ઠાકોરજીને છોલાં ધરવા સુધી પણ તૈયાર થયેલા એ મહાનુભાવના વચનમાં, તેમ 'અંગાખરી (બાટી) તો નિત્ય લઇશ પણ વચનામૃતનું પાન ક્યારે કરીશ ?' એ શ્રી દિનકરદાસજીના વચનમાં, એટલે કે શ્રી મહાપ્રભુજીના વચનામૃત ખાતર શ્રીઠાકોરજીને કાચી બાટી આરોગાવનાર એ મહાનુભાવના વચનમાં જેનું, જે અલૌકિક 'પરાત્પર' સ્વરૂપનૂ દર્શન થાય છે, તે અલૌકિક સ્વરૂપના સમ્બન્ધમાં જ મારે કાંઇક લખવાનું છે. જે ભાઇયોને શ્રી- મહાપ્રભુજી પર એવો ભાવ હોય, જેઓનું હૃદય શ્રીમહાપ્રભુજી 'પરાત્પર' છે એ વાત વધાવી લેતું હોય, જેઓને એ વાત જાણ્યા પછીજ શાન્તિ મળે તેમ હોય, તેવા ભાઇયોએ આ લઘુ લેખ તેમ આ સુન્દર ગ્રન્થ સતત અવલોકવા. બીજાઓને એ વિનંતી કે તેઓએ જેટલું તેમને રુચે તેટલું ગ્રહણ કરવું; બાકી, એટલું તો મારે કહેવું જ પડશે કે: શ્રીમહાપ્રભુજીના સ્વરૂપ વિષે જેઓને એ ભાવ નહીં હોય તેઓને માર્ગનું રહસ્ય સમ્પૂર્ણ તો નહીં જ સમજાય. છતાં હું કોઇ પ્રકારે આગ્રહ નથી કરતો. આ તો રસમાર્ગ છે. આગ્રહ કર્યે રસ ન રહે. શ્રી મહાપ્રભુજી 'સર્વલક્ષણસમ્પન્ન' છે. જેને જે લક્ષણ પર આગ્રહ હોય તેને તે લક્ષણ તેઓશ્રીમાં મળશે. અમારે તો શ્રીમહા- પ્રભુજી સર્વસ્વ છે. અને અમારી આ માન્યતામાં અમને શ્રીગુસાંઇજી અને શ્રીહરિરાયજી જેવાઓનો સાથ છે.

વેદ પૂર્ણ પુરુષોત્તમને આનન્દરૂપ વર્ણવે છે, અમારે શ્રીમહાપ્રભુજી તો આનન્દ તેમ પરમાનન્દરૂપ છે. પૂર્ણ પુરુષોત્તમ સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે; અમારે શ્રીમહાપ્રભુજી તો દૈવોદ્ધારપ્રયત્નાત્મા છે. અમારા શ્રીમહાપ્રભુજીયે જીવનો અંગીકાર માત્ર કર્યો કે પૂર્ણ પુરુષોત્તમ તેને પોતાનો પ્રિયતમ માને છે. પૂર્ણ પુરુષોત્તમ ઉદારચરિત છે. શ્રીમહાપ્રભુજી તો મહોદારચરિત્રવાન્ છે. પૂર્ણ પુરુષોત્તમ શ્રીમહાપ્રભુજીયે સેવ્યા તે તે લોકોને સેવા શીખવવા, નહીંતર એમને તો રૂંવાડે રૂંવાડે કરોડો પૂર્ણ પુરુષોત્તમો છે. આ અસમ્ભવિત નથી. વિરહનું સ્વરૂપ જ અનોખું છે. એક રસિક કહે છે કે:

" सङ्गमविरहविकल्पे वरमिह विरहो न सङ्गमस्तस्याः ।
सङ्गे सैव तथैका जगद्भिमखिलं तु तन्मयं विरहे ॥

એટલે કે, 'પોતાની પ્રિયાના સમાગમ કરતાં તે તેના વિરહને વધારે પસન્દ કરે છે, કારણ કે સમાગમમાં તે એક જ નજરે ચઢે છે, જ્યારે વિરહમાં આખું જગત તેથી ભરાઇ જાય છે.' શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ વિરહનું છે. વિરહ એ મહાફલ છે. શ્રીહરિરાયજી કહે છે કે: फलं वियोगजं दैन्यम् । આ મહાફલની પ્રાપ્તિમાં સમાગમ તો માત્ર સાધનરૂપ છે. માટે જ શ્રી મહાપ્રભુજીની 'પરાત્પરતા'. ' तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ' એ નામમાં આ જ ભાવ છે. શ્રીમહાપ્રભુજીનું શ્રીઅંગ ભાવાત્મક પ્રભુથી ભરેલું છે. 'प्रतिक्षणनिकुञ्जस्थलीलारसमुपूरितः' એ નામમાં પણ આ જ ભાવ છે. રસરૂપ પ્રભુથી શ્રી મહાપ્રભુજીનું શ્રીઅંગ સારી રીતે પૂર્ણ છે, પૂર્ણ પુરુષોત્તમ રસરૂપ લીલાના કરવાવાળા છે, શ્રી મહાપ્રભુજી પુષ્ટિલીલાના કરવાળા છે. અરે, શ્રીમહાપ્રભુજી તો श्रीकृष्णहार्दवित् છે. જગતના અન્તર્યામીના પણ અન્તર્યામી છે, ત્રણે લોકનું ભૂષણ છે. અને, આપણી ભૂમિનું તો અહોભાગ્ય છે કે શ્રી મહાપ્રભુજી તેના પર પધાર્યા અને તેને સનાથ કરી. અરે, શ્રી મહાપ્રભુજી મળ્યા તો બધું મળ્યું, અને તેઓશ્રી ન મળ્યા તો તો બધું મળ્યું એ ન મળ્યું. સૌન્દર્ય પદ્મમાં

પણ શ્રી મહાપ્રભુજીનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. रूपं तन्निरयात्मकं परममिष्येयं सदा बाह्मम् । શ્રી ઠાકોરજી, શ્રી સ્વામિનીજી, તેમ સાક્ષી આ ત્રણે રૂપ શ્રીમહાપ્રભુજીમાં છે. શ્રીમહાપ્રભુજીનું રૂપ એ પર છે. હવે વિશેષ કહેવાનું મારૂં સામર્થ્ય નથી. ફક્ત આ પુસ્તકના ૫૫ અને ૫૬ પૃષ્ઠ પર રહેલ, શ્રી મગનલાલ શાસ્ત્રી કે જેઓની કૃપાથી જ હું આ માર્ગમાં આવ્યો છું, તેમણે કરેલ વર્ણન અહીં ટાંકી મારૂં કાર્ય સમ્પૂર્ણ થયું સમજું છું:

'પણ કોઇ તો શ્રી મહાપ્રભુજીને શ્રીકૃષ્ણના પણ આન્તર કૃષ્ણ માને છે. એમનો નિકુંજ પણ એક સ્વતન્ત્ર જુદો નિકુંજ છે. ભગવદીયો ગાય છે કે "કોટિ ગોવર્ધનરાય." શ્રી મહાપ્રભુજીના રોમ રોમ પ્રતિ કોટિ શ્રીનાથજી બિરાજે છે. આ શ્રી વલ્લભાધીશ્વરના, પરમ તત્ત્વરૂપ શ્રી મહાપ્રભુજીના નિકુંજમાં શ્રી દામોદરદાસ આદિ ભગવદીયો રસ તે શું, લીલા તે શું, તેનો વિચાર કરી રહ્યા છે. હજુ પણ તેનો પાર આવ્યો નથી. આ પ્રકારનો સર્વવિલક્ષણ નિકુંજ છે, એ નિકુંજમાં બિરાજતા શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણના પણ આન્તર કૃષ્ણ છે. આ પરમકાષ્ઠાપન્ન સ્વરૂપનો અનુભવ પણ કોઇ વિરલ ભગવદીયને થાય છે.'

આ નિકુંજમાં શ્રી સુબોધિનીજી સાકાર બિરાજે છે. શ્રી મહાપ્રભુજીનું પણ પ્રાકટ્ય થયું ને શ્રીસુબોધિનીજીનું પણ પ્રાકટ્ય થયું. શ્રી સુબોધિનીજી ફલરૂપ છે. તે તો આજ સુધીયે પ્રકટ છે. શ્રીમહાપ્રભુજીની કૃપાથી આજ પણ તેનો સમ્પૂર્ણ રસાસ્વાદ લઇ શકાય તેમ છે. શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ એટલે શ્રીસુબોધિનીજીના રસાસ્વાદની સિદ્ધિ. તેને માટે શ્રીસર્વોત્તમજીનો પાઠ. અને એ શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિથી. શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનું અજ્ઞાન એ ભક્તિયોગમાં અન્તરાય. અને તેને દૂર કરવા માટેજ શ્રીસર્વોત્તમજીનો ઉપયોગ. વિશેષ શું કહું ? શ્રીસર્વોત્તમજી એ સર્વોત્તમ સાધન છે. એજ.

વલ્લભીયની
ચરણરજનો અભિલાષી
**નાગરદાસ કા. બાંભણિયા**

# " ઉર-લ્હાણુ "

આજથી થોડા દિવસો પૂર્વે કાર્યવશાત્ આદિત્ય પ્રેસમાં જવાનું થતાં, ત્યાંની ઑફિસમાં શાસ્ત્રીજી કેશવરામ મને મળ્યા, અને તે બોલ્યાઃ 'ઠીક થયું, તમે અહીં મળી ગયા, હું ત્યાં જ આવવાનો હતો. આ પુસ્તકની પ્રસ્તાવના તમારે લખવાની છે;' એમ કહીને તે પુસ્તકનાં ફોર્મ્સ તેમણે મારા હાથમાં મૂકયાં. મેં જોયું તો તે પુસ્તકનું નામ 'શ્રીમહાપ્રભુસ્તુતિમુક્તાવલી' હતું. પુસ્તકનું નામ વાંચીને જ મેં તેમને પુનઃ પ્રશ્ન કર્યોઃ પણ મારે જ એ પ્રસ્તાવના શા માટે લખવી જોઈએ ? ત્યારે તેમણે ઉત્તર વાળ્યો કે તમારે જ લખવાની છે એવો ખાસ આગ્રહ મંગળદાસ બાપાનો છે. શ્રી મંગળદાસભાઇ તરફથી આ પુસ્તકનું પ્રકાશન કરવામાં આવ્યું છે, એ વસ્તુ જ્યારે મેં શાસ્ત્રીજી પાસેથી જાણી ત્યારે શ્રી મંગળદાસભાઇની આજ્ઞાને મારે વધાવી લેવી જ જોઇએ; શ્રી મંગળદાસ જૂની શ્રેણીના વૈષ્ણવ હોવા છતાં તેઓ ગુજરાતના ઘણા વિદ્વાનોના સમાગમમાં આવેલા છે. તેઓ સ્વ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસના ગાઢ સંબંધમાં હતા; શાંકર સિદ્ધાંતના ખાસ દૃઢ અનુરાગી સ્વ. મણિભાઈ નભુભાઇ દ્વિવેદીના પણ નિકટ પરિચયમાં હતા. તેમની અનેક લેખનપ્રવૃત્તિને તેમણે જાતે નિહાળેલી. શ્રી મગનલાલ શાસ્ત્રીજીને માટે તો તેમને ઘણું જ માન. તેઓ પોતે એવા વિચારના છે કે પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાન્તોનો કેવળ વૈષ્ણવોમાં જ નહિ પણ ઇતર ધર્મવાળાઓમાં અને વિદ્વાનોમાં પ્રચાર થાય તે આવશ્યક છે અને તેને માંટે માર્ગીય સાહિત્ય ખૂબ પ્રકટ થવું જોઈ એ. શ્રીમહાપ્રભુજીએ તો પુષ્ટિમાર્ગીયનું ચિત્ત ભગવદ્ભક્તિમાં વ્યાપૃત રહે **सेवायां वा कथायां वा** એવી આજ્ઞા કરી છે. પણ મંગળદાસભાઈ તો જેટલા 'સેવા'ના રસિયા છે તેટલા જ કથામાં— શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોના શ્રવણ વાચનના રસિયા છે. જેઓ તેમના

સમાગમમાં આવ્યા છે તે જાણી શકશે કે તેમનામાં જેટલી સ્વરૂપા-સક્તિ છે તેટલી જ નામાસક્તિ છે. પ્રભુની રૂપલીલા અને નામલીલા તે ઉભયમાં અનુરાગ ધરાવે છે, એ પ્રભુની તેમના ઉપર કૃપા છે. શ્રી. મંગળદાસભાઈનું વચન મારાથી ઉલ્લંઘી શકાય નહિ. જ્યારે શાસ્ત્રીજીએ એ પુસ્તક મારી થેલીમાં મૂક્યું ત્યારે મને ખ્યાલ નહોતો કે આ પ્રસ્તાવના લખવાનું સ્વીકારીને હું મોટી જવાબદારી લઉં છું. ઘેર આવ્યા પછી જ્યારે અવકાશે પુસ્તક જોયું ત્યારે તેમાં પ્રાચીન મહાનુભાવી ગોસ્વામીશ્રીઓ તથા વિદ્વાનો તેમ જ વિદ્યમાન વિદ્વાનો અને શાસ્ત્રીઓના લેખો જોયા. બહુધા બધા લેખો મૂળ ગ્રંથોના ભાષાંતરરૂપ છે, પણ જે ઉદ્દેશથી આ ગ્રન્થ પ્રકટ કરવામાં આવે છે, તે બધા લેખોથી ઘણી જ સારી રીતે સિદ્ધ થાય છે. ગ્રંથમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીની સ્તુતિના લેખો છે. તેમાં શ્રી. મુરલીધરદાસનું રચેલું જીવનચરિત્ર છે, જેનું ભાષાંતર શ્રી. વાડીલાલભાઈએ કર્યું છે. એક બીજો આ વિષયનો લેખ શ્રી. નાનુલાલ ગાંધીનો છે. શ્રી. કલ્યાણભટ્ટજી—વિરચિત કલ્લોલ-માંથી પણ આચાર્યશ્રીના ચરિત્રનો ભાગ ગુજરાતી ભાષાંતર સહિત અત્ર આપવામાં આવેલ છે. વળી શ્રીમદ્ વિટ્ઠલેશજીનાં રચિત સર્વોત્તમ સ્તોત્ર જેમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીનાં કાર્યદર્શક નામો છે, તથા શ્રી. સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃત જેમાં તેમના ગુણોનું નિરૂપણ છે, અને શ્રી. વલ્લભાષ્ટક જેમાં આઠ શ્લોકમાં તેમના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે, તે ગ્રંથો તેમજ "સૌંદર્યનિજહૃદ્ગતં"વાળો શ્લોક જેમાં શ્રી. વલ્લભાધીશનાં ત્રણ સ્વરૂપોને સમજાવવામાં આવ્યાં છે તે તેના વિવ-રણ ભાગ સહિત અહીં પ્રકટ કરવામાં આવેલ છે. વળી શ્રી. હરિરાયજીએ શ્રીવલ્લભાચાર્યજી માટે જે જે લઘુ સ્તુતિ ગ્રન્થો રચ્યા છે તેમાંના કેટલાકને પણ અહીં સ્થાન મળ્યું છે. શ્રી. મગનલાલ શાસ્ત્રીજીનું પ્રાકટ્યપ્રયોજનવાળું ભાષણ અહીં છાપવામાં આવ્યું છે, તેમ જ તેમની સર્વોત્તમ સ્તોત્ર ઉપરની ટીકા પણ આ ગ્રંથમાં દૃષ્ટિગોચર થાય છે. પ્રથમ દૃષ્ટિએ આ ગ્રન્થને જોતાં મને અત્યંત

આનંદ થયો, કારણ કે શ્રીવલ્લભાધીશાતે લગતું ઘણુંખરું શુદ્ધ સાંપ્રદાયિક સાહિત્ય આમાં એકત્રિત કરવામાં આવ્યું છે. પણ હું પોતે તો પ્રસ્તાવના લખવાની બાબતમાં મૂંઝવણમાં પડી ગયો. આમાં આટલા આટલા મહાનુભાવી વિદ્વાનોએ શ્રીમહાપ્રભુજી માટે લખેલું છે, તો હવે મારે પ્રસ્તાવનામાં શું લખવું, એ જ પ્રશ્ન મને થકવવા લાગ્યો. શાસ્ત્રીજીને મળીને આપેલી સંમતિ પાછી ખેંચી લઉં એમ સંકલ્પ ઘડીભર કર્યો, પણ શ્રી મંગળદાસભાઇની આજ્ઞાનું શું ? વડીલોની આજ્ઞાને ઉલ્લંઘવી નહિ એવી શાસ્ત્રાજ્ઞા છે. આ વિચારે મારી મૂંઝવણ વધારી. છેવટે કંઈક લખવું એ નિશ્ચયથી આ લખવાને પ્રેરાયો છું.

## શ્રીમહાપ્રભુજીનાં ત્રણ સ્વરૂપો

આ ગ્રન્થમાં આપેલ લેખો ઉપર દૃષ્ટિપાત કરતાં જણાશે કે શ્રીમહાપ્રભુજીનાં સાંપ્રદાયિક ભાવાનુસાર ત્રણ સ્વરૂપો છેઃ આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક. સિદ્ધાંતમુક્તાવલિમાં શ્રીમહાપ્રભુજી બ્રહ્મના સ્વરૂપને સમજાવતાં ગંગાનું દૃષ્ટાંત આપે છે, અને કહે છે કે જેમ ગંગાનાં નદી તરીકે, તીર્થ તરીકે તથા દેવી તરીકે ત્રણ સ્વરૂપો ગણાય તેમ બ્રહ્મનાં પણ જગત્, આત્મા, અને બ્રહ્મ એમ ત્રણ સ્વરૂપો છે. શ્રીમહાપ્રભુજીનાં પોતાનાં પણ શ્રીલક્ષ્મણભટ્ટજીના પુત્ર તરીકે, દૈવી જીવોને શુદ્ધ ધર્મનો ઉપદેશ આપીને ઉદ્ધારક આચાર્ય તરીકે, તેમજ રાસસ્રીભાવપૂરિતવિગ્રહરૂપે રસાનંદ સ્વરૂપ તરીકે—એમ ત્રણ સ્વરૂપો છે. એ દરેક સ્વરૂપનો પરિચય આ ગ્રંથમાંથી જિજ્ઞાસુને થશે જ; પણ હું તો અહીં તેઓશ્રીના આધ્યાત્મિક સ્વરૂપનો અલ્પ પરિચય કરાવીશ.

## શ્રીવલ્લભાધીશનો સમય અને તેમના પ્રાકટ્યનું રહસ્ય

તેઓશ્રીના આધ્યાત્મિક સ્વરૂપનો વિચાર કરતાં પહેલાં તેમના સમયનો આપણે વિચાર કરવો પડશે. તેમનું પ્રાકટ્ય સંવત્ ૧૫૩૫ એટલે ઇ. ૧૪૭૯ છે અને તેમની આસુરવ્યામોહલીલાનો સંવત્ ૧૫૮૭

એટલે ઇ. ૧૫૩૧ છે. આ બન્ને વર્ષોની વચ્ચેનો સમય હિંદુસ્તાનના ઇતિહાસ તથા જગતના ઇતિહાસમાં મહત્ત્વના બનાવોથી ભરેલો છે. હિંદુસ્તાનમાં તે સમયે દિલ્હીની ગાદી ઉપર લોદીવંશના રાજાઓ હતા. શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય સમયે બહલોલ લોદી હતો. તે લોકપ્રિય રાજા હતો, પણ તેના પછીથી સિકંદરલોદી ગાદીએ આવ્યો, તેણે હિન્દુઓ પ્રત્યે ઘાતકીપણું વાપરેલું, તેમનાં દેવળો તોડી નાખ્યાં તથા મૂર્તિઓનું ખંડન કર્યું. તે ઇ. સ. ૧૫૧૭માં ગુજરી ગયો તે સમયે શ્રીવલ્લભાચાર્યજીની વય ૩૮ની હતી. તે પછી ઇબ્રાહિમ લોદી દિલ્હીના તખ્ત ઉપર બેઠો, પણ તેના સમયમાં દેશમાં બંડો થયાં. હિંદુઓ સાથે તેને ઝઘડા થયા. ચિતોડના રાણા સંગને તેણે હરાવ્યો, પણ તેને કાબૂલના મોગલ બાબરની સાથે અથડામણ થઈ. પરિણામ એ આવ્યું કે તેને દિલ્હીની ગાદી છોડવી પડી. હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર લોદીઓના હાથમાંથી મોગલોના હાથમાં ગયું. આ એક મોટું રાજકીય પરિવર્તન ઇતિહાસના પાનામાં નોંધાયું. ઇંગ્લાંડમાં અને યુરોપમાં તે સમયે નવયુગનાં મંડાણ શરૂ થઈ ગયાં. મધ્ય યુગના તમોયુગમાંથી યુરોપ હવે બહાર નીકળ્યું. યુરોપના સાહસિક નાવિકો દૂરના દરિયામાં ખેડાણ કરતા અને અજ્ઞાત પ્રદેશનો માર્ગ શોધવામાં ગૂંથાયા હતા. છાપવાની કળાની પણ શુભ શરૂઆત કેક્સ્ટને કરી. આમ યુરોપમાં તે સમય નવયુગનો હતો.

શ્રીવલ્લભાચાર્યનો સમય જગતના ઇતિહાસમાં બીજા કોઈ પણ બનાવ માટે નહિ તો એક ધર્મસુધારણાની હિલચાલ માટે યુરોપ અને ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ છે. યુરોપમાં જૂના રોમન કેથોલિક અને નવા પ્રોટેસ્ટન્ટ ધર્મની અથડામણ ક્યારનીએ શરૂ થઈ ગઈ હતી. માર્ટિન લ્યૂથરે પોપની સત્તા તોડવાનો નિશ્ચય કર્યો અને તેમાં તેને જર્મનીમાં સફળતા મળી. ઇંગ્લાંડમાં હજુ ધર્મસુધારણાએ પ્રવેશ કર્યો નહોતો, પણ હેન્રી ૮મા નામના એક રાજાની ઘેલછાના કારણે તે હિલચાલે

ત્યાં પણ પ્રવેશ કર્યો. ભારતવર્ષમાં ધર્મસુધારણા પ્રવેશી, પણ તે જુદા પ્રકારની છે. અહીં તો આ સમયે એક બાજૂએ આ દેશની ધર્મ-ભાવના અને પરદેશી શાસકવર્ગની ધર્મભાવના એમ તે બંનેની વચ્ચેની અથડામણ હતી. હિન્દુ ધર્મ અને ઈસ્લામ ધર્મનું ઘર્ષણ ઉગ્ર હતું. તેમાં શાસક વર્ગ ઇસ્લામ ધર્મના પક્ષપાતી હોવાથી હિન્દુ ધર્મ ઘણી વખત જોખમાતો. એવા સમયે શ્રીવલ્લભાચાર્યજીનું પ્રાકટ્ય થાય છે. તેનું તે સમયનું ચિત્ર કવિશ્રી નાનાલાલના નીચેના શબ્દોમાં ઘણી જ સરળ રીતે આલેખાયલું છે. તેઓ કહે છેઃ

"મોગલાઈમાં તો સ્વસ્થતા હતી, પણ મુગલાઈ પહેલાં ને મુગલાઈ પછી છેલ્લું છેલ્લું સાયણાચાર્યના વિજયનગરને છિન્નભિન્ન કરી નાંખ્યું ત્યારે પ્રજાનાં હૈયાં વિષાદડૂબ્યાં હતાં ને હિન્દુ પ્રજાની ખિન્નતા ગાંડીવધન્વાનીયે ખિન્નતાથી મહાઉંડેરી હતી ત્યારે, એ મહાઘોર કાળમાં હિન્દુ ધર્મના માથે પ્રલયના પુષ્કરાવર્તક મેઘ ઝઝૂમી રહ્યા હતા ત્યારે... રજની ભીષણ હતી, કાલિમા અપારદર્શક હતી, ત્યારે તોફાનના ઝંઝાનિલ ફૂંકાતા હતા ને હિન્દુ ધર્મનું જહાજ ભવસાગરે બૂડું બૂડું થતું હતું ત્યારે હિન્દુ હૈયાં બીડાયેલાં પોયણાં જેવાં બીડાયેલાં હતાં ત્યારે એ વલ્લભકુલનો ચંદ્ર ન ઉગ્યો હોત, આર્ય પ્રજા માથે એ અમીવર્ષણ ચંદ્રિકાને ન ઢોળી હોત, એ અંધારાને ન અજવાળ્યાં હોત, એ સૂચિભેદ્ય તમિસ્રામાં સોનરેખ સમી ક્ષણિક વીજળીઝબકારે નહીં પણ પૂર્ણિમા સમાં પૂર વર્ષતી ચંદ્રિકાની ઝડીઓથી માર્ગ ન દાખવ્યા હોત, તોફાન-નાં ઘોર વાદળનેયે ઉજળાં ન અજવાળ્યાં હોત, નિરાશામાં આશા, વિષાદમાં ઉત્સાહ, ખિન્નતામાં મહોત્સવ, જીવનના ઓટમાં ભાવની ભરતી, આત્માની કાલિમાં રસની પૂર્ણિમા ન પ્રકટાવ્યાં હોત તો ?"

ઉપરના ફકરામાં કવિશ્રી, તે સમયે શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્યની અગત્ય સમજાવે છે. તે અંધકારનો યુગ હતો, સમાજની અંદર અંધાધૂંધી હતી. તે અંધકારથી ઘેરાયેલા લોકો મૂંઝાઇ ગયા હતા.

સંસારયાત્રામાં કયે માર્ગે જવું તેનાથી તેઓ અજાણ્યા હતા. અંધકારમાં ગોથાં ખાતા હતા. તે સમયે શ્રીવલ્લભકુલનો ચંદ્ર ઉદય પામ્યો, અને રાત્રિના અંધકારને દૂર કર્યો, તથા લોકહૈયાંને પ્રફુલ્લ કર્યાં. તેમણે પ્રજાની અધોમુખ ઢળેલી પાંખડીઓને ઊભી કીધી. ઘોરતામાં મધુરપ વરસાવી, નીરસતાના વેરાનમાં રસની વર્ષા વરસાવી, અંધકારને ધોયો, રસભાવસુંદરતાની અમૃત ચંદ્રિકાની સંજીવની છાંટી આત્માને સજીવન કીધો, અને આર્યસંસારની ઊલટી ગયેલી મીઠાશ આણી.

રાજકીય પ્રતિકૂળ સંજોગોમાં તથા ખુદ હિંદુ ધર્મના કેવળ આચારધર્મમાં જ ધર્મવલ્લીને કરમાતી જતી જોઈને તેમણે અમૃતસરનું સિંચન કરીને, તેમાં પુનશ્ચેતન આણ્યું તથા નવપલ્લવ કુસુમિત બનાવી. ભારતની વાટિકાની આ અમરવેલીનું તેમણે જો તે સમયે દક્ષતા અને સાવધાનતાથી જતન કર્યું ન હોત તો આ વાડીની શી દશા થાત, તે તે સમયના સાચા ઇતિહાસજ્ઞો જ કહી શકે. અત્યારે ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિ પશ્ચિમની સંસ્કૃતિ સામે ઘર્ષણમાં ટકી રહી છે, અને તેનું આધિપત્ય સાચવી શકે છે, તેનું કારણ શ્રીવલ્લભાધીશની ધર્મભાવના વિષેની દીર્ઘદૃષ્ટિ છે. ભારતવર્ષને તેમણે સાચી ધર્મભાવના આપી, અને તેને આધ્યાત્મિક પ્રગતિની યોગ્ય દિશા દર્શાવી. જો તે ભાવના તે સમયે હિંદુ પ્રજાને ન મળી હોત, તો કાળે કરીને તે બ્રાહ્મણસંસ્કૃતિ, તે વેદધર્મ અને તે હિંદુ સમાજ, કાળના ઉદરમાં ક્યારનોયે સમાઈ ગયો હોત, અને તેનું નામનિશાન પણ કદાચ ન જડત. શ્રીવલ્લભાચાર્યે ભારતને સાચી ધર્મભાવના આપી અને આ દેશને બહુભક્ષી કાલના મુખમાંથી ઉગારી લીધો. શ્રીવલ્લભાધીશનું પ્રાકટ્ય દૈવી સંકેતાનુસાર જ છે. યુગે યુગે સમાજમાં નવી વિચારસરણીઓ પ્રકટાવીને મૂંઝાયેલા સમાજને યોગ્ય માર્ગે દોરવાને ભગવાન્ પોતે જ મહાન્ વિભૂતિઓને પ્રકટાવે છે, અને તેમના દ્વારા સમાજનું રક્ષણ કરે છે. શ્રીવલ્લભાધીશનું પ્રાકટ્ય પણ એ દૈવી સંકેતનું જ પરિણામ છે.

## ધર્મભાવનામાં બાહ્ય દૃષ્ટિ તથા અન્તર્દષ્ટિ

હવે આપણે શ્રીવલ્લભાચાર્યની ધર્મભાવનાનો કૈં વિચાર કરીએ. પ્રત્યેક પ્રજામાં ધર્મભાવના તો હોય છે. ધર્મ એ જીવનને ધારણ કરનાર હોવાથી ધર્મ વગરનું કોઈ પણ જીવન હોઈ શકે નહિ. સ્થૂલ દૃષ્ટિએ ધર્મ અનેક રૂપો ધારણ કરે છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં તો એક જ છે. જેમ પ્રભુ एकोहं बहु स्याम् એ શ્રુતિવાક્યાનુસાર અનેક રૂપો ધારણ કરે છે, પણ તે બધામાં પ્રભુ તો એક જ છે, તેમ ધર્મ અનેકરૂપે ભલે દેખાય તોપણ વસ્તુત: તો એક જ છે. લોકો ધર્મના સ્વરૂપને યથાર્થ સમજતા નથી અને તેથી જ વાદવિવાદમાં પડી જાય છે. એકે આંધળાઓ હાથીના ખરા સ્વરૂપને પિછાણતા નથી, તેમ આ લોકો ધર્મને બરાબર સમજતા નથી. ધર્મનું સ્વરૂપ બરાબર જાણવાને તેના બાહ્યરૂપને લક્ષમાં ન લો, પણ તેના ભીતરના સ્વરૂપને બરાબર નિહાળો. બહારથી સમજાતો ધર્મ તે ખરો નહિ, પણ અંદરથી સમજાતો ધર્મ તે જ ખરો. શ્રીવલ્લભાચાર્યે ધર્મભાવના સમજાવવાને બાહ્યદૃષ્ટિને બદલે અંતર્દૃષ્ટિ સ્વીકારી અને તે દૃષ્ટિ દ્વારા ધર્મના સ્વરૂપને યથાર્થ રીતે અવલોકી શક્યા.

અંતર્દૃષ્ટિથી તપાસતાં શ્રીવલ્લભાધીશને જણાયું કે આ ધર્મી ધર્મના બાહ્યાચાર યજ્ઞાદિ ધર્મો કે દાનાદિ ક્રિયાઓ, તપ, સમાજસેવા, દેશભક્તિ, સામાજિક નીતિ, શમદમાદિસાધનસંપન્નતા, સત્ય, જ્ઞાન ઈ. રૂપે જે દેખાય છે તે તેનું પૂર્ણ સ્વરૂપ નથી, તે બધામાં ધર્મનો પ્રકાશ છે પણ તે આછો પ્રકાશ, પૂર્ણ પ્રકાશ નહિ. એ બધાં એ ધર્મનાં અંગો ખરાં, પણ પ્રત્યેક પૂરો ધર્મ નહિ. હસ્તપાદાદિ અવયવો જેમ દેહનાં અંગો હોય પણ તે પ્રત્યેક પૂરો દેહ નહિ પણ અધૂરો દેહ, તેમ આ બધા ધર્મો પૂરેપૂરા નહિ. તે અધૂરા--ન્યૂન ધર્મો છે. પૂર્ણ ધર્મ ધર્મીના સંબંધવાળો જ હોઇ શકે. ધર્મી વગરનો કેવળ ધર્મ જ ન હોઈ શકે. આ ધર્મી તે જગતના કારણરૂપ પરમાત્મા. તેનો સંબંધ કરાવે તે જ ધર્મ. એ પરમાત્માને ઉપનિષદ્ રસરૂપે ઓળખાવે છે. તે સત્ય

રૂપે છે, જ્ઞાનરૂપે છે, એ ખરું પણ તેનું ખરું સ્વરૂપ તો 'અન
'આનન્દમય' આનન્દરૂપે જ છે. તે જ આનન્દરૂપ એટલે રસરૂપ,
રૂપ. એ પ્રેમરૂપ પરમાત્માને પ્રાપ્ત કરાવનારો જ ધર્મ તે પૂ
આ ધર્મ પણ પ્રેમરૂપે જ હોઇ શકે. માટે પ્રેમ એ જ ખરો
એમ શ્રીવલ્લભાચાર્ય જણાવે છે. સત્યાદિ ધર્મનાં સ્વરૂપોની
આ પ્રેમસ્વરૂપ સ્થાપેલું છે. જેટલે અંશે એ પ્રેમસ્વરૂપનો પ્રકાશ સ
ઝીલવાને સમર્થ હોય તેટલે જ અંશે તેની ધર્માત્મકતા સિદ્ધ
અન્યથા તે ધર્મ નહિ પણ ધર્માભાસ છે. અર્થાત્ સત્યાદિ ધર્મનો
એ પ્રેમ છે. આત્મા વગરનો દેહ એ મિથ્યા છે, નિષ્પ્રયોજન છે
પ્રેમ વગરનો ધર્મ તે સત્યાદિ ધર્મ એ પણ મિથ્યા છે. આ પ્રેમ
માટે શ્રીવલ્લભાચાર્ય "ભક્તિ" સંજ્ઞા આપે છે. આ વિષય પરત્વે
શ્રીગુસાંઇજી ભાગ. ૧૦–૪૪–૬૦ નાં શ્રીસુબોધિની ટીકામાં
નીચે પ્રમાણે અવાન્તર ભેદ પાડે છેઃ

धर्मो द्विविधोन्तरङ्गो बहिरङ्गश्च । सोपि प्रत्येकं त्रिविधः ।
विहितत्वेन क्रियमाणो भगवद्विषयकः श्रवणादिरन्तरङ्गतमो धर्मः, यो
साधनैरात्मचिन्तनं तादृक्तरः...। फलानुद्देशेनेश्वरार्पणधिया क्रि
यागादिरन्तरङ्गः । वर्णाश्रमधर्मत्वेन स्वर्गादिफलोद्देशेन क्रियमाणो वैदिको
बहिरङ्गः । ततस्तुच्छस्वर्गादिफलको विविधस्त्रीपुरुषाधिकारिकपातिव्र
विविधदेवताव्रतादिः स्मार्तो बहिरङ्गतरः । ऐश्वर्यारोग्यादिफलकविविध
ग्रहादिभजनरूपः स्मार्तो बहिरङ्गतमः । अत्र पूर्वप्राबल्यं ज्ञेयम् । पू
संभव उत्तरोत्तरकर्तव्यता च । प्रेमानन्तरं स्वव्यसनतः क्रिय
श्रवणादिर्न धर्मः, तल्लक्षणाभावात् ॥આ પંક્તિઓમાં ધર્મના પ્રથ
વિભાગો પોતે કરે છે. બાહ્યદષ્ટિથી જણાતો અને આન્તર દ
જણાતો. બાહ્યદષ્ટિથી જે ધર્મ જણાય છે તેને 'બહિરંગ ધર્મ' ક
તેના ત્રણ પ્રકારો (૧) બહિરઙ્ગ (૨) બહિરઙ્ગતર (૩) બહિર
જે આન્તરદષ્ટિથી સમજાય છે તે અન્તરંગ ધર્મ. તેના પણ
પ્રકારો (૧) અન્તરઙ્ગ (૨) અન્તરઙ્ગતર (૩) અન્તરઙ્ગતમ. શ્ર

એ અન્તરઙ્ગતમધર્મ. યોગાદિસાધનોથી કરાતું આત્મચિન્તન એ અન્તરઙ્ગતમધર્મ અને ફલની કામના સિવાય ઇશ્વરને અર્પણ કરવાની ધીથી કરાતા યાગાદિ એ અન્તરઙ્ગ. સ્વર્ગાદિફલની કામનાથી વર્ણાશ્રમરૂપે કરવામાં આવતો વૈદિકધર્મ તે બહિરઙ્ગ છે.-પાતિવ્રત્યાદિ, તથા વિવિધદેવતાના વ્રતાદિ ધર્મ તે બહિરઙ્ગતર. ઐશ્વર્ય, આરોગ્ય વગેરે ફલની ઇચ્છાથી વિવિધદેવતાનું ભજન તે બહિરઙ્ગતમ ધર્મ. આ રીતના ધર્મના જે પ્રકારો દેખાડયા છે, તેમાં અન્તરઙ્ગ બહિરઙ્ગ કરતાં ચઢિયાતો. અન્તરઙ્ગમાં પણ અન્તરઙ્ગ કરતાં, અન્તરઙ્ગતર ચઢિયાતો. તેનાથી અન્તરઙ્ગ શ્રેષ્ઠ. અર્થાત્ અન્તરઙ્ગતમ એટલે શ્રવણાદિ ભક્તિ શ્રેષ્ઠ છે. પણ આ જો શ્રેષ્ઠ ન બની આવે તો ત્યાર પછીના ક્રમવાળા ધર્મો કરવા જોઇએ. જ્યારે પ્રેમભાવ ઉદય પામે છે ત્યારે શ્રવણાદિકનું વ્યસન થાય છે, ત્યારે તે જુદા ધર્મ તરીકે રહેતો નથી, કારણકે તે ધર્મ ધર્મીમાં ભળી જાય છે. જેમ દૂધમાં સાકર ભળી જાય તેમ ધર્મ ધર્મીમાં ભળી જાય, શ્રવણાદિ પ્રેમમાં ભળી જાય, ત્યારે તે ધર્મ પૂર્ણ બને છે. આ શ્રીવલ્લભાચાર્યની ધર્મભાવના થઇ, અને એ ભાવનાની દૃષ્ટિએ જ તેમણે આપણાં શાસ્ત્રોનો વિચાર કર્યો, અને તેમાંથી જે રહસ્ય તેમને સમજાયું તે તેમણે અણુભાષ્ય, તત્ત્વદીપનિબંધ, શ્રીસુબોધિની અને ષોડશગ્રંથ વગેરે રૂપે પ્રકટ કર્યું.

ધર્મીની સાથે ધર્મનો સંબંધ જોડીને પણ તેમણે ધર્મને સાધન તરીકે માન્યો નથી. સાધન તો ધર્મી (ભગવાન્)ની કૃપા છે. તેની કૃપા હોય તો જ પ્રભુ પ્રત્યેનો ધર્મ પણ બની આવે છે. આ પ્રભુ પ્રત્યેનો ધર્મ દરેક જીવનો છે અને તે પ્રભુના અનુગ્રહથી જ થઈ શકે છે. માટે આ પ્રકારનો ઉપદેશ બધાંને આપવાને માટે પોતે જ માર્ગ પ્રકટ કર્યો તે અનુગ્રહનો માર્ગ યાને પુષ્ટિમાર્ગ કહેવાય છે. આ અનુગ્રહ માર્ગના પ્રવર્તક શ્રીવલ્લભાચાર્યજી છે. જીવોની યોગ્યતા અયોગ્યતાની કસોટીથી વિચાર નહિ કરતાં પ્રભુ કેવળ પોતાના કૃપાકટાક્ષથી જ તેમનો ઉદ્ધાર કરે છે. આ સત્ય ભારતવર્ષની ધર્મપ્રિય જનતાની સમક્ષ પ્રથમ મૂકનાર તેઓ પોતે જ છે.

આવા ભવ્ય અને સુદૃઢ ધર્મમન્દિરનાં દ્વાર તેમણે દરેકને માટે ખુલ્લાં રાખ્યાં. કોઈપણ કોમનો, કોઈપણ જાતિનો, કોઈપણ વયનો પુરુષ કે સ્ત્રી, રાજા કે ગરીબ, આ મંદિરમાં પ્રવેશ કરી શકે છે. તેનો રંગ, રૂપ કે વર્ણ તેના આ પ્રવેશમાં અન્તરાયરૂપ થતો નથી. આથી જ શ્રીવલ્લભાચાર્યના ધર્મમાં અલીખાન, રસખાન પઠાણ જેવા મુસ્લિમો પણ પરમભક્તો થઈને પ્રભુભક્તિનો આનંદ મેળવી શકયા છે. આ પ્રેમભક્તિનો સંસ્કાર લાગતાં તે જીવના જે કોઇ જાતિ કે સમાજે ઉત્પન્ન કરેલા કૃત્રિમ દોષો હોય તે પણ અદૃશ્ય થાય છે. વેદોએ સ્ત્રી અને શૂદ્રોને ધર્મમાંથી અલગ રાખેલાં, પણ શ્રીવલ્લભાચાર્યે વિશાલ-દૃષ્ટિથી તેમને પણ પ્રભુપ્રેમનો અધિકાર આપ્યો, અને એ રીતે પોતે "સ્ત્રી અને શૂદ્રાદિકના ઉદ્ધારક" એવું પરમ બિરુદ પ્રાપ્ત કર્યું. શ્રીવલ્લભાચાર્યની ધર્મભાવનામાં વિશાલતા છે ઉદારતા છે અને ઉત્તુંગતા છે. पंगुं लंघयते गिरिम्‌ની માફક જેઓ જાતિના દોષથી કે બીજા કોઈ પણ દોષથી નબળા બની ગયેલા હોય તેમને પણ આશ્વાસન અને સામર્થ્ય આપનારો માર્ગ પોતે પ્રકટ કરીને ભારતવર્ષના ધર્મના ઇતિહાસને પોતે પલટી નાખ્યો. ઈતિહાસ પલટયો એટલું જ નહિ, પણ ઘણાં વર્ષોનું સમાજનું માનસ પણ પલટી નાખ્યું. આચાર્ય તરીકે તેમનું આ ઐશ્વર્ય સુવર્ણાક્ષરે અંકિત રહેશે.

પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનમાં બે વસ્તુઓ ઈચ્છે છે (૧) દુઃખહાનિ અને સુખપ્રાપ્તિ. શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે આ બન્નેય પ્રભુથી જ પ્રાપ્ત થઈ શકે છે, મનુષ્યના પ્રયાસથી નહિ. ( **सर्वेस्यापि द्वयमभीष्टं दुःखहानिः सुखावाप्तिश्चेति । तत्र सुखं भगवतैव सिद्धयति नान्यथा । दुःखहानिरपि भगवत्सेवयैव नान्यथा ।**

વળી એક સ્થળે પોતે કહે છે કે દરેક મનુષ્ય આનંદ મેળવવાને જ ઇચ્છે છે. જોકે જીવનના ચાર પુરુષાર્થો કલ્પવામાં આવ્યા છેઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ; પણ એ બધાં આનંદરૂપી પુરુષાર્થનાં જ પાસાં છે. કામથી પણ તે આનંદ મેળવવા ઇચ્છે છે, અર્થથી પણ તે જ

માગે છે, ધર્મથી પણ તે જ ઇચ્છે છે અને મોક્ષ પણ આનંદની એક સ્થિતિ જ છે; એટલે વસ્તુતઃ જીવનનો પરમપુરુષાર્થ આનંદ. તેની ઉપર જણાવી તેવી બે બાજૂઓઃ એક નીચની અને એક ઉપરની. નીચેની તે દુઃખહાનિ અને ઉપરની એટલે સુખપ્રાપ્તિ. આ ખરો આનંદ તે મનુષ્યને પ્રભુમાં જ મળી શકે, બીજે કોઇપણ સ્થળે નહિ. ( आनंदार्थमेव जीवस्य प्रवृत्तिः आनंदश्च भगवत्येवास्ति नान्यत्र ।) મનુષ્યો સ્વપ્રયત્ને આનંદને ખોળવાને વ્યર્થ શ્રમ કરે છે. તેઓ આનંદને સ્ત્રીસુખ, પુત્રપ્રાપ્તિ, વિત્તાર્જન, કીર્તિ વગેરેમાં શોધે છે, પણ તેઓ મરીચિકા જલની માફક તેને છેતરે છે અને દુઃખી કરે છે. (मरीचिका-जलवत् अत्यन्तनिर्जलभूमौ यथा जलप्रतीतिर्भ्रान्तानां एवं स्रक्चन्दनादिष्वपि आनन्दोऽस्तीति भ्राम्यति लोकः ।) આ બધા આનંદ મેળવવાના પ્રયત્નો મિથ્યા છે. આનંદ ભગવાનમાં જ છે, કારણકે તે આનંદસ્વરૂપ છે. તે ખરું સુખ કે આનંદ, તે જ પરમપુરુષાર્થ અને તે પુરુષાર્થતા ભગવાન્‌માં જ છે. ત્યારે શું મનુષ્યો દ્રવ્ય મેળવવાને જે ભગીરથ પ્રયત્નો કરે છે તેનાથી સુખ નહિ મળતું હોય? શું સંપત્તિ મેળવવી એ ખોટું છે? આનો ઉત્તર આપતાં પોતે જણાવે છે કે સંપત્તિ મેળવવી એ ખોટું નથી. સંપત્તિ શ્રેયઃ કરનારી છે એની ના નથી, પણ જો તે પ્રભુ સાથેના સંબંધવાળી હોય તો જ. તે સંપત્તિથી પણ ધર્મનાં જ કામ થાય અને તે રીતે જીવ ધર્મીના સંબંધમાં જોડાય. સંપત્તિરૂપી વૃક્ષ ઊગે જ નહિ, ક્ષણમાં નષ્ટ થાય, તેમ ધર્મ વગરની સંપત્તિ પણ નકામી છે. ( संपदः श्रेयो भवति, परं समूलाश्चेत् । तासां मूलं धर्मादिः, तदभावेऽमूलाः सत्यः क्षणान्निवर्तन्ते ।) ધર્મમૂલ વગરની સંપત્તિ અનેક દોષોવાળી છે. ઐહિક સંપત્તિનું સુખ અન્નભોજન જેવું છે. અન્નભોજનથી મનુષ્યને પોષણ મળે છે અને તંદુરસ્તી મળે છે, એ ખરું પણ વ્યાધિરહિત મનુષ્ય જો અન્ન ભક્ષણ કરે તો તેનો લાભ તેને મળે છે. નહિતો એ જ ભોજન તેનો નાશ કરે છે. તેવી જ રીતે દોષરહિત મનુષ્યની સંપત્તિ બુદ્ધિનો નાશ કરે છે અને તે રીતે આત્માનો

પણ નાશ કરે છે. પણ જો તે સંપત્તિ ધર્મભાવનાથી શુદ્ધ થયેલી હોય તો સુખ આપનાર નીવડે છે. ( दोषसंबंधात् सज्वरस्यान्नभोजनमिव श्रियापि बुद्धिनाश एव भवति ।) આ સિદ્ધાન્તને પોતે શ્રીસુબોધિનીની નીચેની પંક્તિઓમાં બહુ જ સરળતાથી રજૂ કરે છેઃ

उत्पन्नेन हि परमः पुरुषार्थः साधनीयः । स च भगवदीयभावः । तथा यत्नः कर्तव्यो यथा स भवति । ज्ञानादिस्त्ववान्तरफलरूपः । मोक्षादपि स्वभावत एवायं भावोऽधिकः । ( १०—३५—२७ )

અર્થાત્ દરેક જન્મેલા મનુષ્યે પોતાના જીવનમાં પરમ પુરુષાર્થને મેળવવો જોઇએ. આ પરમપુરુષાર્થ કયો ? તે ભગવદીયભાવ. જે રીતે તે ભાવ પ્રાપ્ત થાય તે પ્રમાણે કરવું જોઇએ. જ્ઞાન વગેરે તેનાં અવાન્તર ફલો છે. આ ભગવદીયભાવ એ જ પરમપુરુષાર્થ, એ જ જીવનનું ધ્યેય. એની પ્રાપ્તિમાં જ જીવનની સિદ્ધિ. તે મોક્ષ કરતાં પણ અધિક છે.

આજે તો આપણી જીવનસરિતાનાં નીર છીછરાં થઇ ગયાં છે. અને તેની તટની વાલુકા ઉપર બેસીને આપણે તો બાળકો જેમ કાગળની હોડીઓ જળમાં તરાવીને નાંખે અને તેમાં આનન્દ મેળવે તેવી રીતનો આપણે આનન્દ મેળવવાને ઇચ્છીએ છીએ. પણ તે કાગળનાં હોડકાં ખરેખર તારતાં નથી તેમ આપણે અત્યારે માનેલા જીવનનાં ધ્યેયો આપણને ખરેખર તારતાં જ નથી. સાચી નૌકા તે ભગવદીયભાવ જ છે. તે જ મનુષ્યને સંસાર સમુદ્રના અગાધ જલમાં થઈને પણ સફળતાથી સામા કિનારે લઈ જાય છે. જીવનનું સાચું મૂલ્ય આ ભગવદીયભાવમાં જ છે. એક આચાર્ય તરીકે શ્રીવલ્લભાચાર્યે જે ધર્મભાવનાનો ભારતવર્ષને ઉપદેશ આપ્યો તેનો આપણે અહીં વિચાર કર્યો. હવે આપણે તેમનો ફિલ્સૂફ તરીકે વિચાર કરીએ.

ધર્મભાવના અને તત્ત્વભાવના એ બે એક બીજાથી ભિન્ન છે અને તેમની વચ્ચે નૈસર્ગિક જ ભેદ છે. જેનામાં ધર્મભાવના હોય તે

તત્ત્વભાવનાથી વંચિત રહે છે, અને તત્ત્વભાવનાવાળો ધર્મભાવનાથી વંચિત રહે છે. એક હૃદયમાંથી જન્મે છે, બીજીનો જનક બુદ્ધિ છે. એક શ્રદ્ધાનું જલ પીને પુષ્ટ બને છે, બીજીને તર્કનો આશ્રય લેવો પડે છે. એક એકદમ આજૂબાજૂ નજર નાખ્યા સિવાય જ ચાલવા માંડે છે, બીજી વિચાર કરી કરીને સો ગળણે પાણી ગાળીને ડગલાં માંડે છે. આથી આ બન્નેમાંથી કોઇ પણ એક સંપૂર્ણ રીતે પ્રગતિ કરી શકતાં નથી. આ બન્ને એક બીજાથી જુદા સ્વભાવની છે છતાં તેમનો સંયોગ ન થઈ શકે એમ નથી, તેમનામાં સખ્યત્વ સંભવી શકે છે. એકલી ધર્મભાવના આંધળી છે અને એકલી તત્ત્વભાવના પાંગળી છે. એ બન્ને એ તો 'અંધપંગુન્યાયે' એક બીજાના સહકારમાં જોડાઇ જ જવું જોઇએ. જે પ્રજામાં એ ભાવનાઓ જોડાઈ છે ત્યાં તેનું સુંદર કાર્ય આવ્યું છે. પશ્ચિમની પ્રજામાં તે અતડી પડી ગઇ હોવાથી, ત્યાંની તત્ત્વભાવના, શુષ્ક અને જડવત્ દીસે છે. ભારતવર્ષમાં તો એ બન્ને ભાવનાઓ એકત્રિત થઈ છે. તેથી જ ભારતવર્ષીય સંસ્કૃતિનું ચિત્ર સુંદર અને આકર્ષક બન્યું છે. એ ચિત્રને વધારે સુંદર કોઇએ બનાવ્યું હોય તો તે શ્રીવલ્લભાચાર્યે જ છે. શ્રીશંકરાચાર્યે ફિલ્સુફીના ગહન વિચારો તેમના બ્રહ્મસૂત્રના ભાષ્યમાં કર્યા છે, પણ તેમાં ધર્મભાવના નથી. શ્રીરામાનુજાચાર્યે તત્ત્વભાવનાના ચિત્રમાં ધર્મભાવનાના રંગો પૂર્યા, પણ હજુ તે રંગો આકર્ષક અને નિત્યકાલીન નહોતા. તે કામ તો શ્રીવલ્લભાચાર્યે જ કર્યું. તેમણે તત્ત્વજ્ઞાનને પણ મનુષ્યજીવનના ધ્યેય સાથે બંધ બેસાડયું. જીવનનું ધ્યેય એ ભગવદીયભાવ અગર પ્રભુપ્રાપ્તિ માટે તત્ત્વજ્ઞાન પણ તે વિષેનું જ યથાર્થ જ્ઞાન આપનાર હોવું જોઇએ. ધર્મભાવનાએ પ્રભુને ધ્યેય માન્યું પણ તે પ્રભુ કેવા છે એનું જ્ઞાન જો બરાબર ન થાય તો ધર્મભાવના ધ્યેયની સિદ્ધિ કરી શકે નહિ. માટે જ તત્ત્વભાવનાની પણ જીવનમાં જરૂર છે. તત્ત્વભાવના પ્રભુ વિષેનું જ્ઞાન આપે અને ધર્મભાવના તે પ્રભુ માટેનો પ્રેમ કરાવે. ફિલ્સુફી વિષેનું તેમનું મન્તવ્ય આ છે.

પૂર્વાચાર્યને પગલે ચાલીને તેમણે તત્ત્વભાવના સમજાવી. જેમાંથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે, તે પરમ તત્ત્વને ઉપનિષદ્માં બ્રહ્મ તથા આત્મા કહે છે. તેને પુરાણોમાં પરમાત્મા, ભગવાન્ પરમેશ્વર એવા નામથી ઓળખાવ્યું છે.

આ પરમાત્માએ જ જગત્ અને જીવો, અચિત્ અને ચિત્ સર્જ્યાં છે. તે જ તેમનું સમવાયિ કારણ અને નિમિત્ત કારણ છે. ચિત્–અચિત્–રૂપે દૃશ્યમાન થતી સૃષ્ટિ તે પરમાત્માની જ છે. ઘટપટાદિક પદાર્થોની આપણને જે પ્રતીતિ થાય છે, તે વસ્તુતઃ તેના પોતાનાં જ રૂપો છે. તે બ્રહ્મ પોતે જ નાના પદાર્થરૂપ પોતાની માયા (શક્તિ)થી દેખાય છે. આથી નાનાત્વની પ્રતીતિ મિથ્યા નથી, પણ સાચી છે. જીવો તથા જગત્ તરીકેની પ્રતીતિ પણ મિથ્યા નથી, તે પણ સાચી છે. જીવો અને જગત્ એ બ્રહ્મથી જુદાં નથી, જુદાં હોય તો 'દ્વૈત' બને; પણ તે એક જ છે, અદ્વૈત છે. વળી આ અદ્વૈત શુદ્ધ છે, કારણ કે ચિત્રૂપે કે અચિત્રૂપે પણ તે મિથ્યા નથી. આથી જગત્ તથા જીવની સાથેનું બ્રહ્મનું અદ્વૈત તે શ્રી વલ્લભાચાર્યને મતે "શુદ્ધાદ્વૈત" છે. જગત્ તે બ્રહ્મનો સદ્ ધર્મ છે, જીવ તે ચિદ્ધર્મ છે. પોતાનો આનંદ ધર્મ તો બ્રહ્મમાં પોતાનામાં જ રાખ્યો છે.

બ્રહ્મે પોતાની રમણ કરવાની ઇચ્છાથી જ આ ક્રીડાભાણ્ડ જગત્ તથા જીવોને સર્જ્યાં છે. એ બ્રહ્મને પોતે કૃષ્ણ કહે છે. એ કૃષ્ણની પ્રાપ્તિ કરવી તેનું નામ જ મોક્ષ. બધાએ જીવો પ્રભુની પ્રાપ્તિ કરી શકતા નથી. કેટલાક સંસારના સુખને જ સાચું સુખ માને છે; તેઓ આસુરી જીવો છે. બીજાઓ સંસારથી પર અને નિત્ય સુખ મેળવવા ઇચ્છે છે; તેઓ દૈવી જીવો છે. સંસારાસક્ત જીવો પ્રવાહી જીવો કહેવાય છે. દૈવી જીવોમાં મર્યાદામાર્ગીય અને પુષ્ટિમાર્ગીય એવા બે પ્રકારો છે. મર્યાદામાર્ગીય જીવો સંસારસુખનું ફલ આપનાર કર્મનો સર્વાંશે ત્યાગ કરે છે. તેઓ 'ભોગ'ને જીવનનું ધ્યેય માનતા નથી. તેઓ જીવનનો હેતુ ત્યાગમાં જુએ છે અને તેને માટે જ્ઞાન ભાવનાને

કેળવે છે. જ્ઞાન એ જ નિત્ય સુખ આપનાર તેઓ માને છે. પણ પુષ્ટિમાર્ગીય જીવો જ્ઞાનને બદલે પ્રેમ–ભક્તિને જ નિત્ય સુખ (પ્રભુ-પ્રાપ્તિ) આપનાર માને છે. તેથી તેઓ પ્રભુભક્તિમય જ જીવન ગાળનાર હોય છે. હંસ જેમ દૂધ અને જલને એકઠાં કરેલાં હોય તેમાંથી દૂધ એકલું જ જુદું પાડીને તેનું પાન કરે છે તેમ પ્રભુભક્તો જોકે સાંસારિક પ્રવૃત્તિમાં જોડાયેલા હોય છતાં તેઓ પ્રભુભક્તિને અનુકૂળ હોય તેટલી જ પ્રવૃત્તિ કરે છે. શ્રી વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન પ્રપંચની વિસ્મૃતિ કરાવે છે, પણ તે એમ કહેતું નથી કે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો. ગૃહસ્થાશ્રમમાં રહીને ભક્ત તરીકેનું જીવન ગાળી શકાય છે. શ્રીવલ્લભાચાર્યના તત્ત્વજ્ઞાને ગૃહસ્થાશ્રમને સજીવન કર્યો છે એટલું જ નહિ, પણ તેને રમણીય બનાવ્યો છે; અને એ રીતે હિંદુ સમાજની ડોલાયમાન બનેલી ઈમારતને પણ સ્થિર બનાવી છે.

હવે આપણે શ્રીવલ્લભાચાર્યનો સુધારક તરીકેનો વિચાર કરીએ. શ્રીવલ્લભાચાર્યને સુધારક તરીકે વર્ણવવામાં કેટલાકને આશ્ચર્ય થવાનો સંભવ છે. પણ દરેક પયગમ્બર, ધર્મગુરુ કે આચાર્ય તે સુધારક પણ હોઈ શકે છે. તેમની સુધારાની પદ્ધતિ અને આજકાલ કહેવાતા સુધારકોની પદ્ધતિમાં મોટો ફેર છે. તે સુધારકોનું માનસ ક્રાન્તિકારક નહિ પણ પ્રગતિશીલ હોય છે. તેમના સુધારાનો આશય સમાજમાં ક્રાન્તિ લાવવાનો નહિ પણ પ્રગતિનો છે. આથી તેમના સુધારામાં કોઈ પ્રત્યે રાગદ્વેષ હોતો નથી. તેઓ સાત્ત્વિક રીતે સુધારા કરવા માગે છે. તેઓનો સુધારો આધ્યાત્મિક પ્રકારનો હોય છે. શ્રીવલ્લભાધીશે આ પ્રકારનો જ સુધારો તે સમયના સમાજમાં ઉપદેશ અને લખાણો-દ્વારા દાખલ કર્યો. તે વખતનો હિંદુસમાજ અત્યારની માફક અસંખ્ય જ્ઞાતિઓમાં વિભક્ત થયેલો હતો, પણ હિંદુ સમાજ સામાજિક રીતરીવાજોની બાબતમાં અત્યારના કરતાં તે સમયે સ્માર્ત અસર નીચે વધારે હતો. આ સમયે દેશમાં તમામ સન્માર્ગો નષ્ટ થયા હતા; પાખણ્ડ ધર્મનો ખૂબ પ્રચાર થયો હતો.

ઠેકાણે ઠેકાણે મ્લેચ્છોનું જોર હતું, અને હિન્દુ ધર્મ તેનાથી ભયભીત રહેતો. ધર્મની કોઇ સ્થળે સ્થિરતા નહોતી. ધર્મમાં રચ્યા પચ્યા રહેતા પુરુષોને કયાંયે સ્વાસ્થ્ય નહોતું. ગંગા જેવાં પવિત્ર સ્થળો પણ દુષ્ટોથી ઘેરાઈ ગયાં હતાં, અને તેથી ત્યાંના દેવો પણ તિરોહિત થયા હતા. સત્પુરુષોમાં પણ અહંકાર જ મુખ્ય હતો, અને તેઓ પણ પાપના માર્ગે વળેલા હતા. તેઓની પ્રવૃત્તિ લાભ માટે કે કાંતો કીર્તિ મેળવવાને માટે હતી. મંત્રોનો પ્રભાવ ક્ષીણ થયો હતો, અને યોગીઓ પણ વ્રતથી ભ્રષ્ટ હતા. જુદા જુદા વાદની અંદર સમાજ પડી ગયેલો હોવાથી કર્મ અને વ્રત પણ નાશ પામ્યાં હતાં. આવી તે સમયની સ્થિતિ હતી. તે સ્થિતિનું દિગ્દર્શન શ્રીવલ્લભાચાર્યે "શ્રીકૃષ્ણાશ્રય" ગ્રન્થમાં જણાવેલું છે. એક બાજૂએ હિંદુસમાજની સામે મુસ્લિમો હતા, અને બીજી બાજૂએ તે અંદર અંદરના ધર્મઝગડાઓથી અશાંત બનેલો હતો. આ સ્થિતિમાં સમાજનું રક્ષણ કરવું એ કોઈ પણ આચાર્યને દુષ્કર હતું. પણ શ્રીવલ્લભાધીશે તે મૃતપ્રાય દશામાં આવેલા સમાજને પોતાની ઉપદેશસુધાથી બચાવી લીધો. તેમણે સમાજનો કોઈ પણ જાતનો વર્ગવિગ્રહ જગાડયો નથી, તેમણે એક જાતિને બીજી જાતિ સામે ઉશ્કેરી નથી, તેમણે કોઈ ધર્મની નિન્દા કરી નથી, અને છતાં સમાજને સુધારી શકયા છે, એ જ તેમની સુધારક તરીકેની અદ્ભુત શક્તિનો ખ્યાલ આપે છે.

તેમની દૃષ્ટિ સમક્ષ તે સમયના સમાજના બે મહાન્ પ્રશ્નો હતાઃ વર્ણાશ્રમસંસ્થા અને તેમાં શૂદ્રોનું સ્થાન અને બીજો સ્ત્રીઓનું સમાજમાં સ્થાન. આ બન્ને પ્રશ્નો કેવલ સામાજિક દૃષ્ટિએ નહિ પણ ધાર્મિક દૃષ્ટિએ તેમને તપાસવાના હતા. અને તેમાં તેઓશ્રીને કેવી રીતની સફળતા મળી તે આપણે જોઇએ.

હિંદુ સમાજનું સામાજિક બંધારણ વેદ પ્રમાણે છે. વેદના "પુરુષસૂક્ત"માં હિન્દુ સમાજનું વર્ણન કરવામાં આવ્યું છે.

આ સમાજની ઈમારતને ચાર વર્ણોના સ્તંભ ઉપર બાંધવામાં આવી છે. આ ચાર વર્ણો તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. આ દરેક વર્ણ અમુક અમુક વિશિષ્ટ ગુણોના કારણે જ નિર્માણ કરવામાં આવ્યો છે. બ્રાહ્મણો એ સમાજના સંસ્કારસ્વામીઓ હતા. ક્ષત્રિયો તેમનું બાહ્ય આક્રમણથી રક્ષણ કરનાર હતા. વૈશ્યો અર્થદ્વારા સમસ્ત સમાજના પોષકો હતા અને શૂદ્રો શરીરદ્વારા સેવા કરતા. આ ચાર વર્ગો અમુક વિશિષ્ટ ગુણો અને લક્ષણોયુક્ત હોવાથી, દરેકની સમાજમાં જરૂર પડતી. આ પ્રત્યેક વર્ગ સમાજનું અંગ છે એવી ભાવનાથી સમાજના શ્રેયઃ માટે જ કાર્યપરાયણ હતો. આથી તેમનામાં ઉચ્ચ નીચના ભેદો નહોતા. પણ આ વેદકાલીન સમાજ કાલક્રમે નબળો પડતો ગયો. તેની મૂળ ભાવનાઓ અને આદર્શો ઘસાતા ગયા. અને શ્રીવલ્લભાચાર્યના સમયે તો દરેક વર્ણ પોતપોતાના કર્તવ્યથી ચ્યુત થયેલો હતો. વર્ણસંસ્થા હતી, પણ તે નામની જ હતી, આભાસરૂપ હતી. પ્રાણ વગરનો દેહ હોય તેવી તે હતી. આ સંસ્થાનો જીર્ણોદ્ધાર કરવાનું ભગીરથ કાર્ય શ્રીવલ્લભાચાર્યે ઉપાડયું, અને તેમાં તેમણે સફળતા પ્રાપ્ત કરી. આ માટે તેમને ઘણાં વર્ષોની જીર્ણ થઇ ગયેલી જૂની વિચારસરણીને પલટવાની હતી. જ્યાંસુધી તે વિચારસરણી પલટે નહિ ત્યાંસુધી તેઓશ્રી તેમના કાર્યમાં સફળતા મેળવી શકે જ નહિ. તેમને વૃક્ષનું સંરક્ષણ કરવું હતું. માત્ર તેની આજૂબાજૂએ જે કાંટાઓ વેરાયેલા હતા, અને નકામા છોડવા ઊગીને તેનાં મૂળને રૂંધી રહ્યા હતા, તેમને જ તે દૂર કરવા માગતા હતા. તેઓ વર્ણસંસ્થારૂપી વૃક્ષનો નાશ કરવા માગતા નહોતા, પણ તેની શીળી છાયાનો લાભ વધારે પક્ષીઓ તથા પ્રાણીઓ લઈ શકે તે માટે તેની નીચેનો ભાગ કંટકરહિત અને સ્વચ્છ, તથા સુંદર બનાવવા માગતા હતા. આથી તેમણે હિંદુ સમાજના રક્ષણને વર્ણસંસ્થાની જરૂર છે એમ જણાવ્યું.

તત્ત્વદીપ–નિબંધની કારિકામાં પોતે લખે છે કે वर्णाश्रमवतां धर्मः श्रुत्यादिषु यथोदितः । तथैव विधिवत् कार्यः स्ववृत्त्यन्नेन जीवता । श्रुति

વગેરેમાં જે પ્રકારનો વર્ણાશ્રમ ધર્મ કહ્યો છે તે જ પ્રમાણે પોત–પોતાના વર્ણાનુસાર ધંધો કરીને દરેકે અન્નથી જીવનનિર્વાહ ચલાવીને તે ધર્મનું પાલન કરવું જોઇએ. અર્થાત્ દરેકે પોતે જે વર્ણનો હોય તે વર્ણાનુસાર વૃત્તિ ચલાવવી જોઇએ. આમ કહીને વર્ણાશ્રમ ધર્મ ઉપર તેઓશ્રી અહીં ભાર મૂકે છે, પણ તેઓશ્રીએ જોયું કે લોક વેદોક્ત પ્રકારે ધર્મપરાયણ નહોતા, તેઓ અમુક વર્ણના છે એમ કહેવડાવતા હતા, પણ તેમના આચાર વિચાર તે પ્રમાણે નહોતા. તેઓ તેમની મરજી પ્રમાણે વર્તતા; આથી વર્ણાશ્રમસંસ્થામાં અરાજકતા ખૂબ ઘૂસી ગયેલી તેમને જણાઈ. તેઓશ્રી લખે છે:

**अधुना तु कलौ सर्वे विरुद्धाचारतत्पराः ।**
**स्वाध्यायादिक्रियाहीनास्तथाऽऽचारपराङ्मुखाः ।**

બધાએ આ કલિયુગમાં વિરુદ્ધ આચારમાં તત્પર, સંધ્યાદિ ક્રિયાથી રહિત અને આચારથી પરાઙ્મુખ તેઓ ખરા વર્ણાશ્રમ ધર્મનું પાલન કેવી રીતે કરી શકે? તેથી જ તેઓ આગળ કહે છે:

**वर्णाश्रमवतां धर्मे मुख्ये नष्टे छलेन तु ।**
**क्रियमाणे न धर्मः स्यादतस्तस्मान्न मोचनम् ।**

વેદકાલના વર્ણાશ્રમ ધર્મમાં હવે છલ–દંભ ઘૂસી ગયો, અને તેથી તે સમાજ નિન્દાને પાત્ર બન્યો. આથી વર્ણસંસ્થાનું ખરું સ્વરૂપ શું છે તે તેમણે સમજાવ્યું. વર્ણ શબ્દ એ જાતિવાચક નહિ પણ દેવતાવાચક છે; તે બાબત તરફ તેમણે પંડિતોનું ધ્યાન ખેંચ્યું. શ્રી સુબોધિની ૨–૧–૩૦માં તેઓશ્રી લખે છે કે

**ब्रह्मभावः कश्चिद् धर्मः, यस्मिन्विद्यमाने ब्राह्मणशब्दवाच्यो भवति पुरुषः । ब्राह्मण्यापरनाम । ब्राह्मण्यं काचिद् देवता । सा यस्मिन्नेव देहेऽभिव्यक्ता भवति ते ब्राह्मणा इत्युच्यन्ते ।**

બ્રહ્મભાવ કોઈક ધર્મ છે. જેનામાં તે હોય તે જ પુરુષ બ્રાહ્મણ કહેવાય. તેનું બીજું નામ ‘બ્રાહ્મણ્ય’ છે. બ્રાહ્મણ્ય કોઈ દેવતા છે. તે

જે દેહમાં અભિવ્યક્ત હોય તે જ બ્રાહ્મણ કહેવાય. આ જ પ્રકારે ક્ષત્રદેવતા જેનામાં હોય તે ક્ષત્રિય, વગેરે સમજવું. અર્થાત્ શ્રીવલ્લભાચાર્યના મતે વર્ણ એ દેવતાવિશેષ જ છે, જાતિવિશેષ નથી. આ દેવતાઓ ઉપનયનાદિ સંસ્કાર બળે તથા સ્વધર્મનું આચરણ કર્યાથી તેતે દેહમાં સ્થિતિ કરે છે અને નિષિદ્ધાચરણથી જતા રહે. શ્રીપુરુષોત્તમજીએ પણ "બ્રાહ્મણત્વાદિદેવતાવાદ" નામના વાદગ્રન્થમાં આ બાબતને વધારે સ્પષ્ટ કરી છે. બ્રાહ્મણે, બ્રાહ્મણ જાતિમાં જન્મ્યો છે માટે તે બ્રાહ્મણ તરીકે સમાજમાં પોતાના સ્થાન માટે આગ્રહ રાખવો ન જોઇએ, પણ તેનામાં 'બ્રાહ્મણ્ય' દેવતાની અભિવ્યકિત છે માટે જ તે તરીકે આગ્રહ રાખવો. જો પોતાનામાં તે દેવતાની અભિવ્યકિત ન હોય તો તે બ્રાહ્મણ તરીકે ઓળખાવાને લાયક નથી. આ દષ્ટિએ બ્રાહ્મણદેહધારી બ્રાહ્મણો નહિ, પણ બ્રાહ્મણ્ય દેવતાવાળા જ બ્રાહ્મણો. જ્યાંસુધી આ સમાજમાં આ દેવતાવિશેષ વર્ણો ન હોય ત્યાંસુધી તે ખરો વર્ણાશ્રમ કહેવાય જ નહિ. તેથી માત્ર છલરૂપ છે, અને છલરૂપ ધર્મને અનુસરવાથી કોઇપણ શ્રેયઃ સાધી શકાતું નથી.

વેદકાલીન વર્ણો અત્યારે સંભવિત જ નથી. તે તે વર્ણોનો તો ક્યારનોયે નાશ થઇ ગયો છે. કૃતયુગમાં જ તે ચાર વર્ણો હતા. ત્રેતામાં બ્રાહ્મણ વર્ણ નાશ પામ્યો, દ્વાપરમાં ક્ષત્રિય તિરોભૂત થયો. આ કલિયુગમાં તો કેવળ હવે બધા શૂદ્ર વર્ણ છે. (चत्वारो वर्णाः कृत एव, त्रेतायां ब्राह्मणाभावः, द्वापरे क्षत्रियाभावः, कलौ शूद्र एव। સુ. ૩–૧૯–૨૧); અર્થાત્ બ્રાહ્મણાદિ ધર્મોવાળા બ્રાહ્મણાદિ ત્રણ વર્ણો હાલમાં નથી. હાલમાં તો તમામ વર્ણો શૂદ્ર ધર્મોવાળા છે.

શ્રીવલ્લભાચાર્યે આ રીતે વર્ણાશ્રમસંસ્થામાં ઘૂસી ગયેલા અનર્થોનું નિવારણ કરીને તેને શુદ્ધ કરવા તરફ બધાંઓનું ધ્યાન દોર્યું, જોકે પોતે ભાગવત મતના જ દઢ અનુરાગી હોવાથી. ભકિતમાર્ગમાં વર્ણાશ્રમની જરૂર નથી. તે ભકિતમાર્ગ વર્ણથી પર છે, તે સર્વમાર્ગમાં ઉત્તમ છે. જેમાં પડવાનો ભય નથી. અને એનાથી દરેકને મુકિત

મળે છે, માટે બુદ્ધિમાન પુરુષ તો ભક્તિમાર્ગનો જ સ્વીકાર કરે છે (તત્ત્વદીપનિબંધ ૨૨૧–૨૨૨). વર્ણાશ્રમ ધર્મ અને ભક્તિ એ બન્ને વચ્ચે મહાન્ ભેદ છે. વર્ણાશ્રમ દેહનિષ્ઠ હોવાથી, તેને જ ઉદ્દેશીને ધર્મશાસ્ત્ર રચવામાં આવેલ છે, એટલે તે ધર્મશાસ્ત્ર દૈહિક ધર્મનું નિરૂપણ કરનાર છે, ભગવદ્ધર્મનું નિરૂપણ કરનાર નથી. **वर्णाश्रमाणां देहनिष्ठत्वेन तानधिकृत्य च धर्मशास्त्रस्य प्रवृत्तत्वेन दैहिकधर्मनिरूपकं तत्तु भगवद्धर्मनिरूपकम् ।** આથી ભક્તિમાર્ગમાં તેઓશ્રીએ દરેકને માટે દ્વાર ખુલ્લાં રાખ્યાં. અરે અન્ત્યજ જેવી હીનજાતિના ઉદ્ધારનો માર્ગ પણ તેમણે બતાવ્યો. તેઓ પણ ભક્તિમાર્ગમાં પ્રવેશી શકે છે, અને પ્રભુની સેવાને યોગ્ય બને છે. ( **किरातादयस्तत्तद्देशगिरिवासिनोऽन्त्यजा जातितः कार्यतः च दुष्टाः भक्तसमाश्रयणमात्रेण शुद्धा भवन्ति ।** સુ. ૨–૪–૧૮ ). આમ છતાં તેઓશ્રીએ વર્ણાશ્રમની મર્યાદાનું રક્ષણ કર્યું છે, પણ તે ઉપર દર્શાવેલી રીતે. જાતિવાચક વર્ણસંસ્થાની તેઓશ્રીએ કદી પણ હિમાયત કરી નથી. તેઓશ્રી દેવતાવાચક વર્ણ સંસ્થાને ઈચ્છે છે.

આ વર્ણભેદો સામાજિક બાબતો પૂરતા જ છે, પણ ભક્તિમાર્ગને તેની સાથે કશું લેવાદેવા નથી. ભક્તિમાર્ગમાં તો બ્રાહ્મણ અને શૂદ્ર એ સમાન દરજ્જાના છે. તે બધાઓ 'વૈષ્ણવ' તરીકે સમાન છે. એ વૈષ્ણવ બ્રાહ્મણ કરતાં વૈષ્ણવ શૂદ્ર વધારે ચઢિયાતો. વૈષ્ણવ બન્યા પછી બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણત્વનું અભિમાન રાખતો નથી. તે તમામ વૈષ્ણવો સાથે ભળી જાય છે. ત્યાં ઉચ્ચ નીચના ભેદો ગળી જાય છે. આ રીતે શ્રીવલ્લભાચાર્યે ભક્તિના સંસ્કારથી બ્રાહ્મણાદિ વર્ણો વચ્ચેની ભેદની અભેદ્ય દિવાલોને તોડીને તેમના જીવનને એકતાની લાગણીથી જોડી દીધા. અને આ રીતે તેમણે સમાજસુધારાનું અગત્યનું કાર્ય કર્યું. શિથિલ થયેલી વર્ણસંસ્થાને સુદૃઢ કરવાનો ઉપાય દર્શાવ્યો અને તેમાં ઉચ્ચવર્ણોની જોહૂકમીથી કચડાયેલા અને સમાજના અન્યાયનો ભોગ થઈ પડેલા શૂદ્ર વર્ણને પણ ધાર્મિક સંસ્કારદ્વારા સમાજમાં તેઓશ્રીએ જ યોગ્યસ્થાન અપાવ્યું.

સ્ત્રીઓના પ્રશ્નનો પણ ઉકેલ તેવી રીતે જ તેમણે કર્યો. જૂના કાળથી જ ચાલતી આવેલી માન્યતા—આ આખા પ્રશ્ન—પરત્વે તેઓશ્રીનું દૃષ્ટિબિન્દુ નીચેનાં શ્રીસુબોધિનીનાં વાક્યોથી વધારે સ્પષ્ટ થશેઃ

यावद्देहोऽयम्, तावद्वर्णाश्रमधर्मा एव स्वधर्माः । भगवद्धर्मादयोऽपि विधर्माः, परधर्माः वा । यदा पुनरात्मानं जीवं मन्यते संघातव्यतिरिक्तम्, तदा दास्यं स्वधर्मः, अन्ये वर्णाश्रमादयोऽपि परधर्माः । यदा पुनर्भगवद्भावं प्राप्ताः, तदा अलौकिकधर्मा एव ऋषभादिष्विव गोचर्यादयः स्वधर्मा अन्ये परधर्माः । ३–२८–२

જ્યાંસુધી દેહ ત્યાંસુધી વર્ણાશ્રમના ધર્મો સ્વધર્મ જ. ભગવદ્ધર્મ વગેરે પણ પરધર્મ અથવા વિધર્મ. પણ જ્યારે જીવ પોતાને સંઘાતથી જુદો માને છે ત્યારે ભગવાન્‌નું દાસ્ય એ જ સ્વધર્મ. બીજા વર્ણાશ્રમ વગેરે પણ પરધર્મો. વળી જ્યારે ભગવદ્ભાવ પ્રાપ્ત કરે છે ત્યારે ઋષભ વગેરેમાં ગોચર્યા વગેરેની માફક અલૌકિક ધર્મો જ સ્વધર્મ છે, બીજા પરધર્મો છે.

આ પ્રમાણે સ્ત્રીને ધર્મમાંથી બાકાત રાખવામાં આવી હતી. સ્ત્રીઓથી શૂદ્રની માફક વેદનું શ્રવણ થાય જ નહિ. તે માટે ખાસ મનાઈ હતી; અને જો જાણ્યે અજાણ્યે તેમણે એનું શ્રવણ કર્યું તો તેમના કાનમાં સીસું રેડીને તેમના કાનનાં છિદ્રો પૂરી લેવામાં આવતાં. આ બધું વેદને નામે ચાલતું. આ સ્થિતિમાં પણ સુધારો કરીને સ્ત્રીઓને ભક્તિમાર્ગમાં પ્રવેશ કરાવવાનું કાર્ય શ્રીવલ્લભાચાર્યે કર્યું.

સ્ત્રીઓની સામાજિક સ્થિતિ સુધારવા તરફ તેઓશ્રીનું ધ્યાન નહોતું. તે પ્રશ્ન ગૌણ જ હતો; પણ તેમનો ધર્મદ્વારા ઉદ્ધારનો માર્ગ સૂચવ્યો. તેઓશ્રીની દૃષ્ટિએ પુરુષ કે સ્ત્રીઓ, તેઓ આત્માઓ જ છે. અને પ્રભુના અંશો છે, આથી તે આત્માઓનો ભેદ હોઈ શકે જ નહિ.

ભક્તિમાર્ગનાં ખરાં અધિકારી પુરુષો કરતાં સ્ત્રીઓ જ છે. પુષ્ટિમાર્ગમાં તો તેમનું ખરેખર પ્રાધાન્ય છે.. આથી જ પુષ્ટિમાર્ગના ગુરુઓ શ્રીગોપીજન છે એમ તેઓ " સિદ્ધાન્તમુક્તાવલી " ગ્રંથમાં જણાવે છે. શ્રીરાસપંચાધ્યાયીની કારિકામાં તેઓશ્રી લખે છે કે ભજનાનંદનાં ખરાં અધિકારીઓ સ્ત્રીઓ જ છે, અને તેમના દ્વારા પુરુષ તેના અધિકારી બને છે. આ રીતે ભક્તિમાર્ગમાં પુરુષ કરતાં સ્ત્રીનું આધિક્ય. જ્ઞાનદષ્ટિએ પણ તેઓ જે જ્ઞાનના સંસ્કાર બીજાંઓને આપે છે તે એકદમ સફળ થાય છે. (स्त्रीदत्ताया विद्यायाः तदैव सिद्धिः ). પુરુષ જો બીજાને જ્ઞાન આપે તો તેનું ફળ એકદમ આવતું નથી અને થોડોક સમય લાગે છે, પણ જો સ્ત્રીઓ જ્ઞાન આપે તો તેનું ફળ એકદમ મળે છે, તે જ્ઞાન એકદમ સિદ્ધ થાય છે. આ રીતે જ્ઞાનની બાબતમાં પણ પુરુષ કરતાં સ્ત્રીનું આધિક્ય સ્વીકાર્યું છે. કર્મમાર્ગમાં તો સ્ત્રી વગર કોઈ પણ યજ્ઞક્રિયા થઈ શકે જ નહિ. સુબોધિની ૩-૧૪-૧૭માં કહે છે કે ભાર્યા વગરના પુરુષનું અન્ન લેવું નહિ, ભાર્યા વગરના પુરુષનો ગૃહસ્થાશ્રમ હોતો જ નથી. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થો સ્ત્રીવાળાને જ મળે છે. ધર્મ અર્થ સ્ત્રીની સહાયથી થઈ શકે છે, અર્થ પણ સ્ત્રીને અધીન છે અને કામરૂપી સમુદ્રની તો તે નાવ જ છે (સુ. ૩-૧૪-૧). સ્ત્રી વગરનો કોઈ પણ સમાજ હોઇ શકે નહિ. જેટલો પુરુષ સમાજ માટે જરૂરનો છે તેટલી જ સ્ત્રી છે. તે બન્નેએ એકબીજાને સહાયક થવું જોઇએ. પુરુષે સ્ત્રી તરફ માન અને પ્રેમ દેખાડવાં જોઇએ. સ્ત્રી તરફ અમાનુષી વર્તન કે નિર્દય વર્તન ચલાવવું એ મહાન્ પાપ છે. પતિવ્રતા સ્ત્રીને કોઈએ સતાવવી નહિ. તેને જો કોઈ સતાવે તો એનાં આંસુથી પૃથ્વી નિર્વીર્ય બને છે. ( पतिव्रताया नयनजलं भूमौ पतेच्चेत्तदा निर्वीर्या भूमिर्भवतीति प्रथा १-७-४० ) સ્ત્રીનો વધ કરનારના પરાક્રમની જ હાનિ થાય છે એટલું જ નહિ પણ તેથી યશની હાનિ થાય છે, ધનનો પણ તે નાશ કરે છે. દરેક પુરુષે પોતાની

બહેનને લક્ષ્મી જ માનવી જોઈએ. તેને મારવાથી અગર તેને રંજાડવાથી લક્ષ્મી ગુસ્સે થાય છે; તે માણુસ નિર્ધન થઇ જાય છે. (સુ. ૧૦–૨–૨૧)

સમાજમાં પુરુષ સ્ત્રી તરફ યોગ્ય રીતે વર્તે અને સ્ત્રી પણ પુરુષ તરફની પોતાની ફરજ બરાબર અદા કરે તો સમાજમાં પુરુષ તથા સ્ત્રીઓને દુઃખી થવાનો પ્રસંગ જ ન આવે. તેમની વચ્ચે કોઈ પણ પ્રકારનું સંઘર્ષણ જ સંભવે નહિ. બન્ને એક બીજા તરફ આધ્યાત્મિક દષ્ટિથી અગર ભગવદીય દષ્ટિથી જુએ તો સ્ત્રી એ પાપ છે એવું પુરુષને કહેવાનો પ્રસંગ ન આવે. સ્ત્રી એ નરક કે પાપ નથી. કોઇ સ્ત્રી દુષ્ટ હોય તે ખરું પણ તે યોનિના દોષને લીધે, જીવ તરીકેના દોષથી નહિ. આ રીતે ભગવદીય દષ્ટિએ અગર આધ્યાત્મિક દષ્ટિએ જો પુરુષ તથા સ્ત્રી એક બીજા તરફ જુએ તો અત્યારે સમાજ જે નીતિનાશના પંથે વળ્યો છે તેમાંથી તેને સત્વર ઉગારી શકાય. આ પ્રમાણે વર્ણાશ્રમની સંશુદ્ધિદ્વારા શૂદ્રોનો ઉદ્ધાર તથા સ્ત્રીઓનો ઉદ્ધાર તેઓશ્રીએ કર્યો.

શ્રીમદ્ વલ્લભાચાર્યે આચાર્ય તરીકે, ફિલ્સુફ તરીકે તથા સુધારક તરીકે ઉપદેશ આપીને અનેક જીવોના ઉદ્ધારનો માર્ગ દર્શાવ્યો, અને તે રીતે તેઓશ્રીએ તેમના આધ્યાત્મિક સ્વરૂપનો પરિચય કરાવ્યો. અહીં તે સ્વરૂપનો કૈં ઝાંખો ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો છે. તેઓશ્રીના આધિભૌતિક સ્વરૂપ સાથે વૈષ્ણવોને ખાસ નિસ્બત નથી, તેથી તે વિષય પરત્વે અહીં કાંઈ પણ લખ્યું નથી. આધિદૈવિક સ્વરૂપનો પરિચય કરાવવો તે મારી લેખિની અને અધિકારની બહાર છે. પણ આ ગ્રંથમાં પ્રકટ થયેલા શ્રીમદ્વિઠ્ઠલેશજી તથા શ્રીહરિરાયજીના લેખોમાંથી ભગવત્કૃપાએ જિજ્ઞાસુ વૈષ્ણવોને થોડી ઘણી પ્રતીતિ થશે.

અન્તમાં શ્રી. મંગળદાસભાઈએ આ ગ્રંથનું મુદ્રણ કરાવીને વૈષ્ણવો ઉપર જે ઉપકાર કર્યો છે તે માટે હું અત્ર તેમનો આભાર માનું છું. વળી શાસ્ત્રીજી કેશવરામે શ્રમ લઈને મુદ્રણ કાર્યની દેખરેખ રાખીને આ કામને સંપૂર્ણ બનાવ્યું છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

| | |
|---|---|
| શ્રીમદ્ વિઠ્ઠલેશ પ્રાકટ્ય<br>મહોત્સવ દિન<br>અમદાવાદ | જેઠાલાલ ગોવર્ધનદાસ શાહના<br><br>ભગવત્સ્મરણ |

---

# અનુક્રમણિકા

ગ્રાહક ન થયા હો તો આજે જ ગ્રાહક બની નામ લખાવવામાં સાથ આપો

**સંપ્રદાયના સિદ્ધાન્તોની રાગદ્વેષ વિના ચર્ચા કરતી**
**એક માત્ર ગૂજરાતી સચિત્ર માસિક પત્રિકા**

# અનુગ્રહ

## ( ગો. વા. શ્રીમગ્નલાલ શાસ્ત્રી-સ્મારક પત્રિકા )

**વાર્ષિક લવાજમ કાર્તિકથી જ થનાર ગ્રાહક પાસેથી રૂ. ૧)**
**પૌષ માસથી થનાર પાસેથી રૂ. ૧। સવા, પોસ્ટ ખર્ચ સાથે,**
**પરદેશમાં પોસ્ટ ખર્ચ સાથે રૂ. ૨॥ અઢી**

**માસિક દરેક અંગ્રેજી મહિનાની ૧૫ મી તારીખે નિયમિત**
**પ્રસિદ્ધ કરી મોકલવામાં આવે છે.**

બીજા વર્ષનો ૧ લો અંક જ. ગુ. ગો. શ્રીગોકુલનાથજી મહોદય (મુંબઈ)ના એકાવનમા વર્ષમાં પ્રવેશ કરતી વેળાએ "અભિનંદનાંક" ખાસ દળદાર અંક પ્રકાશિત થયેલો. ત્રીજા વર્ષના ૧ લો-૨ જો અંક સંયુક્ત અંક તરીકે "ચતુઃશ્લોકી-ભાગવતાંક" તરીકે પ્રસિદ્ધ થયા છે. ઉપરાંત દરમહિને અણુભાષ્ય-અંગ્રેજી ભાષાંતર અને ટિપ્પણુ અને ગૂજ. સાર સાથે અને रसिकरंजनी-ગીતા ટીકા ગૂજરાતી ભાષાંતર સાથે પ્રથમવાર જ પ્રસિદ્ધ થાય છે. ઉપરાંત બીજા ઉપયોગી લેખો વાંચવાનો લાભ મેળવવો હોય તેઓ ગ્રાહક બની ચઢત અંકો મેળવી લે. ૧લા વર્ષના પૂરા અંકોના સેટ નથી. ૨જા વર્ષના પૂરા અંકો રૂ. ૧। સવાથી મળી શકશે.

લખોઃ (૧) વ્યવસ્થાપક.
"અનુગ્રહ-કાર્યાલય," મીઠાખળી-અમદાવાદ

(૨) ગિરિધરલાલ જ. શાહ, સહતંત્રી,
"અનુગ્રહ-શાખા-કાર્યાલય"
ઠે. મોટીહવેલી, ભૂલેશ્વર, મુંબઈ, ૨

॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

# श्रीमहाप्रभु-स्तुतिमुक्तावली

## १. श्रीमद्वल्लभाचार्यचरित्र[1]

### मंगलाचरण

ગોપીનાથાંશસંભવ શ્રીવિઠ્ઠલગુરુને નમીને તેઓશ્રીના પિતાનું દિવ્ય ચરિત્ર યથાશ્રુત વર્ણું છું.

### પ્રાકટ્યપ્રયોજન અને અધ્યયન

કમલલોચન લક્ષ્મીસહાયવાન્ વ્રજસીમન્તિનીકુચ-કુંકુમાંકિતવક્ષઃસ્થલવાન્ વનમાલાવિરાજિત નવઘનશ્યામ નન્દરાજસૂનુ ભગવાન્ સ્વનિત્યલીલાદર્શનયોગ્ય પુષ્ટિમાર્ગીય જીવોને સ્વસેવામાર્ગમાં પ્રવેશ કરાવી પ્રેમભક્તિરસનિમગ્ન-ચિત્ત કરીને પુનઃ મુરલિકાનું શ્રવણ કરાવીને સ્વસમીપ-નયનાર્થ કલિમાં પણ ઉદ્યુક્ત થઈને મદનગોપાલસ્વરૂપ-પૂજાપરાયણ ભાવિકાચાર્યાર્થ પોતાથી જ ભક્તિમાર્ગમાં પ્રવેશિત પૂર્વતપોયુક્ત આન્ધ્રદેશીય બ્રાહ્મણ લક્ષ્મણભટ્ટના ગૃહમાં પોતે જ વલ્લભાચાર્યસ્વરૂપે પ્રકટ થયા. તે પ્રકટેલા શ્રી-

---

[1] શ્રીશ્રીમુરલીધરદાસવિરચિત શ્રીમદ્વલ્લભાચાર્યચરિત્ર એ નામના સંસ્કૃત ગ્રંથનું આ ભાષાંતર છે. મૂલ ગ્રંથ શ્રી. વાડીલાલ ન. શાહ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને "પુષ્ટિભક્તિસુધા"ના ગ્રાહકોને ભેટ તરીકે પણ આપવામાં આવ્યો હતો.

વલ્લભાચાર્યશેખરને, કાશીમાર્ગમાં વિપિનમાં (વનમાં) અષ્ટમ માસે જન્મેલા જીવશે નહિ એમ પ્રાકૃતદૃષ્ટિથી ત્યજીને, માતાપિતા કાશી ગયાં. પાછાં ફરતાં ત્રણ વર્ષ પછી તે જ વિપિનદેશમાં આવીને સ્વતેજોગ્નિમંડલથી પરિવેષ્ટિત કલ્પવૃક્ષવિનિર્ગતમકરંદપાન વડે પુષ્ટ અલૌકિક દિવ્યસ્વરૂપનાં દર્શન કરીને ભગવદવતારસ્વરૂપ છે એમ જાણીને સ્વગ્રામ પ્રતિ આણ્યા. તેઓએ આચાર્યશેખરનું લાલન કર્યું. વેદાત્મક દિવ્ય શરીરનું પિતાએ સપ્તમે વર્ષે ઉપનયન કર્યું. વસુદેવતનયવત્ આચાર્યવર્યે પણ માત્ર એક વખત નિગદિતમાત્રથી (કહેવા માત્રથી) સમગ્ર જ વેદશાસ્ત્રપુરાણાદિકનું પણ અષ્ટમે વર્ષે અધ્યયન કર્યું. સર્વજ્ઞ છે એમ પિતાદિએ સમ્માન્યા. એટલા કાલથી ભગવાન્ શ્રીગોવર્ધનનાથજી પણ તે જ ગિરિવરમાં બાલસ્વરૂપે દેવદમનસંજ્ઞાથી પ્રકટ થયા. તે પ્રકાર પણ સ્પષ્ટ કરીએ છીએ.

### શ્રીનાથજીનું પ્રાકટ્ય અને માતાપિતાનો વિયોગ

ગોવર્ધનસમીપગ્રામવાસી કોઇ દ્વિજવરની એક ગાય પ્રતિદિન પર્વતોપરિભાગસ્થ તૃણભક્ષણ કરીને પુષ્ટ પણ ઘેર આવી દોહનસમયે કાંઇ પણ દુગ્ધ દેતી નહિ. તે ગાય બહુ દુગ્ધવતી અને નિર્દોષલક્ષણ હોવા છતાં દુગ્ધ દેતી નથી એ જોઇને ગોરક્ષને પૂછયું: “આનું શું કારણ?” “હું જાણીને કહીશ” એમ વિપ્રવરને કહીને દ્વિતીય દિવસે પર્વતારોહણ કરીને તે ગાયની દૃષ્ટિથી અગોચર રહીને તે ગોરક્ષક ગુપ્ત ચાલ્યો. તેના દેખતાં તે ગાય, તે દિને પણ પ્રાતઃકાલે પર્વતારોહણક્ષણે જ કોઈ ઉપરિતન પ્રદેશમાં શિલારન્ધ્રમાં પ્રેમપૂર્વક નિજ ઓધમાંથી સમ્પૂર્ણપણે દુગ્ધ

વર્ષાવીને, યથેચ્છ ચરવા લાગી. તેવી જ રીતિએ પુનઃ સાયંકાલે પણ ક્ષીરદાન કરીને પર્વતથી ઉતરી ઘેર આવી ઉભી. વિપ્રવરે આ રહસ્ય પશુપાલકના મુખથી જાણીને પર્વતસમીપના સર્વ ગ્રામવાસીઓના પ્રમુખ મહાકુદ્રુમ્બી એક શ્રીકૃષ્ણના જ આશ્રયી સ્વમિત્ર સન્ધુપાણ્ડયા નામના વિપ્રને કહ્યું. બન્નેએ પણ સ્વજનસહિત પર્વતારોહણ કરીને ગોક્ષીરવર્ષથી પરિશોભિત શિલાને ઉત્થાપી. ત્યાં અંતર્ગત ગુહામાં નીલોત્પલશ્યામલ કમલનયન પીતવસન નવરત્નલસિત દિવ્યમુરલીધર માણિક્યકુણ્ડલધર બાલવેષ ભગવાન્ નન્દરાજકુમાર એકાકી વિહાર કરતા શ્રીગોવર્ધનનાથજીનાં તેમને દર્શન થયાં. બન્નેએ ભગવાનનું સન્માન કર્યું. નિજપ્રાકટ્યહેતુ શ્રીવલ્લભદીક્ષિતદર્શનાર્થ છે એમ વર્ણીને સન્ધુપાણ્ડયાખ્ય ભક્તોત્તમ પાસેથી પ્રતિદિન બાલભોગરાજભોગાદિક પ્રાપ્ત કરીને શ્રીગોવર્ધનનાથજી ત્યાં જ સુખે સ્થિતિ કરતા, અને સર્વ ગ્રામવાસીઓ સન્ધુપાણ્ડયાખ્ય ભક્તવરની આજ્ઞાથી રસખણ્ડ[1]નવનીતક્ષીરદધ્યાદિક પ્રતિદિન ભક્તિથી તે ભગવાનને સમર્પી ભગવદ્દર્શનાનન્દાનુભવ કરતા અને શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞાથી સેવામાર્ગપ્રવર્તક શ્રીમદાચાર્યના આગમનની પ્રતીક્ષા કર્યા કરતા. દ્વાદશવાર્ષિક આચાર્યવર્ય પિતાની સાથે શ્રીનિવાસદર્શનાર્થ વેંકટાદ્રિ પધાર્યા. ત્યાં આચાર્યવર્યના પિતા ન્યસ્તદેહ થઇ (દેહનો ત્યાગ કરી) ભગવત્પદને પ્રાપ્ત થયા. માતૃચરણ તો પૂર્વે જ સ્વગ્રામમાં ન્યસ્તદેહા થઈ ભગવત્સમીપ પધાર્યાં હતાં. નાનાદેશવર્તી પુષ્ટિજીવોના કલ્યાણાર્થે માતાપિતાનો વિયોગ

૧. મિશ્રી.

(આવશ્યક) છે એમ મનમાં વિચારી ભગવાન્ શ્રીગોવર્ધન-નાથજીએ શ્રીઆચાર્યશેખરને માતાપિતાનો વિયોગ કરાવ્યો. તદનન્તર ભગવદભિપ્રાયના પરિજ્ઞાનમાં કુશલ [૧]આચાર્ય-તરણિ લોકપર્યટનશીલ થયા.

સંગરાગ વિવર્જીને શુકશાસ્ત્રૈકપારગ[૨] ।
તદા આચાર્યમાર્તણ્ડ[૩] પ્રારંભી ભૂપરિક્રમા ॥ ૧ ॥

## ભૂપરિક્રમા અને વિશાખાનગરમાં શાસ્ત્રાર્થ તેમજ કનકાભિષેક

કોઈક નગરમાં હર્મ્યતલ પર[૪] બેઠેલા વિભક્ત સ્વધન-ના દર્શનથી તુષ્ટ ચાર ભાઈમાંથી પુષ્ટિજીવ હોવાથી એકને રાજમાર્ગે પધારતા આચાર્યશેખરનાં શ્રીગોવર્ધનનાથ-રૂપે જ દર્શન થયાં કે તરત જ હર્મ્યતલથી ઊતરી વીથિ-કામાં બાલકવેષ આચાર્યવર્ય પાસે આવી સવિનય પ્રણામ કરી પ્રેમાનન્દથી આનંદિત થયા. 'આવ્યો?' એમ આચાર્યવર્યે સાદર પૂછતાં, 'ભગવન્, હું આવ્યો' એમ પ્રત્યુત્તર દઈ, જેમ રઘુરામચંદ્રનું અનુગમન સૌમિત્રિએ કર્યું હતું તેમ તેમણે શ્રીમદાચાર્યનું અનુગમન કર્યું. તેમની સાથે આચાર્યશેખરે નગરથી બહાર કોશમાત્ર જઇને વૃક્ષખણ્ડથી મંડિત ધરણીતલ પર બિરાજી શ્રીકૃષ્ણગુણગાનનું સુખ અનુભવ્યું. "અનન્યપ્રયોજનભાવે[૫] પ્રેમાનન્દપરવશ

---

૧. સૂર્ય.
૨. શ્રીભાગવતના જ અદ્વિતીય પારંગતા.
૩. સૂર્ય. ૪. અગાશી.
૫. નિષ્કામબુદ્ધિએ અનન્યવૃત્તિથી.

થઈ પ્રતિક્ષણ 'श्रीकृष्णः शरणं मम' એમ કીર્તન કર"
એ પ્રકારે તેમને ઉપદેશી, શ્રીમદ્ભાગવતનો રહસ્યાર્થ
પણ વર્ણી તે પુષ્ટિમાર્ગરસિકનો પોતાના પ્રથમ શિષ્ય તરીકે
અંગીકાર કર્યો. 'આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ' એ શ્રુતિના અર્થને
વર્તને કરીને પણ સ્પષ્ટ કરતા બાળક પણ આચાર્યવર્ય
પિતૃવિયોગાનન્તર સ્વહસ્તપાક[1] જ ગૃહાર્ચારૂપ[2] શ્રીમદ્ગોપાલને અને શાલગ્રામરૂપ શ્રીગોવર્ધનનાથજીને સેવામાર્ગના
ક્રમથી પ્રતિદિન નિવેદન કરવા લાગ્યા. સ્વતેજોમહિમાએ
કરીને ત્યક્તબન્ધુજન પરમવિરક્ત મહાભાગવતશિખામણિ
સ્વશિષ્યવર્યનું સ્વસંપ્રદાયાનુસાર 'દામોદરદાસ' નામ
પાડ્યું. 'દામોદરદાસ' નામ પ્રાપ્ત થયા પછી ભગન્નિવેદનપાક પણ શ્રીમદાચાર્યશેખર તદ્દ્વારા જ કરાવતા.[3]
દૃઢાનુરક્ત ગુરુશિષ્યને જાણવા. કદાચિત્ ભગવત્પ્રેરણાથી તે
ઉભયે વિશાખાનગર[4] પધાર્યા. ત્યાં આચાર્યવર્યના મામા

૧. પોતાને હાથે કરેલી રસોઈ.

૨. પરંપરાપ્રાપ્ત ગૃહમાં સેવ્ય શ્રીમદનમોહનલાલજી, જે હાલ શ્રીકામ્યવનમાં વિરાજે છે.

૩. શ્રીઠાકુરજી કેવલ દાસનો જ સ્વયંપાક અંગીકાર કરે છે, શ્રીદામોદરદાસજી પણ જ્યારથી દાસપદવીને પ્રાપ્ત થયા ત્યારથી શ્રીમદાચાર્યચરણની આજ્ઞાથી નિવેદનપાક સિદ્ધ કરતા, તત્પૂર્વ નહિ. અત્ર બહિર્મુખવત્ વર્ણાશ્રમધર્મભંગની આશંકા ન કરવી, કારણકે ભગવદ્ધર્મના અંગભૂત વર્ણાશ્રમધર્મને અનુકૂલ જ શ્રીમદાચાર્યનું વર્તન અનુક્તસિદ્ધ છે, અને ગ્રંથકારે પણ પ્રથમ જ आहारशुद्धौ सत्त्वशुद्धिः ઈત્યાદિ પંક્તિમાં તે સ્પષ્ટ પણ કર્યું છે.

૪. આનું જ લોકપ્રસિદ્ધ નામ 'વિજયનગર' છે, કેટલાક એને 'વિદ્યાનગર' પણ કહે છે.

રહેતા. 'દાનાધિકારી રાજનિકટવર્તી શાસ્ત્રજ્ઞ છું' એમ અભિમાનયુક્ત પ્રવાહી જીવ મામાએ ભોજનાર્થં નિમંત્રિત પણ હિમાલયવત્ ધૈર્યવાન શ્રીમહાચાર્ય માતુલની દૃષ્ટિએ બાલ દેખાતા પણ શ્રીમહાચાર્યવર્યે વિચારપૂર્વક સ્વનિયમ-કથન વડે માતુલનું પ્રત્યાખ્યાન કરીને શ્રીદામોદરદાસજી સહ તે ગૃહમાં જ સુખે શયન કર્યું. તે મામા ભગવદ-વતારરૂપીને ન જાણીને અસૂયાવિષ્ટહૃદય થયા. રાત્રિએ દ્વિતીય પ્રહરે સુખસુપ્ત શ્રીમહાચાર્યવર્યને શ્રીગોવર્ધનના-થજીએ સ્વયં જગાડીને આલિંગન કરીને અભય આપીને પ્રેમસંલાપ કરીને "અધુના જ પ્રવાહીજીવનું ગૃહ ત્યજીને અન્યત્ર પધારો; મારા અનુગ્રહથી આપ સર્વત્ર વિજયી થશો" એમ સંભાષીને (અથવા સન્માન કરીને) (શ્રી ગોવર્ધનનાથજી) તિરોધાન થયા. ભગવાનનું આગમનસં-ભાષણાદિક સર્વ શ્રીદામોદરદાસજીએ પ્રત્યક્ષ અનુભવ્યું છે, તથાપિ આનંદ વડે ગુરુએ પણ વર્ણિતનું પુનઃ શ્રવણ કરીને શ્રીદામોદરદાસજી પ્રમુદિત થયા. આચાર્યશેખરે પણ ભગવદાજ્ઞોત્તરક્ષણે જ માતુલગૃહ ત્યજીને શિષ્યસહ અન્યત્ર પધારીને સ્થિતિ કરી. બીજે દિવસે પ્રાતઃકાલમાં નિત્યકર્મા-નુષ્ઠાનાનંતર શિષ્યસહ વિશાખાનગરની રાજસભામાં પ્રવેશ કર્યો; સનત્કુમારશુકાદિવત્ સ્વતેજથી રાજસભાને પ્રકાશવા લાગ્યા. અસૂયાદગ્ધ માતુલે પણ સર્વ સભાસદ અને ભૂપા-લની સાથે અવશ થઈને અભ્યુત્થાન કરીને શ્રીમહાચાર્યને સન્માન આપ્યું. રાજાથી બહુ માન પ્રાપ્ત કરીને રત્નાસન ઉપર બિરાજમાન થયા. તે પહેલાં વિદ્વજ્જન સહ થયેલી ચર્ચામાં અવૈષ્ણવોનો જય સાંભળ્યો. શ્રીમહાચાર્યથી તે

સહન થઈ શક્યો નહિ. રાજાની પ્રાર્થનાથી સાક્ષાદ્ બલદેવવત્ ભાગવતશાસ્ત્રાર્થની ચર્ચાએ કરીને રિપુસમૂહને જીતીને તે કૃષ્ણરાય—નામના ભૂપાલથી કનકાભિષેક પ્રાપ્ત કરીને પણ સ્વમતસ્થાપનમાત્ર એક જ પ્રયોજન હોવાથી ભગવાન્ વિના ઈતરમાં નિસ્પૃહતા સ્પષ્ટ કરતા શ્રીમહાચાર્ય તીર્થયાત્રાએ પધાર્યા. રાજાના પ્રમોદાર્થ ચારપાંચ જ નિષ્કમાત્રનો સ્વીકાર કર્યો. કૃષ્ણસેવામાર્ગવર્ધક વેદવ્યાસ-મત જ સ્વશિષ્યકોટિમાં પ્રખ્યાપન કરતા; માયાવાદપ્ર-ભૃતિ નાના પાખણ્ડમતરૂપશુષ્કતૃણમાં અગ્નિવત્ વિચ-રતા નિત્ય નિયમશઃ નિકટ રહેતા પરમાપ્તતમ શ્રી. દામોદરદાસજીએ અનુગત, શ્રીગોવર્ધનનાથજીએ સ્વીય-ત્વથી ગર્ભમાં જ અનુગૃહીત, દેશદેશના પુષ્ટિજીવોને સેવામાર્ગનિરત અને 'શ્રીકૃષ્ણઃ શરણં મમ'ના કીર્તનમાં નિરત કરતા શ્રીમહાચાર્ય મનમાં શ્રીગોકુલયાત્રાસંકલ્પ-ક્રમથી મારવાડનામના દેશમાં પધાર્યા. ત્યાં રાત્રિએ પર્વત-સમીપ વનમાં 'સત્વર વ્રજભૂમિમાં પધારો,' એમ શ્રી-ગોપીપતિની વાણી શ્રવણ કરી. શ્રીકૃષ્ણમુખનિર્ગત મેઘનાદ-ગંભીર વાણીનું શ્રવણ કરીને પોતાની સાથે પરમાનંદ-રસનિમગ્ન ભગવત્પ્રેમૈકસ્વભાવ સ્વદાસવર શ્રીદામોદરદાસ-જીને સંબોધીને ( કહી સંભળાવીને ) ક્રમશઃ ત્વરાથી દેશ-પર્યટન કરતા શ્રીમહાચાર્યજી વ્રજભૂમિમાં પધાર્યા. શ્રાવણની શુદ્ધ એકાદશીના પ્રાતઃકાલમાં શ્રીગોકુલમાં પ્રવેશ કરી શ્રીયમુનાજીમાં સ્નાન કરી શ્રીગોવિંદઘાટ પર દિવ્યાર્જુનવૃક્ષની છાયામાં સ્વશિષ્યવૃન્દપૂજિત વ્રજાધિપનાં ગુણગાન કરતા સુખે બિરાજ્યા. તે દિવસે રાત્રિએ વિંશતિ-ઘટિકાવેલાએ શ્રીમહાચાર્યવર્યને પૂર્ણપુરુષોત્તમનાં પ્રત્યક્ષ દર્શન થયાં. પ્રાતઃકાલપર્યન્ત શ્રીનન્દરાજકુમારની સાથે

સંલાપસુખ શ્રીમદાચાર્યચંદ્રે અનુભવ્યું. ત્યારે પણ સમીપસ્થ શ્રીદામોદરદાસજીએ એકે જ તેઓ બન્નેના (શ્રીમદાચાર્યશ્રી અને ગોવર્ધનનાથજીના) સંદર્શનસંલાપાદિ સુખનો ભોગ કર્યો તે અમે સ્પષ્ટ કરીએ છીએ.

## બ્રહ્મસંબંધની આજ્ઞા અને શ્રીદામોદરદાસજીને બ્રહ્મસંબંધ

ત્યારે સ્વાંશભૂત શ્રીમદાચાર્ય પ્રતિ શ્રીવ્રજનાથે આજ્ઞા કરીઃ "આપ પુષ્ટિમાર્ગપ્રવર્તનાર્થ જ મારા સ્વરૂપાંશે અવતર્યા તેથી તત્તદ્દેશવર્તી જીવોને સમ્યક્ સમ્પ્રદાયપૂર્વક મારીસેવાનિરત કરો." એમ આજ્ઞા કરતા ભગવાન્‌ને પ્રેમપૂર્વક આલિંગી શ્રીકાલિન્દીકલ્લોલના પવનથી ચાલતા અલકવૃન્દથી શોભિતમુખવાન્ દિવ્ય કસ્તુરીતિલકથી પ્રકાશમાન, કોટિચન્દ્રસુશીતલ પીતાંબર, વંશીધર પુરુષોત્તમ પ્રતિ ત્યારે જ આચાર્યશેખરે વિજ્ઞપ્તિ કરી, 'હે ભગવન્ સર્વ જીવો કલિદુષ્ટ શૌચાચારવિહીન સન્માર્ગવિમુખ અને વિષયલંપટ દેખાય છે. તેઓ કયા પ્રકારે આપની સેવાને યોગ્ય થાય? તેઓને કયે પ્રકારે ઉપદેશું?' એ પ્રકારે વિજ્ઞપ્તિ કરતા શ્રીમદાચાર્યશેખરને સસ્મિત આલિંગન કરીને શ્રીવ્રજસીમન્તિનીના વિનોદપાત્ર મુરલીધરે આજ્ઞા કરીઃ 'આપ ભયને માં પ્રાપ્ત થાઓ. સર્વ જીવો મારા જ અંશભૂત છે. મારા વિયોગને મારી માયાથી નહિ જાણીને દેહેંદ્રિયારામ થયા છે, તેઓને મારા સ્વરૂપાંશભૂત આપ જીવોનો અને મારો અશાંશિરૂપથી અને સ્વામિદાસભાવથી નિત્યસિદ્ધ સંબંધ કરીને 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એ અષ્ટાક્ષરના ઉપદેશપ્રકાશથી પુષ્ટિમાર્ગીયતાથી આપને શરણ આવેલા

બ્રાહ્મણથી પ્રારંભી શ્રીશૂદ્રપર્યંત [1] નિર્વિશેષ સર્વજીવોના મારી પ્રાપ્તિમાં વિઘ્નરૂપ તિમિરને દૂર કરી મત્સેવાનિરત ગુણગાનરત અને નામજપપર કરીને નિઃશંક મારા દાસ કરો. આપના વંશજોએ અને શિષ્યવર્ગોએ જેઓને અર્થનો ઉપદેશ કર્યો છે તે જીવોને હું જ પુરુષોત્તમ સાધનાકાંક્ષા કર્યા વિના મદીયવેણુગાનશ્રવણસુખમગ્નચિત્ત કરીને મારી ઈચ્છાનુરૂપ ગોગોપગોપીવૃક્ષગુલ્મલતાતૃણવિરુધાદિરૂપથી નિત્યલીલાન્તર્ગત અવશ્ય કરીશ. તેથી ભીતિ માં પ્રાપ્ત થાઓ ’ એમ અભય પણ આપ્યું. દ્વાદશીએ અરુણોદય-વેલાએ રસખણ્ડચૂર્ણમિશ્રિતનવનીતભોગસમર્પણપૂર્વક શ્રી-દામોદરદાસજી સહ શ્રીમદાચાર્યશેખરે સ્વયં ભગવાનની પૂજા કરી. પૂજાનંતર આચાર્યવર્ય અને વ્રજનાથની વાર્તા શ્રવણ કર્યા છતાં પણ સંપ્રદાયસિદ્ધિને અર્થે પુનઃ શ્રી-દામોદરદાસજીએ પ્રશ્નપૂર્વક ગુરુમુખથી સર્વ વૃત્ત શ્રવણ કર્યું. દ્વાદશીના પ્રાતઃકાલમાં શ્રીદામોદરદાસજીને બ્રહ્મસંબંધ (શ્રીમદાચાર્યશ્રીએ) કરાવ્યો. કોઇક સમયે ત્યાં જ વિરાજ-માન ભગવલ્લીલારસનિમગ્નચિત્ત શ્રીમદાચાર્યવર્યને દધિપા-નેચ્છા થઇ. તે (ઇચ્છા) શ્રીદામોદરદાસજીએ જ જાણીને વ્રજમાં કોઇ સ્ત્રી પાસે જઇ દધિયાચના કરી. દધિ લાવતાં તે સ્ત્રીએ “મને મુક્તિદાન કરો” એમ કહ્યું. ‘તથા’ એમ કહીને તે સ્ત્રીને મુક્તિદાન કરી ગુરુને દધિસમર્પણ કર્યું. જેઓએ શ્રીવ્રજનાથને વશ કર્યા છે તેઓને કાંઇ પણ અદેય ન હોય એમ ‘મને [2]ભક્તિ વડે વશ કરે છે’ એ ભગવદ્વચનથી માનવું.

---

૧. કાંઈ પણ તારતમ્ય વિના.

२. वशे कुर्वन्ति मां भक्त्या. श्रीमद्भागवत.

## નિજ માહાત્મ્ય

ત્યાં જ શ્રીગોવિંદઘાટ પર પ્રાતઃસન્ધ્યાવંદનરત ભગવાન્ શ્રીમહાચાર્યમૌલિ ગુણકીર્તનાનન્દનિમગ્ન સ્વશિષ્યોને કટાક્ષામૃતવૃષ્ટિથી સંતોષતા વિરાજતા હતા, તેવામાં આચાર્યાશ્રિત અર્જુનવૃક્ષની શાખામાં અન્યસંપ્રદાયસ્થ કોઈ વૈષ્ણવે શાલગ્રામયુક્ત વસ્ત્રપેશી[1] બાંધી. શ્રીયમુનાસ્નાનાનન્તર ત્યાં આવીને જોતાં તે (પેશી) ન દેખતાં ખિન્ન થઈ આચાર્યવર્યને વિજ્ઞાપના કરીઃ 'હે ભગવન્, આ આપના શિષ્યોએ શાલગ્રામપેશી ગ્રહણ કરી છે, તેમને આજ્ઞા કરીને અપાવો.' શ્રીમહાચાર્યવર્યે સ્મિતમુખ થઇ તેને કહ્યુંઃ 'અમારા શિષ્યો ચૌર્યપરાયણ ન થાય, તું પુનઃ સમ્યક્[2] વૃક્ષનું અવલોકન કર.' તે ક્ષણે પ્રત્યેક શાખા ઉપર અનેક શાલગ્રામપેશીનાં દર્શન થવાથી મોહિત થતો તે આપશ્રીને શરણે આવ્યો. ત્યારપછી સ્વશાલગ્રામપેશી પ્રાપ્ત કરી શાંત થયો. તે પુષ્ટિજીવ ન હોવાથી, આ પ્રકારે માહાત્મ્યદર્શન થયાં છતાં પણ તેને સેવામાર્ગપ્રવેશપૂર્વક શરણગમનબુદ્ધિ ન થઇ. તેના ગયા પછી ભક્તવૃન્દસમેત શ્રીદામોદરદાસજીએ 'આપશ્રીને અમે પૂર્ણ પુરુષોત્તમ જ સમ્યક્ જાણીએ છીએ, વારંવાર જ અમને અલૌકિક માહાત્મ્યદર્શનની અપેક્ષા નથી, તેથી પ્રવાહી જીવોએ જ અવિજ્ઞાત છે માહાત્મ્ય જેઓશ્રીનું એવા આપશ્રી સ્વકીયોનું રક્ષણ કરો' એમ સ્વગુરુને વિજ્ઞાપના કરી. "સારું"

---

૧. થેલી.

૨. સારી રીતિએ.

એમ મન્દહાસથી તેમની યાચનાનો અંગીકાર કરીને ગુણ-
ગાનસુખ અનુભવવા લાગ્યા. વલી પુનઃ એક દિવસે કોઇક
વિરાગીએ શ્રીયમુનાજીમાં સ્નાન કરીને ગોવિન્દઘાટ ઉપર
ભગવત્પૂજા કરીને વિગ્રહસ્વરૂપી[1] શ્રીપતિને પેટિકામાં શયન
કરાવીને તેમના વૃક્ષઃસ્થલ પર શાલગ્રામ મૂકીને બાંધ્યા.
તે જોઇને શ્રીમદાચાર્યચૂડામણિએ 'હે ભક્તવર, આ પ્રકારે
માં કર' એમ આજ્ઞા કરી. શ્રીમદાચાર્યચરણના વાક્યનો
અનાદર કરી તે ધીરેથી ચાલી ગયો. બીજે દિવસે પ્રાતઃ-
કાલે તેજ પ્રકારે શ્રીયમુનાજીના તીર પર પૂજા કરવાને
ઉદ્યુક્ત થતાં સ્વશાલગ્રામશિલાને તિલશઃ વિશીર્ણ જોઇને
અત્યંત ખિન્ન થઈને આચાર્યવર્યને તે શાલગ્રામશિલા
દર્શાવીને રુદન કર્યું, ત્યારે આચાર્યવર્યે તેને 'હવે પછી
વિગ્રહવક્ષઃસ્થલ પર શાલગ્રામ નહિ ધરું' એમ પ્રતિજ્ઞા
કરીને શ્રીયમુનાજલ વડે શાલગ્રામચૂર્ણનું એકીકરણ કર, તે
પૂર્વવત્ થઈ જશે' એમ આજ્ઞા કરી. તેણે આચાર્યવર્યને
પ્રણામ કરી તેમજ કર્યું, અને પૂર્વવત્ શાલગ્રામ જોઈને
પૂજન કર્યું, તથાપિ શ્રીગોવર્ધનનાથજીએ પુષ્ટિજીવત્વે
સંકલ્પિત નહિ હોવાથી, સેવામાર્ગપ્રવેશાર્થે આચાર્યવર્યને
શરણે આવ્યા વિના જ સ્વયં આત્માને વૈષ્ણવ માનતો તે
ધીરેથી જતો રહ્યો. 'કર્હિચિદ્ મુક્તિ આપે છે, પરંતુ
ભક્તિયોગ નહિ' એ શ્રીશુકવચનથી સામાન્ય ભાગ્યવાનૂને
સેવામાર્ગાચાર્યદાસનું સુખ સિદ્ધ થતું નથી.

### વ્રજયાત્રા

આ પ્રકારે નાના પ્રકારની લીલા પ્રદર્શાવતા અને

1. સ્વરૂપાત્મક.

ગુણગાનના સુખનો અનુભવ કરતા શ્રીમહાચાર્યે કેટલોક કાલ ગોવિંદઘાટ ઉપર સ્થિતિ કરીને ત્યાંથી શ્રીવૃન્દાવન-ગોવર્ધનાદિયાત્રાર્થ ભગવદ્ભાવસંયુક્ત પુષ્ટિમાર્ગીયભક્તસહ ગમન કર્યું. ક્રમશઃ સન્ધુપાણ્ડયાખ્ય ભક્તરાજના મંદિરે આવી પહોંચ્યા. ભગવન્મુખથી જ રહસ્ય જાણી:શ્રીમહાચાર્ય-ચરણના માર્ગની પ્રતીક્ષા કરતા તેણે પ્રેમપૂર્વક સાદર શ્રીમહાચાર્યને પધરાવ્યા. શ્રીમહાચાર્ય ત્યાં જ કેટલોક કાલ વિરાજ્યા, તત્રત્યોને વૃન્દાવનચંદ્રાજ્ઞાપ્રકારે બ્રહ્મસંબંધ કરાવીને પર્વતોપગ્રામવાસી સન્ધુપાણ્ડયાપ્રભૃતિ સર્વને પણ કોઈ અવશેષ ન રહે તેવી રીતિએ શ્રીમહાચાર્યચરણે નિજ સેવક કર્યા; ત્યારથી જ તેઓ ભગવદીય થયા. સ્વયં ગોવર્ધન-નાથાત્મક પણ શ્રીમહાચાર્યચરણ ભક્તિસમ્પ્રદાય પ્રવર્તા-વવાને પોતે પણ ભગવદીય થઇને અન્ય ભગવદીય વિષે દઢાનુરાગશીલ થયા. શ્રીમહાચાર્યચરણે ભગવદ્ગુણગાન-નિરત સ્વશિષ્યોમાં 'નર્યો, દૂધ લાવ' એમ પર્વતથી વિનિર્ગત (નીકળેલી) વાણી શ્રવણ કરી. તે શ્રવણ કરીને પ્રતિદિનવત્ તે દિવસે પણ સન્ધુપાણ્ડયાની તે દેશની ભાષામાં જેનું નર્યો નામ પાડયું હતું તે કન્યા પર્વત પર આરોહ કરીને શ્રીગોવર્ધનનાથજીને પ્રીતિપૂર્વક દૂધ સમર્પી અવરોહણ કરીને પુનઃ ઘેર આવી. તેના આગમનપૂર્વ તો 'મારવાડ દેશમાં રાત્રિએ પર્વતસમીપ શ્રવણ કરેલી જ વાણી આ છે' એમ આચાર્યચંદ્રે શ્રીદામોદરદાસજીને કહ્યું. 'તેમ જ છે' એમ તે પણ વદ્યા. નર્યો નામની ભગવદીયાને દેખીને 'મને ક્ષીર આપ' એમ આચાર્યરાજે આજ્ઞા કરી.

'ઠીક આપું છું' એમ કહી સવિનય ગૃહમાંથી ઈતર ક્ષીર લાવવાને ઉત્સુક થયેલી તેને 'અન્ય ક્ષીરની મને કામના નથી, શ્રીગોવર્ધનનાથજીનું પીતાવશિષ્ટ મને આપ' એમ (આચાર્યશ્રીએ) આજ્ઞા કરી. તે દિવસે શ્રીગોવર્ધન-નાથજીએ પણ આચાર્યવર્યાર્થ જ ક્ષીર અવશિષ્ટ રાખ્યું હતું અને તેમ 'નર્યો'ને આજ્ઞા પણ કરી હતી. તે અવ-શિષ્ટ ક્ષીરપાત્રસહ આચાર્યવર્યને તેણે ભક્તિપૂર્વક આપ્યું. તેના પાનથી પરમાનંદ પામી તેને કહ્યું: 'આવતી કાલે પ્રાતઃકાલે ભક્તવૃંદસમેત હું ભગવદ્દર્શનાર્થ આવીશ' એમ સાયંકાલે ક્ષીરદાનાર્થગમનવેલાએ શ્રીગોવર્ધનનાથજીને જણાવજે.[1] 'ઠીક ભલે આવે' એમ તેના મુખથી ભગવદ-નુજ્ઞા રાત્રિએ સાંભળી પ્રાતઃકાલે શ્રીગોવર્ધનસમીપ ગોવિન્દ-કુણ્ડમાં સ્નાન કરી સન્ધુપાણ્ડયા—દામોદરદાસ—પ્રભૃતિ વૈષ્ણવવૃન્દથી પરિવેષ્ટિત શ્રીમદાચાર્યચરણે પર્વતારોહણ કરીને જયશ્રીકૃષ્ણકીર્તનપૂર્વક[1] ચિરકાંક્ષિત ગોવર્ધનનાથજીના દર્શનનું સુખ પ્રાપ્ત કર્યું. ભગવાને પણ શ્રીનંદરાજનાં સુંદર દર્શનવત્ આનંદ પ્રાપ્ત કરીને, શૈશવભાવ પ્રકટ કરતાં સ્વયં આચાર્યશેખરપ્રતિ ગમન કરીને તેઓશ્રીની સાથે એકાસન પર બિરાજી પ્રેમસંલાપ કર્યો. આચાર્યવર્યે મુકટાભરણ સમર્પ્યું તેનાથી અલંકૃત ભગવાન્ અતિશય શોભવા લાગ્યા. સર્વપ્રકારે પરિપૂર્ણ હોવા છતાં બાલ-લીલાથી આચાર્યવર્યને મોહ પમાડતા શ્રીગોવર્ધનનાથજીએ

---

૧. શ્રીમદાચાર્યચરણનો શ્રીનાથજી સહ જયશ્રીકૃષ્ણોચ્ચારવ્યવહાર વૈષ્ણવોએ લક્ષમાં રાખવા યોગ્ય છે.

નૂપુરાભરણ તથા ગોવૃંદની યાચના કરી. પ્રેમભક્ત્યવતાર-રૂપ આચાર્યચંદ્રમાએ પોતે પુષ્ટિમાર્ગીયભક્તના મોદાર્થ ગૃહીત અને શ્રીદામોદરદાસજીના હસ્તમાં સ્થિત કિંચિત્ સુવર્ણ સન્ધુપાણ્ડ્યાખ્ય ભક્તરાજના હસ્તમાં અર્પીને 'નૂપુર કરાવ' એમ આજ્ઞા કરી. તેણે પણ મથુરામાં નાનારત્નાલંકૃત નૂપુર કરાવી લાવીને શ્રીમહાચાર્યચરણના હસ્તમાં આપ્યાં અને તેનાથી પણ લીલાથી શોભતા ભગવાને વિહાર કર્યો. આચાર્યવર્યે સ્વહસ્તગત ચાર સુવર્ણમહોર સન્ધુપાણ્ડ્યાના હસ્તમાં આપીને 'ગાય લાવ' એમ આજ્ઞા કરી. 'ભગવન્, મારું ગૃહાદિક સર્વ આપશ્રીનું જ છે, પ્રાણધનાદિક સર્વ ગુરુભગવાન્‌ને મેં નિવેદન કર્યું, તેથી મદીય સર્વ ગોધન શ્રીગોવર્ધનનાથજીને અર્પણ કરું છું, તેથી નિષ્કચતુષ્ટય ભલે અત્ર જ રહે' એમ તેણે (સન્ધુપાણ્ડ્યાએ) ગુરુને વીનતી કરી. એતન્મૂલ્ય-પરિમિત ક્રયાર્થ મારા નામથી ગાય લાવીને પછી યથા-શક્તિ પર્વતસમીપવર્તિગ્રામવાસી મારા શિષ્યોએ ભગ-વાન્‌ને ગોવૃંદનું સમર્પણ કરવું' એમ પુનઃ આચાર્યવર્યે આજ્ઞા કરી. 'જો આજ્ઞા' એમ કહી સન્ધુપાણ્ડ્યાખ્ય ભક્ત સ્વાચાર્યશ્રીને એક દિવ્ય ગાય આપીને નિષ્કચતુષ્ટય-નો પણ ભગત્સેવોપયોગ કર્યો. પોતે સહસ્રસંખ્યાપરિમિત ગોવૃંદનું ભગવાન્ ગોવર્ધનનાથજીને સમર્પણ કર્યું, રક્ષકોને પણ યોજ્યા. રાજભોગસ્વીકારાનન્તર કદાચિત્ શ્રીગોવર્ધન-નાથજી સ્વયમ્ ગોપાલન કરતા. સન્ધુપાણ્ડ્યાપ્રભૃતિ-ભક્તદ્વારા આચાર્યચંદ્રે શ્રીગોવર્ધનનાથાર્થે મંદિર પણ સિદ્ધ કરાવ્યું. સન્ધુપાણ્ડ્યાપ્રભૃતિ સર્વને સમયોચિત ભોગ-

સામગ્રી લાવવામાં વ્યગ્ર કર્યા. શ્રીમહાચાર્યચરણની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરીને તેઓ સ્નેહપૂર્વક સેવા કરતા. આચાર્યવર્ય સ્વયં સેવાવિધિ આચરતા રાત્રે રાસલીલા પ્રત્યક્ષ અનુભવતા કેટલોક કાલ ત્યાં જ આનંદથી બિરાજ્યા. ત્યારપછી ક્રમશઃ બહુ રાજાઓએ આચાર્યવર્યના શિષ્યો થઈને શ્રીગોવર્ધનનાથાર્થે બૃહન્મંદિરાદિક સિદ્ધ કર્યું.

## તીર્થાટન

કેટલાંક વર્ષ પછી શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞાથી નાનાદેશસ્થિત પુષ્ટિજીવોના રક્ષણાર્થ પુનઃ તીર્થાટનાર્થ પધારતાં ભગવત્સેવામાં ગોવિંદદાસપ્રભૃતિને નિયોજીને શ્રીગોવર્ધનનાથજીની અનુજ્ઞા લઈને શ્રીમહાચાર્યવર્ય કાંચી પધાર્યા. ત્યાં નાનાપાખણ્ડમતોના વિધ્વંસપૂર્વક સ્વમતસ્થાપન કરીને બહુ પુષ્ટિજીવોને ભગવદીય કર્યા. મહાધનવાન્ પુરુષોત્તમશેઠનામના વૈશ્યવરને સ્વદાસ સ્વીકારીને તદ્દત્તબહુધનવ્યયથી જન્માષ્ટમ્યુત્સવ કરીને ક્રમશઃ શ્રીપુરુષોત્તમક્ષેત્ર પધાર્યા. ત્યાં કોઈ કૌતૂહલાવિષ્ટચિત્તે પરીક્ષાર્થ એકાદશીએ જ શ્રીહસ્તમાં મહાપ્રસાદ અર્પ્યો. તેને હસ્તમાં રાખીને જ દ્વાદશીના અરુણોદયપર્યન્ત મન્દિરદ્વારે ગુણગાનનિરત થયા. તેના (ગુણગાનના) શ્રવણથી બહુપુષ્ટિજીવો આચાર્યશેખરને શરણે જઈ સ્વમાર્ગનિરત થઈ અરુણોદયે મહાપ્રસાદ સ્વીકારીને પુનઃ ભગવત્પૂજાકથાવર્ણનાદિનિરત થયા. આશ્ચર્યશ્રવણ કરીને તે નગરનો રાજા શરણે આવ્યો. ત્યાં પુષ્કળ માધ્વાદિમતમસ્કરીઓએ તથા અન્ય પંડિતોએ આવીને, તેઓ પ્રવાદી હોવાથી ચર્ચા

કરી, તે સર્વને વિજીતીને સેવામાર્ગ જ સ્થાપ્યો. તત્ર પુનરપિ કેટલાકનું સ્વમતાભિમાન જોઇને તે રાજાની સંશયનિવૃત્તિ કરવાને 'અત્ર શ્રીજગન્નાથજી યાથાત્મ્ય લખી આપશે' કહી તે રાજાદ્વારા કાગલ વગેરે ભગવન્મંદિરના અન્તર્ગૃહમાં ભગવન્નિકટ મુકાવીને દ્વાર બંધ કરાવીને 'દ્વારરક્ષક રાજા જ થાય' એમ આજ્ઞા કરી. પુનઃ તે રાજવરે આચાર્યચંદ્રની અનુજ્ઞા પ્રાપ્ત કરીને દ્વારોદ્ઘાટનપૂર્વક ભગવત્સમીપ જઇને શ્રીજગન્નાથજીએ સ્વયંલિખિત કાકસી અખિલ વિદ્વજ્જન સમક્ષ આચાર્યવર્ય સન્નિધિમાં વાંચી. શ્રીજગન્નાથજીએ 'એક શાસ્ત્ર[1] દેવકીપુત્રગીત' ઈત્યાદિ શ્લોક લખ્યો હતો. રાજા અને પુષ્ટિજીવો જયશાલી અસ્મદાચાર્યવર્યના પ્રસાદથી સેવામાર્ગનિરત થયા.

## અજગરપ્રસંગ

કેટલોક કાલ ત્યાં બિરાજીને ત્યાંથી ક્રમશઃ યાત્રા કરતાં માર્ગમાં મરેલા અજગરને શતશઃ કીડીઓથી ભક્ષિત જોઇને આચાર્યતરણિએ સ્વશિષ્યો સાથે સંલાપવિનોદાદિક કર્યા વિના મધ્યાહ્નપર્યન્ત મૌન રાખ્યું. કોઇ વનમાં સરોવરસમીપ વૃક્ષચ્છાયમાં ભગવત્પ્રસાદ લીધા પછી એકાંતમાં સુખે વિરાજતા આચાર્યવર્યને પ્રણમી શ્રીદામોદરદાસજીએ સવિનય પૂછ્યું: 'ભગવન્મુખારવિંદમાંથી વિનિર્ગત પ્રશ્નકથામકરન્દની પાનપિપાસાથી ત્યક્તગૃહ અનન્યશરણોને (સ્વશિષ્યોને) સંભાષ્યા વિના આ પ્રકારે ઉપેક્ષા કેમ કરો છો?' તેને આશ્વાસન દેતાં ગુરુએ આજ્ઞા કરીઃ 'વત્સ, સવારે આગમનકાલે માર્ગમાં તને પણ મૃતાજગરવીક્ષણ નિશ્ચય થયું હતું. પૂર્વજન્મમાં તેણે [2]વ્યસુમ્ભરત્વથી શિષ્યાર્જન

1. एकं शास्त्रं देवकीपुत्रगीतम्. 2. વિશેષતઃ પ્રાણપોષકબુદ્ધિથી.

કર્યું હતું, પણ તેણે તેઓની સદ્ગતિ પ્રદર્શાવી ન હતી. તે દોષથી તે અજગરતાને પ્રાપ્ત થયો, અને તે શિષ્યો પિપીલિકારૂપે તેનું ભક્ષણ કરવા લાગ્યા. તેટલા જ માટે હું ઉદાસીન થયો છું.' 'આપશ્રી તેવા ગુરુ નથી, કિન્તુ પરમહિતાન્વેષી સાક્ષાત્ પુરુષોત્તમાંશ જ છો, અને તેમની આજ્ઞાથી અમોને રક્ષવાને અવતર્યા છો, અગ્નિને નિશ્ચય કાંઇ દોષસંબંધ થતો નથી તેમ ભગવન્મુખથી આવિર્ભૂત અગ્ન્યવતારૂપ આપશ્રીને પતિતજનને પાવન કરવામાં પણ દોષસંબંધ નથી' એમ આચાર્યતરણિ પ્રતિ શ્રીદામોદરદાસજીએ વાકય કહ્યું. તે સત્ય વાકયથી હર્ષિત થઈ ભગવદ્ગુણવર્ણનમત્તહંસવત્ આચાર્યશેખર શોભ્યા.

## વ્યાઘ્રપ્રસંગ

કોઇક સમય શિષ્યો સહ પધારતાં માર્ગમાં આચાર્યવર્યે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એ નામકીર્તન વિના નિમિષમાત્ર પણ અસ્મદીયોએ રહેવું નહિ એમ આજ્ઞા કરી. તેમાં શ્રીકૃષ્ણદાસમેઘન નામના ભક્તને કાંઇક સંશય થયો. તે દિવસે મધ્યાહ્નને વિપિનમાં સરોવરનિકટ આચાર્યવર્યે ભગવત્સેવાદિક કર્યું. શ્રીકૃષ્ણદાસમેઘન તો ભોજનપાત્રાનયનાર્થે વિપિનમાં કાંઇક દૂર ગયા. ત્યાં વ્યાઘ્રને દેખીને કાંઇક ભીત તેમણે 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એમ નામકીર્તન કર્યું અને ત્યારે જ ચિરપિપાસિત તે વ્યાઘ્રે જલપાન કર્યું. પુનઃ એકવાર એમણે નામકીર્તન કર્યું કે વ્યાઘ્રે પણ પુનઃ જલપાન કર્યું. પ્રસાદ લીધા પછી 'વિપિનમાં શું આશ્ચર્ય જોયું?' એમ શ્રીકૃષ્ણદાસમેઘનને આચાર્યશેખરે પૂછતાં

તેમણે વ્યાઘ્રવૃત્તાન્ત વર્ણ્યો, તથાપિ તેમણે તેનો અભિપ્રાય જાણ્યો નહિ. પુનઃ આચાર્યચંદ્રે તેને કહ્યું: "કોઇક ભક્તવર વ્યાઘ્રરૂપે નિરન્તર નામકીર્તનનિરત થઇને વિપિનમાં વસતો હતો. આ જ દિવસે સજ્જનમુખોદ્ગત ભગવન્નામશ્રવણ પણ કરતાં તેણે બેવાર જલપાન કર્યું, તેથી આમ જ અસ્મદીયોએ ભાવના કરવી." આ પ્રકારે આજ્ઞા કરીને પાણ્ડુરઙ્ગક્ષેત્ર પધાર્યા.

## ગૃહસ્થાશ્રમાર્થ શ્રીવિઠ્ઠલનાથાજ્ઞા

ત્યાં ભગવાન્‌થી આલિંગન અને સંલાલન પ્રાપ્ત કરીને (શ્રીમહાચાર્યચરણે) સંલાપસુખ અનુભવ્યું. વિઠ્ઠલનામક ભગવાન્ બોલ્યા: 'આપ ગૃહી-ગૃહસ્થ થાઓ અને વંશવૃદ્ધિ કરીને સેવામાર્ગ સ્થાપો, હું જ આપના વંશમાં અવતરીશ.' ત્યારે આચાર્યચૂડામણિએ ભગવાન્‌ને વિજ્ઞપ્તિ કરી: 'ભગવન્, અમે નિસ્સંગ, ઉદાસીનસ્વભાવવાન્, આપના ગુણગાનૈકપરાયણ છીએ, આપના વિના અન્યનું ઉપસર્પણ-સમીપ ગમન-કરવાને યોગ્ય નથી, આપ શામાટે અમને પ્રવૃત્તિમાર્ગમાં નિયોજો છો?' ભગવાન્ પુનઃ બોલ્યા: "મારા ભક્તોને પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ઉભયે માર્ગાનુષ્ઠાનમાં કાંઈ પણ પ્રયોજન હોતું નથી. 'હે ઉદ્ધવ, તેથી તું વિધિપ્રતિવિધિ, પ્રવૃત્તિ-નિવૃત્તિ, શ્રોતવ્ય તથા શ્રુતને પણ ત્યજીને સર્વ દેહીના આત્માને મને એકને જ સર્વાત્મભાવથી શરણે આવ; મારા વડે નિશ્ચય અકુતોભય-નિર્ભય થા, એમ મેં જ આજ્ઞા કરી છે, તથાપિ મત્પ્રીત્યર્થ સેવામાર્ગની અભિવૃદ્ધ્યર્થ કેટલોક કાલ ગાર્હસ્થ્યનું અનુષ્ઠાન કરો. હમણાં

આપ કાશી જાઓ, હું સર્વ સમ્પાદન કરીશ." 'તેમ જ કરીશ,' એમ કહી ભગવદાજ્ઞાનો અંગીકાર કરીને ત્યાં જ કેટલોક કાલ વિરાજીને શ્રીવિઠ્ઠલસેવાસુખ અનુભવીને, ભગવાનની અનુજ્ઞા લઇને શ્રીદામોદરદાસપ્રભૃતિ મુખ્યશિષ્ય સહ કાશી પધાર્યા.

## શ્રીમદાચાર્યનો વિવાહ

કાશીમાં પંચાયતનપૂજાપર અને વિશેષે ગોપાલભક્ત આચાર્યજાતીય કોઈક બ્રાહ્મણ હતો. તેને દેવતાપ્રતિમા—દેવતાતુલ્ય એક કન્યા હતી. પુણ્ડરીકને વર આપનાર ભગવાને તે વિપ્રને સ્વપ્નમાં આજ્ઞા કરીઃ 'મદાત્મક શ્રીવલ્લભાચાર્યને કન્યાદાન કર, કાલે પ્રભાતે નગરથી બહાર જા. સ્વશિષ્ય સહ મારી કથાવાર્તા કરતા પધારશે, તેમને મારા અંશભૂત શ્રીવલ્લભદીક્ષિત જાણજે.' તેણે ઊઠીને ભગવદ્દર્શનથી આનંદયુક્ત થઈ તેમ જ કર્યું. નગરથી બહાર સન્માનાર્થે ગયેલા તેણે આચાર્યવર્યને શિષ્ય સહ સ્વગૃહ પધરાવી સમ્યક્ પ્રકારે પૂજા કરી. તે મહાધનિક વિપ્રે ગૃહાદિસહિત સર્વસ્વ ધન કન્યાદાનસમયકાલે જ આચાર્યવર્યને આપ્યું. વિવાહાનન્તર કેટલોક કાલ ત્યાં વિરાજી તત્પુરનિવાસી શ્રીપુરુષોત્તમદાસપ્રભૃતિ બહુ સ્વશિષ્યોથી પૂજાઇ, પત્નીસહ વ્રજયાત્રા કરવાને ઉદ્યુક્ત થયા. અન્ય અપત્ય નહિ હોવાથી સ્વશુરે સ્વપૂજાદિક પણ જામાતાને આપીને જામાતાની કૃપાથી ભગવદીય થઇને તપોવન પ્રતિ ગમન કર્યું. આચાર્યશેખર કાશીપુરીથી બે યોજન દૂર સ્વાભિમત કોઈક ગ્રામમાં પત્ની સહ માસમાત્ર વિરાજ્યા. કાશીથી નિર્ગમન

કરતી વેલાએ કેવલ ભગવદીય આચાર્યવર્યે શાલગ્રામ વિના અન્ય ચાર દેવતાની મૂર્તિને (સ્વશુરની પંચાયતન પૂજાની પંચ મૂર્તિમાંથી) ગંગામાં પધરાવી. તે શિવાદિ દેવોએ પ્રત્યક્ષ સ્વરૂપથી આચાર્યતરણિને કહ્યું: 'વ્રજનાથાવતારસ્વરૂપ, આપ જ્યારે અમારો ત્યાગ કરશો ત્યારે લોકમાં અમને કોણ માનશે?' તેમના પ્રતિ આચાર્યચન્દ્ર બોલ્યાઃ 'એકાન્ત ભક્તોએ નિશ્ચય સદ્ધાર ઉપાસના કરવાની હોય નહિ, તથાપિ વિવાહોત્સવાદિમાં તમને ભગવદીયોને (મારા સેવકો) ભલે માને.' 'તેમ જ હો' એમ આચાર્યશ્રીનું સન્માન કરીને શિવાદિ તિરોહિત થયા. ગંગાજી સર્વતીર્થાત્મક હોવાથી ત્યાં જ શિવાદિનો નિત્ય નિવાસ હોવાથી તેના જલમાં દેવતાન્તરની મૂર્તિના પ્રક્ષેપણમાં દોષ નથી. તે દેવોના મનને પણ તાપ ન થાઓ, એમ શ્રીમદાચાર્યચરણનો આશય હતો, તેથી જ તે દેવોએ પણ આચાર્યવર્યને માન્યા. 'બ્રહ્માને નીલકંઠને' ઇત્યાદિ ભગવદ્વચનથી આ પ્રકારે જ એકાન્ત ભક્તચર્યા જાણવી.

## પત્નીસહ વ્રજયાત્રા

પછી આચાર્યચન્દ્રમા સ્વાનુરૂપા પત્ની તથા શ્રીદામોદરદાસપ્રભૃતિ શિષ્ય સહ વ્રજ પધાર્યા. વૃન્દાવનગોકુલમધુરાનન્દવનબરસાનાપ્રભૃતિ લીલાભૂમિમાં સ્વસંપ્રદાયક્રમથી તત્રત્ય સ્વશિષ્યોએ આચરાતા ભગવત્સેવામાર્ગને અવલોકતા આનંદ પામ્યા. ક્રમે દ્વાદશવનયાત્રા પણ કરતા ચોરાશીક્રોશમધ્યગત વ્રજભૂભાગનાં પણ દર્શન કર્યાં, લીલાસ્થાનપરિજ્ઞાનમાં કુશલ તત્રત્ય સહ એકેક લીલાસ્થાનમાં ભગવદ્-

ભાવોદ્રેકે કરીને ગુણુગાનસુખને અનુભવતા માસમાત્ર વિરાજ્યા. રાધાવિહારકુંજાદિમાં દીર્ઘ કાલ વિરાજી ગોવર્ધન-પર્વતપ્રાન્તમાં સન્ધુપાણ્ડયાના ગૃહમાં પધાર્યા, સર્વભક્તથી સન્માન પ્રાપ્ત કરી ત્યાં જ વિરાજ્યા. તેના ગૃહમાં સર્વ-જનમાન્ય શ્રીકૃષ્ણૈકપરાયણુ પ્રતિદિન પ્રાતઃકાલ બાલોને નવનીતખંડના ભાગથી હર્ષકારિણી કોઇક વયોવૃદ્ધા હતી. વૃદ્ધાવસ્થાને લીધે તેનું ચક્ષુરિન્દ્રિય પણુ ક્ષીણુપ્રાય હતું. તે કેવી રીતિએ પર્વતારોહણુ કરવામાં સમર્થ થાય? તેનો શુભ ભાવ જોઇને શ્રીગોવર્ધનનાથ પણુ પ્રતિદિન પ્રાતઃ કોઇ ન જાણે તે પ્રકારે પર્વતથી ઊતરીને ક્ષણુમાત્રમાં તેની સમીપ આવીને સ્વયં બાલસ્વરૂપ ધરી બાલમધ્યગત થઈ નવનીતખંડ ગ્રહણુ કરી તેનો ઉપભોગ કરી પુનઃ સ્વસ્થાને પધારતા. સર્વ બાલોને નવનીતદાનાવસરે કરથી ગ્રહીને 'તારું નામ શું છે?' એમ પ્રતિદિન પૂછતી, તેમ ભગવાન્‌ને પણુ તેણે પૂછ્યું. તેના પ્રતિ ભગવાને કહ્યુંઃ 'મારું નામ દેવદમન છે.' 'આપ ખરે પર્વતનિવાસી છો?' એમ તે તદ્દેશીય ભાષામાં પૂછતી. તેના પ્રતિ હરિએ કહ્યુંઃ 'હું આ જ પર્વતમાં રહું છું, મારાં બહુ નામ અને રૂપ છે, તારી ભક્તિથી વશ થઈ નવનીતગ્રહણુાર્થ આવ્યો છું.' પછી તેણે પુનઃ વિજ્ઞાપના કરીઃ 'હે દેવદમન, હે વત્સ, આપ પ્રતિદિન અત્ર પધારીને નવનીતનું ગ્રહણુ કરજો.' 'તેમ' કહી તેને અભયનું દાન કરી પ્રતિદિન આ પ્રકારે જ લીલા કરે છે. નર્યો–દામોદરદાસ સહ આચાર્યવર્યે તે લીલા જાણીને દિવ્યાર્ચારૂપ શ્રીનવનીતપ્રિયાખ્યનું ભક્તિથી સંપૂજન કર્યું.

કેટલાક દિન પછી ગોવિંદદાસને તે શ્રીનવનીતપ્રિયપ્રભુનું દાન કર્યું. પછી પર્વતારોહણ કરી ભક્ત સહ શ્રીગોવર્ધન-નાથનાં દર્શન કરી પ્રણમી તેમનાથી આલિંગન પ્રાપ્ત કરીને શ્રીમદાચાર્યે પ્રેમસંલાપ કર્યો. ત્યારે પાણ્ડુરંગેશ્વરની કાશી-ગમનાદિકાજ્ઞા શ્રીમદાચાર્યચરણે નિવેદન કરી. વિવાહનું પણ શ્રવણ કરીને ભગવાને આજ્ઞા કરીઃ 'હું અને બલદેવ સ્વયં અંશકલાથી આપના પુત્રરૂપે અવતરીશું.' એ શ્રવણ કરી નિમિમહારાજ દશરથાદિવત્ (શ્રીમદાચાર્યવર્ય) પરમમુદિત થયા. વિશેષે સન્ધુપાણ્ડયાના ગૃહમાં વિરાજતા પ્રતિદિન પર્વતારોહણપૂર્વક શ્રીગોવર્ધનનાથ સહ સંલાપસુખ અનુભવતા (આચાર્યવર્યે) ભિન્ન ભિન્ન દેશમાંથી આવેલા પુષ્ટિજીવોને બ્રહ્મસંબંધ કરાવી ભગવદીય કર્યા. બહુ રાજાઓએ શિષ્યો થઈને નિત્યોત્સવાર્થં શ્રીગોવર્ધનનાથજીને, શ્રીગોકુલચંદ્રમા-જીને અને શ્રીમદનમોહનજીને ક્ષેત્રારામોદ્યાનગ્રામાદિક સમ-ર્પ્યાં. કદાચિત્ શ્રીમદાચાર્યવર્ય સ્વદાસવર શ્રીદામોદર-દાસના અંકમાં શ્રીમસ્તક ધરીને સુખે પોઢયા હતા. તે અવસરે ભગવાન્ શ્રીગોવર્ધનનાથ જ સ્વયં પધાર્યા. સ્વાચાર્યભક્તિને લીધે તેમને શ્રીદામોદરદાસે હસ્તસંકેત કરીને વર્જ્યા. આચાર્યચંદ્રે ઊઠીને ભગવાન્‌ના સન્મુખ જઈને, તેમને આલિંગી, પ્રણામ કરી, આસન પર પધરાવ્યા. શ્રીગોવર્ધન-નાથે 'આ તમારા દાસે મને રોકયો' એમ (આચાર્યવર્યને) કહ્યું. તેથી ગુરુએ (આચાર્યવર્યે) અતીવ રુષ્ટ થઈ (શ્રીદામો-દરદાસ પ્રતિ) ઈક્ષા કરી. પુનઃ ભગવાને આજ્ઞા કરીઃ 'શ્રીદામોદરદાસે સ્વધર્મ જ આચર્યો છે, તેને ઠપકો માં

આપો, તેણે કરેલું મને અતીવ આનન્દજનક થયું, તેના ઉપર તમે ક્રોધ કરશો તે મને ઇષ્ટ નથી.' પછી તેના ઉપર દેશિકચૂડામણિ પ્રસન્ન થયા. "ભગવાને પણ તને માન્યો છે, તારું ભાગ્ય અતુલ છે," એમ શ્રીગોવર્ધનનાથના સમક્ષ જ તેની શ્લાઘા કરી. તે સ્વગુરુને જ શ્રીગોવર્ધનનાથભાવે જાણતા, ભગવત્સન્નિધિમાં પણ નિત્ય ગુરુસેવામાં દૃષ્ટિ રાખતા, તે હેતુથી શ્રીગોવર્ધનનાથ તેના ઉપર નિત્ય અધિક પ્રીતિ કરતા.

## લીલોપસંહાર

હવે શ્રીગોવર્ધનનાથની આજ્ઞાથી આચાર્યશેખર પુનઃ કાશી પધાર્યા. ત્યાંના શ્રીપુરુષોત્તમદાસપ્રભૃતિ શિષ્યવૃંદે અર્ચન કરાતા શ્રીમદાચાર્ય બે યોજન દૂર ગામમાં પત્નીસહ આનંદપૂર્વક ભગવત્સેવાનિરત વિરાજ્યા. પછી પત્નીએ કેટલેક કાલે બલદેવાંશભૂત પુત્રને જન્મ આપ્યો. તેમનું આચાર્યશ્રીએ 'ગોપીનાથ' નામ પાડયું, બ્રાહ્મણોને બહુ ધન દીધું. પ્રતિદિન જ્ઞાનભક્તિવૈરાગ્યક્ષમાદિથી શોભતા ચંદ્રવત્ વૃદ્ધિ પામતા તે બાલક પણ પિતૃની આજ્ઞાથી ઉપનયન લઈ પછી ઝટ વેદશાસ્ત્રપારંગત થઈ ભગવત્સેવાપ્રધાનયજ્ઞદાનાદિશીલ થયા. તેમને બલદેવ જાણીને રાધિકાંશથી જ મુખ્યતાએ પ્રકટેલા આ શ્રીમદાચાર્યવર્ય અત્યન્ત આનંદને પ્રાપ્ત થયા. પછી કદાચિદ્ યમુનાતીરે પર્વતસમીપે ગ્રામમાં શ્રીવલ્લભદીક્ષિત યજ્ઞદાનતપની અભિવૃદ્ધિએ કરીને નિષ્કામ એકાન્ત ભક્તિએ શ્રીગોકુલચંદ્રમાનું એકાગ્રચિત્તે ધ્યાન ધરતા કાષ્ઠવત્ અચલ સમાધિને પ્રાપ્ત

થયા હતા ત્યારે શ્રીનન્દસૂનુએ પધારી આલિંગીને મુરલિ-કારવથી સમાધિનો વિરમ કરીને સ્વામિન્યંશથી સમુદ્‌ભૂત શ્રીમદાચાર્યશેખરને કહ્યું: 'વાસુદેવના સુતવત્ જ તમારા સુતત્વે પૂર્ણકલાથી સેવામાર્ગસ્થાપનાર્થ હું પ્રકટીશ. તદન-ન્તર આપ વ્રજભૂમિમાં પધારો.' એમ કહી, આલિંગન કરી, અનુજ્ઞા લઈ ગરુડ પર વિરાજી વ્રજમાં પધાર્યા. સ્વપત્નીને ભગવદ્દત્ત નવનીત (શ્રીમદાચાર્યે) આપ્યું. પછી તેણે (આચાર્યપત્નીએ) નવનીતવત્ મનોહર પિતૃ-ચરણમાં દૃઢાનુરક્ત નન્દકુમારસદૃશ દિવ્યરૂપ સર્વલક્ષણ-લક્ષિત સહજકસ્તૂરીતિલકશોભિતમુખવાન્ દેવવૃન્દસમર્પિત-નાનાપુષ્પવૃષ્ટિવિષય આચાર્યતપઃફલરૂપ કુમારરત્નને યથાકાલ જન્મ આપ્યો. શ્રીવ્રજનાથના જન્મસમયે શ્રી-નન્દરાજગૃહમાં જેવો મહોત્સવ થયો હતો તેવો જ મહો-ત્સવ આચાર્યગૃહમાં થયો, ત્યારે શ્રીમદાચાર્યે દશરથવદ્ દાન કર્યાં. એકાદશમા દિવસે નામકરણોત્સવ હતો ત્યારે કોઈ ભક્ત સ્વાચાર્યવર્યના દર્શનાર્થે આવ્યો. સ્વગુરુ શ્રી-મદાચાર્યવર્યને સ્વાચાર્યરૂપ શ્રીવિઠ્ઠલનાથસ્વરૂપ ભક્તિથી સમર્પ્યું. તે દિવસે વિઠ્ઠલવિગ્રહપ્રાપ્તિથી પણ 'સ્વપુત્ર વિઠ્ઠલ-નાથ જ છે' એમ જાણીને 'વિઠ્ઠલનાથ' એમ નામ ધર્યું. શ્રીવિઠ્ઠલનાથની સમીપ નારદશુકાદિએ પણ આવીને 'ભક્તિ-માર્ગવર્ધક ભગવદવતારરૂપ છે' એમ બહુ માનથી દર્શન કર્યાં. તે બાલ્યાવસ્થામાં જ પ્રહ્‌લાદવદ્ ભગવદ્‌ભાવયુક્ત શોભતા. તેમના દ્વિતીય વર્ષે પુનઃ ગોકુલ પધારી ત્યાં જ શ્રીમદાચાર્યવર્ય શ્રીગોકુલચંદ્રસેવાનિરત થયા. શ્રીવિઠ્ઠલનાથ

પણ ઉપનયન પ્રાપ્ત કરી પિતા પાસે વેદવેદાન્તનું અધ્યયન કરી વ્યાસતુલ્ય રાજ્યા. બાલ્યાવસ્થામાં જ ઇતરવિદ્વજ્જનથી અજેય થઈ પિતૃસિદ્ધાંતનું પ્રખ્યાપન કરતાં તેમણે 'વિદ્વન્મણ્ડન' ગ્રંથ કર્યો. સ્વપિતા આચાર્યશ્રીએ કરેલા સૂત્રભાષ્યદશમસ્કન્ધટીકાપ્રભૃતિ દિવ્યગ્રંથના અભિપ્રાયના વ્યંજક થઇ પૂર્ણ ભગવદ્ભાવથી અલંકૃત થઇ સ્વામિનીદાસ્યની જ આકાંક્ષા કરતા, લીલાપરિજ્ઞાનકુશલ થયા, ભક્તિરસસર્વસ્વના એકભોક્તા થયા, ગાનનર્તનાદિથી હૃદયમાં અને બહિઃ પણ શ્રીગોકુલેશને પ્રકટ કર્યા. નન્દસૂનુની સાથે નિત્યદા વિહાર કરતા વિઠ્ઠલનાથે પણ સ્વાનુરૂપ પત્નીમાં સપ્ત પુત્રને પ્રકટ કર્યા. તેઓ નવયોગિસદૃશ રાજ્યા. આચાર્યવર્યે પુનઃ શ્રીગોવિંદદાસપાસેથી શ્રીનવનીતપ્રિયને પધરાવવાને મનમાં ચિંતન કર્યું. શ્રીનવનીતપ્રિયજીએ જ શ્રીગોવિંદદાસને તેઓશ્રીનો અભિપ્રાય કહ્યો, અને તેણે ભક્તિથી ગુરુને પુનઃ દિવ્યાર્ચારૂપ પ્રભુ સમર્પ્યા. શ્રીનવનીતપ્રિય જ ગોવિંદદાસનો વિરહ સહી શકતા નથી એમ આચાર્યવર્યે જાણીને 'તમે સ્વતઃ લઈને અત્ર જ અમારા ભવનમાં ભગવન્મન્દિરરક્ષક થઇને રહો' એમ શ્રીગોવિંદદાસ પ્રતિ આજ્ઞા કરી. તે પણ પરમાહ્લાદનિર્ભર થઇ, પુત્રાદિમાં મમતા ત્યજી, તે જ પ્રકારે શ્રીનવનીતપ્રિયજીના સેવક થયા. શ્રીનવનીતપ્રિયજી પણ કદાચિત્ સ્વસંકલ્પથી શ્રીગોવિંદદાસને અશ્વ કરી સ્વયં યુવાન્ થઇ તેના ઉપર આરોહણ કરી વનગમન કરતા, કદાચિત્ તેને ગજ વિરચી તેના ઉપર બાલરૂપે વિરાજી વિહાર કરતા. એ પ્રકારે તે ઉભય ( શ્રી-

નવનીતપ્રિયપ્રભુ અને શ્રીગોવિંદદાસ) વિયોગ પ્રાપ્ત કર્યા વિના સદા સ્વચ્છંદાનુકૂલ વિહાર કરતા. આ સર્વ શ્રીમદાચાર્યવર્ય જાણીને નિત્ય આનંદને પ્રાપ્ત થતા. શ્રીગોકુલમાં સેવામાર્ગપ્રવર્તકાચાર્યના ગૃહમાં નિત્યા સ્વપૂજામાં શ્રી નવનીતપ્રિય,[1] શ્રીવિઠ્ઠલેશ્વર,[2] શ્રીમધુરાનાથજી[3] (મથુરાનાથજી), શ્રીનટવરલાલજી,[4] શ્રીગોકુલચંદ્રમાજી,[5] શ્રીદ્વારકાનાથજી,[6] શ્રીમદનમોહનજી[7] અને શ્રીગોવર્ધનનાથજી[8] એમ અષ્ટ[9] સ્વરૂપની સ્નેહપૂર્વક સેવા થતી. એ પ્રકારે નિત્યદા સેવામાર્ગનિરત ગુણગાનશીલ ભગવાન્ શ્રીમદા-

---

૧. આ નિધિસ્વરૂપ શ્રીનાથદ્વારમાં શ્રીતિલકાયિત શ્રીગોવિંદરાયજીને માથે વિરાજે છે.

૨. આ નિધિસ્વરૂપ શ્રીનાથદ્વારમાં બીજા ઘરમાં વિરાજે છે.

૩. આ નિધિસ્વરૂપ કોટામાં શ્રીરણછોડલાલજીને માથે વિરાજે છે.

૪. વેણુગીતતા આશયપૂર્વક શ્રીનાથજીને નટવર માન્યા છે.

૫. આ નિધિસ્વરૂપ કામ્યવનમાં ગો૦ શ્રીવલ્લભલાલજીને માથે વિરાજે છે.

૬. આ નિધિસ્વરૂપ કંકરપલ્લીમાં ગો૦. શ્રીદ્વારકેશલાલજીને માથે વિરાજે છે.

૭. આ નિધિસ્વરૂપ કામ્યવનમાં વિરાજે છે.

૮. આ નિધિસ્વરૂપ શ્રીમદ્ગોકુલમાં શ્રીવલ્લભલાલજીને માથે વિરાજે છે. શ્રીગોકુલનાથજીનું 'શ્રીગોવર્ધનનાથજી'નામ અતીવ સાર્થક છે.

૯. અષ્ટ શ્રીકૃષ્ણસ્વરૂપનાં નામ શ્રીગ્રન્થકારે આપ્યાં છે તે વૈષ્ણવોએ લક્ષમાં રાખવા યોગ્ય છે. અન્નકૂટના પ્રાચીન ચિત્રમાં પણ આ જ અષ્ટ સ્વરૂપનાં દર્શન થાય છે.

ચાર્યશેખર શ્રીવિઠ્ઠલનાથ અને ગોપીનાથની અનુજ્ઞા લઇને તે ઉભયે પુત્રની અનુમતિથી જ કેટલાંક વર્ષ પછી કાશી જઇને સંન્યાસનિબન્ધગ્રન્થ કરીને ' અમારા પુત્રોને તથા શિષ્યોને કાલમાં ભગવત્સેવાનુષ્ઠાનમાં વિઘ્નરૂપ હોવાથી સંન્યાસ માં થાઓ ' એમ આજ્ઞા કરીને સ્વયં ' શ્રીકૃષ્ણઃ શરણં મમ ' એમ વારંવાર ઉચ્ચાર કરતા, અન્ય વાર્તામાં મૌનમુદ્રા રક્ષીને, વેણુપત્રાકૃતિલસિત ઊર્ધ્વપુણ્ડ્રે વિરાજિત-મુખકમલ થઇને વ્યાસાનુમતથી સંન્યાસગ્રહણ કરીને વ્યાસમુખથી અલૌકિકગોપીપતિગુણકથાશ્રવણપર થઈને પંચદશદિન સ્થિતિ કરીને, શ્રીગોવર્ધનનાથજીના વિરહનું દુઃખ સહન ન થતાં પૂર્ણ ભગવદ્ભાવથી ગોપિકારૂપ પ્રાપ્ત કરીને ક્ષણમાં ગોપીશરાસલીલામધ્યપાતી થઇને નિત્યદા સ્વામિનીજી સહ ઐક્ય પ્રાપ્ત કરીને વ્રજમાં વિરાજે છે. સામાન્ય જનોને મધ્યાહ્નસ્નાનાવસરે ગંગામાં કોટિસૂર્ય-તેજમાં લીન થયા હોય એમ દર્શન આપ્યાં. શ્રીદામોદર-દાસપ્રભૃતિ ભક્તો સ્વાચાર્યપુત્ર શ્રીવિઠ્ઠલને સાક્ષાદ્ શ્રી-વૃન્દાવનચંદ્ર જાણીને સુખે કેટલોક સમય ભૂતલ પર વિરાજીને ક્રમે શ્રીવ્રજનાથસામીપ્યને પ્રાપ્ત થયા. શ્રીવિઠ્ઠલનાથે તો પિતૃકૃતસિદ્ધાન્તમુક્તાવલીપ્રભૃતિનું વ્યાખ્યાન કરીને પિતાથી શતગુણ સેવામાર્ગનું અભિવર્ધન કર્યું. શતકોટિસંખ્ય પુષ્ટિ-જીવો શ્રીવિઠ્ઠલનાથચરણકમલનો જ સમાશ્રય કરીને અના-યાસે પુષ્ટિમુક્તિને પ્રાપ્ત થયા. અને મુરલીધરદાસનામના મેં શ્રીવિઠ્ઠલનાથચરણના ધ્યાનબલથી વિદ્વન્મણ્ડનનું અધ્ય-યન કરીને શ્રીગોપીશના નિત્યદાસૈકરસ આત્માનું અને

નિત્યસિદ્ધસ્વામિશ્રીવ્રજનાથને લીલાનિત્યજ્ઞાનપૂર્વક સમ્યક્ જાણીને સ્વકૃતગીતાવિવરણાદિમાં શ્રીવિઠ્ઠલનાથ ગુરુના જ સિદ્ધાન્તનો યથામતિ પ્રકાશ કર્યો. શ્રીવિઠ્ઠલનાથે શ્રીગિરિધરગોવિન્દબાલકૃષ્ણગોકુલપતિરઘુપતિપ્રભૃતિ સ્વસમ પુત્રોને શ્રીનાથજી સહ નવનીતપ્રિયાદિ અષ્ટસ્વરૂપ પણ પધરાવી આપ્યાં, વ્રજવાસી સ્વસંપ્રદાયભક્તોની દૃષ્ટિથી શ્રીવ્રજનાથ અને વિઠ્ઠલનાથમાં લેશ પણ ભેદનો અભાવ હોવાથી સુરદાસપ્રભૃતિ સર્વે પણ વિઠ્ઠલનાથશિષ્ય છે. નિત્યદા નારદસ્તુત મુરલીધર જ નારદસહ મને સ્વલીલાનો અવબોધ કરાવતા શ્રીવિઠ્ઠલનાથસ્વરૂપે વિરાજે છે. એટલે સર્વ સમંજસ છે.

પુષ્ટિમાર્ગીય ભક્તોનો દાસદાસ હું નિત્યદા ।<br>
વિઠ્ઠલેશાનુકંપાથી સેવામાર્ગે વિષે રત ॥ ૧ ॥<br>
ગોપીજનમનઃકાન્તનિત્યતા હૃદયે લસો ।<br>
પ્રેમભાવરસાનન્દાસ્પદ શ્રીનન્દનન્દન ॥ ૨ ॥<br>
જય શ્રીવિઠ્ઠલાધીશ વલ્લભાચાર્યનન્દન ।<br>
પદ્મપત્રેક્ષણ શ્રીમાન્ કસ્તૂરીતિલકાંકિત ॥ ૩ ॥<br>
મંગલ શ્રીવિઠ્ઠલેશ પુણ્ડરીકપ્રિય પ્રીતિ ।<br>
વનમાલી હૃષીકેશ વિષ્ણુજિષ્ણુ સમર્થના ॥ ૪ ॥

અનુઃ—ગો. વા. શ્રીમગનલાલ ગ. શાસ્ત્રી

## ૨. શ્રીમદ્વલ્લભાચાર્યચરિત્ર

પુષ્ટિમાર્ગ સર્વ માર્ગોમાં ઉત્તમ છે. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણમાં સુદૃઢ સર્વથી અધિક પ્રેમ પરમાનંદપ્રાપ્તિનું સાધન છે. આ માર્ગના દર્શક અથવા પ્રવર્તક કોણ એ જાણવાની આકાંક્ષા થાય તે સ્વાભાવિક છે.

હાલમાં કલિકાલને લીધે અજ્ઞાનરૂપી અંધકારથી વિદ્વાનોની દૃષ્ટિ પણ છવાઇ ગઇ છે તેથી તેઓને પણ પ્રાકૃત ધર્મ રહિત, અપ્રાકૃત સર્વ ધર્મના આધાર તરીકે વેદ જેનું નિરંતર ગાન કરે છે તેવા, શુદ્ધ સાકાર પરબ્રહ્મ શ્રીકૃષ્ણના માહાત્મ્યનું ભાન નથી એમ જોઇ, પ્રભુ શ્રીકૃષ્ણે દૈવ જીવો પર દયા કરી પોતાના શ્રીમુખવચનથી પોતાનું માહાત્મ્ય તેઓને જણાવવા આનંદમાત્ર આધિદૈવિક અગ્નિરૂપ પોતાના મુખારવિંદનો ભૂતલ ઉપર પ્રાદુર્ભાવ કર્યો.* આ ભગવન્મુખારવિંદ અગ્નિસ્વરૂપ તે શ્રીમદ્વલ્લભાચાર્ય. શ્રીમદ્વલ્લભાચાર્યનું ચરિત ઘણા ગ્રંથોમાં આપેલું છે, અને તેમાં ઘણો ફેરફાર પણ જણાય છે. તેથી પ્રાચીન કલ્લોલ ગ્રંથને અનુસરી અહીં શ્રીમદાચાર્યચરણનું ચરિત સંક્ષેપથી લખીએ છીએ.

આંધ્ર દેશમાં કાંકરકુંભ નામની નગરી છે. તેમાં ગંગાધર ભટ્ટ નામે વિદ્વાન્ બ્રાહ્મણ રહેતા હતા. તે સોમયજ્ઞ કરતા. તેમને ગણપતિભટ્ટ નામનો પુત્ર હતો. ગણપતિભટ્ટના પુત્ર લક્ષ્મણભટ્ટ થયા. લક્ષ્મણભટ્ટને સદ્ગુણી વિષ્ણુવ્રતપરાયણ ધર્મપરાયણ સાધ્વી પત્ની એલ્લમ્મા

* સર્વોત્તમસ્તોત્ર. ૧ થી ૩.

નામની હતી. લક્ષ્મણભટ્ટ પોતાના સજાતીય બ્રાહ્મણો સ
પ્રયાગમાં વાસ કરવાની ઇચ્છાથી કાંકરકુંભથી નીક
માર્ગમાં સંવત્ ૧૫૨૯ ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર)
૧૧ શનિના રોજ ચંપારણ્ય દેશમાં ભીમરથી નદીના
ચૌડા ગામમાં લક્ષ્મણભટ્ટનાં પત્નીને પુત્રનો પ્રસવ થ
પછી લક્ષ્મણભટ્ટ પર્યટણ કરતાં ગંગા યમુનાના સં
ઉપર પ્રયાગ પહોંચ્યા અને ત્યાં પત્ની સાથે રહેવા લા
વખત જતાં તેમણે પોતાના પુત્ર શ્રીવલ્લભને ઉપનયન
પછી થોડા વખતે તેમણે દેહનો ત્યાગ કર્યો.

પછી શ્રીવલ્લભ કાશી ગયા અને ત્યાં વેદો, સ્મૃ
શાસ્ત્ર, આગમ, પુરાણ, ઇતિહાસ અને વિવિધ ભાષ્યે
અભ્યાસ કર્યો, અને પછી શ્રીગોકુલ પધાર્યા અને કા
નદીમાં સ્નાન કર્યું. પછી તે શ્રીગોવર્ધનનાથનાં દર્શન ક
શ્રીગોવર્ધન પધાર્યા અને ત્યાં આનોર ગામમાં સધૂ બ્રાહ્મ
ઘેર જઈ શ્રીગોવર્ધનધરની તપાસ કરી. શ્રીગોવર્ધન
મળતાં ત્યાં તેમની સેવા કરતાં શ્રીવલ્લભ ચાર માસ ર
અને ત્યાંના લોકોને સેવાપ્રકાર શીખવ્યો. પછી તે
દ્વાદશાવની યાત્રા કરી, અને શ્રીગોકુલ જઈ જન્માષ્ટમ
મહોત્સવ કર્યો. કાર્તિક સુદિ ૧ ના રોજ શ્રીગોવર્ધન
અન્નકૂટ ઉત્સવ કર્યો અને શ્રીમદ્ભાગવતની પારાયણ
પછી તે અડેલ પધાર્યા અને સામાન્ય રીતે અડેલમાંજ રહે

પછી શ્રીવલ્લભ કુરુક્ષેત્ર પધાર્યા. ત્યાં ભાગવત પં
રામાનંદે ભાગવતનો અર્થ કર્યો તેનો નિરાસ કરી પુ
માર્ગ પ્રકટ કર્યો. શ્રીમદ્વલ્લભે નીચેના ગ્રંથો લખ્યા

| | |
|---|---|
| ૧ ચતુઃશ્લોકી | ૧૨ નવરત્ન |
| ૨ શ્રીકૃષ્ણાશ્રય | ૧૩ ભક્તિસિદ્ધાંત |
| ૩ વિવેકધૈર્યાશ્રય | ૧૪ ભક્તિવર્ધિની |
| ૪ જલભેદ | ૧૫ પુરુષોત્તમસહસ્રનામ |
| ૫ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ | ૧૬ અણુભાષ્ય |
| ૬ સેવાફલ | ૧૭ મધુરાષ્ટક |
| ૭ સિદ્ધાન્તમુક્તાવલિ | ૧૮ પંચશ્લોકી |
| ૮ નિબંધ | ૧૯ નામાવલી |
| ૯ યમુનાષ્ટક | ૨૦ સુબોધિની |
| ૧૦ નિરોધલક્ષણ | ૨૧ અંતઃકરણપ્રબોધ |
| ૧૧ બાલબોધ | ૨૨ સંન્યાસનિર્ણય વિગેરે |

કાશીમાં પ્રભુની પ્રેરણાથી દેવનભટ્ટે શ્રીવલ્લભને "મારી કન્યાનું ગ્રહણ કરો," એવી વિજ્ઞપ્તિ કરી. શ્રીવલ્લભે તે સ્વીકારી અને લગ્ન કર્યાં, પછી પૃથ્વી પવિત્ર કરવા શ્રીવલ્લભે પરિક્રમા આરંભી. જુદાં જુદાં નગરોમાં જે વાદ કરવા આવ્યા તેમને વાદમાં જીત્યા, શંકરના માયાવાદનો નિરાસ કરી ઉત્તમ બ્રહ્મવાદનું સ્થાપન કર્યું, અને શ્રીકૃષ્ણની ઉત્તમ પુષ્ટિભક્તિના માર્ગમાં લોકોને પ્રવેશ કરાવ્યો. સર્વ વિદ્વાનોનો મદ દૂર કરવા કાશી પધારી પત્રાવલંબન લખ્યું, ૨૭ દિવસ વાદ કરી સર્વ માયાવાદીઓને હરાવ્યા, અને શ્રુતિ યુક્તિ વિગેરે પ્રમાણથી સાકાર પુરુષોત્તમનું પ્રતિપાદન કર્યું.

પછી શ્રીવલ્લભ દક્ષિણમાં વિદ્યાનગર પધાર્યા. ત્યાં વિદ્યાનગરમાં માયાવાદીઓને સહેલથી હરાવ્યા. તેથી સંતુષ્ટ

થઇ ત્યાંના રાજા કૃષ્ણરાયે તેમનો સુવર્ણાભિષેક કર્યો. અભિષેકવાળું સુવર્ણ સ્નાનજલ તુલ્ય હોવાથી શ્રીવલ્લભે તેનો અંગીકાર ન કર્યો. તેથી રાજાએ વિશેષ પ્રસન્ન થઇ તેથી પણ અધિક સુવર્ણ શ્રીવલ્લભના ચરણકમલમાં ધર્યું. ત્યાંથી પૃથ્વીપ્રદક્ષિણા કરતાં શ્રીરંગનાથ વિગેરે ધામમાં થઇ શ્રીવલ્લભ મથુરા થઇ શ્રીગોવર્ધન પધાર્યા. અને ત્યાં શ્રીગોવર્ધનનાથની સેવાનો પ્રકાર શીખવ્યો. ત્યાંથી શ્રીગોકુલ પધાર્યા. ત્યાં પ્રભુની ભક્તિ અને પુષ્ટિમાર્ગનો પ્રકાશ કરતાં કેટલાક દિવસ રહ્યા પછી શ્રાવણ સુદિ ૧૧ ના રોજ મધ્યરાત્રિએ સાક્ષાત્ ભગવાને પ્રગટ થઇ તેમને જે આજ્ઞા કરી તેનું નિરૂપણ શ્રીવલ્લભે 'સિદ્ધાન્તરહસ્ય' ગ્રંથમાં કર્યું છે. પછી શ્રીવલ્લભ કુરુક્ષેત્ર અને બીજાં તીર્થોમાં થઈ બદરી પધાર્યા. ત્યાં પુષ્ટિમાર્ગનો પ્રકાશ કર્યો. ત્યાં ઉદ્ધવ સાથે તેમનો સમાગમ થયો. પછી શ્રીવ્યાસાશ્રમમાં વ્યાસજી સાથે સમાગમ તથા કથા થઇ, ત્યાં શ્રીભાગવત ઉપર સુબોધિની લખ્યાનું શ્રીવલ્લભે વ્યાસજીને કહ્યું અને **वामबाहुकृतवाम-कपोलो** શ્લોક પરની સુબોધિની વ્યાસજીને સંભળાવી. તેથી વ્યાસજી ઘણું પ્રસન્ન થયા અને કહ્યું કે " પ્રભો ! આ ગ્રંથના પ્રકાશમાં હું નિમિત્તમાત્ર છું. પરંતુ તેના રસના દાતા તો આપ છો." પછી શ્રીવલ્લભ શૂકરક્ષેત્ર પધાર્યા. એ પ્રમાણે ત્રણ વર્ષ અને કેટલાક માસ પૃથ્વીપ્રદક્ષિણા કરી કાશી પધાર્યા અને પોતાના સસરાને ઘેર ગયા. ત્યાં કેટલાક દિવસ રહ્યા. પારિબર્હ સાથે પોતાનાં પત્ની શ્રીમહાલક્ષ્મી અથવા અક્કાજીને લઇ પોતાના ઘેર અડેલ

પધાર્યા. આ પ્રમાણે પૃથ્વીપ્રદક્ષિણાના મિષથી શ્રીવલ્લભે સર્વ પંડિતોને હરાવી દિગ્વિજય કર્યો, પૃથ્વી પવિત્ર કરી, શ્રીકૃષ્ણની સદ્ભક્તિ પુષ્ટિભક્તિનો પ્રચાર કરી તેમાં જીવોનો પ્રવેશ કરાવ્યો, દુર્વાદોને મૂલથી ઉખેડી બ્રહ્મવાદનું સ્થાપન કર્યું.

શ્રીવલ્લભાચાર્યની પાદુકાને ન નમવું એ મોટો પ્રમાદ મોટો ભ્રમ છે. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીવિઠ્ઠલપ્રભુએ કહ્યું છે તેમ દૈવ જીવોનો ઉદ્ધાર કરવા શ્રીપુરુષોત્તમે પોતાના મુખારવિંદનું પ્રાકટ્ય કર્યું તેજ શ્રીવલ્લભ છે. શ્રીવલ્લભે અલૌકિક સૂક્ષ્મ મધુર અર્થ પ્રકટ કર્યા તેથી કવિઓ તેમને 'અગ્નિ' * પણ કહે છે. શ્રીવલ્લભને આનંદમય લીલાના સાક્ષાત્ શ્રીકૃષ્ણ પણ કહે છે. તેથીજ શ્રીવિઠ્ઠલે શ્રીવલ્લભાષ્ટકમાં કહ્યું છે કે 'વસ્તુતઃ કૃષ્ણજ છે.' શ્રીસુબોધિની, નિબંધ, ભક્તિવર્ધિની, અંતઃકરણબોધ, નવરત્ન, વિવેકધૈર્યાશ્રય, શ્રીકૃષ્ણાશ્રય અને બીજા શ્રીવલ્લભે કરેલા ગ્રંથો સંસારસાગર તરવામાં નૌકારૂપ છે. વેદ, પુરાણ અને શ્રીમદ્ ભાગવતમાં જે પુષ્ટિમાર્ગ ગૂઢ હતો તે શ્રીવલ્લભે પ્રકટ કર્યો અને મર્યાદામાર્ગથી તેનું વૈલક્ષણ્ય સ્ફુટ કર્યું, અને પુષ્ટિમાર્ગનો મહિમા સ્પષ્ટ દેખાડયો.

પછી કેટલાક કાલે શ્રીઅક્કાજીને ચરણાદ્રિમાં ગર્ભ રહ્યો. સંવત્ ૧૫૭૨ ના પોષ વદિ ૯ ના રોજ મધ્યાહ્નને (બીજા પુત્ર) શ્રીમદ્વિઠ્ઠલનાથનો પ્રાદુર્ભાવ થયો.

---

* શ્રીવલ્લભ પોતે અગ્નિ હોવાનું જણાવે છે. જુઓ તત્ત્વદીપપ્રકાશના પ્રારંભનો શ્લોક ૩, શ્રીમદ્ભાગવત પ્રથમ સ્કંધ સુબોધિની કારિકા ૫. વિગેરે.

ઉપર પ્રમાણે કલ્લોલમાં શ્રીમહાચાર્યચરણનું જીવન-ચરિત છે. વ્યારાના ગોપાલદાસભાઈએ પ્રાકટ્યસિદ્ધાંત ગ્રંથ લખ્યો છે તેમાં કેટલુંક વિશેષ વર્ણન પણ કરેલું છે. શ્રીમહાચાર્યચરણે કાશીમાં ભટ્ટાચાર્ય વિદ્યાવિલાસ પાસે વિદ્યાભ્યાસ કરેલો, અને પ્રથમ હરસરાણી ક્ષત્રાણીને (?) શરણે લીધેલાં. તેમના સેવક કૃષ્ણદાસમેઘન પોતાના જૂના ગુરુ પાસે ગયેલા તે વખતે જૂના ગુરુએ 'તેં બીજો ગુરુ કર્યો' એમ ઠપકો આપ્યો. કૃષ્ણદાસે કહ્યું: "મારા ગુરુ તમેજ છો. અને તમો ગુરુના પ્રભાવથી હું પુરુષોત્તમ પામ્યો છું." તેણે પૂછ્યું: 'શ્રીવલ્લભાચાર્ય પુરુષોત્તમ છે એમ તેં શાથી જાણ્યું?' કૃષ્ણદાસે કહ્યું 'દિવ્ય આપું'. એમ કહી કૃષ્ણદાસે જાજ્વલ્યમાન અગ્નિ બંને હાથમાં લીધો અને તેને શીખંડ હોય તેમ બે ઘડી સુધી હાથમાં રાખ્યો. પછી તેના જૂના ગુરુએ તે મૂકી દેવરાવ્યો.

શ્રીમહાચાર્યચરણના જ્યેષ્ઠ પુત્ર શ્રીગોપીનાથજીનો જન્મ સંવત્ ૧૫૭૦ના આસો સુદિ ૧૦ના રોજ થયો હતો. સંવત્ ૧૫૭૨ ના પોષ (ગુજરાતી માગશર) વદિ ૯ ના રોજ શુક્રવારે સૂર્યોદય પછી ૨૧ ઘટી ૨૫ પલે શ્રીવિઠ્ઠલ-નાથજીનું પ્રાકટ્ય થયું. પછી તત્ત્વાર્થદીપનિબંધપ્રકાશ શ્રી-આચાર્યજીએ લખ્યો અને શ્રીમદ્ભાગવત સ્કંધ ૧—૨—૩ ઉપર શ્રીસુબોધિની લખ્યાં. પછી દશમસ્કંધ ઉપર શ્રીસુબોધિની લખી. નિકટ પધારવા આજ્ઞા થઇ, તેથી દશમસ્કંધ સુબો-ધિનીનો પ્રારંભ કર્યો. શ્રીવિઠ્ઠલનાથજીનાં લગ્ન કરી શ્રીઆ-ચાર્યજી શ્રીગોકુળ થઇ મધુપુરી પધાર્યા. ત્યાં બીજીવાર નિકટ

ગમનની આજ્ઞા થઇ. પછી શ્રીમહાચાર્યચરણે અડેલ પધારી દશમસ્કંધનાં શ્રીસુબોધિની પૂરાં કર્યાં, અને એકાદશસ્કંધનો પ્રારંભ કર્યો. એટલામાં ત્રીજીવાર નિકટ પધારવાની આજ્ઞા થઇ. પછી શ્રીમહાચાર્યચરણે અંતઃકરણપ્રબોધ ગ્રંથ લખ્યો અને પોતાનું સર્વ સામર્થ્ય શ્રીવિઠ્ઠલપ્રભુને સોંપ્યું અને પોતે સંન્યાસ ગ્રહણ કર્યો. સંવત્ ૧૫૮૭ના આષાઢ સુદિ ૩ ના રોજ ૫૮ વર્ષ ૨ માસ ૭ દિવસ ભૂતલ ઉપર વિરાજી શ્રીમહાચાર્યચરણે પ્રભુ સમીપ વાસ કર્યો.

શ્રીમહાચાર્યચરણને બે પુત્ર હતાઃ ૧ શ્રીગોપીનાથજી, ૨ શ્રીમદ્વિઠ્ઠલેશ. શ્રીગોપીનાથજી વિષે આ માર્ગમાં કાંઈ વિશેષ જણાયું નથી. શ્રીમહાચાર્યચરણે શ્રીઠાકુરજી સમીપ વાસ કર્યો ત્યારે પણ આ ઉભય પુત્રો સમીપ હતા; પરંતુ શ્રીમહાચાર્યચરણે પોતાનું સર્વ સામર્થ્ય શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ-નેજ સોંપ્યું હતું.

લેખકઃ—શ્રી નાનુલાલ ના. ગાંધી

---

## ૩. શ્રીશિક્ષાસાર્ધશ્લોકત્રયી
## શ્રીદ્વારિકેશ્વરજીકૃત ટીકાનો ગુર્જરાનુવાદ

**श्रीमद्वल्लभपादाब्जद्वयं हृदि सुशीतलम् ।**
**निधाय शिक्षापद्यानि विवरिष्ये यथामति ॥ १ ॥**

"અતિશીતલ શ્રીમદ્વલ્લભચરણકમલયુગ્મને હૃદયમાં ધારણ કરી યથામતિ શિક્ષાપદ્યનું વિવરણ કરીશ."

—શ્રીદ્વારિકેશચરણ

અત્ર એક આખ્યાયિકા છે. એકવખતે અડેલ ગામમાં શ્રીમહાચાર્યચરણે ત્રણ આજ્ઞા થયા પછી "જ્યારે કર્મના ફલરૂપ લોકમાં નરકરૂપતા સમજાતાં વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે અગ્નિ વિગેરેને ત્યજીને સંન્યસ્ત ગ્રહણ કરે," આ શ્લોકોક્ત પ્રકારે સકલશાસ્ત્ર-અવિરોધી ત્રિદણ્ડસંન્યાસ કરવાનો વિચાર કર્યો, આ સમયે પત્ની પાસે આજ્ઞા પુનઃ પુનઃ માગી છતાં પણ જ્યારે ના આપી ત્યારે આપે એક યુક્તિ કરીઃ સ્વકીય પર્ણશાલા સળગાવી મૂકી. આ અગ્નિનો ઉપદ્રવ દેખી આચાર્યોએ કહ્યું કે "निर्गच्छत" "शीघ्रं निर्गच्छत" નીકળી જાઓ, જલદી નીકળી જાઓ. આ આજ્ઞારૂપી વચન સ્વીકારી આપશ્રી કમંડલુ કૌપીન લેઇ સંવત્ ૧૫૮૭ના જ્યેષ્ઠ કૃષ્ણ દશમીના દિને નીકળી ગયા, અગ્નિ પણ શાન્ત થયો. પુનઃ યથાવિધિ સંન્યાસ લેઇને અડેલ ગામથી કાશીમાં પધાર્યા. આપશ્રીથી દેહ અને દેશના પરિત્યાગ કરવાની આજ્ઞાનું પાલન નહિ થયેલું તેથી પાક્ષિક દોષનો પરિહાર કરવાને એક માસ સુધી અનશનવ્રત અને આઠ દિવસ મૌનવ્રત

ધારણ કર્યું. આ સમયમાં શ્રીગોપીનાથજી અને શ્રીગુસાંઇજી સેવકો અને કુટુંબસહિત શ્રીમહાચાર્યચરણના દર્શનાર્થ અડેલ ગામમાંથી કાશીમાં પધાર્યા. શ્રીમહાચાર્યનાં દર્શન કરી વીનતી કરી કે 'અમારું શું કર્તવ્ય?' આ વીનતીના ઉત્તરમાં મૌનવ્રત ધારણ કરેલું હોવાથી સાડાત્રણ શ્લોક લખીને શ્રીપ્રભુચરણને આપ્યા. તે સાડાત્રણ શ્લોક 'શિક્ષા-સાર્ધત્રયશ્લોકી' આ નામથી પ્રસિદ્ધ છે, તેનું જ વિવરણ અત્રે કરીએ છીએ.

શ્રીમહાચાર્યચરણ શ્રીપ્રભુચરણને ઉદ્દેશીને નિજજનોને સ્વકીય અત્યન્ત ગુપ્ત સિદ્ધાન્ત શિખવવા ઉપદેશે છેઃ

**यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।**
**तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥१॥**
**सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥१½॥**

**ભાવાર્થ**:—જ્યારે કોઈ પણ પ્રકારે તમે બહિર્મુખ થશો ત્યારે કાલ અને પ્રવાહમાં રહેલાં દેહચિત્ત વિગેરે પણ તમારું ભક્ષણ કરશે. અર્થાત્ તમારાં અલૌકિક દેહ-ચિત્તાદિક લૌકિક થઇ જશે, માટે ભગવત્સન્મુખ રહેજો, એવો મારો અભિપ્રાય છે.

**વિવેચનઃ**—આ ભક્તિમાર્ગમાં બહિર્મુખતા એ મુખ્ય દોષ છે. તે દોષ અનેક પ્રકારે થાય છે, પરન્તુ તે બહિ-ર્મુખતા ઉત્પન્ન થવામાં મુખ્ય ચાર કારણ છેઃ

**૧. અન્યાશ્રય, ૨. અસમર્પિતવસ્તુભોગ, ૩. અસદાલાપ-વૃથાભાષણ, ૪. દુઃસંગ.** આ સર્વમાં

વિચાર કરી આપે આજ્ઞા કરી કે ' કોઈ પણ પ્રકારે જ્યારે તમે બહિર્મુખ થઇ જશો ત્યારે કાલ અને પ્રવાહમાં રહેલાં દેહચિત્ત વિગેરે તમોને સર્વથા ભક્ષણ કરી જશે, આ પ્રમાણે મારી મતિ-અભિપ્રાય છે. માટે તમારે ભગવત્સન્મુખ રહેવું, ભગવાન્‌થી વિમુખ ન થવું, આ પ્રથમ શિક્ષોપદેશ થયો. જો ભગવાન્‌થી વિમુખ થશો તો તેજ સમયે તમારું દેહચિત્તાદિક ભગવાન્‌ના ચરણામૃત અને ચરણકમલના રેણુથી ઉત્પન્ન થયેલું છતાં પણ કાલપ્રવાહી બની જશે, અને આ દેહચિત્ત કાલપ્રવાહસ્થ થાય તે મહત્ બાધક છે, એજ તમને મારો અભિપ્રાય છે. ૧½

તમે કહેશો કે—"સેવા તો અમે કરીએ છીએ. તો તે સેવાથી સર્વ સિદ્ધ થઇ જશે. પુનઃ બહિર્મુખતાનો ભય નહિ રહે;" પરન્તુ તેમ ન માનશો, કારણકેઃ—

**न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥२॥**
**भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ॥२½॥**

ભાવાર્થઃ-'ફલરૂપ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ લૌકિક નથી. તે લૌકિકને નહિ માને. લૌકિકે-બહિર્મુખે કરેલી સેવાને નહિ સ્વીકારે. અલૌકિક પ્રભુને પ્રસન્ન કરવામાં આપણો ભાવ જ સાધન છે. તે ભાવઃ "આ સર્વ ભગવાનનું છે. ભગવાન્ શ્રીકૃષ્ણ સર્વથી પર છે. આ લોકસંબંધિ અને પરલોકસંબંધિ સર્વ ભગવાનનું જ છે." આવો ભાવ હોવો જોઇએ.'

વિવેચનઃ—' ફલરૂપ સર્વકરણસમર્થ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુ લૌકિક નથી, અલૌકિક શ્રીકૃષ્ણચન્દ્ર લૌકિક-બહિ-

મુખતાથી કરેલું–સેવન નહિ સ્વીકારે. બહિર્મુખે કરેલી સેવાની તેમને જરા પણ અપેક્ષા નથી.'

**પ્રશ્નઃ**—ભાવ સહિત સેવા કરીશું તો બહિર્મુખ નહિ થવાય.

**ઉત્તરઃ**—'પણ તે ભાવ કેવો હોવો જોઇએ તે સમજાવું. ભાવયુક્ત સેવા કરવામાં પણ ભગવત્કૃપા સંપાદન કરનાર આપણો અલૌકિક ભાવ જ છે. લૌકિકભાવ કૃપાસંપાદન નથી કરી શકતો, પણ અલૌકિકભાવ કૃપાસંપાદન કરી શકે. તે ભાવઃ 'આ સર્વ ભગવાનનું છે, ભગવાન્ શ્રીકૃષ્ણ સર્વથી પર છે. આ લોકસંબંધિ અને પરલોકસંબંધિ સર્વ વસ્તુ ભગવાન્ જ છે.' ૨½

**परलोकश्च; तेनायं सर्वभावेन सर्वथा ॥३॥**
**सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः॥३½॥**

**ભાવાર્થ**:—'પરલોક સ્વર્ગાદિ અને આ લોક પણ ભગવાન્થી જ સિદ્ધ થાય છે. આ પ્રકટ થયેલા–ગોપીશને સર્વાત્મભાવપૂર્વક સેવવા. તે જ ગોપીશ આપણું સર્વ શરણાદિ આશ્રયપર્યન્ત ફલ સિદ્ધ કરશે.'

**વિવેચનઃ**—'પરલોક–સ્વગ વિગેરે–અને આ લોક પણ ભગવાન્થી જ ઉત્પન્ન થયેલ છે.'

(આટલો ઉપદેશ થતાં જ શ્રીકૃષ્ણ પ્રકટ થયા. તેમના તરફ દૃષ્ટિ કરી આપ કહેવા લાગ્યાઃ)

'ઉપર જણાવ્યા મુજબ ભાવસહિત જો સેવા કરશો તો આ ભગવાન્ શરણથી આરંભી સ્વઆશ્રયસમ્પાદનપર્યન્ત સર્વફલ સિદ્ધ કરશે. આ સન્મુખ બિરાજેલા

ભગવાન્ ગોપીશને જુઓ. ગોપીજનોને જ્યારે મદ અને માન થયાં ત્યારે આપે તિરોધાન થઈ ગોપીજનોને નિર્બલ કર્યાં. ગોપીજનોનાં મદમાન ઊતરી ગયાં, દીનતાથી રુદન કરવા લાગ્યાં, ત્યારે ભગવાન પ્રકટ થઇ ગોપીના ઈશ–પાલનાર–થયા. માટે મદમાન ત્યજી સર્વ પ્રકારે* –એકાદશસ્કન્ધના 'શ્રદ્ધામૃત' શ્લોકોક્ત પ્રકારે–સર્વભાવથી –સર્વ પતિ પુત્રાદિકભાવથી વા સર્વ ઇન્દ્રિયભાવથી નિરોધ-લક્ષણમાં કહ્યા મુજબ ભાવભાવન અને ગુણગાન વડે ભગવાન્ શ્રીકૃષ્ણને સેવવા, કાયામનવાણીથી ભજવા. આવી રીતે સેવવાથી શરણાગત ભક્તોને આ ગોપીશ શરણથી આરંભી સ્વાશ્રયદાન પર્યંત અખિલ ફલ સિદ્ધ કરશે.' ૩½

**સારાંશઃ**—આ પ્રમાણે ચાર શિક્ષા કરીઃ

**પ્રથમ શિક્ષા**:—કદાપિ બહિર્મુખ ન થવું, સદા ભગવત્સન્મુખ રહેવું.

**દ્વિતીય શિક્ષાઃ**—પ્રભુમાં લૌકિકભાવ ન કરવો.

**તૃતીય શિક્ષાઃ**—ભાવ પણ લૌકિક નહિ પણ અસ્મદ્ભાવિત અલૌકિક જ રાખવો.

---

* મારી અમૃતરૂપ કથામાં શ્રદ્ધા, શ્રવણ કરેલાનું કીર્તન, સેવામાં નિષ્ઠા, સ્તુતિ–સ્તવન, સેવાદર–સાષ્ટાંગ દંડવત્, ભગવદીયસેવા, સર્વ પ્રાણીમાં ભગવદ્ભાવ, મદર્થ અંગચેષ્ટા, વાણીથી ગુણગાન, મનનો મારામાં નિરોધ, તે પણ સર્વકામનારહિત, મારે માટે ભોગનો સુખનો અર્થનો પરિત્યાગ, ઇષ્ટ, દત્ત, હુત, જપ, વ્રત, તપ, સર્વ મારેજ માટે કરે, આ પ્રમાણે ધર્મોથી આત્મનિવેદની ભક્તોને મારામાં ભક્તિ થાય છે. પુનઃ તેને કયો પુરુષાર્થ અવશિષ્ટ રહે છે? અર્થાત્ સર્વ પુરુષાર્થ સિદ્ધ થાય છે. ભા. સ્કં૦ ૧૧–૧૯–૨૦+૨૧+૨૨+૨૩+૨૪.

**ચતુર્થ શિક્ષાઃ—સર્વથા સર્વભાવથી સેવા કરવી.**

આ પ્રમાણે શ્રીપ્રભુચરણુને શ્રીઆચાર્યચરણે શિક્ષાપત્ર આપી તૃતીય લોક–અપ્રસિદ્ધ આજ્ઞા સિદ્ધ કરવાને આષાઢ શુકલ દ્વિતીયા (તૃતીયાયુક્ત)ને દિને આસુરોને વ્યામોહ કરવા ગંગાપ્રવેશ કર્યો, તે સમયે ત્યાં હાજર રહેલા સર્વેએ જલમાંથી નીકળી આકાશમાં જતો એક અગ્નિપુંજ જોયો.

આ શ્રીઆચાર્યચરણે કથેલી 'સાર્ધશ્લોકત્રયી'નું શ્રીમદ્-ગોસ્વામિવર્યોના સંતોષાર્થ શ્રીદ્વારિકેશજીએ વિવરણ કર્યું.

શિક્ષાસાર્ધશ્લોકત્રયી સમ્પૂર્ણ થઇ.

હવે ભગવાને પ્રકટ થઈ નીચેનો દોઢ શ્લોક કહ્યોઃ

**मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ।**
**तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥१॥**

**ભાવાર્થઃ**—જો મારામાં શ્રીગોપીજનવલ્લભસ્વરૂપમાં વિશ્વાસ હશે, તો તમે સર્વથા કૃતાર્થ છો; તમારા સર્વ પુરુષાર્થ સિદ્ધ થઇ જશે; તમારે કોઇપણ પ્રકારનો શોક કરવાનું રહેશે નહિ.

(આ શ્લોક ઉપર શ્રીદ્વારકેશચરણનું વિવરણ નથી.)

અનુ.—**શ્રી ચીમનલાલ હ. શાસ્રી**

# ૪. શ્રીમહાપ્રભુશિક્ષા*

પ્રથમ તો અન્યાશ્રય ન કરનો. સબ પ્રાણિમાત્ર ઉપર દયા રાખની. સદા પ્રસન્ન રહેનો. ક્રોધ ન કરનો. ક્રોધ હે સો ચાંડાલ–સ્વરૂપ હે. જહાં ક્રોધ રહે તહાં ધર્માદિક ન રહે. સેવાકે વિષે એકાગ્ર મન રાખનો. શ્રીઠાકુરજીકી રસોઇકો યથાશક્તિ બંધાન કરે. સેવકકો અપરાધ દેખે તો હું ક્રોધ ન કરે. સબહી સહી રહેનો. ભગવદીયસો સાચેહી રહેનો. ક્રોધદુર્વચન કહે સો સબ સહી રહેનો. શ્રીઠાકુરજીકી સેવા અપને ઘરમેં કરે સો સાક્ષાત્ પુરુષોત્તમ જાનીકે કરે. સ્વરૂપકે વિષે અન્યથાભાવ ન કરે. ગૃહસ્થાશ્રમ સો ભગવત્કાર્યાર્થ જાનનો. ગૃહાસક્તિ ન કરે. સબનસો નમ્ર હોયકે રહે. વૈષ્ણવમાત્રકી નિંદા ન કરની. તૃષ્ણા થોરી કરની. સદૈવ અપને મનમેં ભય રાખનો, જો મતિ મોસો કછુ અપરાધ હોય આવે. રાજસેવાકો ભાવ સદૈવ જાનનો. લીલા હે સો અપને હૃદયમેં નિત્ય કરીકે જાનની. અપની દેહ હે સો અનિત્ય કરીકે જાનની. પ્રસાદ વૈષ્ણવસો મિલીકે લેનો. ભગવત્સ્વરૂપ, ભગવદીયસ્વરૂપમેં ભેદબુદ્ધિ ન કરની. ચિત્ત સ્થિર રાખનો. મન સર્વથા ડગાવનો નહિ. જહાં ભગવદીય હોય તહાં ચાલીકે જાનો. દર્શનકો આલસ્ય ન કરનો. જો શ્રીઠાકુરજીકે દર્શનકો આલસ્ય કરે તો આસુરી

---

* આ લેખ પ્રાચીન સંવત્ ૧૮૨૯ વૈશાખ વદિ ૧૧ ના રોજ ઉતારેલા ગ્રંથ ઉપરથી ઉતરાવીને પાટણસ્થ વૈષ્ણવ કેશવલાલ ઈશ્વરદાસે પુષ્ટિભક્તિસુધામાં પ્રસિદ્ધ કરવા મોકલી આપ્યો હતો.

બુદ્ધિ હોય. ભક્તિકે વિષે ખરો મમત્વ રાખનો. ભગવદી-
યકે દેહ અલૌકિક કરી જાનને. અસમર્પિત વસ્તુ સર્વથા ન
લેની, જો અસમર્પિત વસ્તુ લે તો આસુરી બુદ્ધિ હોય.
અપને યથાશ્રમ ઉદ્યમ કરનો. યથાલાભ સંતોષ કરનો.
પ્રસાદ થોરોસો લેનો. નિદ્રા થોરી કરની. આલસ્ય ન
કરનો. સમયકે સમય શ્રીઠાકુરજીકો કાર્ય કરનો. શ્રીઠાકુર-
જીકો કાર્ય અપને હાથસોં કરનો. ઓર કાહુસો ન કહેનો,
ન કરાવનો. દેહકે વિષે સુખ થોરો કરનો. વિષયતેં ભગ-
વદાવિર્ભાવમેં અંતરાય જાનનો. અંતઃકરણ વિષયમેં રહે
તો શ્રીઠાકુરજીકો આવિર્ભાવ કબહુ ન હોય. જહાં બહિર્મુખ
લોક બેઠે હોય તહાં બોલનો નહિ. અવૈષ્ણવકો સંગ ન
કરનો. શ્રીભાગવત ઓર ભગવદીય વિષે સદા મન રાખનો,
ઈનમેં અંતર ન રાખનો. સેવકો વિષે અંગ અંગ સ્વસ્વરૂપ
ભાવ તરીકે રહેનો. ચિત્તકોં ચરણારવિંદવિષે રાખનો. ધીરજ
ન છોડે. ભગવદીયસો સદા દીનતાહીમેં રહેનો. અપની
બડાઈ આપહુ ન કરની. દાસભાવ લીયેહી રહેનો. જો
વૈષ્ણવકે અન્યાશ્રય અન્ય ઉપાસના હોય તાસોં કબહુ ન
મીલનો, વાકે ઘરકો કછુ ન લેનો. સેવાસમય મહાસ્થલવિષે
નિકટ રહેનો. જબ શ્રીઠાકુરજીકો અનોસર હોય તબ
થોડીસી દૂર રહેનો. બહિર્મુખસો સંભાષણ ન કરનો. રસોઈ
એકત્ર કાહુકી ન કરની. સેવા મનસોં બુદ્ધિસોં કરની.
પાખંડ ન કરનો, પાખંડ કરે તો બહિર્મુખ હોય.
ઉત્તમ તે ઉત્તમ સામગ્રી હોય સો સમર્પીએ. નૂતન
શ્રીઠાકુરજીકું વસ્તુ આવે તો તુરત શ્રી ઠાકુરજીકું
સમર્પની. પહેલે ભગવત્સેવા, પાછે ભગવદ્દ્વાતો. સેવા,
કથા, ભગવદીયનસો મિલાપ, તાપાછે ઉદરાર્થે લૌકિક

વ્યવહાર સબ કરનો, સોઉ અપને હૃદયમેં શ્રીઠાકુરજીકો સ્મરણ કરત રહે. સખડી અનસખડી સબ ભલી ભાંતીસો જાને. આચાર સબહી જાનનો. સામગ્રીમેં મન સ્થિર રાખનો. શ્રીઠાકુરજીકે સમીપ મન ચલાવનો નહિ. ઉત્સવકે દિન આનંદસો સત્સવ કરનો. બડો લૌકિક કાર્ય હોય તોહુ પ્રથમ તો ઉત્સવ કરનો, વૈષ્ણવસો આજ્ઞા માગની. ઓરહુ જો કછુ ખર્ચ કરનો હોય સો શ્રીઠાકુરજીકી દૃષ્ટિપથ હોયકે ખર્ચ કરે. જો કરે સો શ્રીઠાકુરજીકે અર્થ કરે, અપને દેહાર્થ ન કરે. જો અન્યવિનિયોગ કરે તો શ્રીઠાકુરજીતેં બહિર્મુખ હોય. નિવેદની વૈષ્ણવ સ્થિત હોય તાસો ખાન-પાન કરનો. નામધારીસો મર્યાદાપૂર્વક રહેનો. સદાસર્વદા ભગવદીયનકી ટહલ કરની. ભગવદીયનકે સંગ માર્ગ લીયે રહેનો. શ્રીઠાકુરજીકી સેવામેં સ્વસ્વરૂપભાવસંબંધ વિના અવૈષ્ણવકો પ્રવેશ ન કરન દેનો. અવૈષ્ણવસોં શ્રીઠાકુરજીકી તથા અપની ટહલ કરવાવની નહિ. જો જો વસ્તુ શ્રીમહાપ્રભુજીને પ્રકટ કરી હે સો સો વસ્તુ ઉત્સવમેં શ્રીઠાકુરજીકો સમર્પની. મર્યાદા ઉલ્લંઘન કરની નહિ. શ્રીભાગવતકો પાઠ નિત્ય કરનો, ઓર શ્રીસુબોધિનીજીયુક્ત ભાગવત સુને. શ્રીઆચાર્યજીકે શ્રીગુસાંઇજીકે ગ્રંથકો પાઠ કરે. અવૈષ્ણવસોં કથા ન સુને. ઓર જો કીર્તન આવત હોય તો શ્રીઠાકુરજીકોં સુનાવે. યહ સર્વ વાત ગ્રંથોક્ત હે, અપને મનમેં નિશ્ચય કરીકે રાખની, વાકો વિચાર નિત્ય કરે તો સબ સ્ફૂર્તિ હોય. ઓર શ્રીઆચાર્યજીકે ગ્રંથ સુને તથા પાઠ કરે ઓર સર્વોત્તમકો પાઠ નિત્ય નિયમસો કરે, મન સ્થિર રાખીકે કરે, તો શ્રીઆચાર્યજીકો સ્વરૂપ હૃદયમેં આવે, તબ સકલ કલ્યાણ હોય.

## ૫. પ્રાકટ્ય—પ્રયોજન*

अज्ञानाद्यन्धकार એ શ્રીવલ્લભાષ્ટકના શ્લોકનો ઉચ્ચાર કરીને, મંગલાચરણ કરતાં, સભાપરિષદ બિરાજતા શ્રી-ગોસ્વામિયુગલને તથા સભાને સંબોધીને, શાસ્ત્રીજીએ ચૈત્ર વદ ૧૧ ના રોજ કરેલાં વ્યાખ્યાનનો નીચે મુજબ સાર કહ્યો હતોઃ—

વેદ પર પ્રહાર—ગઇ કાલે શ્રીમહાચાર્યચરણનાં પ્રાકટય-પ્રયોજન વિષે કેટલુંક વિવેચન કર્યું હતું. તેમાં એમ નિરૂપણ કરેલું હતું કે, અમુક કાર્ય અન્ય સંપ્રદાયના આચાર્યોથી કદાપિ થઈ શકયું ન હતું, તે કાર્ય શ્રીમહાચાર્ય-ચરણે કર્યું. આજે પ્રમેયનું ઉદ્ઘાટન કરવાનું છે. ગઇ કાલે માત્ર પ્રમાણદૃષ્ટિએજ વિચાર કર્યો હતો. પ્રારંભમાંજ એમ

---

* સંપ્રદાયમાં વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને સંપ્રદાય માટે સર્વસ્વાર્પણ કરી ચૂકેલા મહાન્ વિદ્વાન્ પૂજ્ય શાસ્ત્રીજી મગનલાલભાઇ એમ. એ. એ સુરતમાં પાંચ સાત વર્ષ ઉપર એ વ્યાખ્યાનો આપ્યાં હતાં. વ્યાખ્યાનો અપૂર્વ હતાં, અને વ્યાખ્યાતાના સાંપ્રદાયિક મહાગ્રંથોના તલસ્પર્શિ જ્ઞાનના પરિચાયક હતાં. આવાં સાંપ્રદાયિક વ્યાખ્યાનો કોઈ જ વિદ્વાનો કરતા હશે. ચૈત્ર વદ ૧૧ ના રોજ તેઓએ જે પ્રવચન કર્યું, તે સાંભળવાને હું ભાગ્યશાળી ન થયો, પણ ૧૨ ના રોજ તો એ વ્યાખ્યાનોનો ઉત્તમોત્તમ ઉત્તર વિભાગ સાંભળી શકયો. છતાં આનંદની વાત છે કે શાસ્ત્રીજીએ પહેલા દિવસે કરેલા વ્યાખ્યાનનો સાર સવિસ્તર ફરી કહ્યો હતો, કેટલેક અંશે અસંતોષ થયો. આ અહેવાલમાં કાંઈ ત્રુટિ લાગે તો તે માટે વકતા પાસે હું ક્ષમા માગી લઉં છું. ("શુદ્ધાદ્વૈત").

શાસ્ત્રી વ. છ.

જણાવ્યું હતું કે વેદ એ ભગવન્નિઃશ્વાસ હોઇને ભગવદ્રૂપજ છે. વેદ એ ઉત્તમોત્તમ પ્રમાણભૂત પદાર્થ છે. એ વેદ ઉપર પણ પ્રહાર થવા લાગ્યો અને તેની ઉત્તમોત્તમતાને હાનિ પહોંચાડવાના પ્રયાસો થયા. ચાર્વાક, બૌદ્ધ અને જૈન વગેરે દર્શનો વેદથી બાહ્ય અને નાસ્તિક છે. આ દર્શનો વેદ ઉપર પ્રહાર કરે તે સ્વાભાવિક ગણાય; પણ વેદમાં રહીને, પોતાને છ આસ્તિક દર્શનોમાં ગણાવીને, ભગવન્નિઃશ્વાસરૂપ વેદ ઉપર પ્રહાર કરે તો પછી આશ્ચર્યની સીમા જ ન રહે. ખેદની વાત છે કે અંદર રહીને આવી રીતે વેદ પર પ્રહાર કરનાર દર્શનો અદ્યાવધિ છ આસ્તિક દર્શનોમાં ગણાય છે. આ પ્રમાણે વેદની અવ્યવસ્થા ઘટવાને બદલે વધતી ગઈ હતી. વેદાંત–દર્શનના ટીકાકારો પણ વેદની આ વ્યવસ્થાને દૂર કરી શકયા ન હતા. વૈદિક વ્યવસ્થા એ રીતે મુશ્કેલીમાં આવી પડી હતી.

**વૈદિક અવ્યવસ્થાનું સ્વરૂપ**—શ્રીમદ્વલ્લભાધીશ્વરના પ્રાકટ્ય પહેલાં વેદમાં કેવી અવ્યવસ્થા પ્રસરી હતી તેની એક સ્વલ્પ રૂપરેખા આ પ્રમાણે છે. વેદની સુવ્યવસ્થા કરનારા મહર્ષિ વ્યાસના શિષ્ય જૈમિનિએ વેદના પૂર્વકાંડની વ્યવસ્થા કરવાનું કામ હાથ ધર્યું, પણ તેમ કરવા જતાં તેમણે જડ એવા કર્મનું પ્રાધાન્ય કરી નાંખ્યું અને એઓ ઇશ્વરનેય ભૂલી ગયા. એ પ્રમાણે વેદના પૂર્વકાંડમાં અવ્યવસ્થા પ્રસરી ગઈ. તે પછી ઉત્તર કાંડ–ઉત્તર મીમાંસામાં પણ દુર્વ્યવસ્થા ઊભી થઇ, કારણ કે વેદના ઉત્તરકાંડની વ્યવસ્થા માટે રચાયેલાં બ્રહ્મસૂત્રો —વ્યાસ સૂત્રો—ના ટીકા-

કારોએ વેદને ન્યાય આપ્યો નહિ અને તેથી તેઓ પણ વેદની અવ્યવસ્થા દૂર કરી શકયા નહિ. આનો એકજ દાખલો બસ છે. ભગવાન્ વેદવ્યાસે બ્રહ્મસૂત્રોના પ્રારંભમાં બ્રહ્મનો વિચાર પ્રારંભવાની પ્રતિજ્ઞા કરી છે; અને તે પછીના બીજા સૂત્રમાં બ્રહ્મનું સ્વરૂપ બતાવતાં કહે છે કે આ જગત્‌ની ઉત્પત્તિ—પ્રાદુર્ભાવ—વગેરે જેનાથી થાય છે તે આ જ બ્રહ્મ છે, કે જેને શાસ્ત્રો જગત્‌ના કારણ તરીકે ઓળખાવે છે. વેદવ્યાસજીના આ સ્પષ્ટ સૂત્રાર્થ ઉપર તર્કો કરીને તેના ટીકાકારો કલ્પિત મત ખડો કરે છે. તેઓ કહે છે કે, બ્રહ્મ જગત્‌નું કારણ ન થાય, એ તો બ્રહ્મનું જગત્કર્તૃત્વ અધ્યાસથી (મિથ્યા ભ્રમથી) આરોપમાત્ર છે, વસ્તુતઃ બ્રહ્મ જગત્‌નું કર્તૃ હોઈજ ન શકે. અધ્યારોપાપવાદ નામનો નવો વાદ ઉત્પન્ન કરીને શુદ્ધ બ્રહ્મવાદને તેઓ કલંકિત કરે છે. વેદ તથા બ્રહ્મસૂત્રોમાં વર્ણવેલા શુદ્ધ અદ્વૈતને માયા અને અવિદ્યાના નામથી મલિન કરી નાંખે છે. આવી અવ્યવસ્થા કરનાર આચાર્ય પછી પણ તેમના જે ટીકાકારો થયા તેમણે એજ મત પર મોટી ટીકાઓ લખીને બ્રહ્મવાદને વધારે મલિન બનાવવા યત્ન કર્યો. ત્યારબાદ બીજા આચાર્યો થયા. તેમને તો અદ્વૈત રુચ્યુંજ નહિ. તેમને લાગ્યું કે ઉપાસના કરવામાં મુખ્ય દ્વૈતજ હોવું જોઇએ. ઉપાસનાથી આત્મશુદ્ધિ થાય છે અને ઉપાસના કરતાં જીવ અને બ્રહ્મ એ બન્ને જુદા છે, એમનું એકય સંભવતું નથી એમ ઉપદેશ્યું. તેમજ તેમણે અદ્વૈતનો સમન્વય અવતારાદિમાં કર્યો. મત્સ્ય કૂર્મ આદિ અવતારો

સાથે જ માત્ર બ્રહ્મનું ઐક્ય માન્યું, જીવ જગતની સાથે નહિ.

**ઉક્ત અવ્યવસ્થા કેવી રીતે દૂર કરી?**—શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય પહેલાં વેદના બે મહાન્ વિભાગો—કર્મ કાંડ તથા જ્ઞાનકાંડમાં કેવી અવ્યવસ્થા થઈ રહી હતી તે આપ સમજ્યા હશો. હવે શ્રીમહાપ્રભુજીએ પ્રકટ થઈને કર્મ, જ્ઞાન તથા ભક્તિનો કેવો સમન્વય કર્યો તે જોઈએ. શ્રીમદાચાર્યચરણે આ સિદ્ધાંત પોતે પ્રકટ કરેલા તત્ત્વાર્થદીપનિબંધ ગ્રન્થના શાસ્ત્રાર્થપ્રકરણમાં સિદ્ધ કર્યો છે. આપશ્રીએ વેદ, ગીતા, સૂત્ર, અને શ્રીભાગવત, એ ચારે પ્રસ્થાનોનો વિચાર, ભગવદાજ્ઞાપૂર્વક વિનિશ્ચિત કર્યો છે. એ નિશ્ચયનું સ્વરૂપ આ જે—શુદ્ધ અદ્વૈતપૂર્વક ભક્તિ—એ શાસ્ત્રાર્થ દૃઢ કર્યો છે. કર્મમાર્ગમાં યજ્ઞાદિકને જડ કહીને અવ્યવસ્થા ઊભી કરવામાં આવી હતી. જ્ઞાનમાર્ગ માયાવાદથી દૂષિત થયો હતો. શ્રીમહાપ્રભુજીએ સમન્વય કર્યો કે, ક્રિયાશક્તિ (કર્મકાંડ) તથા જ્ઞાનશક્તિ (જ્ઞાનકાંડ) એ બંને શક્તિઓ પ્રભુની—બ્રહ્મની જ છે. જૈમિનિસૂત્રો તથા વ્યાસસૂત્રો ઉપર ભાષ્ય રચીને, કર્મકાંડ તથા જ્ઞાનકાંડ એ બંનેની સુવ્યવસ્થા કરીને શ્રીમહાપ્રભુજીએ વેદની વ્યાકુલતા દૂર કરી દીધી છે. કર્મ અને જ્ઞાનનો વિરોધ પણ દૂર કર્યો છે. વળી બ્રહ્મસ્થ જ્ઞાન થયા પછી પણ બ્રહ્મની ક્રિયાશક્તિરૂપ કર્મનો આદર કરવો જ જોઈએ, અકર્મણ્ય બનવાનું નથી નથી, આદિ સિદ્ધાંત સાબિત કર્યો છે. બ્રહ્મજ્ઞાન થયા પછી **બ્રહ્માર્પણં બ્રહ્મ હવિઃ** એ ભગવદ્

વાકય મુજબ કર્મ વેદાંતનિષ્ણાતોએ કરવાનાં છે. આથીજ આચાર્યશ્રીનું નામ ‘ કર્મમાર્ગપ્રવર્તક ’ છે. કર્મ અને જ્ઞાનનો આવો સુંદર સમન્વય કરીને બંનેની વ્યાકુલતા દૂર કરી. તેવી જ રીતે, પ્રભુનું માહાત્મ્યજ્ઞાન થયા પછી ભક્તિ ઉદ્ભવે છે અને એ ભક્તિથી અહંતા મમતાનો નાશ થતાં મોક્ષ થાય છે. વળી ભક્તિ અને ઉપાસના જુદાં જુદાં છે, બન્ને એક નથી. ઉપાસના તો મર્યાદામાર્ગમાં છે, અને કર્મનું તે અંગ છે. ભક્તિ તો જ્ઞાનના ફલરૂપ છે. દ્વૈતનું જ્ઞાન માહાત્મ્યજ્ઞાનમાં ઉપયુક્ત છે તેથી તેનો સમન્વય ત્યાં થાય છે. હવે માહાત્મ્યજ્ઞાન થયા પછી અદ્વૈત જ્ઞાન થતાં સ્નેહાત્મક ભક્તિ પ્રાપ્ત થાય છે, તેથી અદ્વૈતનો સમન્વય ભક્તિમાં થાય છે. આવો સમન્વય કોઇ આચાર્યથી થઇ શકયો નથી. ૧૭ વર્ષ સુધી મેં કોલેજના એક પ્રોફેસર તરીકે બધા આચાર્યોનાં ભાષ્યો વાંચ્યાં છે, આવો સુંદર સમન્વય કરીને, વેદની વ્યાકુલતા દૂર કરીને જગત્ સમક્ષ એક નિશ્ચિત સિદ્ધાંત મૂકવા માટે કોઈ પણ આચાર્ય ફત્તેહમંદ થયા નથી એમ મને લાગે છે.

**દેવતાવાદ આ સંપ્રદાયમાં નથી**—શ્રીમહાપ્રભુજીનાં પ્રાકટયનું એક પ્રયોજન વિચાર્યું. ગઈ કાલ મેં બીજી વાત પણ કરી હતી. તે એ કે બીજા વૈષ્ણવ આચાર્યોએ દેવતાવાદ ઊભો કર્યો છે. જેમ શૈવોએ શિવ એજ એક સહુથી મોટા દેવ છે એવો વાદ ઊભો કર્યો છે તેમ વૈષ્ણવ આચાર્યોએ વિષ્ણુ એજ એક મોટા દેવ છે એવો મતાગ્રહ ધર્યો છે. શ્રીમદાચાર્યચરણ આ દેવતાવાદ સ્વીકારતા

નથી. એઓશ્રી તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે, **परब्रह्म तु कृष्णो हि** પરબ્રહ્મ તો માત્ર શ્રીકૃષ્ણ જ છે. વેદ પરમતત્ત્વને **रसो वै सः** તે રસરૂપ છે એમ કહીને વર્ણવે છે. આ વાક્યમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, અથવા તો અન્ય ૩૩ કોટિ દેવતાઓ, એમાંથી કોઈને ગણાવ્યા નથી, પણ પરબ્રહ્માનું સ્વરૂપ તો માત્ર રસરૂપે જ વર્ણવ્યું છે; અને એ રસ એટલે શ્રીકૃષ્ણ જ છે, કેમકે શ્રીકૃષ્ણ વિના રસરૂપ કોઈ છે જ નહિ. દેવતાવાદમાં શિવ મોટા કે વિષ્ણુ મોટા એવી ચર્ચા છે. વસ્તુતઃ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે ગુણાધિષ્ઠાતા દેવતા છે. સત્ત્વગુણાધિષ્ઠાતા વિષ્ણુ છે, રજોગુણના બ્રહ્મા અને તમોગુણના શિવ છે. વસ્તુતઃ એ ત્રણે ગુણો પ્રકૃતિના છે અને ક્રમશઃ તમોગુણ કરતાં રજોગુણ શ્રેષ્ઠ અને રજોગુણ કરતાં સત્ત્વગુણ શ્રેષ્ઠ એ તો સર્વમાન્ય સિદ્ધાંત જ છે, તેથી તે તે ગુણના અધિષ્ઠાતા દેવતા પણ તે તે દેવતાથી શ્રેષ્ઠ હોય જ; તેમાં દેવતાવાદ ઊભો કરીને શિવજી મોટા, વિષ્ણુ મોટા એવો મતાગ્રહ વ્યર્થ જ છે. તમોગુણ મોટો નથી, નિકૃષ્ટ છે, તેથી તેના અધિષ્ઠાતા શિવ પોતે બ્રહ્માજી તથા વિષ્ણુ કરતાં શ્રેષ્ઠ કેમ ગણાય? શ્રીમહાપ્રભુજી તો **त्रैगुण्यविषयाः**—એ શ્રીગીતાવાક્યાનુસાર ગુણથી આગળ વધીને નિર્ગુણ માર્ગને અનુસરવાની આજ્ઞા કરે છે. તેથી આ સંપ્રદાયમાં દેવતાવાદને સ્થાન જ નથી એ સિદ્ધ થાય છે. દેવતાવાદને દૂર કરવાનું પણ શ્રીમહાપ્રભુજીનું એક પ્રાકટ્યપ્રયોજન ગણાય.

**સ્ત્રી શૂદ્રાનો ઉદ્ધાર કેવી રીતે?**—વેદ, ગીતા,

વ્યાસસૂત્ર અને શ્રીમદ્ભાગવત; એ ચારે પ્રસ્થાનોની એક-વાક્યતા કરીને તેનો સમન્વય કર્યો અને એમાંથી એક વિનિશ્ચય પ્રકટ કર્યો. પણ આ સર્વ પુરુષો માટે છે, કારણ કે પ્રસ્થાનો અને તેનાં અભ્યાસ-મનનાદિનો અધિકાર તો માત્ર પુરુષોનો છે, સ્ત્રીઓનો નથી; તો સ્ત્રીઓ માટે શું? પુરુષવર્ગ માટે ઉક્ત સિદ્ધાંત પ્રકટ કરીને સ્ત્રીવર્ગ માટે આ પ્રમાણે સિદ્ધાંત પ્રકટ કર્યો છે. શ્રીમહાપ્રભુજીએ વેદ-વ્યવસ્થા કરીને, કર્મજ્ઞાન સહિત ભક્તિમાર્ગ જેમ પ્રકટ કર્યો છે તેમ સ્વતંત્ર પુષ્ટિભક્તિમાર્ગ પણ સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધાર માટે પ્રકટ કર્યો છે. એ માર્ગને પ્રમેયમાર્ગ, ધર્મિ-માર્ગ, રસમાર્ગ પણ કહેવામાં આવે છે. વૈદિક કર્મમાં સ્ત્રીશૂદ્રોનાં સ્થાન નથી. દ્વિજોમાં પણ માત્ર પુરુષોને જ સ્થાન છે, સ્ત્રીઓને તો નહિ જ. સ્ત્રી તો પુરુષના એક અંગરૂપે યજ્ઞયાગાદિમાં ભાગ લઇ શકે અને તેથી થતા પુણ્યનો ભાગ મેળવી લે. શૂદ્રો પણ દ્વિજાતિના યજ્ઞોમાં ગોદોહનાદિ (ગાયો દોહવા વગેરે) કાર્યમાં જોડાઇને થોડુંક પુણ્ય પ્રાપ્ત કરી લે. એવી રીતે સ્ત્રીશૂદ્રો મુખ્યત્વે યજ્ઞયાગ કરી શકે નહિ, પણ કોઇદ્વારા તેમાં જોડાઇને પુણ્યભાગ મેળવી લે. વેદ આથી વધારે સ્ત્રીશૂદ્રો માટે કાંઈ પણ અધિકાર આપતો નથી. હવે જો યજ્ઞજ ન હોય તો સ્ત્રી શૂદ્રાદિનો ઉદ્ધાર જ કેમ થાય? આ સમયમાં યજ્ઞ, અગ્નિહોત્ર, વગેરે વૈદિક કર્મો ઉચ્છિન્ન (લુપ્ત) થઇ ગયાં છે, તો સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધારનો માર્ગ તો કાયમનો શું બંધ જ થઇ ગયો સમજવો? ના, નહિ. ભગવાન્ શ્રીમુખે

ગીતાજીમાં ઉપદેશ કરે છે કે—" હે અર્જુન, મારો સંપૂર્ણ આશ્રય કરીને કોઇ પણ પાપયોનિ (ચાંડાળો) સ્ત્રીઓ, વૈશ્યો, શૂદ્રો, પણ પરમગતિને પામે છે." પરપ્રાપ્તિ એટલે પ્રભુની પ્રાપ્તિની તો જીવમાત્રને ઇચ્છા થાય છે. તો ભગવદાશ્રયરૂપ મહાન્ વિશાળ ધર્મ બધાનો સારી રીતે ઉદ્ધાર કરી શકે છે. ભગવાને આ માર્ગ બાંધી આપ્યો છે. અર્જુન તથા ઉદ્ધવ પ્રતિના ઉપદેશોમાં આ માર્ગનું બીજારોપણ ભગવાને કરી રાખ્યું હતું, અર્થાત્ આવા વિશાળ ધર્મનાં બીજો વાવી રાખ્યાં હતાં. શ્રીમહાપ્રભુજીએ એનો વિકાસ કર્યો અને એ ભગવદુક્ત માર્ગનો પ્રકાશ કર્યો. આ માર્ગમાં સ્ત્રીશૂદ્રોનું પ્રાધાન્ય ગણાય, કારણ કે તે પ્રમેયમાર્ગ છે; પ્રમાણથી ભિન્ન છે. આ બીજું પ્રાકટ્યપ્રયોજન છે.

૩ જો ઉદ્દેશ–પ્રપત્તિમાર્ગ—શ્રીમહાપ્રભુજીએ ઉપરની બે વાતો ઉપરાંત ત્રીજી વાત આ કરી. મારા જેવા અધમોના ઉદ્ધાર માટે એક સ્વતંત્ર પ્રપત્તિ–શરણ–માર્ગ પણ શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કર્યો. મારા જેવા અંતઃકરણથી માને છે કે, આ સમય વૈદિક કર્મો માટેનો નથી. આ કાળ વેદકાળ નથી. વેદોક્ત કર્મો અત્યારે જીવથી અશકય છે. વેદોક્ત કર્મમાં તો અત્યારે મને ઇન્સલ્વન્સી–નાદારી લાગે છે. જયાં આ સ્થિતિ હોય ત્યાં દ્વિજદેહ છતાં વૈદિક માર્ગથી ઉદ્ધાર અશકય જ લાગે છે. વળી પુષ્ટિમાર્ગ તરફ જોતાં તેમાં પ્રવેશ કરવો પણ સરળ નથી. પુષ્ટિમાર્ગમાં તો સ્વાભાવિક–કુદરતી–સ્નેહ હોવો જોઈએ. તે અમારામાં કયાં છે? ભગવાને જયારે પૂતનાને મારી નાંખી ત્યારે

બધાં શ્રીગોપીજનો દોડતાં દોડતાં આવ્યાં. તેમનો સ્નેહ સ્વાભાવિક હતો; શ્રવણ કીર્તન વગેરે નવ ભક્તિ કર્યા પછીથી થયેલો સ્નેહ ન હતો. એ સ્વાભાવિક સ્નેહથી શ્રીબાલકૃષ્ણલાલને ગોદમાં લઈ તેઓ રક્ષા કરવા લાગી ગયાં. આ પ્રભુ તો જગતના રક્ષણહાર છે એ વાત સ્વાભાવિક સ્નેહમાં શ્રીગોપીજનો ભૂલી જ ગયાં. શ્રીગોપીજનોમાં તો સ્નેહ, આસક્તિ અને વ્યસન, એ બધાં સહજ જ છે, સાધનજન્ય નથી. એ થવામાં કારણ ભગવદનુગ્રહ-પુષ્ટિ જ છે. એવી કૃપા પ્રાપ્ત કરવામાં તેવું સ્રીત્વ હોવું જોઈએ, તેવું સ્રીત્વ પણ અહીં નથી; તેથી જ શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે **कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्याः** " કલિયુગમાં ભક્તિ આદિ માર્ગ દુસાધ્ય જ છે એવી મારી મતિ છે. " તેથી જ અત્યારે તો મારા જેવા નિઃસાધન માટે તો આ માર્ગ-શરણમાર્ગ જ પ્રકાશી રહ્યો છે. **कृष्ण एव गतिर्मम।** આજ આશ્રયમાર્ગ છે. મારા જેવામાં શ્રીગોપીજનોની પેઠે નૈસર્ગિક સ્નેહ નથી, વૈદિકકર્મ નથી, બન્ને રીતે નાદારી છે, તેને અભય આપનાર સંસારજાળમાંથી મુક્ત કરનાર તો માત્ર શ્રીમહાપ્રભુજીનાં ચરણકમલજ છે. આ જ પ્રપત્તિમાર્ગ છે. આમાં ઉદાહરણરૂપ શ્રીપુલિન્દીજી (ભીલડીઓ) છે. તેમનામાં ન હતું વૈદિકકર્મ, ન હતો સહજ સ્નેહ, તેઓ કેવળ નિઃસાધન ગણાય. પ્રપત્તિમાર્ગથી તેમનો ઉદ્ધાર થયો. વેદમાર્ગે દ્વિજો જાય, સ્રીશૂદ્રો નિઃસાધન શ્રીગોપીજનોના પુષ્ટિમાર્ગને સહજ સ્નેહે અનુસરે, પણ મારા જેવા દુષ્ટો માટે તો શ્રીમહા-

પ્રભુજીએ પ્રપત્તિમાર્ગજ પ્રકટ કર્યો છે. કશાં સાધનો નથી, પુરુષત્વ નથી, માત્ર પશ્ચાત્તાપપૂર્વક શરણાગતિ છે. આ સ્વતંત્ર પ્રપત્તિમાર્ગ પ્રકટ કરવો એ શ્રીમહાપ્રભુજીનું ત્રીજું પ્રાકટ્યપ્રયોજન છે. વળી શ્રીમહાપ્રભુજીએ રસમાર્ગ-પુષ્ટિમાર્ગમાં વાત્સ્યાયનના કામશાસ્ત્રનો પણ અંગીકાર કર્યો છે. આટલું વિવેચન ગઈ કાલે થઇ ગયું.

**સહજ સ્નેહમાર્ગમાં સ્રીઓનું પ્રાધાન્ય**—મારા મિત્ર મનમોહનદાસજીએ આજે પ્રમેય માર્ગનું નિરૂપણ કરવાની મને સૂચના કરી છે. તેમજ એ માર્ગમાં સ્રીઓની મુખ્યતા કેમ, એનું પણ નિરૂપણ આજે કરવાનું છે. આ સિદ્ધાન્ત સિદ્ધ કરવા માટે એક જ પ્રમાણ બસ છે અને તે શ્રીમદ્‌ભાગવતના દશમા સ્કંધનાં શ્રીસુબોધિનીજી છે. શ્રીમહાપ્રભુજીએ લખેલાં શ્રીસુબોધિનીજી પ્રથમ, દ્વિતીય, તૃતીય એ ત્રણે સ્કંધો તથા એકાદશના ચાર અધ્યાય પર મળે છે, પણ તે બધામાં આ રહસ્ય નથી. અરે સંપૂર્ણ દશમસ્કંધનાં શ્રીસુબોધિનીજીમાં પણ આ વાત નથી. આ રહસ્યના ઉકેલ માટે તો દશમસ્કંધના પહેલા અધ્યાયથી ૩૨ મા અધ્યાય સુધીનાં શ્રી સુબોધિનીજીનું વારંવાર મનન કરવું જોઇએ. એ ભાગનું અવલોકન કરતાં સહજ સ્વાભાવિક, આર્ટિફિશ્યલ-કૃત્રિમ-નહિ એવા સ્નેહનાં દર્શન થશે. શ્રીગોપીજનો એવા સ્વાભાવિક સ્નેહમાર્ગે કેવી રીતે વિહરતાં તેનું નિરૂપણ ૧ થી ૩૨ મા અધ્યાય સુધીનાં શ્રીસુબોધિનીજીમાં છે. તેનું અલ્પ દર્શન કરાવું છું.

**પ્રસ્થાનમૂર્ધન્ય શ્રીમદ્‌ભાગવત**—વેદ ભગવન્નિઃ-

શ્વાસરૂપ છે અને મુખ્ય પ્રમાણ છે. પ્રમાણ એટલે अनधिगतार्थगन्तृ ॥ અર્થાત્ જે પદાર્થ આપણી બુદ્ધિમાં આવી શકે નહિ તેને જણાવે તે પ્રમાણ કહેવાય. આવું પ્રમાણ તો માત્ર વેદ જ છે; કેમકે મનુષ્યબુદ્ધિથી અગમ્ય એવા બ્રહ્મનું જ્ઞાન વેદ જ કરાવે છે. વેદ પછીના પ્રસ્થાન તરીકે શ્રીગીતાજી છે અને તે વેદમાંના સંદેહો દૂર કરે છે. તેમજ વેદ અને ગીતાજીમાં સંદેહ થતાં તેનું નિરાકરણ વ્યાસસૂત્રો કરે છે. આ સૂત્રો ઉપર ઘણા આચાર્યોએ મોટાં મોટાં ભાષ્યો લખ્યાં છે. અન્ય આચાર્યો અહીં સુધી અટક્યા છે. શ્રીમદ્વલ્લભાધીશ્વર તો વેદ, ગીતા અને બ્રહ્મસૂત્રો એ ત્રણે પ્રસ્થાનોના સંદેહના નિવારણ માટે પ્રસ્થાનમૂર્ધન્ય તરીકે શ્રીભાગવતને સ્થાન આપે છે. સર્વસંદેહનિવારક શ્રીમદ્ભાગવત જ છે. તેમાં એવું સામર્થ્ય છે. શ્રીભાગવતના ૭ અર્થો આચાર્યશ્રીએ કરેલા છે. જેમ ગવૈયાઓ આરોહ અવરોહના ૭ સ્વરથી (સા, રી, ગ, મ, પ, ધ, ની, એ સાત સ્વરથી) સંગીતનો આનંદ લે છે અને નાદબ્રહ્મનો આનંદ જગતમાં જમાવે છે તેમ શ્રીમહાપ્રભુજી પણ સાત અર્થોથી શ્રીભાગવતનું રહસ્ય પ્રકટ કરીને, રસરૂપતા—ફલરૂપતાનો અનુભવ કરાવે છે. આ સાત અર્થ આ પ્રકારે છેઃ—૧ શાસ્ત્રમાં, ૨ સ્કંધમાં, ૩ પ્રકરણમાં, ૪ અધ્યાયમાં, એમ ચાર પ્રકારે જે અર્થો રહેલા છે તે તત્ત્વાર્થદીપનિબંધના શ્રીભાગવતાર્થપ્રકરણમાં બતાવેલા છે, અને ૫ વાક્યમાં, ૬ પદમાં, ૭ અક્ષરમાં, એમ ત્રણ પ્રકારે જે અર્થો રહેલા છે તે શ્રીભાગવત ઉપરનાં શ્રીસુબોધિનીજીમાં પ્રકટ કરેલા છે.

**ભગવત્પ્રાકટ્ય**—ઉપનિષદો પરમ તત્ત્વના વર્ણનમાં **रसो वै सः** એમ કહીને જ વિરમે છે. એ રસ તે શું? જેને ઉપનિષદો રસ કહે છે તે રસરૂપ કોણ? ભગવાન્ એટલે શું? પૂર્ણપુરુષોત્તમ તે કોણ? આ બધાનો એકજ પ્રત્યુત્તર, અને તે શ્રીકૃષ્ણ રસરૂપ. ભગવાન્ અને પૂર્ણ પુરુષોત્તમ એ છે. ભગવાન્ અને પૂર્ણ પુરુષોત્તમ તે જ કહેવાય કે જે દશ પ્રકારની લીલા કરી શકે. ૧ સર્ગ, ૨ વિસર્ગ, ૩ સ્થાન, ૪ પોષણ, ૬ ઊતિ, ૫ મન્વંતરકથા, ૭ ઈશાનુકથા, ૮ નિરોધ, ૯ મુક્તિ અને ૧૦ આશ્રય, એ દશલીલા છે. એ દશલીલા ભગવાને શ્રીકૃષ્ણસ્વરૂપે પ્રકટ થઈને કરી છે. તેથી રસાત્મક પૂર્ણ પુરુષોત્તમ શ્રીનંદકુમાર જ છે આ દશે લીલાનું વર્ણન શ્રીમદ્ભાગવતમાં ત્રીજા સ્કંધથી તે બારમા સુધી અનુક્રમે છે. પહેલા અને બીજા સ્કંધમાં તો અધિકાર તથા જ્ઞાન છે. ૭ મી લીલા નવમસ્કંધમાં છે અને તે ઈશાનુકથા છે. આ સ્કંધમાં સોમવંશના (ચંદ્રવંશના) અને સૂર્યવંશના ભક્તોની કથા છે. સૂર્યવંશના ભક્તો મર્યાદાપુષ્ટિના છે. તેથી જ ભગવાન્ શ્રીરામચંદ્રજીનું તે વંશમાં મર્યાદા પુરુષોત્તમરૂપે પ્રાકટ્ય છે. ચંદ્રવંશ પુષ્ટિનો હોવાથી તેમાં પુરુષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય છે. ભક્તિનું ફલ બીજું નજ હોય પણ પ્રભુનું પ્રાકટ્ય. એજ મર્યાદા કે ભક્તિ કે પુષ્ટિભક્તિનું ફલ છે. આ વાત નવમ સ્કંધમાં શ્રીરામચંદ્રજીના અને ભગવાનના પ્રાકટ્યથી સિદ્ધ કરી છે. કર્મમાર્ગમાં પ્રભુનું પ્રાકટ્ય સિદ્ધ થઈ શકતું નથી.

શ્રાદ્ધમાં જે પિતૃઓને ઉદ્દેશીને પિંડદાનાદિ થાય છે, તે પિતૃભોજન કરતા કોઇ કર્મકાંડી પ્રત્યક્ષ રીતે શું બતાવી શકે છે? નહિ, કદાપિ નહિ. હવે આવો જ્ઞાનમાર્ગમાં, ત્યાં પણ બ્રહ્મનો વિચાર ચાલે છે, પણ કોઈ કાન પકડી બતાવી શકે છે કે આ રહ્યું બ્રહ્મ? જોઇ લો! (હસાહસ!) માત્ર બ્રહ્મનું હૃદયમાં ધ્યાન કરવાનું છે. પ્રભુના સાક્ષાત્ પ્રાકટ્યમાં ઉક્ત બન્ને માર્ગો નિષ્ફળ જ નીવડે છે. ભક્તિ-માર્ગમાં તો ભગવાનનો સાક્ષાત્કાર પહેલાં જ થઈ જાય છે. આ માર્ગમાં આવો તો પહેલાં તમને એકવાર તો ભગવાનનાં દર્શન જ થઈ જશે. પછી તમને ઉચિત લાગે તેમ કરો. પુષ્ટિમાર્ગમાં તો ભગવાન્ તુરત જ પ્રકટ થાય છે. पुष्टिर्दृष्टफला यतः। પુષ્ટિનું અનુગ્રહ ફલ પ્રત્યક્ષ છે. પ્રત્યક્ષદર્શનવાળાઓ જ આ પુષ્ટિમાર્ગમાં પ્રવેશી શકે છે. એ પુષ્ટિજીવો માટે તો ભગવાન વ્યાપીવૈકુંઠથી માત્ર એક જ વાર સારસ્વત કલ્પમાં આ ભૂતલ ઉપર સાક્ષાત્ સ્વયં પ્રકટ થયા છે. આ વાત ભરતખંડના ઇતિહાસમાં નોંધવી પડશે.

જન્મપ્રકરણ—દશમસ્કંધના ૩૨મા અધ્યાયનાં શ્રીસુબોધિનીજી વિષે પહેલાં કહ્યું હતું. આ બત્રીસ અધ્યાયોમાંના પહેલા ચાર અધ્યાયોનું જન્મપ્રકરણ કહેવાય છે. આ ચાર અધ્યાયો કેમ? કોઇ સ્માર્ત તો કહેશે કે ભગવાન્ ત્રિમૂર્તિ છે તેથી ૩ અધ્યાયો હોવા જોઇએ. પણ આપણે કહીશું કે ભગવાન્ ત્રિમૂર્તિ નહિ પણ ચતુર્મૂર્તિ છે. તે ચાર મૂર્તિઓ આ છે: ૧ સંકર્ષણ, ૨ પ્રદ્યુમ્ન, ૩ અનિરુદ્ધ,

૪ વાસુદેવ. આ ચાર વ્યૂહ કહેવાય છે. ભગવાન્ પોતે રસસ્વરૂપ છે, તેથી પોતાને પૃથ્વીનો ભાર દૂર કરવો વગેરે કાર્ય જ્યારે કરવાનાં હોય છે ત્યારે ઉક્તવ્યૂહદ્વારા તે કરે છે. અસુરોનો સંહાર કરીને પૃથ્વીનો ભાર હરવાનું કાર્ય ભગવાને સંકર્ષણ વ્યૂહને (દાઉજી–બળદેવજીને) સોંપ્યું છે. વંશનો વિસ્તાર કરીને સૃષ્ટિ રચવાનું કામ (પ્રજોત્પત્તિનું કામ) પ્રદ્યુમ્નજીને સોંપ્યું. ધર્મનું સ્થાપન કરવા માટેનું આખું ડીપાર્ટમેન્ટ સોંપવા માટે અનિરુદ્ધજીને કહ્યું કે તમે પ્રકટ થાઓ. દર્શનમાત્રથી અસુરને જેમ કે પૂતના વગેરેને પણ મોક્ષનું દાન કરવાનું કાર્ય વાસુદેવજીને સ્વાધીન કર્યું. જ્યારે ઉપરનાં ચાર કાર્યો પૈકી કોઈપણ કાર્ય કરવું હોય છે ત્યારે વ્યૂહદ્વારા તે કાર્ય ભગવાન્ કરે છે. પણ પૂર્ણ પુરુષોત્તમ પોતે તો રસભોગજ કરે છે. તે તૈત્તિરીય ઉપનિષદ્‌માં સ્પષ્ટ લખ્યું છે. ફલપ્રાપ્તિનું સ્વરૂપ પણ તેજ છે. અનેક રસવિલાસ કરીને પૂર્ણ પુરુષોત્તમ ભજનાનંદનો અનુભવ કરે છે અને ભક્તોને કરાવે છે. કોઇ સમર્થ રાજા જેમ કરે તેમ. જન્મપ્રકરણમાં પ્રભુએ પ્રકટ થઇને ભક્તો માટે અભયદાનનો ડંકો વગાડયો છે. આ પ્રકટ સ્વરૂપ પણ ગુણાવતાર નથી. જેમ વિષ્ણુ સત્ત્વ-ગુણાધિષ્ઠાતા છે, તેમ પ્રભુ શ્રીકૃષ્ણ નથી, તે તો નિર્ગુણ રસાત્મક છે.

**તામસ વ્રજભક્તો**—દશમસ્કંધના પ્રારંભના ચાર અધ્યાય જન્મપ્રકરણના ગણાય છે. તે પછી તામસ પ્રકરણ શરૂ થાય છે. વ્રજભક્તો–શ્રીગોપીજનો અને સખા

ગોવાળિયાઓ બધા તામસ ગણાય છે. આ તમોગુણ પ્રકૃતિના સત્ત્વરજસ્તમઃ એ ત્રણમાંનો નથી, તેમજ એ પ્રાકૃત ગુણ હોવાથી વ્રજભક્તો તામસ છે, એ વાત પણ અહીં સમજવાની નથી. આ સ્કંધમાં દર્શાવેલા ત્રણ ગુણોનાં નામ તેનાં તેજ છે, પણ એ ગુણો પ્રકૃતિના-પ્રાકૃત નથી, પણ ભગવાનની લીલોપયોગિની અંતરંગ માયાના છે. તેજ ગુણોને લઇને વ્રજભક્તો તામસ, રાજસ આદિ ગણાય છે. પ્રાકૃત ત્રણ ગુણોમાં સાત્ત્વિક મુખ્ય અને અહીં તામસ મુખ્ય છે. વ્રજભક્તો તામસ કહેવાય છે, તેનું કારણ આ છેઃ તેમને વેદનું જ્ઞાન નથી, તેથીજ વૈદિક કર્મ તેઓ કરતા નથી. એટલે કર્મમાર્ગની દૃષ્ટિએ તેમનો ઉદ્ધાર કેમ થઇ શકે? વળી કર્મમાર્ગમાં પ્રવૃત્તિ તો રજોગુણ ધરાવનારાઓની હોય છે. વ્રજભક્તો રજોગુણી નથી, એથી પણ તેઓ વૈદિક કર્મ કરતા નથી. તેમનામાં સત્ત્વગુણ પણ નથી. જો તે હોય તો **सत्त्वात् संजायते ज्ञानं** એ ગીતાવાક્ય મુજબ તેમને જ્ઞાન પ્રાપ્ત થાય, તેઓ જ્ઞાનમાર્ગીય બને. વ્રજભક્તો તો શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો તામસી સૃષ્ટિ છે. તેનું મુખ્ય પ્રકટ લક્ષણ એ કે જે એક વસ્તુ પકડી તેને તેઓ કદાપિ છોડે નહિ. એ મહાન્ સદ્ગુણ છે. જે ધર્મ તેમણે લીધો તેનો એવો આગ્રહ રાખે કે, તેનો કદીપણ ત્યાગ નજ કરે. આવો આગ્રહ એજ તામસપણાનું લક્ષણ છે. આ સદ્ગુણ તે સદ્ગુણ જ નહિ, પણ ભગવદ્ધર્મ છે. અર્જુન પહેલાં રજોગુણી હતો અને પછી તમોગુણી થયો. તેને માટે કર્મ અને જ્ઞાનનો

ભગવાને ઉપદેશ કરી દીધો. અહીં તો તામસ વ્રજભક્તો, કોઈ પણ સાધનથી રહિત છે. તેમનો ઉદ્ધાર પૂર્ણ પુરુષોત્તમે જ કરવાનો છે. પૂર્ણ પુરુષોત્તમ એટલે લોક-વેદની નજરે નાલાયકમાં નાલાયકનો જે સ્વસ્વરૂપથી ઉદ્ધાર કરી શકે. સર્વસાધનહીન વ્રજભક્તોનો ઉદ્ધાર આ તામસ પ્રકરણમાં પૂર્ણ પુરુષોત્તમે કર્યો છે. આપણે ત્યાં જે સેવાપ્રકાર અત્યારે ચાલી રહ્યો છે, તે એ તામસ વ્રજભકતોના ભાવથી છે. મથુરાના ભક્તો, પાંડવો, ઉદ્ધવજી વગેરેનો સેવામાર્ગ આપણે ત્યાં નથી. કોઈપણ પ્રકારના સાધનની અપેક્ષા વિના માત્ર સ્વરૂપબલથીજ–પ્રમેય-બલથીજ નિજભકતોનો જો ઉદ્ધાર કર્યો હોય તો સારસ્વત-કલ્પમાં માત્ર એકજવાર પૂર્ણ પુરુષોત્તમે કર્યો છે, એ જગતના ઇતિહાસમાં નોંધાયું છે.

**બાળલીલા**—જન્મપ્રકરણના ચાર અધ્યાયો પછી ૨૮ અધ્યાયનું તામસ પ્રકરણ છે. તેમાં ૭ અધ્યાયનું પહેલું પ્રમાણ પ્રકરણ છે, તેમાં ભગવાનની બાળલીલા છે. નંદરાયજી તથા યશોદાજી વાત્સલ્યભાવથી સેવા કરે છે. ભગવાન્ પણ નંદરાયજીને પિતા કહી બોલાવે છે. આજ સ્વરૂપ તે શ્રીબાલકૃષ્ણલાલજી છે. આ મંદિરમાં પ્રકટ બિરાજીને આપણને દર્શન આપે છે. ઉપરથી તો બાળલીલા છે, પણ એ છે તો મહા કામણગારા. દષ્ટિમાત્રથી કેંકેંને વીંધી નાખે છે. **तोकता वपुषि तव** એમ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. નંદયશોદાજીમાં વાત્સલ્યભાવ છે. આ ઉપરાંત વ્રજભકતોમાં બીજો વર્ગ ગોપબાળકોનો છે. આ

બધા ભગવાન્‌ના સખા છે. ભગવાન્‌ની સાથે વનમાં જાય છે અને ગાયો ચરાવે છે. આથી વધારે મોટો વર્ગ શ્રીગોપીજનોનો છે. શ્રીગોપીજનો બે પ્રકારનાં છેઃ એક પરિણીતા (પરણેલાં) કુટુંબકબીલાવાળાં છે; બીજાં કુમારિકા છે. કુમારિકાઓના આ યૂથને નંદરાયજી વંગ દેશમાંથી કંસને ભેટ કરવા માટે લઈ આવ્યા હતા. આ કુમારિકાઓ તો નંદરાયજીના ઘરમાંજ રહેતાં હતાં અને રાજસેવા કરતાં હતાં. આ સર્વ વ્રજભક્તો કુમારિકાઓ વગેરે બધાં કાંઈપણ સાધન કરતાં ન હતાં. સંધ્યા, તર્પણ, ગાયત્રી વગેરે કાંઈ કરતાં નહિ; એ તો માત્ર ભગવાન્‌ના શ્રીમુખની લાવણ્યસુધાનું પાન કર્યા કરે; બીજું કાંઇ પણ કરવું તેમને ગમે નહિ. કોઈ સાધનમાં તેમનું મન જ ન લાગે. શ્રીમદ્‌-ગોકુલમાં શ્રીગોપીજનો એવી રીતે અનુભવ કરતાં, અને ગોચારણાદિલીલા સમયે વૃન્દાવનમાં ગોપબાળકોને અનુ-ભવ થતો હતો. શ્રીગોપીજનો તો કાંઈનું કાંઈ બહાનું કાઢીને નંદરાયજીના ઘરમાં આવતાં હતાં અને શ્રીમુખ-સૌંદર્યનું પાન કરતાં હતાં. ગામડાંઓમાં તે વખતે બધા-ઓનાં ઘરમાં દીવા પ્રકટાવવાનાં સાધનો ન હતાં. મોટાઓના મહેલમાં દીવા રહેતા, તે બધા ત્યાં જઇને દીવા પ્રકટાવી લાવતા. શ્રીગોપીજનો પણ દીવા પ્રકટાવવાના મિષથી પવનમાં દીવો હોલવાઈ ગયો એમ કહીને પાછાં બીજી-વાર, એમ વારંવાર કોઈપણ મિષથી નંદરાયજીને ઘેર જઇને પ્રભુને નિરખતાં હતાં. કોઈ પૂછે કે આમ કેમ વારંવાર કરો છો? તો તે કહી શકતાં ન હતાં. તેમને

આત્મવિલાસ નહતો, તેમને આત્મવિજ્ઞાન પણ નહતું; માત્ર ભગવાનને વારંવાર નિરખવાની તાલાવેલી લાગી હતી. પ્રભુ વિના રહેવાતું ન હતું. બાલલીલા પ્રમાણુલીલા છે. સાત અધ્યાયની પ્રમાણુલીલા પછી ૭ અધ્યાયની પ્રમેય-લીલા ગોપબાળકોનાં કલ્યાણ માટે પ્રભુ કરે છે. આ સ્વરૂપ ૨ાા થી ૫ વર્ષ સુધીનું છે. શ્રીમથુરેશજી, શ્રીદ્વારિકાધીશજી એ આ લીલાનાં સ્વરૂપ છે. કુમારિકાઓ નંદરાયજીના ઘરમાં રહીને રાજસેવા કરે છે. તેમના અન્યાશ્રયો ભગવાન્ પોતે જ દૂર કરે છે. પરિણીતા (પરણેલાં) શ્રીગોપીજનો શ્રુતિરૂપા છે અને તેનાં મુખ્ય યૂથાધિપા શ્રીચંદ્રાવલીજી છે. ચીરહરણથી નંદરાયજીના સ્નાન પર્યંતની લીલા આ લીલામાં છે. પ્રમાણુલીલાથી વ્રજભક્તોને પ્રેમનું દાન કરે છે. પ્રમેયલીલાથી આસક્તિનું દાન દરે છે. તે પછી વ્યસનનું દાન થાય છે. જ્ઞાન કરતાં પણ ફલતઃ ભક્તિની ઉત્તમત્તા છે. અર્થાત્ ભક્તિનું ફળ જ્ઞાનના કરતાં ઉત્તમોત્તમ છે. રાસલીલામાં સ્પષ્ટ છે કે, “બ્રહ્માનંદમાંથી ઉદ્ધાર કરીને ભજનાન્દમાં શ્રીગોપીજનોને યોજવામાં જે લીલા કરવાની છે તે (રાસલીલા) નિરૂપાય છે.” તામસ પ્રકરણનાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલનાં શ્રીસુબોધિનીજી અવશ્ય મનન કરવાં જોઇએ, તેમાંએ ફલપ્રકરણનો આનંદ તો ઓરજ છે. શ્રીગુસાંઇજીએ પણ ૩૨ અધ્યાય સુધી ટિપ્પણીજી કર્યાં છે. આ ફળ પ્રકરણનાં શ્રીસુબોધિનીજી અને શ્રીટિપ્પણીજીનો આનંદ ત્રણ લોકમાં નથી.

**સ્ત્રીજન્મની અધિકતા**—જ્ઞાનીઓ કહે છે કે આત્મા

સાથે આત્માનો વિલાસ થવો જોઇએ. अतति व्याप्नोतीति आत्मा એટલે વ્યાપક બને તે આત્મા એટલે બ્રહ્મ. અને તે બ્રહ્મ તે નિરંજન, નિરાકાર, આમ જ્ઞાની કહે તો કહીશું કે, અરે ના, ના. બ્રહ્મ નિરંજન નથી, નિરાકાર નથી; એ તો જે ભક્તનો જેવી જેવી રીતે ઉદ્ધાર કરવાનો છે તેને ઉચિત આનંદમાત્ર હસ્ત, ચરણ, મુખ આદિ અવયવોવાળું સુંદર નિજ સ્વરૂપ પ્રગટ કરે છે. તે આનંદઘન છે; આનંદથી ઘન એટલે–સોલિડ–નક્કર છે. પૂર્ણ પુરુષોત્તમને મુખ, ઈંદ્રિય, ચરણકમલ આદિ સર્વ આનંદઘન છે. તેનો અનુભવ તો સ્ત્રીજનોજ કરે. પુરુષદેહમાં પણ એવાં અલૌકિક સ્ત્રીત્વનો પ્રાદુર્ભાવ થાય તોજ અનુભવ થાય; તેમજ સ્ત્રીજન્મમાં પણ તેવું સ્ત્રીત્વ પ્રગટ થવું જોઇએ. સ્ત્રીજન્મ મળ્યો, છતાંએ જો પુરુષોત્તમમાં પ્રેષભાવ ન થયો તો તે સ્ત્રીજન્મ શા કામનો? લૌકિક પતિ તો તેનો અંશ છે; ભગવત્સેવામાં પ્રતિબંધ ન થાય તેટલા માટે છે; પણ અકુતોભય ખરા પતિ તો ભગવાન જ છે. તેથીજ ભજનાનંદનું પાન કરવાનું સામર્થ્ય તો સ્ત્રીઓમાં જ છે, ઈતરમાં નથી. ગોપ લોકોને જો કાંઈ ભજનાનંદની કણિકા મળતી હોય તો તે શ્રીગોપીજનોની કૃપાથીજ મળે છે.

**ફળના પ્રકારો**—ભજનાનંદરૂપ ફળના પ્રકારો બે છેઃ ૧. સ્વરૂપાત્મક અને ૨. નામાત્મક. રાસપંચાધ્યાયી કેમ? આત્મા, મન, વાણી, ઈંદ્રિય અને દેહ એ પાંચનો નિરોધ સિદ્ધ થાય છે, માટે રાસપંચાધ્યાયી કહેવાય છે. રાસલીલાની પહેલાં તો શ્રીગોપીજનોને પ્રભુ સાથેના સા-

સાત્ રમણનો–ભજનાનંદનો–અનુભવ થાય છે, એટલે રસ જામે છે. આ લીલા અથવા ફળરૂપ લીલા ઉપર જણાવેલા પહેલા પ્રકારવાળી સ્વરૂપલીલા છે, ને બહાર પ્રકટ અનુભવાત્મિકા છે. ત્યાર પછી શ્રીગોપીજનોને સૌભાગ્યમદ થાય છે. આથી ભગવાન્ તિરોહિત થઈ જાય છે. તિરોહિત થઇને કાંઈ અન્ય સ્થળે પધારતા નથી, પણ શ્રીગોપીજનોનાં હૃદયમાં જ બિરાજે છે, અર્થાત્ શ્રીગોપીજનોને બાહ્ય અનુભવ થતો બંધ થઈ જાય છે. આ સમયે વિપ્રયોગરસ અનુભવાય છે. છેવટે સાધનાદિથી થાકી ગયેલાં શ્રીગોપીજનોને નિઃસાધનાત્મક રુદનરૂપ દૈન્યની પ્રાપ્તિ થતાં ભગવાન્ પ્રકટ થઇને ફરીને સ્વરૂપલીલાનો અનુભવ કરાવે છે. નામલીલાના બે પ્રકાર છેઃ ૧. પ્રવૃત્તિ અને ૨. નિવૃત્તિ. અત્યારે હું ગ્રંથમુદ્રણ, વ્યાખ્યાન આદિથી પ્રવૃત્તિરૂપ નામલીલાનો સ્વાદ લઈ રહ્યો છું. મારા મિત્રો ઘણીવાર કહે છે કે હવે કયાંસુધી આ પ્રવૃત્તિમાં પડી રહેશો ? જાઓ વ્રજમાં, નિવૃત્તિરૂપ નામલીલાનો અનુભવ કરો. શ્રીગોપીજનોને તો સંયોગ–વિપ્રયોગ થયા જ કરતો હતો. પ્રભુ જાગે તે ગોચરણ લીલા કરવા વનમાં પધારે ત્યાંસુધી સંયોગાનુભવ થાય અને પછી ગોચરણ કરીને સંધ્યા આરતી સમે વનમાંથી શ્રીમદ્ગોકુલમાં પધારે ત્યાંસુધી વિરહાનુભવ થાય અને પછી રાત્રિભર સંયોગસુખ મળે. એ પ્રકારે નિરંતર થયા કરે એ ભજનાનંદરૂપ ફલ કહેવાય. પણ આપણે માટે શું ? તો એજ કે એ લીલા શુકદેવજીએ કહી છે તે તથા શ્રીસુબોધિનીજી, ટિપ્પણીજી, પ્રકાશ,

(સુરતમાંજ બિરાજતા દશદિગંતવિજયી શ્રીપુરુષોત્તમજીએ લખેલો), કામવનવાળા શ્રીવલ્લભજીએ લખેલો લેખ તથા યોજના કારિકાર્થ આદિ ૩૨ અધ્યાય સુધીનું સાહિત્ય આપણા સર્વસ્વરૂપ છે. આપણી ફિલોસોફી-તત્ત્વજ્ઞાન પણ આજ છે.

**ઉપસંહાર**—સુરતમાં આપ વૈષ્ણવોએ ગઈ કાલે સમારંભ કર્યો અને ૩ દિન સુધી સભા ભરીને આ ઉત્સવ માન્યો તે સમયાનુસાર ઉચિત છે. ૪૫૩ વર્ષ પૂર્ણ થયાં અને આ ઉત્સવ ૪૫૪ મો છે. એટલાં વર્ષથી વૈષ્ણવોને ઘેરઘેર આ મહોત્સવ થાય છે. કોઇ સ્થળે એક માસથી વધાઈ બેસે છે, અને કોઈ સ્થળે ૧૫ દિનથી વધાઈ બેસે છે. આપણે ત્યાં આ ઉત્સવ માનવા મનાવવાની પ્રાચીન પરંપરા છે. અત્યારે આવી સભાઓ કરીને, ઊભા રહીને વ્યાખ્યાનો કરવાની પદ્ધતિ શરૂ થઇ છે. આ પણ એક સમયાનુસરણજ ગણાય.

**પરાત્પર તત્ત્વ**—શ્રીમહાપ્રભુજીને કેટલાક આધુનિક કેળવાયેલાઓ મહાપુરુષ 'ગ્રેઇટ મેન' તરીકે માને છે. કેટલાક આચાર્યરૂપે વર્ણવે છે. કેટલાક તો ગુરુ હોવાથી શ્રીકૃષ્ણરૂપ છે એમ કહે છે. પણ કોઇ તો શ્રીમહાપ્રભુજીને શ્રીકૃષ્ણના પણ આંતર કૃષ્ણ માને છે. એમનો નિકુંજ પણ એક સ્વતંત્ર જુદો નિકુંજ છે. ભગવદીયો ગાય છે કે, "કોટિ ગોવર્ધનરાય" શ્રીમહાપ્રભુજીના રોમરોમ પ્રતિ કોટિ શ્રીનાથજી બિરાજે છે. આ શ્રીવલ્લભાધીશ્વરના, પરમ-

તત્ત્વરૂપ શ્રીમહાપ્રભુજીના નિકુંજમાં શ્રીદામોદરદાસ આદિ ભગવદીયો રસ તે શું, લીલા તે શું, તેનો વિચાર કરી રહ્યા છે. હજુ પણ તેનો પાર આવ્યો નથી. આ પ્રકારનો સર્વવિલક્ષણ નિકુંજ છે. એ નિકુંજમાં બિરાજતા શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણના પણ આંતર કૃષ્ણ છે. આ પરમકાષ્ઠાપન્ન સ્વરૂપનો અનુભવ પણ કોઈ વિરલ ભગવદીયને થાય છે. (અહીં વ્યાખ્યાન સમાપ્ત કરીને બે દિવસ સુધી શાંતિપૂર્વક વ્યાખ્યાન સાંભળવા માટે શ્રોતાઓનો શાસ્ત્રીજીએ ઉપકાર માન્યો હતો.)

---

## ૯. સૌંદર્ય પદ્ય

### ગો૦ શ્રીગોકુલોત્સવકૃત ટીકાનો અનુવાદ

सौन्दर्यं निजहृद्गतं प्रकटितं स्त्रीगूढभावात्मकं
पुंरूपञ्च पुनस्तदन्तरगतं प्रावीविशत्स्वप्रिये ।
संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि, तत्साक्षिकं
रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥

**ભાવાર્થ**—(સ્ત્રીભાવરૂપી ગૂઢભાવાત્મક સૌન્દર્ય અને પુમ્ભાવરૂપી સૌન્દર્ય) શ્રીઠાકુરજીના હૃદયમાં બિરાજે છે; તેમાંથી સ્ત્રીભાવાત્મક સૌન્દર્ય પ્રકટ કર્યું. શ્રીસ્વામિનીજીના હૃદયમાં સ્ત્રીભાવ અને પુમ્ભાવરૂપી સૌન્દર્ય બિરાજે છે તેમાંથી પુમ્ભાવ સૌન્દર્ય પ્રકટ કર્યું. આ (બન્ને પ્રકારનું સૌન્દર્ય) શ્રીવલ્લભમાં (શ્રીકૃષ્ણે) પ્રવેશ કરાવ્યું. (પ્રવેશ કરાવ્યા પછી) સ્ત્રીપુમ્ભાવનો સંયોગ થવાથી શૃંગારરસમય કૃષ્ણ શોભ્યા. આ રૂપદ્વયના સાક્ષિરૂપ તેમજ સ્ત્રીપુમ્ભાવાત્મક એમ ત્રણરૂપ સર્વથી ઉત્તમ શ્રીમદાચાર્યચરણસ્વરૂપનું નિરંતર ધ્યાન કરવું.

### વિવેચન

**ઉદ્દેશ**—શ્રીપ્રભુચરણ પોતાના ભક્તોને માટે શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનું ધ્યાન કરવાનો ઉપદેશ આપે છે. આપણે સ્વરૂપ ન સમજીએ તો સ્વરૂપધ્યાન ન કરી શકીએ, તેથી 'સૌન્દર્ય' શ્લોકથી સ્વરૂપ દર્શાવ્યું. શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનું વર્ણન આ જ પ્રકારે શ્રીવલ્લભાષ્ટક વિગેરેમાં દર્શાવ્યું છે. તથાપિ જીવદોષથી વખતે ન સમજાય

આ દોષ દૂર કરવાની ખાતર કે અનહદ દયાની ખાતર આ સ્વરૂપનું ભાન કરાવ્યું.

ઉપોદ્‌ઘાત—સાક્ષાત્ પુષ્ટિરસામૃત મેળવવાની ઈચ્છાવાળાં શ્રીગોપીજનોના યૂથને પોતાના લાવણ્યામૃતને આપવાની ઇચ્છાથી, જેનું વર્ણન પણ ન થઇ શકે એવા આનન્દરસમય શ્રીકૃષ્ણ પ્રકટ થયા. આ વાત નિબન્ધમાં પણ લખી છે.

[1] "કદાચિત્ સર્વોત્કૃષ્ટ મારામાં રહેલું પરમ સૌન્દર્ય પ્રકટ કરીશ. એ હેતુથી—સાકાર—આનન્દાકાર— સૌન્દર્ય પ્રકટ થયું, એજ શ્રીકૃષ્ણ." આ ભગવાન્‌માં પુમ્ભાવ અને સ્ત્રીભાવ એ બે ભાવ રહ્યા છે. શ્રીસ્વામિનીજીમાં પણ બન્ને ભાવ છે. શ્રીહરિરાયપ્રભુ પણ આજ્ઞા કરે છે કે, "જેમ સર્વભાવાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર છે તેમ શ્રીસ્વામિનીજી પણ[2] સર્વભાવાત્મક છે." હવે અત્ર જો શ્રીઠાકુરજીમાં અને શ્રીસ્વામિનીજીમાં રહેલા સ્ત્રીપુમ્ભાવનું સ્થાયિત્વ થાય તો સંયોગરસ સમયે બે પુમ્ભાવ અને બે સ્ત્રીભાવ જણાતાં રસાભાસ થઇ જાય, માટે સંયોગ સમયે ભગવાન્‌માંથી અને સ્વામિનીજીનામાંથી જે એકએક ભાવ જુદો પડયો તે શ્રીમદાચાર્યસ્વરૂપે થયા.

## ભાવ મૂર્ત કે અમૂર્ત ?

શંકા—અત્ર ભાવ તો ધર્મરૂપ હોવાથી મૂર્તિમાન્

१. तदेव कदाचित् 'परमसौन्दर्यं स्वगतं प्रकटीकरिष्यामी'ति साकारं प्रादुर्भूतं सत् श्रीकृष्णः । त. नि. भा. प्र. प्र. स्कं. १ श्लो. प्रकाशः ।

२. यथा हि सर्वभावात्मा कृष्णः सा चापि तादृशी ।

ન હોય, અતઃ ભાવ અમૂર્ત રહે તો ભક્તજનો ઈચ્છે છે તેવા સાકારસ્વરૂપની સિદ્ધિ કેમ થાય ? જ્યાંસુધી સાકાર-સ્વરૂપની સિદ્ધિ ન થાય ત્યાંસુધી ધ્યાન થઈ શકે જ નહિ.

## ભાવ મૂર્ત છે

**સમાધાન**—અહિયાં આ પ્રમાણે વિચાર કરવો. ભગવાન્‌ના ધર્મો ભગવાન્‌માં લૌકિક જેવા પ્રતીત થાય તો પણ લોકથી વિલક્ષણ છે, નિત્ય છે, ભગવાન્‌ના સ્વરૂપથી અભિન્ન છે, (જુદા નથી.) આવા ગુણોનો વિચાર લૌકિક ન્યાયથી ન કરી શકીએ, જો લૌકિકદૃષ્ટાન્તથી વિચાર કરીએ તો ઊલટું ભાન થાય. ભાવ (ભગવદ્ધર્મ) મૂર્તિમાન નથી, એવો ભાસ થઇ જાય. (એનો વિચાર આપ્તવાકયથી જ થાય.) ગીતામાં બ્રહ્મનું સ્વરૂપવર્ણન કરતાં કહ્યું છે કે [1]"ચક્ષુ વિગેરે સર્વ ઇન્દ્રિયના ગુણોમાં રૂપ વિગેરેથી શોભતું તથાપિ જેને પ્રાકૃત ઇન્દ્રિય નથી એવું બ્રહ્મ છે." લોકમાં પણ જે કંઇ સૌન્દર્યાદિક છે તે પણ ભગવાન્‌ના સંબંધથીજ છે.

સર્વ ચક્ષુઃ વાગ્ વિગેરે ઇન્દ્રિય અને ઇન્દ્રિયોથી ગ્રહણ થતા ગુણો અલૌકિકમાં છે, તેવા જ પ્રકારે પોતે બ્રહ્મ જ શુદ્ધ ભાસે છે, અર્થાત્ બ્રહ્મ જ કર્મેન્દ્રિયરૂપે પ્રકાશે છે. માટે ભગવાન્‌સંબન્ધી જ્ઞાનાદિધર્મો પણ સચ્ચિદાનન્દરૂપ હોવાથી આનન્દમય હસ્ત પાદ મુખ ઉદરવાળું બ્રહ્મ છે, એમ સિદ્ધ થાય છે. "સર્વ તરફ [2]હસ્તપાદવાળું,

---

१. सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् । गी. अ. १३. श्लो १४

२. 'सर्वतः पाणिपादान्तं सर्वतोऽक्षिशिरोमुखम्' गी. अ. १३ श्लो. १३. त. नि. शा. प्र. श्लो. २५

સર્વ તરફ ચક્ષુઃ મસ્તક મુખવાળું બ્રહ્મ જ છે.” (અર્થાત્ આનન્દ એ આકારને આપનાર છે, ભગવાન્‌ના હસ્તપગ વિગેરે સર્વ આનન્દરૂપ છે. શર્કરાની પુત્તળી માફક સર્વત્ર આનન્દઘન છે, ભગવાન્ અને ભગવદ્‌ધર્મો એક જ હોવાથી ભગવદ્‌ધર્મો પણ ભગવાનની માફક આનન્દઘન રસપ્રચુર અને સાકાર છે.) માટે લોકમાં જો કે ભગવદ્ધર્મોનું મૂર્તમત્ત્વ પ્રસિદ્ધ નથી તો પણ આ પ્રસંગમાં જે ધર્મોનું વર્ણન છે તે ધર્મો સાકાર છે એમ વેદ કહે છે. શ્રુતિસિદ્ધ છે, અને તેથી શ્રીમદાચાર્યચરણનું શ્રીમત્પ્રભુચરણે સ્રીપુમ્ભાવાત્મક સ્વરૂપ ઉપદેશ્યું તે બહુ સારું કર્યું છે.

## ભાવ મૂર્ત છે તેમાં વેદનું દષ્ટાન્ત

લોકમાં વેદ શબ્દાત્મક હોવાથી વેદને અમૂર્ત માને, તથાપિ ખરી રીતે વેદ મૂર્તિમાન્ છે. [૧] ‘જેમ સ્વર્ગમાં મૂર્તિવાળા વેદો છે’ આ વાકયના પ્રમાણથી શબ્દબ્રહ્માત્મક વેદ મૂર્તિમાન્ છે, એવું સ્પષ્ટ થાય છે. તેવી રીતે ભગવદ્‌ધર્મ પણ મૂર્તિમાન્ છે, સાકાર છે. શ્રીમત્પ્રભુચરણે આ વિષય ટિપ્પણીમાં અને તૃતીયાધ્યાય ભાષ્યમાં વર્ણવ્યો છે; વિશેષ જિજ્ઞાસાની ત્યાંથી તૃપ્તિ કરી લેવી.

## અનુભવકર્તૃ સ્વરૂપની અપેક્ષા છે.

હવે આપણે ચાલતા પ્રસંગ ઉપર આવીએ. આ સર્વભાવાત્મક શ્રીસ્વામિનીજી અને શ્રીભગવત્સ્વરૂપને (સ્વલીલાના) અનુભવ કરનાર એક સ્વરૂપની અપેક્ષા છે. અનુભવ કરનાર વિના રસમાં ચમત્કાર ન આવે. આ અનુ-

૧. ‘वेदा यथा मूर्त्तिधरास्त्रिपृष्ठे. श्री. भा. अ. १९, श्लोक १३

ભવ કરનારૂં જે તૃતીય શ્રી વલ્લભસ્વરૂપ હતું, તેને જ આપણે સાક્ષિ સ્વરૂપ કહીએ છીએ. આ સાક્ષિસ્વરૂપ પુરુષોત્તમ–સ્વરૂપથી જુદું નથી, સાક્ષાત્ પુરુષોત્તમ જ છે. (જો કોઇ બીજું અનુભવકર્તૃ આવે તો રસાભાસ થઇ જાય. તેમજ '[1]હે પુરુષોત્તમ તમે આપના સ્વરૂપને આપથી જ જાણો છો.' આ ગીતાવાકયથી પણ નિશ્ચય થયો કે (રસપ્રચુર આનન્દઘન શૃંગારકલ્પદ્રુમ) ભગવત્સ્વરૂપનો અનુભવ બીજાને ન થતાં આપના જ પ્રિય–વલ્લભસ્વરૂપને જ થયો. આ તૃતીય સ્વરૂપ શ્રીપુરુષોત્તમથી અભિન્ન જ જાણવું. આ જ ત્રિતયાત્મક શ્રીમહાચાર્યચરણના સ્વરૂપનું ધ્યાન કરવું.

## શ્લોકનો અન્વયાર્થ

શ્રીગૂઢભાવાત્મક સૌન્દર્ય અને પુમ્ભાવરૂપી સૌન્દર્ય ભગવાનના હૃદયમાં બિરાજે છે તે; તેમજ તે શ્રીપુમ્ભાવાત્મક બન્ને પ્રકારનું સૌન્દર્ય શ્રીસ્વામિનીજીના હૃદયમાં બિરાજે છે તે; બન્ને સ્થલનું બન્ને પ્રકારનુ શ્રીભાવાત્મક અને પુમ્ભાવાત્મક સૌન્દર્ય શ્રીવલ્લભમાં શ્રીકૃષ્ણે પ્રવેશાવ્યું. પ્રવેશ કરાવ્યા બાદ ઉભય શ્રીપુમ્ભાવનો સંયોગ થતાં શૃંગારરસમય શ્રીકૃષ્ણ શોભ્યા. અર્થાત્ સ્વપ્રિય સ્વરૂપ સાથે એકરસ થઇ શોભ્યા. આટલે સુધી તો જાણે બે રૂપની વાત થઇ, હવે તૃતીય રૂપનો વિચાર કરીએ. જે પૂર્વે કહેવામાં આવ્યાં બે રૂપઃ એક શ્રીસ્વામિનીજીના હૃદયમાં અને બીજું શ્રીભગવાનના હૃદયમાં બિરાજતું સ્વરૂપ; આ

1.' स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम' श्रीगीता.

બન્ને સ્વરૂપના સાક્ષિરૂપ મધ્યસ્થ ત્રીજું રૂપ શ્રીવલ્લભ-સ્વરૂપ છે; તેનું હંમેશાં ધ્યાન કરવું.

## ત્રણ સ્વરૂપનો વિચાર

૧. આ ત્રણે સ્વરૂપ શ્રીવલ્લભાષ્ટક વિગેરેમાં વર્ણવ્યાં છે. '**वस्तुतः कृष्ण एव**' 'શ્રીવલ્લભાચાર્યચરણને કવિલોકો વૈશ્વાનર કહે છે પણ વસ્તુતસ્તુ સાક્ષાત્ કૃષ્ણ જ છે,' આ વાકયમાં પુમ્ભાવ દર્શાવ્યો છે.

૨. '**रासस्त्रीभावपूरितविग्रहः, प्रिया गोपीभर्तुः**' 'રાસસ્ત્રી શ્રીગોપીજનોના ભાવથી જેમનું શ્રીઅંગ પૂરિત છે. અને શ્રીગોપીજનના ભર્ત્તા શ્રીકૃષ્ણચન્દ્રના શ્રીમહાચાર્યચરણ પ્રિયા છે.' આ વાકયોમાં સ્ત્રીભાવ સ્પષ્ટ સમજાય છે.

૩. '**राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि**' 'શ્રીરાધા-વલ્લભની સેવાથી અને તેને યોગ્ય પ્રેમના ઉપદેશથી પણ શ્રીમહાચાર્યચરણ સમાન કોઈ થવાનું નથી અને થયું પણ નથી.' આ વાકયોથી સાક્ષિત્વ સિદ્ધ થયું. આ પ્રમાણે શ્રીમહાચાર્યચરણનું ત્રણસ્વરૂપપણું સિદ્ધ થયું.

## શ્લોકના દરેક પદનું વિવેચન

**निजहृद्गतम्**–પોતાના હૃદયમાં રહેલું અસાધારણ ધર્મરૂપી સૌન્દર્ય દર્શાવ્યું.

**स्त्रीगूढभावात्मकम्**—સ્ત્રીત્વરૂપી જે ગૂઢભાવ છે તે ભાવયુક્ત એક સૌન્દર્ય છે. આ ભાવ લોકમાં પ્રસિદ્ધ નથી તેથી તેને ગૂઢ કહ્યો છે.

**पुंरूपम्**—જેનાથી પુરુષ ઓળખાવાય જણાવાય, તે પુસ્ત્વ. પુંસ્ત્વ ધર્મ અને ધર્મીને અભેદ છે, તેથી

પુંસ્ત્વરૂપી સૌન્દર્ય એવો અર્થ થયો. ન્યાય છે કે, (જુઓ સંસ્કૃત ટીકા) ' જે તેનાથી ભેદ નહિ રહેવાથી અભિન્ન રહેતું હોય તેને પણ અભિન્ન એટલે ભેદ રહિત ગણવું (તેનાથી) સૌન્દર્યથી (ભેદ વગર રહેતું) ધર્મિસ્વરૂપ, તેનાથી (અભિન્ન રહેતું) જે પુંસ્ત્વ (તેને પણ) તેનાથી ભેદ રહિત ગણવું. એટલે પુંસ્ત્વને પણ સૌન્દર્યથી અભિન્ન ગણવું. ધર્મ અને ધર્મીનો સૂર્યપ્રકાશવત્ અભેદ ગણ્યો છે. માટે પુંસ્ત્વરૂપી સાન્દર્ય એવો અન્વય આપણે કરી શકયા.

**तदन्तरगतम्**—શ્રીસ્વામિનીજીના હૃદયમાં બિરાજતું સૌન્દર્ય. શ્રીસ્વામિનીજીનું નામ નહિ કહેવાનું કારણ પરોક્ષવાદ છે. (વેદાદિવચનો અને દેવો પરોક્ષપ્રિય છે.)

**प्रावीविशत्**—' **विश्** ' ધાતુને **णिज्** પ્રેરક વાચક પ્રત્યક્ષ લગાડી લુઙ્માં ( અદ્યતન ભૂતકાળમાં ) આ રૂપ થાય છે.

**स्वप्रिये**—શ્રીવલ્લભનામ ભગવાનને પ્રિય જ છે, તેમાં.

**संश्लिष्टौ**—પ્રવૃત્તિનિમિત્ત આ ક્રિયા છે. **श्लिष्** ધાતુ આલિંગન અર્થમાં છે. તેને ભાવાર્થક '**क्तिन्**' પ્રત્યય લાગી આ રૂપ થયું. અર્થાત્ અહિંયાં કેવલ ગૂપચૂપ સંયોગ માત્ર જ થયો એટલું જ વક્તવ્ય નથી; પણ તે તે રસ સમયની તે તે લીલાનો અનુકૂલતાએ અનુભવ કર્યો; એમ સૂચવ્યું. લીલોપયોગિની તે તે સામગ્રીસહિત જ તે સંશ્લેષ થયો એમ '**सम्**' ઉપસર્ગ ઉપરથી સમજાયા.

**बभौ रसमयः कृष्णः**—રસપ્રચુર શ્રીકૃષ્ણ શોભ્યા. અર્થાત **नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम्। लक्ष्मीसहस्रली-**

लाभिः सेव्यमानं कलानिधिम्, હૃદયરૂપી શેષમાં લીલારૂપી ક્ષીરસમુદ્રમાં શયન કરતા સહસ્રલક્ષ્મીરૂપી લીલાથી સેવાતા કલાનિધિ પ્રભુની સર્વલીલાનો પ્રકાર અત્ર વર્ણવ્યો.

तत्साक्षिकम्—જેમ જીવાત્મા સંબંધી જ્ઞાન ઈચ્છા કૃતિ વગેરે અને જીવ જે ભોગ કરે છે તે ભોગ પણ અન્તર્યામીને અધીન છે, તેમ ભગવલ્લીલા અને રસભોગ પણ ભગવલ્લીલાના સાક્ષી શ્રીમદાચાર્યચરણને અધીન છે. શ્રીવેણુગીત સુબોધિનીજીના 'एते देवाः साक्षिणः' એ સ્થલે ટિપ્પણીજીમાં સાક્ષિપદાર્થનું વિવરણ કર્યું છે. તો અધિક જિજ્ઞાસાએ ત્યાંથી જાણી લેવું.

ध्येयम्—આ આવશ્યક यत् પ્રત્યયથી નિશ્ચય થયો કે ભગવલ્લીલારસાનુભવની ઈચ્છાવાળા ભક્તોએ આવશ્યક શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનું ધ્યાન કરવું.

सदा—હમેશાં ધ્યાન કરવું. અત્ર કર્મમાર્ગની માફક કાલનો નિયમ નથી. અહર્નિશ ધ્યાન કરવું.

वल्लभम्—ભગવાનને અતિપ્રિય શ્રીવલ્લભના સ્વરૂપનું ધ્યાન કરવું. આ પ્રમાણે બહુ જ સુન્દર અર્થ થયો.

इति श्रीहरिरायाणां कृपाबलमुपाश्रितः ।
श्रीकृष्णवल्लभं रूपं व्यावृणोद्गोकुलोत्सवः ॥१॥

શ્રીહરિરાયચરણના કૃપાબલના આશ્રિત શ્રીગોકુલોત્સવજી મહારાજે શ્રીકૃષ્ણને બહુ જ પ્રિય શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનું વર્ણન કર્યું.

શ્રીગોકુલોત્સવવિરચિત વિવરણાનુવાદ સંપૂર્ણ.

અનુ.—શ્રી. ચીમનલાલ હ. શાસ્ત્રી

# ૭. શ્રીસર્વોત્તમસ્તોત્ર

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥१॥**

**અક્ષરાર્થ**:—"પ્રાકૃત ધર્મના સંબંધથી રહિત" અને "અપ્રાકૃત સર્વધર્મસ્વરૂપ" એવું જેનું વેદમાં વર્ણન છે તે આકારવાળા શુદ્ધ (પુરુષોત્તમ સ્વરૂપ)ની હું સ્તુતિ કરું છું. ૧

આ ગ્રંથમાં શ્રીમદ્વિઠ્ઠલેશ પ્રભુ શ્રીમદાચાર્યચરણનાં અલૌકિક નામો પ્રકટ કરે છે. શ્રીમદાચાર્યચરણનાં આવાં અલૌકિક નામો પ્રકટ કરવા, અને તેઓશ્રીના ભૂતલ પર પધારવાનો હેતુ શો હતો તે જણાવવા માટે તેઓશ્રી આરંભમાં મંગલ (શુભ) થાય તે માટે સ્તુતિ કરે છે. શ્રીમદાચાર્યચરણેજ જે ભક્તિમાર્ગ પ્રકટ કરેલ છે તે ભક્તિમાર્ગમાં જે સાક્ષાત્ પુરુષોત્તમના સ્વરૂપનું પ્રતિપાદન કરેલ છે, જે સ્વરૂપ સર્વ વેદની શ્રુતિઓ શ્રીમદ્ભાગવત ગીતા વિગેરે અનેક અલૌકિક પ્રમાણોથી સિદ્ધ ઉપર જણાવેલા ભક્તિમાર્ગનું મૂલ પ્રમેય છે તે શ્રીપુરુષોત્તમના સ્વરૂપની સર્વના મૂલ તરીકે શ્રીમદ્વિઠ્ઠલેશ પ્રભુ આરંભમાં આ શ્લોકથી સ્તુતિ કરે છે.

શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ પ્રાકૃત એટલે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં સત્ત્વ વિગેરે ધર્મોનું અનાશ્રય છે એટલે તે સ્વરૂપને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ સત્ત્વ વિગેરે ધર્મોનો જરાપણ સંબંધ નથી. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ સત્ત્વ વિગેરે ધર્મો સિવાય બીજા કોઇ ધર્મ લોકમાં પ્રસિદ્ધ

નથી અને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ ધર્મોનો શ્રીપુરુષોત્તમના સ્વરૂપને અલ્પ પણ સંબંધ નથી, છતાં આ સ્વરૂપ નિર્ધર્મક એટલે ધર્મરહિત નથી, પરંતુ અપ્રાકૃત સર્વ-ધર્મસ્વરૂપ છે. પ્રકૃતિના સંબંધ વિનાના અલૌકિક આનંદમય દેહ ઇંદ્રિય વિગેરે જે ધર્મો છે તે ધર્મોનું સ્વરૂપ આ પુરુષોત્તમ સ્વરૂપ છે. અહીં દેહ ઇંદ્રિય વિગેરેને પણ પુરુષો-ત્તમરૂપ કહ્યાં છે, તેથી તેઓ પણ પુરુષોત્તમના સ્વરૂપ પેઠે આનંદસ્વરૂપજ છે. જેમ લૌકિક જીવના દેહ અને આત્મા જુદા છે તેવો ભેદ શ્રીપુરુષોત્તમના દેહ અને સ્વરૂપમાં નથી, પણ પુરુષોત્તમનાં દેહ ઇંદ્રિય વિગેરે પણ સ્વરૂપ પેઠે આનંદ-સ્વરૂપજ છે. આવું શ્રીપુરુષોત્તમના સ્વરૂપનું વર્ણન વેદમાં કરેલું છે. વળી આ સ્વરૂપ શુદ્ધ છે એટલે તેમના કર પાદ મુખ ઉદર વિગેરે સર્વ માત્ર આનંદસ્વરૂપજ છે. વળી તે સ્વરૂપ આકૃતિવાળું છે, તેને આકાર છે. માયાવાદ વિગેરે ભ્રાંત શાસ્ત્રોમાં બ્રહ્મને નિરાકાર (આકારરહિત) વર્ણવ્યું છે તેવું આ સ્વરૂપ નથી. આવું જેનું વેદમાં વર્ણન છે તેવા શુદ્ધ સાકૃતિ પુરુષોત્તમસ્વરૂપની આરંભમાં શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ સ્તુતિ કરે છે. ૧

ઉપર જણાવેલ ધર્મવાળું પુરુષોત્તમનું સ્વરૂપ છે, એમ માત્ર તમેજ કહો છો, (આ માર્ગમાંજ કહેલું છે), બીજા કોઈ શાસ્ત્ર જાણનાર પંડિતોએ કયાંય એવા સ્વરૂપનું વર્ણન કરેલું નથી. તેનું શું કારણ ? વસ્તુતઃ શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ એવું હોય અને વેદમાં તેનું વર્ણન એ પ્રમાણે કરેલું હોય તો બીજા શાસ્ત્ર જાણનારા પંડિતોએ તે એવું

છે એમ કેમ કહેલ નથી ? એવી શંકા થાય તે દૂર કરવા બીજો શ્લોક કહે છે:—

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।**
**संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद्भुवि ॥२॥**

**અક્ષરાર્થઃ**—હાલમાં ભૂતલ પર વિદ્વાનોને પણ, તેઓની દૃષ્ટિ કલિકાલના તમઃથી ઢંકાયેલી હોવાથી, તેમનું માહાત્મ્ય જણાયેલ નથી. ૨

વેદ શાસ્ત્ર વિગેરેનું જેમણે અધ્યયન કરેલું છે તેવા વિદ્વાનોને પણ આ કલિકાલમાં શ્રુતિમાં વર્ણન કરેલ શ્રીપુરુષોત્તમના સ્વરૂપનું જ્ઞાન થયેલ નથી અને થતું નથી, કારણ કે (૧) તેઓની દૃષ્ટિ કલિકાલે ઉત્પન્ન કરેલ તમઃ અથવા અજ્ઞાન (અંધકાર)થી ઢંકાઈ રહેલી છે; વળી (૨) તેઓ ભૂતલ પર રહેલા છે. જેઓ ભૂતલ પર રહેલ નથી, પણ ભગવલ્લોકમાં રહેલા છે તેમને શ્રીપુરુષોત્તમના આ માહાત્મ્યનું જ્ઞાન થાય છેજ. તેથી હાલના વિદ્વાનોને પોતાને આ સ્વરૂપના માહાત્મ્યનું જ્ઞાન થતું નથી. તેથી તે બિચારાઓ તેનું વર્ણન ક્યાંથી કરી શકે ? ૨

શ્રીમદ્વિઠ્ઠલપ્રભુનું પ્રાકટ્ય પણ ભૂતલ પર થયેલું છે તેથી બીજા પંડિતોને શ્રીપુરુષોત્તમના માહાત્મ્યનું જ્ઞાન થતું નથી તેમ તેમને પણ થવું ન જોઇએ; છતાં તેમને જ્ઞાન કેમ થયું તે દર્શાવવા ત્રીજો શ્લોક કહે છે:—

**कृपया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ।**
**वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥३॥**

**અક્ષરાર્થ**:—જ્યારે હરિએ દયાથી વાણી વડે પોતાનું માહાત્મ્ય પ્રકટ કરવા ઇચ્છયું (વિચાર કર્યો) ત્યારે પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો. ૩.

જ્યારે પુરુષોત્તમે દયાથી પોતાના ભક્તોનાં નિરુપધિ દુઃખ દૂર કરવાની ઇચ્છાથી ઉપર જણાવ્યું તેવી રીતે કોઇને પણ જેનું જ્ઞાન થતું નહતું તે પુષ્ટિમાર્ગીયલીલા-રસના ભાવરૂપ પોતાનું માહાત્મ્ય પોતાની વાણી વડે પોતાના ભક્તોને જણાવવાનો વિચાર કર્યો ત્યારે પોતાના આનંદમાત્ર આધિદૈવિક અગ્નિરૂપ મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો.

અંશ, અવતાર અથવા કલા ભૂતલ પર પ્રકટ થાય છે ત્યારે ભગવાનના કાંઇક ધર્મો સાથે પ્રકટ થાય છે તેવી રીતે શ્રીમહાચાર્યચરણમાં પણ ભગવાનના વક્તા તરીકેના અમુક ધર્મો જ હશે એવી શંકા ન થાય તે માટે માત્ર "મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો," એમ નહિ કહેતાં "પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો" એમ કહેલ છે. વસ્તુ જેવી રીતે રહેલી હોય તેવું જ તેનું દર્શન થાય તેને પ્રાદુર્ભાવ કહે છે; પણ જે ન હોય અને ઉત્પન્ન થતી હોય તેનો પ્રાદુર્ભાવ થાય છે એમ કહેવાતું નથી. શ્રીપુરુષોત્તમે પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો છે. તેથી શ્રીપુરુષોત્તમનું મુખારવિંદ જેવું છે તેવાનો જ પ્રાદુર્ભાવ શ્રીમહાચાર્યચરણ છે; કોઇ પણ અંશ મૂકીને મુખારવિંદનો પ્રાદુર્ભાવ થયો નથી. આ અર્થ દર્શાવવા જ "પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો," એમ કહેલ છે.

ભગવાન પોતે સર્વ અર્થથી પૂર્ણ છે, છતાં તેમણે પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો છે, કારણ કે તે પોતે હરિ છે. ભગવાન હરિ હોવાથી પોતાના ભક્તોનાં સર્વ દુઃખો હરણ કરનારા છે, જો ભગવાન પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ ન કરે તો તેમના સર્વ ભક્તો આ માર્ગના માહાત્મ્યના જ્ઞાનરહિત જ રહેત, અને તેથી માર્ગના માહાત્મ્યના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ તેમનું દુઃખ દૂર થાત નહિ, પણ કાયમ જ રહેત; અને જો ભક્તોનું દુઃખ દૂર ન થાય તો ભગવાન "હરિ" જ ન કહેવાય. તેથી પોતે વાસ્તવિક "હરિ" થાય તે માટે જ પુરુષોત્તમે પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કરેલો છે એમ દર્શાવવા "હરિ" પદ યોજેલું છે. આવી રીતે હરિએ પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કરવો યોગ્ય જ છે એમ દર્શાવવા "હि" પદ યોજેલું છે. ભગવાન હરિ થઈ પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ ન કરે તો સાક્ષાત્ ભક્તિમાર્ગનું માહાત્મ્ય પ્રકટ થાય નહિ અને તેથી તેમના ભક્તોને સર્વપુરુષાર્થની સિદ્ધિ પણ થાય નહિ. તેથી ભગવાને મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો તે યોગ્ય જ છે. "હि" ને બદલે "હ" પાઠ પણ કેટલાક ગ્રંથમાં છે. "હ" આશ્ચર્ય દર્શાવે છે. ભગવાને પોતાના ભક્તોને માટે પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કરવાનું અલૌકિક કાર્ય કૃપાથી કર્યું; તેથી પ્રભુ ભક્તોને અત્યંત પરવશ છે એ આશ્ચર્ય "હ" પદ દર્શાવે છે.

ભગવાને પોતાનું માહાત્મ્ય દર્શાવવા પોતાના મુખા-

રવિંદ શ્રીમહાચાર્યચરણનો પ્રાદુર્ભાવ કર્યો તેથી શ્રીમદ્વિઠ્ઠલપ્રભુને શ્રીપુરુષોત્તમના સ્વરૂપના માહાત્મ્યનું યથાર્થ જ્ઞાન છે, પણ બીજા પંડિતોને તેવું જ્ઞાન થવાનું આવું કાંઇ કારણ નહિ હોવાથી તેમને તેવું જ્ઞાન નથી. ૩

શ્રીમહાચાર્યચરણ ભગવાનના મુખારવિંદનો પ્રાદુર્ભાવ થવાથી શ્રીમદ્વિઠ્ઠલપ્રભુને સાક્ષાત્ ભક્તિમાર્ગીય માહાત્મ્યનું જ્ઞાન થયું; છતાં શ્રીમહાચાર્યચરણે ભગવાનના મુખારવિંદરૂપે પ્રકટ થઇ શ્રીસુબોધિની વિગેરે સિદ્ધાન્તના જે ગ્રંથો કર્યા તેમનો અર્થ બહુ ગૂઢ હોવાથી, તેમના ભક્તોને પણ તેઓનો અર્થ બરાબર નહિ સમજાવાથી તે બધા કૃતાર્થ થાય નહિ; તેથી તે ગ્રંથોમાં કહેલા અર્થનું અને પુરુષોત્તમસ્વરૂપના માહાત્મ્યનું તેઓને પણ જ્ઞાન થઈ શકે તેવું સાધારણ સાધન હવે કહે છેઃ—

**तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।**
**तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥४॥**

અક્ષરાર્થઃ—તેમનાં ન સમજી શકાય તેવાં વચન પણ જેમ સુબોધ (સહેલાઇથી સમજાય તેવાં) થાય તેમ તેમના સર્વ અઘને હરનાર ૧૦૮ નામ કહીશ. ૪

ભગવાનના સ્વરૂપનું માહાત્મ્ય દર્શાવવા પ્રાદુર્ભાવ પામેલ મુખારવિંદરૂપ શ્રીમહાચાર્યચરણના અનુગ્રહથી શ્રીમદ્વિઠ્ઠલપ્રભુને તેઓશ્રીએ રચેલ સુબોધિની વિગેરે ગ્રંથોના અર્થોનું સંપૂર્ણ જ્ઞાન છે; છતાં હાલના શ્રીમહાચાર્યચરણના ભક્તો જીવ હોવાથી અલ્પબુદ્ધિવાળા હોઈ, તેમને સુબોધિની વિગેરે ગ્રંથોના તાત્પર્યનું જ્ઞાન નહિ

હોવાથી તે બધા અકૃતાર્થજ રહે. તેથી તેમને પણ આ બધા ગ્રંથોના તાત્પર્યનું જ્ઞાન થાય તે માટે કોઇ ઉપાય નહિ હોવાથી, શ્રીમહાચાર્યચરણનાંજ ૧૦૮ નામો કહેવાની શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વર પ્રતિજ્ઞા કરે છે.

અહીં મૂલમાં '**प्रवक्ष्यामि**' છે, તેને બદલે '**वक्ष्यामि**' શબ્દ યોજ્યો હોત તોપણ તેનો અર્થ "કહીશ" થાત; છતાં આ શ્રીમહાચાર્યચરણનાં ૧૦૮ નામો નિત્ય છે તેથી પહેલાં હતાં તેજ ૧૦૮ નામો હું પ્રકટ કરીશ; એમ દર્શાવવા "**प्र**" ઉપસર્ગ યોજેલો છે. આ ૧૦૮ નામો નિત્ય હોવાથી જ શ્રીસુબોધિની વિગેરે શ્રીમહાચાર્યચરણે લખેલ કઠિન ગ્રંથોના અર્થ સમજવામાં જે જે વિઘ્ન અથવા અડચણ થતી હોય તે સર્વ તેમનાથી દૂર થાય છે. "અઘ" શબ્દનો અર્થ લોકમાં પાપ થાય છે, પણ શ્રીમહાચાર્યચરણે પ્રકટ કરેલ ભક્તિમાર્ગના અનુયાયીઓમાં તો પાપની સંભાવના પણ હોતી નથી; તેથી શ્રીસુબોધિની વિગેરે ગ્રંથોના અર્થ સમજવામાં જે જે પ્રતિબંધ અથવા વિઘ્ન હોય તેજ અહીં "અઘ" કહેલ છે, અને તે અઘ હરનાર આ ૧૦૮ નામો જ છે. તેથી તેમને અહીં "સર્વ અઘ હરનાર" કહેલા છે. ૪

આવી રીતે શ્રીમહાચાર્યચરણનું સ્વરૂપ અને તેઓશ્રીનાં નામો અલૌકિક છે એમ સિદ્ધ કરી, જ્યાં જ્યાં નામો પ્રકટ કરવામાં આવ્યાં છે ત્યાં ત્યાં સર્વત્ર ઋષિ છંદ દેવતા વિગેરે કહેલાં છે, તેથી તે અહીં કહે છે. શ્રીમહાચાર્યચરણનાં નામો આનંદમય હોવાથી અલૌકિક

છે; તેથી તે નામોના દ્રષ્ટા ઋષિ પણ અલૌકિકજ હોવા જોઇએ. તેથી તે ઋષિનું સ્વરૂપ જણાવે છેઃ—

**ऋषिरग्निकुमारस्तु नाम्नां छन्दो जगत्यसौ ।**
**श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः ॥६॥**

**અક્ષરાર્થ**:—(આ) નામોના ઋષિ તો અગ્નિકુમાર (છે). છંદ જગતમાં જે પ્રસિદ્ધ છે તે છે. પ્રસિદ્ધ શ્રીકૃષ્ણાસ્ય દેવતા (છે). અને કારુણિક પ્રભુ બીજ છે. ૫.

સહસ્રનામ વિગેરે નામોના દ્રષ્ટા ઋષિ હતા. તેથી આ ૧૦૮ નામોના દ્રષ્ટા પણ તેમના સરખાજ ઋષિ હશે એવી શંકા થાય તે દૂર કરવા 'तु' શબ્દ યોજેલો છે. આ શબ્દથી આ નામોનો દ્રષ્ટા ઋષિ બીજાં નામોના દ્રષ્ટા ઋષિ કરતાં જુદા પ્રકારના અલૌકિક છે. બીજાં નામોના દ્રષ્ટા ઋષિઓની ઋષિઓમાં ગણતરી થાય છે અને તેમને જે નામોનાં દર્શન થયાં તે સહસ્રનામ વિગેરે વેદ પુરાણમાં પ્રસિદ્ધ હોવાથી તેમને જે નામોનાં દર્શન થયાં તે "અપૂર્વ" નહતાં તેથી અપૂર્વ નામના દ્રષ્ટા નહિ હોવાથી તેઓ અલૌકિક ઋષિ ન ગણાય. આ શ્રીમદા-ચાર્યચરણનાં ૧૦૮ નામો તો વેદ પુરાણ વિગેરેમાં ક્યાંય પ્રસિદ્ધ નથી અને તે બીજું કોઇ જાણતું પણ નહતું. તેથી તે જાણનાર ઋષિ બીજા બધા કરતાં ઉત્તમ છે તેમને અગ્નિકુમાર કહે છે. આનો ભાવાર્થ એવો છે કે બીજા દ્રષ્ટા ઋષિઓને જેનાં દર્શન થયાં તે નામો વેદ પુરાણ વિગેરેના મંત્રોમાં પ્રસિદ્ધ હોવાથી તે ઋષિઓ શુદ્ધ મર્યાદામાર્ગના છે, તેવી રીતે આ નામોના દ્રષ્ટા ઋષિને

'અગ્નિકુમાર' કહેલ હોવાથી તે શુદ્ધ પુષ્ટિમાર્ગીય છે.

ગોપકન્યાઓએ કાત્યાયનીનું વ્રત કર્યું અને ભગવાને તેમના ભાવથી પ્રસન્ન થઇ તેમને વરદાન આપ્યું એ કથા શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધના ઓગણીસમા અધ્યાયમાં છે. વ્રત કરતાં વેદ અથવા પુરાણમાં કયાંય પ્રસિદ્ધ નથી અને જેનું કોઇને જ્ઞાન નહતું તેવા "હે માહામાયે, મહાયોગિનિ, અધીશ્વરિ, દેવિ કાત્યાયનિ, નંદગોપના સુતને મારો પતિ કર. તેને નમસ્કાર છે" મંત્રનું તેના દેવતા સહિત તેઓને જ જ્ઞાન થયું, તેવીજ રીતે વેદ પુરાણ વિગેરેમાં પ્રસિદ્ધ નહિ હોવાથી બીજા કોઇએ જાણેલાં નહિ તેવાં આચાર્યશ્રીનાં આ નામો શ્રીવિઠ્ઠલેશ્વરેજ પ્રસિદ્ધ કરેલ છે; તેથી આ નામ પ્રકટ કરનાર અગ્નિકુમારજ તેના ઋષિ છે. જેમ ગોપકન્યાઓએ જ પ્રકટ કરેલા મંત્રથી કરેલી પૂજાથી તેમને ક્રમે ક્રમે અવાંતર ફલ તથા પરમફલની પ્રાપ્તિ થઇ, તેમ શ્રીવિઠ્ઠલેશ્વરે પ્રકટ કરેલાં આ નામોના પાઠથી (વૈષ્ણવોને) ક્રમે ક્રમે આ માર્ગમાં કહેલ અવાંતર તથા પરમફલની પ્રાપ્તિ થશે, એમ આ શબ્દોથી સૂચવેલું છે.

અથવા શ્રીમદ્વિઠ્ઠલેશ્વર "અગ્નિકુમાર" શબ્દથી સૂચવાતો અર્થ પોતામાં છે તે ગુપ્ત રાખવા માટે, શ્રીમહાચાર્યચરણ "અગ્નિ" તરીકે પ્રસિદ્ધ હોવાથી અને પોતે તેમના પુત્ર હોવાથી, પોતે "અગ્નિકુમાર" છે એમ કહે છે. તેથી આ મંત્રના ઋષિ (દ્રષ્ટા) અગ્નિકુમાર છે એમ કહે છે.

પુરુષોત્તમસહસ્રનામ, અષ્ટોત્તરશતનામ, વિગેરે જે છંદમાં લખાયેલ હોવાનું જગતમાં પ્રસિદ્ધ છે તેજ છંદમાં આ સર્વોત્તમસ્તોત્ર પણ લખેલું છે.[1]

પ્રસિદ્ધ શ્રીકૃષ્ણાસ્ય આ સ્તોત્રના દેવતા છે. અહીં "શ્રીકૃષ્ણ" પદ યોજ્યું છે તેથી એમ સૂચવેલું છે કે ભગવાન ભક્તો સહિત છે, અને તે લીલારસમાં રહેલા છે. તે ભગવાનનું આસ્ય (મુખારવિંદ) આ માર્ગનું અલૌકિક આધિદૈવિક આનંદમય અગ્નિસ્વરૂપ શ્રીમહાચાર્યચરણ છે. તેમને દેવતા કહ્યા છે તેથી આ સ્તોત્રના તે અધિષ્ઠાતા છે અને આ સ્તોત્રનું જે ફલ કહેલું છે (શ્રીકૃષ્ણના અધરામૃતનું આસ્વાદન) તેના તે દાતા છે. શ્રીમહાચાર્યચરણ માત્ર આ સ્તોત્રના ફલના દાતાજ છે એમ નહિ, પણ તે પોતે પણ એ ફલના ભોક્તા પણ છે, એમ દર્શાવવા મૂલ સ્તોત્રમાં "च" "અને" શબ્દ યોજેલો છે.

ભગવાનના અધરામૃતનું આસ્વાદન એ ફલ બ્રહ્મા વિગેરે દેવોને પણ દુર્લભ છે, અને મર્યાદામાર્ગીય શ્રુતિઓને પણ તેની પ્રાપ્તિ નથી. એવું ફલ શ્રીમહાચાર્યચરણ પોતાના સેવકોનેજ આપે છે, કારણ કે પોતાના સેવકો પ્રતિ તેઓશ્રીની નિરુપધિ અસાધારણ કરુણા (કૃપા) છે. જો શ્રીમહાચાર્યચરણ બીજા ભક્તિમાર્ગના આચાર્યો પેઠે પોતાના ભક્તોને મુક્તિનું જ દાન કરે તો તેઓશ્રીએ પ્રકટ કરેલ પુષ્ટિમાર્ગના ફલનો કોઇ અધિકારી નહિ

૧. શ્રીરઘુનાથજીની ટીકામાં "છંદ અહીં અનુષ્ટુપ્" છે એવો પાઠ છે. તેમાં છંદનું નામ આપેલ છે.

રહેવાથી તે માર્ગ શુદ્ધ પુષ્ટિમાર્ગ જ ન રહે. તેથી શ્રીમહા-ચાર્યચરણુ પોતાના સેવકોને બીજા બધાથી છૂટા પાડી પોતે પ્રકટ કરેલ શુદ્ધ પુષ્ટિમાર્ગના ફલનું દાન કરી તેમને ઉત્તમ બનાવે છે. એમ કરવાનું કારણુ તે પોતે બહુ કરુણાવાળા છે એજ છે. આ માર્ગનું ફલ બ્રહ્મા વિગેરેને પણ ગમ્ય નથી અને ભગવાન પણ પોતાના અંતરંગ ભક્તોમાં જ પ્રકટ કરે છે. આવું ઉત્તમ ફલ પણ શ્રીમહાચાર્યચરણુ પોતાના સેવકોને આપવા સમર્થ છે, કારણુ કે તે પ્રભુ છે. શ્રીમહાચાર્યચરણુ પ્રભુ હોવાથી અસાધારણ સામર્થ્યવાળા છે અને તેથી આવા ઉત્તમ ફલનું પોતાના સેવકોને દાન કરવાની શક્તિવાળા છે. ૫

**विनियोगो भक्तियोगप्रातिबंधविनाशने ।**
**कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥ ६ ॥**

**અક્ષરાર્થ**:–(આનો) વિનિયોગ ભક્તિયોગના પ્રતિબંધો નાશ કરવામાં છે. શ્રીકૃષ્ણુના અધરામૃતનો આસ્વાદ (આની) સિદ્ધિ (ફલ) છે. (તેમાં) સંશય નથી. ભક્તિયોગમાં દષ્ટ અથવા અદષ્ટ હરકોઈ પ્રતિબંધ (વિઘ્ન) હોય તેનો નાશ કરવામાં એટલે તેનો મૂલથી ઉચ્છેદ કરવામાં આ સ્તોત્રનો વિનયોગ છે. ભક્તિયોગમાં વિઘ્ન આવે તે સર્વ મૂલથી ઉખેડી તેનો નાશ કરી શકાય એ આ સ્તોત્રનું પ્રયોજન છે. ભક્તિ અનેક પ્રકારની છે અને તેથી અનેક પ્રકારનાં ફલ પ્રાપ્ત થાય છે; તેથી ભક્તિનાં વિઘ્નો નહિ પણુ ભક્તિયોગનાં એટલે સર્વ પ્રકારની ભક્તિનાં વિઘ્નોનો ઉચ્છેદ કરવો એ સ્તોત્રનું પ્રયોજન કહેલ છે. **અથવા**

ભગવાન સાથે યોગ એટલે ભગવાનનો સાક્ષાત્ સંબંધ. તેમાં જે જે પ્રતિબંધક હોય તેઓનો ઉચ્છેદ એ આ સ્તોત્રનું પ્રયોજન છે. "શ્રીકૃષ્ણના અધરામૃતનો આસ્વાદ" એ આ સ્તોત્રનું ફલ છે. શ્રીકૃષ્ણનું અધરામૃત અતિ દુર્લભ છે અને તેનું બધાને દાન થઈ શકે તેમ નથી. તેથી અહીં "આસ્વાદ" કહેલ છે. "આ" એટલે અલ્પ, થોડું, અલ્પ સ્વાદ. શ્રીકૃષ્ણાધરામૃતનો અલ્પ સ્વાદ એ આ સ્તોત્રનું ફલ છે. જેમ વેણુનાદના શ્રવણથી ગાયો વિગેરેને ભગવાનના અધરામૃતનો જરા જરા અનુભવ થયો, તેમ આ સ્તોત્રનો પાઠ કરનારાઓને પણ મુખ્ય અધિકારીઓ સિવાયના બીજા વ્રજવાસીઓ પેઠે પોતપોતાના અધિકાર પ્રમાણે આ સ્તોત્રના ફલની સિદ્ધિ થશે. આ સ્તોત્રનો પાઠ કરવાથી ફલસિદ્ધિ જરૂર થવાની જ, તેમાં કાંઈ સંશય નથી. ૬.

**आनन्दः परमानन्दः श्रीकृष्णास्यं कृपानिधिः।**
**दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥**

(૧) **आनंदः**, એ પ્રમાણે સ્તોત્રના ફલ સુધી બધાનું નિરૂપણ કરી હવે નામો કહેવાનો પ્રારંભ કરે છે. શ્રીમદાચાર્યચરણના નામનું નિરૂપણ કરતાં, તેના કારણરૂપ સ્વરૂપનું સ્મરણ થતાં, તેનાથી ઉત્પન્ન થતા ઘણા આનંદથી સ્વરૂપમાં માત્ર આનંદપણું સ્ફુરવાથી પ્રથમ નામ "આનંદ" કહે છે. શ્રીમદાચાર્યચરણ આનંદરૂપ છે.

(૨) **परमानंदः**, નામોનું વર્ણન કરતાં પ્રારંભમાં ઘણો આનંદ થવાથી, પુરુષોત્તમનો આનંદ અને અક્ષરનો

આનંદ એ બેના ભેદનું ભાન રહ્યું નથી તેથી પહેલું નામ "આનંદ" કહ્યું, પણ બીજા નામનો વિચાર કરતાં શ્રીમહાચાર્યચરણ પુરુષોત્તમનું મુખારવિંદ હોવાથી અગણિત આનંદવાળા છે એવું ભાન થયું. અક્ષરમાં પણ આનંદ છેજ, પણ તે ગણિત ( અમુક, હદવાળો ) આનંદ છે, જ્યારે શ્રીમદાચાર્યચરણ શ્રીપુરુષોત્તમના મુખારવિંદ હોવાથી અગણિત (હદ રહિત) આનંદવાળા છે. તેથી આ ભેદ દર્શાવવા બીજું નામ "પરમાનંદ" કહ્યું, પરમ એટલે અગણિત, "જ્યાંથી વાણી મન સહિત પહોંચ્યા વિના પાછી ફરે છે" એ શ્રુતિએ જણાવેલ પુરુષોત્તમાનંદ એ પરમાનંદ. શ્રીમદાચાર્યચરણ પુરુષોત્તમાનંદરૂપ છે; માત્ર અક્ષરાનંદરૂપ નથી.

(૩) **श्रीकृष्णास्यम्**, લોકમાં પ્રકટ થયેલ શ્રીમદાચાર્યચરણ પુરુષોત્તમ છે, એમ માનવામાં પ્રમાણ શું? એવી શંકા થાય તે દૂર કરવા આ ત્રીજું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ શ્રીકૃષ્ણનું મુખારવિંદ છે. શ્રીકૃષ્ણ શુદ્ધભક્તિમાર્ગીય રસાત્મક સ્વરૂપ છે તેથી તેમના મુખારવિંદરૂપ શ્રીમદાચાર્યચરણ પણ તેમના જેવાજ હોય તે યોગ્ય જ છે. આ બાબતમાં કાંઇ શંકા કરવી યોગ્ય નથી.

(૪) **कृपानिधिः**, શ્રીમદાચાર્યચરણ શ્રીકૃષ્ણના મુખારવિંદ હોય તો પણ શ્રીકૃષ્ણ અલૌકિક વ્રજભૂમિમાં પ્રકટ થયા તેમ તેમના મુખારવિંદનું પણ અલૌકિકમાં જ પ્રાકટ્ય થવું જોઇએ, પણ લૌકિકમાં પ્રાકટ્ય થવું જોઇએ નહિ; તેવી શંકા થાય તે દૂર કરવા આ ચોથું નામ "કૃપાનિધિ"

કહેલું છે. શ્રીમદાચાર્યચરણ કૃપાના નિધિ, કૃપાનું ધામ છે, નિરુપધિ અલૌકિક કૃપાવાળા છે. જેઓના ઉપર કૃપા કરવાની છે તે લૌકિકમાં જ પ્રકટ થયેલા છે. અને જો શ્રીમદાચાર્યચરણ પોતે લૌકિકથી ભિન્ન સ્થલે પ્રકટ થાય તો તેઓ ઉપર કૃપા કરવાનું સંભવી શકે નહિ, તેથી પોતે "કૃપાનિધિ"જ ન રહે. તેથી લૌકિકમાં પ્રાકટ્ય કરવાનો હેતુ જણાવવા આ નામ કહેલું છે. લૌકિકમાં પ્રકટ થવા છતાં પોતે અંગીકાર કરેલ ભક્તોને પોતે પ્રકટ કરેલ ભક્તિમાર્ગીય સાક્ષાત્ ભગવાનના સંબંધરૂપ ફલનું દાન કેવી રીતે તેઓ કરી શકે એવી શંકા થાય તે "निधि" પદથી દૂર થાય છે. તેનો ભાવાર્થ એવો છે કે જેમ સમુદ્ર જલનિધિ હોવાથી તેમાં અગાધ જલ છે અને તેથી તેમાં પડેલ મોટું અથવા નાનું વાસણ જલથી ભરાઈ ગયેલુંજ હોય છે તેમ શ્રીમદાચાર્યચરણ કૃપાનિધિ હોવાથી તેમણે પ્રકટ કરેલ ભક્તિમાર્ગમાં અંગીકાર કરેલા ભક્તોને પોતપોતાના અધિકાર પ્રમાણે ભજનાનંદ થાય છે જ.

(૫) **दैवोद्धारप्रयत्नात्मा**, એવા કયા જીવો છે કે જેમના ઉપર કૃપા કરવા શ્રીમદાચાર્યચરણે અલૌકિકમાં પોતાનું પ્રાકટ્ય નહિ કરતાં લૌકિકમાં પ્રાકટ્ય કર્યું; એ દર્શાવવા આ પાંચમું નામ કહે છે. ભગવાને વર્ણવેલી દૈવી સૃષ્ટિમાં જેઓનો પ્રાદુર્ભાવ થયેલો છે તેવા દૈવ જીવોના ઉદ્ધાર માટે પ્રયત્ન કરવામાં જેમનો આત્મા એટલે અંતઃકરણ લાગેલું છે તેવા શ્રીમદાચાર્યચરણ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' છે. દૈવસૃષ્ટિમાં ઉત્પન્ન થયેલ જીવોને મુક્તિરૂપી ફલ પ્રાપ્ત

થાય તે માટે વેદ પુરાણુ વિગેરેમાં સાધનો કહેલાં છે; તેથી શ્રીમદાચાર્યચરણુના પ્રાકટયનું પ્રયોજન નથી એમ માનવું નહિ, કારણુ કે ભગવાને જીવોનો બે પ્રકારે અંગી-કાર કરેલો છે, પુષ્ટિમાર્ગમાં અને મર્યાદામાર્ગમાં. જેઓનો મર્યાદામાર્ગમાં અંગીકાર કરેલો છે તેઓને મર્યાદામાર્ગમાં કહેલ ફલ પ્રાપ્ત થાય, તે માટે વેદ પુરાણુ વગેરેમાં સાધનો કહેલાં છે. પણુ જેઓનો શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકાર છે તેઓને મુક્તિ ફલરૂપ નથી, પણુ ભગવાનનો સાક્ષાત્ સંબંધ જ ફલરૂપ છે અને તે ફલ પ્રાપ્ત કરવાનું સાધન કયાંય બીજે પ્રસિદ્ધ નથી, માત્ર શુદ્ધપુષ્ટિમાર્ગમાં જ તે જણુાયેલ છે અને તે માર્ગ બહારનું કોઈ તે જાણુતું નથી; તેથી શ્રીમદાચાર્યચરણુનું પ્રાકટય થયું ન હોત તો પુષ્ટિ-માર્ગીય જીવોનો ઉદ્ધારજ ન થાત, અને આ માર્ગ પ્રકટ કરવાનું કાંઈ પ્રયોજન પણુ રહેત નહિ; તેથી શુદ્ધ-પુષ્ટિમાર્ગીય જીવોને આ માર્ગનું ફલ પ્રાપ્ત થાય, તેમનો ઉદ્ધાર થાય, તે માટે જ શ્રીમદાચાર્યચરણુનું પ્રાકટય થયેલું છે. આ નામમાં "દૈવ" શબ્દનો અર્થ "પુષ્ટિમાર્ગીય દૈવી જીવો" થાય છે.

(૬) **स्मृतिमात्रार्तिनाशनः**, શુદ્ધપુષ્ટિમાર્ગમાં જે જીવોનો અંગીકાર કરેલો છે તેઓને આ માર્ગમાંના અંગીકારના બલના સ્વભાવથી બીજા (મર્યાદા વિગેરે) માર્ગનું ફલ જ જણુાતું નથી. તેઓને પોતાના (શુદ્ધપુષ્ટિ-) માર્ગનું સાધન અને ફલ શું છે તેનું જ્ઞાન હોવાથી તેઓનો ઉદ્ધાર કયારે અને કેવી રીતે થશે, એની આર્તિ સદા

રહેજ. જ્યારે શ્રીમહાચાર્યચરણે પ્રાકટ્ય લઈ શુદ્ધપુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો ત્યારે તેઓશ્રીના સેવકોને તેઓશ્રીના ચરણારવિંદના કેવલ સ્મરણથી જ પોતાના માર્ગનું ફલ નિશ્ચય મળશે એવું જ્ઞાન થયું. તે પહેલાં પોતાના માર્ગનું ફલ પોતાને મળશે કે નહિ તેનો નિશ્ચય કરી શકતા નથી અને તેથી "અમે અકૃતાર્થ રહેશું" એવી તેમને આર્તિ (ચિંતા) રહેતી. શ્રીમહાચાર્યચરણે પ્રકટ થઈ શુદ્ધ-પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો ત્યારે તેઓને સ્વમાર્ગીય ફલ તેઓ-શ્રીના ચરણારવિંદના સ્મરણમાત્રથી મળશે એવો તેમને ઉપર જણાવ્યા પ્રમાણે નિશ્ચય થયો; ત્યારે આ તેઓની બધી આર્તિ મૂલ સહિત નાશ પામી, એમ જણાવવા શ્રીમહાચાર્યચરણ "સ્મરણમાત્રથી આર્તિનો નાશ કર-નાર છે," એવું આ નામ યોજ્યું છે.

**અથવા** શ્રીમહાચાર્યચરણ પોતાના સેવકોની સ્વ-માર્ગસંબંધી અસાધારણ આર્તિનો નાશ કરનાર છે એમ જણાવી, તેઓશ્રીના ચરણારવિંદનું સ્મરણ સાધારણ ભક્તોની પણ તેઓના મનમાં રહેલી આર્તિનો નાશ કરવા સમર્થ છે એમ આ નામથી જણાવે છે. ૭.

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ।**
**साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥८॥**

(૭) **श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः**, શ્રીમહાચાર્ય-ચરણે પ્રકટ કરેલ શુદ્ધ પુષ્ટિમાર્ગના ફલનો અનુભવ તેઓ-શ્રીના સેવકોને હોવાથી તે માર્ગ સર્વથા પ્રમાણ છે એવું તેઓને તો જ્ઞાન છેજ, પરંતુ શ્રીમહાચાર્યચરણના સ્વરૂપને

જાણતા નથી તેવા પંડિતોને પણ શુદ્ધપુષ્ટિમાર્ગના મૂલનું જ્ઞાન નહિ હોવાથી આ માર્ગ અપ્રમાણ છે એવી શંકા થાય; તેથી આ માર્ગ પ્રમાણ છે એમ સિદ્ધ કરવા, આ માર્ગ મૂલવાળો છે એમ દર્શાવવા તેના મૂલનું જ્ઞાન કરાવનાર આ સાતમું નામ યોજ્યું છે. શ્રીમહાચાર્યચરણ શ્રીભાગવતના ગૂઢાર્થનો પ્રકાશ કરવામાં તત્પર છે. અહીં "શ્રીભાગવત" કહેલ છે તેથી તેજ આ માર્ગમાં મૂલ છે.

શ્રીભાગવતની વ્યાખ્યાઓ શ્રીમહાચાર્યચરણ સિવાય શ્રીધર વિગેરે ઘણાઓએ કરેલી છેજ, તેથી જો તે પુસ્તકમાં આ માર્ગ પ્રકટ હોત તો તેઓને પણ તેનું જ્ઞાન થાત, એવી શંકા થાય તે દૂર કરવા "ગૂઢાર્થ" પદ યોજ્યું છે. શ્રીમદ્ ભાગવતની ટીકાઓ બીજા ઘણાઓએ લખી છે એ ખરૂં, પરંતુ તેમાં જે ગૂઢ એટલે બીજા સર્વને નહિ જણાયેલો, ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલસ્વરૂપ જે અર્થ છે તે અર્થ પ્રકટ કરવામાં વિચારનિષ્ઠ કેવલ શ્રીમહાચાર્યચરણજ છે. આથી એમ સિદ્ધ થાય છે કે શ્રીમહાચાર્યચરણ જ શ્રીભાગવતના ગૂઢ અર્થનો વિચાર કરનાર હોવાથી સાક્ષાત્ ફલમાર્ગીય પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય તેઓશ્રીમાંજ છે. બીજાઓને તો આ માર્ગનું જ્ઞાન નહિ હોવાથી આ ગૂઢાર્થનો તે વિચાર કરી શકતા નથી અને તેથી આ પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય તેમનામાં નથીજ.

શ્રીભાગવતમાં મુક્તિ વિગેરે ફલનું પણ નિરૂપણ કરેલું છે, છતાં શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલનેજ તેમાં ફલ કહેલું

છે, તેથી તેજ તેનું ફલ છે, બીજું કાંઇ ફલ નથી. શ્રી-શુકદેવજીએ પણ "**निगमकल्पतरोर्गलितं**"[૧] શ્લોકમાં શ્રીમદ્‌ભાગવતના ફલનું નિરૂપણ કરતાં "**पिबत भागवतं रसमालयम्**" "ભાગવત આલય રસનું પાન કરો" એમ કહેલું છે. તેથી શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલજ તેનું વાસ્તવિક ફલ છે એમ સિદ્ધ થાય છે, કારણ કે ભાગવત ગ્રંથ શબ્દાત્મક છે. શબ્દાત્મક હોય તેનું શ્રવણજ થાય, પાન નહિ; છતાં અહીં શ્રીશુકે "તેનું શ્રવણ કરો" એમ નહિ કહેતાં તેના રસનું પાન કરો એમ કહેલું છે તેથી એમ સિદ્ધ થાય છે કે શ્રીભાગવતમાં શબ્દોથી જણાવેલો કોઇ અસાધારણ રસ છે. આ રસ કયો તેનો વિચાર કરતાં, "**तस्यैव हेतोः प्रयतेत कोविदः**"[૨] શ્લોકમાં કહેલું છે કે પુરુષે પ્રયત્ન ભક્તિ માટેજ કરવો, બીજા કોઈ અર્થ માટે કરવો નહિ. તેથી આ શ્રીભાગવતમાં શબ્દોથી જણાવેલો અસાધારણ રસ ભક્તિરસજ છે એવો નિશ્ચય થાય છે. આ રસનું પાન કરવાનું છે એટલે તેને આપણા દેહમાં પ્રવેશ કરાવવાનો છે. જેમ દૂધ વિગેરે બહાર રહેલ પદાર્થોનો મુખદ્વારા દેહમાં પ્રવેશ કરાવવો તે પાન કહેવાય છે, તેમ શ્રીભાગવતમાં જણાવેલા ભક્તિરસને પણ દેહમાં પ્રવેશ કરાવવો તેજ તેનું પાન કર્યું કહેવાય.

"**भक्तियोगो बहुविधः**"[૩] શ્લોકમાં ભક્તિયોગ ઘણા

---

૧ શ્રીમદ્ ભાગવત. ૧–૧–૩

૨ ,, ૧–૫–૧૮

૩ ,, ૩–૨૯–૭

પ્રકારનો છે એમ કહેલું છે અને જુદા જુદા ભક્તિયોગનું જુદું જુદું ફલ પણ કહેલું છે, છતાં શુદ્ધપુષ્ટિભક્તિ સિવાયના બીજા ભકિતયોગ શ્રીભાગવતમાં મુખ્ય નથી, કારણ કે તેઓનું ફલ અધિકમાં અધિક મુક્તિ છે, અને શ્રીભાગવતમાં જણાવેલ ભક્તિરસને "આલય"[1] કહેલો છે. 'આ' એટલે ઈષદ્ અથવા ન્યૂન, ઓછું, અને 'લય' એટલે મુકિત અથવા મોક્ષ. જે રસથી મુકિત અથવા મોક્ષ ન્યૂન છે તે રસ 'આલય.' તેથી ભાગવતમાં જણાવેલ અસાધારણ રસ મુકિતથી પણ અધિક છે. આ રસ શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલજ હોવાથી શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલજ શ્રીભાગવતમાં જણાવેલ ફલ છે, બીજું કાંઈ ફલ ફલ નથી. આવી રીતે પ્રમાણ સહિત શ્રીભાગવતના અર્થ કરવા શ્રીમદાચાર્યચરણજ સમર્થ છે; બીજું કોઇ એવો શ્રીભાગવતનો અર્થ કરવા સમર્થ નથી, એમ દર્શાવવા આ નામ યોજેલું છે.

(૮) **साकारब्रह्मवादैकस्थापकः**, પુષ્ટિમાર્ગીય ફલ મુક્તિથી પણ અધિક છે એમ કહ્યું; તેથી તે સ્વરૂપાનંદ-રૂપ હોવું જોઇએ, એવા ફલનો અનુભવ કેવી રીતે થઈ શકે, એવી જિજ્ઞાસા થાય તે માટે આ આઠમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ સાકાર બ્રહ્મવાદના મુખ્ય સ્થાપક છે. સાકાર એટલે આકારવાળું જે બ્રહ્મ, તેનો વાદ એટલે ઉપપત્તિ સહિત તેનું નિરૂપણ, તેના એક એટલે મુખ્ય સ્થાપક શ્રીમદાચાર્યચરણ છે. સાકાર કહીને બ્રહ્મપણાનું નિરૂપણ કરેલું છે. તેથી જેમ બ્રહ્મ માત્ર આનંદમય છે

૧. શ્રીમદ્ ભાગવત ૧–૧–૩

તેમ તેના કર ચરણુ વગેરે પણુ આનંદમય છે, એમ જણાવ્યું છે. બ્રહ્મ સાકાર કહ્યું તેથી પુષ્ટિમાર્ગીય ફલનો સર્વ ઈંદ્રિયોથી અનુભવ થઈ શકે છે એમ જણાવ્યું, કારણકે સાકાર હોય તેનો ઈંદ્રિયોથી અનુભવ થઈ શકે. આવી રીતે સર્વ ઈંદ્રિયોથી બ્રહ્મનો અનુભવ કરવો એ ફલના અનુભવનો પ્રકાર કહેલ છે. તેથી સ્વરૂપાનંદ-રૂપ ફલનો અનુભવ થાય એમાં કાંઇ અયોગ્ય નથી.

(૯) **વેદપારગઃ**, શ્રીમદાચાર્યચરણના સમય સુધી કોઈ શાસ્ત્રાર્થના વિચારકોએ બ્રહ્મ સાકાર છે એવું નિરૂપણ કર્યું નથી, છતાં શ્રીમદાચાર્યચરણે જ બ્રહ્મ સાકાર છે એવું શામાટે નિરૂપણ કર્યું, એવી શંકા થાય તે માટે આ નવમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ વેદનો પાર પામેલા છે. આનો ભાવાર્થ એવો છે કે, બ્રહ્મ અલૌકિક છે, અને આપણી ચક્ષુ વિગેરે ઈંદ્રિયોથી તેનું જ્ઞાન થઈ શકે નહિ. શ્રુતિઓ અલૌકિક પ્રમાણ છે તેથી બ્રહ્મનું જ્ઞાન તેમનાથી જ થઇ શકે. તેથી શ્રુતિઓ જેવું બ્રહ્મનું નિરૂપણ કરે છે તેવું જ બ્રહ્મ છે. “તેણે ઇચ્છ્યું” “એકલા રમતા નથી, તેણે બીજાની ઈચ્છા કરી” વિગેરે શ્રુતિઓ બ્રહ્મને સાકાર જ વર્ણવે છે. ગીતા પણ “સર્વ તરફથી પાણિ અને પાદના અંતવાળું” વિગેરેમાં બ્રહ્મને સાકાર જ કહે છે. તેથી બ્રહ્મ સાકારજ છે.

“બ્રહ્મ નિરાકાર છે” એમ કહેનારાઓ પણ “સ્થૂલ નથી, અણુ નથી, હ્રસ્વ નથી” વિગેરે શ્રુતિઓને પ્રમાણ તરીકે ગ્રહણ કરી તે નિરાકાર છે એમ કહે છે, પણ આ શ્રુતિઓ બ્રહ્મ નિરાકાર છે એમ કહેતી નથી,

પરંતુ એમજ કહે છે કે દેવો વિગેરેના આકાર જેવો પ્રાકૃત આકાર બ્રહ્મમાં નથી. આ શ્રુતિઓ બ્રહ્મમાં પ્રાકૃત આકાર નથી એમ જ કહે છે, પણ તે આનંદમાત્ર કર પાદ મુખ ઉદર વગેરેવાળું નથી એમ કહેતી નથી. જો આ શ્રુતિઓનો અભિપ્રાય એવો હોત કે બ્રહ્મ સર્વથા નિરાકાર જ છે તો એ રીતે તેને નિરાકાર જણાવી પછી " તેણે ઇચ્છા કરી " વિગેરેથી તે સાકાર છે એમ નિરૂપણ કરત નહિ. તેથી જ "**प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः**"[1] એ સૂત્ર વ્યાસજીએ યોજ્યું છે. આનો અર્થ એવો છે કે નિરાકારશ્રુતિ પ્રાકૃત આટલાપણું અથવા આકાર બ્રહ્મમાં નથીજ, એમ કહે છે, પણ બ્રહ્મના માત્ર આનંદાકારપણાનો નિષેધ કરતી નથી. "**ततो ब्रवीति च भूयः**" "તેથી ફરી પણ કહે છે" એ શબ્દો તેનો હેતુ કહે છે. તેથીજ તે શ્રુતિ ફરીથી પણ " તેણે ઇચ્છા કરી " વિગેરેથી બ્રહ્મ સાકાર જ છે એમ કહે છે. નિરાકારવાદીઓને થોડી થોડી શ્રુતિઓનું જ્ઞાન હોવા છતાં સર્વશાખાઓના ઉપનિષદના તત્ત્વનું જ્ઞાન નથી. અને જુદી જુદી શાખાના ઉપનિષદ્માં જુદા જુદા પ્રકારથી બ્રહ્મનું નિરૂપણ કરેલું હોવાથી, પરસ્પર વિરોધ મટે તેવી રીતે વિષયની વ્યવસ્થા કરતાં બ્રહ્મ જેવું સિદ્ધ થાય તેવું જ તે છે એમ માનવું જોઇએ. નિરાકારવાદીઓને સર્વ શાખાના ઉપનિષદના તાત્પર્યનું જ્ઞાન નહિ હોવાથી તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાના સિદ્ધાન્તને અનુસરી કોઇ કોઈ શ્રુતિના તાત્પર્યની કલ્પના

---

1. બ્રહ્મસૂત્ર. ૩. ૨. ૨૨.

કરી "બ્રહ્મ નિરાકાર છે" એમ કહે છે. તેથી તેઓ કહે છે તે પ્રમાણ નથી. શ્રીમદાચાર્યચરણ તો સર્વ શાખાઓનાં ઉપનિષદોમાં વિરોધ મટાડી સર્વનું તાત્પર્ય જાણે છે. અને તે બધામાં બ્રહ્મને સાકાર નિરૂપિત કરેલું હોવાથી, તે બધું જાણી "બ્રહ્મ સાકાર છે" એમ કહે છે; તેથી શ્રીમદાચાર્યચરણ વેદનો પાર પામેલા છે. ૮

**मायावादनिराकर्ता सर्ववादिनिरासकृत् ।**
**भक्तिमार्गाब्जमार्तण्डः श्रीशूद्राद्युद्धृतिक्षमः ॥९॥**

(૧૦) **मायावादनिराकर्ता**, શ્રીમદાચાર્યચરણ માયાવાદનો નિરાસ કરનાર છે. પાછળ આઠમું અને નવમું નામો આપ્યાં તેથી પણ શ્રીમદાચાર્યચરણે માયાવાદનો નિરાસ કર્યો છે, એમ સિદ્ધ થાય છે; છતાં ફરી આ નામ કહેલું છે તેનો હેતુ એવો છે કે માયાના આશ્રયને લીધે આ સર્વ જગત્ મિથ્યા છે અને અસત્ છે એવો જે વાદ છે, તે વાદ સર્વ શ્રુતિઓથી વિરુદ્ધ હોવાથી શ્રીમદાચાર્યચરણે તેનો નિરાસ કરેલો છે. "તે સર્જી તેમાં જ પછી પ્રવેશ કર્યો; તેમાં પ્રવેશ કરી સત્ અને તત્ થયું," "આ બધું ખરે બ્રહ્મ છે" વગેરે શ્રુતિઓથી માયાવાદ વિરુદ્ધ હોવાથી, શ્રીમદાચાર્યચરણે તે વાદનો નિરાસ કર્યો છે, એમ જણાવવા આ દશમું નામ કહેલ છે.

(૧૧) **सर्ववादिनिरासकृत्**, એવી રીતે શ્રીમદાચાર્યચરણે માયાવાદનો નિરાસ કર્યો એમ કહી દીધા પછી તે સિવાયનાં બીજાં શ્રુતિવિરુદ્ધ શાસ્ત્રો હોવાથી તે તે શાસ્ત્રો

રત્નાકર જુદા જુદા મતને અનુસરનારા વાદીઓનો પણ શ્રુતિના મતને અનુસરી શ્રીમદાચાર્યચરણે નિરાસ કર્યો છે એમ જણાવવા આ અગિયારમું નામ કહેલ છે. શ્રીમદાચાર્ય-ચરણ સર્વ વાદીઓનો નિરાસ કરનાર છે. આ બધા વાદીઓ માયાવાદી પેઠે સર્વ જગત્ મિથ્યા છે એમ માનતા નથી, છતાં તેઓના મત શ્રુતિઓથી વિરુદ્ધ છે; જેમકે નૈયાયિકો ઈશ્વરમાં જ્ઞાન પ્રયત્ન અને ઈચ્છા છે, એમ માને છે પણ તે સિવાયના શ્રુતિમાં કહેલા આનંદમયપણું વિગેરે ધર્મો છે એમ માનતા નથી. મીમાંસકો તો ઇશ્વર છે એમજ માનતા નથી. સાંખ્યમતવાળા પણ તેમની પેઠે ઇશ્વરનું અસ્તિત્વ માનતા નથી. આ સર્વ મતો શ્રુતિથી વિરુદ્ધ હોવાથી તેનું નિવારણ કરવા શ્રીમદાચાર્યચરણે તે બધાનો નિરાસ કરેલ હોવાથી આ અગિયારમું નામ કહેલ છે.

(૧૨) **भक्तिमार्गाब्जमार्तण्डः**. લોકમાં પ્રસિદ્ધ કર્મ જ્ઞાન વિગેરેનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો વેદથી વિરુદ્ધ હોવાથી શ્રીમદાચાર્યચરણે તે બધાનો નિરાસ કર્યો; ત્યારે તેઓ-શ્રીની કયાં શાસ્ત્રમાં અને કયા ધર્મમાં નિષ્ઠા છે એ પ્રશ્ન ઉદ્ભવે; તેથી આ બારમું નામ કહેલું છે. શ્રીમદાચાર્ય-ચરણ ભક્તિમાર્ગરૂપી કમલના માર્તંડ છે; ભક્તિમાર્ગરૂપી કમલનો પ્રકાશ કરનાર સૂર્ય છે. શ્રીમદાચાર્યચરણ ભક્તિ-માર્ગના પ્રકાશક હોવાથી, ભક્તિમાર્ગનાં ગીતા શ્રીભાગવત વિગેરે શાસ્ત્રો છે તેમાં તેઓશ્રીની નિષ્ઠા છે અને તેમાં કહેલા ધર્મોનું તેઓશ્રી આચરણ કરે છે. આ શાસ્ત્રોમાં પણ કર્મજ્ઞાન વિગેરેનું પણ પ્રતિપાદન કરવામાં આવે છે;

પણ મુખ્ય રીતે ફલ તરીકે તેઓનું નિરૂપણ તેમાં નથી. "**नाहं वेदैः**"[१] "**योगिनामपि सर्वेषाम्**"[२] "**ब्रह्मभूतः प्रसन्नात्मा**"[३] વિગેરે સ્થલે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં બ્રહ્મભાવ થયા પછી પણ ભક્તિ પ્રાપ્ત થાય તેનેજ મુખ્ય કહેલી છે. "**अनिमित्ता भागवती**"[४] "**भगवान् भजतां मुकुन्दो**"[५] "**सार्ष्टिसामिप्य...**" "**सालोक्य**"[६] "**स एव भक्तियोगाख्यः**"[७] "**तस्मान्मद्भक्तियुक्तस्य**"[८] વિગેરે સ્થલે શ્રીમદ્‌ભાગવતમાં પણ મુખ્ય રીતે ભક્તિનું પ્રતિપાદન કરેલું છે. તેથી શ્રીમદ્‌-ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ ભાગવત વિગેરે ભક્તિશાસ્ત્રજ છે. અહીં ભક્તિમાર્ગને કમલ કહેલું છે તેથી બીજા બધા માર્ગ કરતાં આ માર્ગ સુખ આપનાર છે એમ જણાવેલું છે. શ્રીમદાચાર્યચરણ ભક્તિમાર્ગરૂપી કમલના માર્તંડ છે એમ કહ્યું છે, તેથી જેમ કમલનો વિકાસ કરનાર સૂર્ય એકજ છે તેમ પુષ્ટિભક્તિમાર્ગના પ્રકાશક એક શ્રીમદા-ચાર્યચરણુજ છે, બીજું કોઈ નથી એમ જણાવેલું છે. વળી જેમ ખીલેલા કમલના રસના ભોક્તા ભ્રમરોજ હોય છે તેમ શ્રીમદાચાર્યચરણે પ્રકટ કરેલ આ પુષ્ટિમાર્ગના રસના ભોક્તા તેઓશ્રીએ જેમનો અંગીકાર કરેલો છે તેવા તેઓશ્રીના સેવકોજ છે, બીજા કોઇ નથી એમ પણ જણાવેલું છે. વળી જેમ સૂર્ય બીજા બધાને તાપ કરે છે, પણ કમલોનેજ સુખ ઉત્પન્ન કરે છે તેમ શ્રીમદા-

१. ગીતા. ११–५३–५४. २. ગીતા ६–४७. ३. ગીતા. १८.५४-५५
४. શ્રીમદ્‌ ભાગગવત ३–२५–३३. ५. શ્રીમદ્‌ ભાગવત ५–६–१८.
६. શ્રીમદ્‌ ભાગવત ३–२९–१३. ७. શ્રીમદ્‌ભાગવત ३-२९-१४
८. શ્રીમદ્‌ભાગવત ११–२१–३१.

ચાર્યચરણ પણ ભક્તિમાર્ગ સિવાયના બીજા માર્ગવાળા-ઓને તાપ ઉત્પન્ન કરે છે, (તેઓના મતનું ખંડન કરી તેઓને તાપ ઉત્પન્ન કરે છે) પણ ભક્તિમાર્ગવાળાઓને ભક્તિનો પ્રકાશ કરી બહુજ સુખ આપે છે. આ ભાવાર્થ જણાવવા આ નામ યોજેલું છે.

(૧૩) **स्त्रीशूद्राद्युद्धृतिक्षमः**, મર્યાદાભક્તિમાર્ગના અનુ-યાયીઓને પણ મર્યાદામાર્ગનું ફલ મળે અને તેથી તેઓ પણ કૃતાર્થ થાય, છતાં મર્યાદામાર્ગમાં તો માત્ર પુરુષોને અને બ્રાહ્મણોનેજ મુક્તિનો અધિકાર છે. સ્ત્રીશૂદ્રોને મર્યાદા-માર્ગમાં મુકિતનો અધિકાર જ નથી. મુચુકુંદ મર્યાદા-માર્ગીય હોવાથી તેને ભગવાનનાં દર્શન થયા પછી ભકિત પ્રાપ્ત થઈ છતાં તે બ્રાહ્મણ નહિ હોવાથી ભગવાને તેને તે જન્મમાં મુકિત આપી નહિ, પણ ત્યારપછીના ભવમાં બ્રાહ્મણને ઘેર જન્મ આપી પછી મુકિત આપી.[1] તેથી મર્યાદામાર્ગમાં સર્વને ફલ પ્રાપ્તિ થતી નથી. સ્ત્રી અને શૂદ્રોને એ માર્ગમાં ફલ પ્રાપ્ત થતું નથી, પણ શ્રીમદા-ચાર્યચરણે પ્રકટ કરેલ પુષ્ટિમાર્ગમાં તો તેઓશ્રી જે જે જીવોનો અંગીકાર કરે તે સર્વ જીવોને એ માર્ગનું ઉત્તમ ફલ પ્રાપ્ત થઈ શકે છે. આ દર્શાવવા આ તેમનું નામ કહેલ છે કે શ્રીમહાચાર્યચરણ સ્ત્રીઓ, શૂદ્રો વિગેરેનો ઉદ્ધાર કરવા પણ સમર્થ છે. શ્રીમહાચાર્યચરણ પોતેજ પોતાના સામર્થ્યથી પોતાના સેવકોને ફલની પ્રાપ્તિ કરા-વવાની શકિતવાળા છે. ૯

---

૧. જુઓ શ્રીમદ્ ભાગવત ૧૦-૪૮-૬૪

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।**
**अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥१०॥**

(૧૪) **अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः,** પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત કરવા માટે સર્વનો ત્યાગ કરી સર્વાત્મભાવ રાખવો જોઇએ, એટલે પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત કરવાનું પણ સર્વાત્મભાવ સાધન છે એમ શાસ્ત્રમાં કહેલું છે, છતાં સર્વાત્મભાવ પ્રાપ્ત કર્યા વિના માત્ર શ્રીમહાચાર્યચરણ અંગીકાર કરે તેથીજ તેઓશ્રીના માર્ગમાં ફલની સિદ્ધિ કેવી રીતે થાય, એ શંકા દૂર કરવા આ ચોદમું નામ કહે છે. સર્વાત્મભાવ ફલસિદ્ધિનું સાધન છે એમ કહેનારે પણ એટલું તો કબૂલ કરવું જ પડશે કે ભક્તને ફલની સિદ્ધિ થવાનું મુખ્ય કારણ તે ભગવાનને પ્રિય છે એજ છે. ભગવાનની પ્રીતિ જેનાઉપર હોય તેને જ ફલ પ્રાપ્ત થાય; આમ હોવાથી શ્રીમહાચાર્યચરણ અંગીકાર કરે તેથીજ જો ભગવાનની પ્રીતિ થતી હોય તો પછી સર્વાત્મભાવ કે એવા બીજા સાધનની અપેક્ષા કયાં રહી? તેથી આ ચોદમું નામ કહ્યું છે. શ્રીમહાચાર્યચરણ માત્ર અંગીકાર કરવાથી હરકોઈ માણુસને ગોપીશના પ્રિય બનાવે છે. અહીં ભગવાનનું બીજું કોઈ નામ ન ચોજતાં **'गोपीश'** પદ ચોજ્યું છે તેનું કારણ એ છે કે ભગવાન ગોપીઓ સાથેની લીલામાં પરવશ રહે છે. શ્રીમહાચાર્યચરણ પણ આ લીલામાં રહેલા છે અને આ લીલામાં પરવશ રહે છે તેથી તેઓશ્રી ગોપીશને બહુ પ્રિય છે. તેઓશ્રી ઉપર ગોપીશની ઘણી કૃપા હોવાથી તેઓશ્રી જે જે જીવોને

અંગીકાર કરે છે તેમના ઉપર પણ ગોપીશની પ્રીતિ થાય છે એમ જણાવવા આ નામ કહેલું છે,

(૧૫) **अंगोकृतौ समर्यादः**, શ્રીમહાચાર્યચરણ માત્ર અંગીકાર કરે તેથીજ શ્રીગોપીશની કૃપા થાય છે. તેથી શ્રીમહાચાર્યચરણ કયા પ્રકારે અંગીકાર કરે છે એ જાણુવાની ઇચ્છા થાય તે માટે આ પંદરમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ અંગીકાર કરવામાં પોતાના માર્ગની મર્યાદા રાખે છે. આ મર્યાદા એવી છે કેઃ—પ્રથમ જીવને એવી બુદ્ધિ થાય કે મુકિતથી પણ અધિક સાક્ષાત્ ભગવાનનો સંબંધ છે તે પ્રાપ્ત કરી હું કૃતાર્થ થાઉં. આવી બુદ્ધિ થયા પછી શ્રીમહાચાર્યચરણ સાક્ષાત્ ફલરૂપ ભકિતમાર્ગના પ્રવર્તક છે એમ શ્રીમહાચાર્યચરણનું સ્વરૂપ તેના જાણવામાં આવે. પછી તેને ભાન થાય કે શ્રીમહાચાર્યચરણનો હું સેવક થઈશ તોજ મારો મનોરથ સિદ્ધ થશે. ત્યારપછી " મને આપનો બનાવો " એવી તે શ્રીમહાચાર્યચરણ પાસે વીનતી કરે. ત્યારપછી શ્રીમહાચાર્યચરણ પોતાના માર્ગની મર્યાદા પ્રમાણે તેને પોતાની સમીપ રાખી, પોતાના માર્ગના ઉપદેશ પ્રમાણે તેને ઉપદેશ આપે, પછી તેને ભગવાનને નિવેદન કરે; ત્યાર પછી તેઓશ્રી તેનો પોતાના સેવક તરીકે અંગીકાર કરે છે. આ માર્ગમાં અંગીકાર કરવાનો આવો પ્રકાર છે એ જણાવવા આ નામ કહેલ છે.

(૧૬) **महाकारुणिकः**, જીવ પોતે કૃતાર્થ થાય તે માટે પ્રપત્તિ કર્યા કરે છે, છતાં શ્રીમહાચાર્યચરણ મુકિતથી પણ

અધિક સ્વમાર્ગીય સાક્ષાત્ ભગવત્સંબંધ તેને પ્રાપ્ત કરાવે છે તેમાં શો હેતુ છે તે દર્શાવવા આ સોળમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ બહુજ કૃપાવાળા છે. મર્યાદા-માર્ગના આચાર્યો મહામુક્તિનું દાન કરતા હોવાથી કરુણા-વાળા છે; પરંતુ શ્રીમદાચાર્યચરણ તો મુક્તિથી પણ અધિક પુષ્ટિમાર્ગીય ભગવત્સંબંધ પ્રાપ્ત કરાવતા હોવાથી બહુજ કરુણાવાળા છે.

(૧૭) **विभुः**, મર્યાદામાર્ગીય ફલથી અધિક પુષ્ટિ-ફલ શ્રીમદાચાર્યચરણ પ્રાપ્ત કરાવે છે તેથી તેઓશ્રી બહુ કરુણાવાળા છે એમ કહ્યું, પરંતુ શ્રીમદાચાર્યચરણના સમય સુધી એવું ફલ કોઇએ પ્રાપ્ત કર્યું એમ સાંભળ્યું પણ નથી; તેથી શ્રીમદાચાર્યચરણ બહુ કરુણાવાળા હોય તોપણ તેઓશ્રીજ આવું ઉત્તમફલ પ્રાપ્ત કરાવી શકે એમ કહી શકાય ? એવી શંકા થાય તે દૂર કરવા આ સત્તરમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ વિભુ એટલે સર્વ કરવા સમર્થ છે, તેથી તેઓશ્રી આવું ઉત્તમફલ પ્રાપ્ત કરાવી શકે તેવા છે; અને તેથી ઉપર જણાવેલી શંકા અયોગ્ય છે. શ્રીમદા-ચાર્યચરણ પહેલાં પણ ઘણા ભકિતમાર્ગના આચાર્યો થઈ ગયા, પણ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે કે "ભકિતયોગ બહુ પ્રકારનો છે"[૧] તે પ્રમાણે તેઓ પોતપોતાનાં ભકિત-માર્ગનાં સાધન અને ફલનો વિચાર કરતા અને તે તે સાધન કરાવી તે તે માર્ગના ફલનું દાન કરતા, પણ શુદ્ધ પુષ્ટિમાર્ગીય સાધન અથવા ફલના વિચારની તેમને

૧. શ્રીમદ્ ભાગવત ૩–૨૯–૭.

ગંધ પણ આવી હોય તેવો પણ સંભવ નથી; તો પછી તેઓ આ શુદ્ધપુષ્ટિમાર્ગના ફલનું દાન ક્યાંથી કરી શકે? તેથી શ્રીમદાચાર્યચરણ આવા સર્વ આચાર્યોથી અધિક સામર્થ્યવાળા છે એમ જણાવવા આ નામ કહેલું છે. ૧૦

**अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ।**
**प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥ ११ ॥**

(૧૮) **अदेयदानदक्षः च**, શ્રીમદાચાર્યચરણ ભલે સર્વ કરવા સમર્થ હોય છતાં "જેના ચરણની રજ શ્રુતિઓને પણ શોધવાની રહે છે" વચન પ્રમાણે ભગવાનના ચરણ-કમલની રજ શ્રુતિ વગેરે અનેક ભક્તોને પણ દુષ્પ્રાપ્ય હોવાથી બહુ દુર્લભ છે તેનું શ્રીમદાચાર્યચરણ પોતાના સેવકોને કેમ દાન કરે? એવી શંકા થાય તે દૂર કરવા આ અઢારમું નામ કહે છે. ભગવાન સિવાય અન્ય કોઈ જેનું દાન કરી શકે નહિ તેનું દાન કરવા પણ શ્રીમદાચાર્ય-ચરણ ઘણા સમર્થ છે.

ભલે શ્રીમદાચાર્યચરણ આવું ઉત્તમ ફલ આપવા સમર્થ હોય છતાં બીજા મર્યાદા વિગેરે માર્ગનું મુક્તિ વિગેરે ફલ આપવા તેઓશ્રી સમર્થ નહિ હોય તેવી શંકા થાય તે દૂર કરવા "**च**" "અને" શબ્દ યોજ્યો છે. બીજું કોઈ જે ફલનું દાન કરવા સમર્થ નથી તે ફલનું દાન કરવા જે શક્તિમાન છે તેમને બીજાઓ જે ફલનું દાન કરે છે તે ફલનું દાન કરવામાં શો પ્રયાસ કરવો પડે? એવા ફલનું દાન કરવું એ તો તેમને સ્હેલ હોય જ એમ આ (**च**) શબ્દથી જણાવેલ છે.

(૧૯) **महोदारचरित्रवान**, શ્રીમદાચાર્યચરણ બીજા જેનું દાન ન કરી શકે તેનું દાન કરવા ભલે સમર્થ હોય છતાં દાતા દાન કરતી વખતે દાન લેનાર દાનને યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરી દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ પણ પોતાના માર્ગના ફલનું દાન કરતાં દાન લેનાર તે માટે યોગ્ય છે કે નહિ તેનો વિચાર કરીને જ દાન કરતા હશે, એવી શંકા થાય તે દૂર કરવા આ ઓગણીસમું નામ કહેલું છે. શ્રીમદાચાર્યચરણ બહુ ઉદાર ચરિત્રવાળા છે. જો માત્ર દાતા જ હોય તો તો દાન લેનારની યોગ્યતાનો વિચાર કરીને જ દાન કરે, પણ શ્રીમદાચાર્યચરણ તો ઉદારતા સહિત દાન કરનારા છે. કેવલ (ઉદારતા વિનાનો) દાતા અને ઉદારતાવાળા દાતામાં એવો ભેદ છે કે કેવલ દાતા હોય તે દેશકાલનો વિચાર કરી, પોતાના દાનનું શું ફલ થશે, તે ધ્યાનમાં રાખી, દાન લેનારની યોગ્યતા અથવા અયોગ્યતાનો વિચાર કરી દાન કરે છે, પણ ઉદારતાવાળો દાતા હોય તો તે દેશ કાલનો અથવા બીજી કોઇ બાબતનો વિચાર નહિ કરતાં પોતાના સહજ ઉદારતાના ધર્મને લીધે જ દાન કરે છે. આ તો સાધારણ ઉદારતાવાળા દાતાની વાત કહી. શ્રીમદાચાર્યચરણ તો અલૌકિક હોવાથી અસાધારણ હોવાથી તેમની ઉદારતા પણ અસાધારણ છે એમ દર્શાવવા તેઓશ્રી 'બહુ ઉદાર ચરિત્રવાળા' છે એમ કહેલ છે. તેઓ અલૌકિક હોઈ તેમની ઉદારતા અસાધારણ છે એમ કહી, વળી તે ઉદારતા ઘણી છે એમ કહ્યું તેથી એમ જણાવ્યું છે કે

તેઓશ્રી પોતાના માર્ગના અલૌકિક ફલનું દાન કરવામાં ઉદાર છે. તેથી તેઓશ્રીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં જ જે જીવો રહેલા હોય તેઓને વિચાર કર્યા વિના જ આ માર્ગના ફલનું તેઓશ્રી દાન કરે તેમાં કાંઇ અયોગ્ય અથવા વિરુદ્ધ નથી. આ નામથી એમ દર્શાવ્યું છે કે આવી રીતે દાન કરવાનો ધર્મ આચાર્યચરણમાં સ્વાભાવિક જ છે, આગંતુક નથી.

(૨૦) **प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः**, ગયા નામમાં જે દાન કરવાના સમર્થ્યનું નિરૂપણ કર્યું તેવું સામર્થ્ય તો શ્રીપુરુષોત્તમમાં જ સંભવે, બીજા કોઇમાં સંભવે નહિ. શ્રીમદાચાર્યચરણ તો આ પ્રાકૃત પ્રપંચમાં પ્રકટ થયા છે અને તેના ધર્મવાળા છે એમ દેખાય છે તો તેઓશ્રીમાં એવું બધું સામર્થ્ય કેમ સંભવે ? એવી શંકા થાય તે દૂર કરવા અને આચાર્યશ્રીનું લૌકિક પ્રપંચમાં પ્રાકટ્ય હોવા છતાં તથા લૌકિકધર્મ તેઓમાં દેખાય છે તે છતાં તેઓ શ્રીપુરુષોત્તમજ છે એમ દર્શાવવા આ વીસમું નામ યોજ્યું છે. પ્રાકૃત એટલે સાધારણ લૌકિક પુરુષો, તેમની અનુકૃતિ એટલે અનુકરણ અથવા તેઓના જેવું આચરણ, તેજ વ્યાજ અથવા બહાનું છે; જેનાથી શ્રીમદાચાર્યચરણે અસુર એટલે આસુરી સૃષ્ટિનાં ઉત્પન્ન થયેલાં માનુષ એટલે મનુષ્યોને મોહ પમાડેલો છે. ઇશ્વર પ્રાકૃત જીવ પેઠે આચરણ કરે તેથી આસુરી જીવોને અથવા આસુરધર્મોનો જેઓમાં આવેશ છે તેમને જ મોહ થાય છે, દૈવીજીવોને મોહ થતો નથી. ભગવાન શ્રીકૃષ્ણે

પ્રાકૃત મનુષ્ય પેઠે આચરણ કર્યું તેથી કંસ પૂતના વિગેરે આસુર જીવોને જ મોહ થયો હતો. કંસે દેવકીજીને કારાગૃહમાં પ્રભાવાળાં અને ભવનને પ્રકાશતા સુંદર સ્મિતવાળાં જોયાં ત્યારે તેમના અલૌકિક ધર્મોથી તેમના ગર્ભમાં પુરુષોત્તમ પધાર્યા છે એવું તેને ભાન થયું,[1] છતાં પછીથી તેણે તેમનો નિગ્રહ કર્યો. તેનું કારણ એ જ કે ભગવાનનો જન્મ વિગેરે પ્રાકૃત જીવ પેઠે જ થયા છે એમ તેનું માનવું હતું. પછી શ્રીગોકુલમાં પ્રભુનું પ્રાકટ્ય થયું છે એમ જાણ્યા પછી પણ તેણે પૂતના વિગેરેને મોકલ્યાં. પૂતના પણ ભગવાનના ગૃહમાં કાંઇ પણ સંકોચ વિના ગઈ અને ભગવાનને ખોળામાં લઇ સ્તનપાન કરાવવા મંડી;[2] તેનું કારણ પણ એ છે કે ભગવાને પોતાના અલૌકિક ધર્મોને ઢાંકી રાખ્યા હતા અને પ્રાકૃત બાલકનું અનુકરણ કરતા હતા એમ તેણે જોયું. આ "પોતાનું ઘણું તેજ જેમણે ઢાંકી રાખેલ છે તેવા રાખમાં ભારેલા અગ્નિ જેવા બાળકને"[3] તેણે જોયા, એ શ્લોકથી સિદ્ધ થાય છે. આવી રીતે આસુરી જીવોને મોહ થયો, પરંતુ દેવોને મોહ થયો નહિ. બ્રહ્મા વિગેરે દેવોને પણ એવી ખબર હતી કે ભગવાન લૌકિક બાલક પેઠે દેવકીના ગર્ભમાં પ્રવેશ કરી રહેલા છે, છતાં તે શ્રીપુરુષોત્તમ છે અને પોતાના પક્ષવાળા છે એમ જાણી તેઓએ ભગવાનની

---

૧. શ્રીમદ્‌ભાગવત ૧૦–૨–૨૦
૨. ,, ૧૦–૩૩–૧૯, ૨૦.
૩. ,, ૧૦–૬–૭.

સ્તુતિ જ કરી, પણ પ્રાકૃત બાળકના જેવું આચરણ જોવા છતાં તે માત્ર પ્રાકૃત બાળક છે એવી તેમની બુદ્ધિ થઈ નહિ. જેવું આ ભગવાન વિષે થયું તેવું જ શ્રીમદાચાર્યચરણ વિષે થાય છે. શ્રીમદાચાર્યચરણના સ્વરૂપને જે જાણે છે તેઓ આચાર્યશ્રી લૌકિક પુરુષનું અનુકરણ કરે એમ જાણવા છતાં તેઓશ્રી પોતાનો ઉદ્ધાર કરનાર છે એમ માને છે અને તેઓશ્રી પુરુષોત્તમ છે એવું જ તેમને ભાન થાય છે, પણ આસુરી જીવો પેઠે શ્રીમદાચાર્યચરણ પણ એક સાધારણ પ્રાકૃત માણસ છે એવી તેમની બુદ્ધિ થતી નથી. શ્રીપુરુષોત્તમમાં અને શ્રીમદાચાર્યચરણમાં આ સર્વ ધર્મો સમાન છે એમ દર્શાવવા આ વીસમું નામ કહેલ છે. ૧૧

**वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।**
**जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥१२॥**

(૨૧) **वैश्वानरः**, શ્રીમદાચાર્યચરણ લૌકિકનું અનુકરણ કરે છે, છતાં પુરુષોત્તમ છે એમ ઉપપત્તિ સહિત જણાવ્યું, છતાં પુરુષોત્તમમાં પણ જે ઉત્તમ ગુણો દેખાતા નથી તે શ્રીમદાચાર્યચરણમાં દેખાય છે; જેમકે (૧) શુદ્ધ ફલ-રૂપી પુષ્ટિમાર્ગની પ્રવૃત્તિ કરાવવી, (૨) પુષ્ટિમાર્ગ સર્વથી અધિક છે એમ શ્રુતિ સ્મૃતિ વિગેરે અનેક પ્રમાણોથી સિદ્ધ કરવું, (૩) પોતે પ્રવૃત્ત કરેલ પુષ્ટિભક્તિ-માર્ગમાં જે જે જીવોનો અંગીકાર કરેલો છે તેઓને તે માર્ગનું જ્ઞાન આપી કૃતાર્થ કરવા વિગેરે. આનું કારણ શું ? એવી શંકા થાય તે દૂર કરવા શ્રીમદાચાર્યચરણ પુરુષો-

त्तमना मुख्य अवयव होवाथी आ सर्व अधिक गुणो तेओश्रीमां छे एम जणाववा एकवीसमुं नाम कहेल छे. श्रीमहाचार्यचरण "वैश्वानर" छे. वैश्वानर एटले अग्नि. "अग्नि (पुरुषोत्तमनुं) मुख छे" श्रुति प्रमाणे श्रीमहाचार्यचरण अग्नि होवाथी पुरुषोत्तमना मुखस्वरूप छे. श्रीपुरुषोत्तमना मुखरूप होवाथी तेओश्री आनंदरूप, आधिदैविक छे अने मुखमां वाणी रहेली होवाथी वाणीरूप छे. आवी रीते श्रीमहाचार्यचरण पुरुषोत्तमनी वाणीरूप होवाथी तेओश्रीमां शुद्ध पुष्टिमार्गनी प्रवृत्ति कराववी विगेरे उत्तम गुणो अधिक शा कारणथी छे एवी जे शंकाओ दर्शावी ते दूर थाय छे; कारण के वाणीस्वरूपमां कांइक वधारे रहेल छे, पण कांइ न्यून थतुं नथी.

(२२) **वल्लभाख्यः**, श्रीमहाचार्यचरण पुरुषोत्तमना मुखारविंदरूप अलौकिक अग्निरूप होवाथी तेओश्रीनुं तेज असह्य होवुं ज जोइए, अने तेमनुं तेज असह्य होय तो भक्तोने तेओश्रीनी सेवा करतां पीडा थाय अने सेवा ज थइ शके नहि; एवी शंका थाय ते दूर करवा आ बावीसमुं नाम कहे छे. श्रीमहाचार्यचरण वल्लभ ( प्रिय ) जेनी आख्या एटले नाम छे तेवा छे. श्रीमहाचार्यचरणनुं नाम वल्लभः (प्रिय) छे. आ नाम कहेवानो आशय एवो छे के जेम शीतकालमां अग्नि स्वभावथी ज टाढ मटाडनार होवाथी सर्वने ज प्रिय होय छे, पण उनाळामां प्रिय होतो नथी, तेम श्रीमहाचार्यचरणमां पोतानुं अलौकिक तेज सदा प्रकट होवाथी तेओश्री पोताना सेवकोने कोइ

કોઈ વાર સુખ આપનાર હોય, પણ કોઇ કોઈ વાર સુખ આપનાર ન પણ હોય એવી શંકા થાય તે પણ દૂર કરવા આ નામ કહેલું છે. લૌકિક અગ્નિ તો પ્રાકૃત છે એટલે તેના તેજમાં ફેરફાર થાય છે અને તેથી તે કોઇવાર પ્રિય થાય છે અને કોઇવાર પ્રિય થતો નથી–શ્રીમહાચાર્યચરણ તો પુરુષોત્તમના મુખારવિંદરૂપ હોવાથી, તેઓશ્રીનું તેજ પણ આનંદરૂપ હોવાથી તેઓશ્રી સદા ભક્તોને અતિપ્રિય જ હોય છે અને તેઓશ્રીના પ્રિયપણા-માં પણ કોઇ વાર તારતમ્ય (ફેરફાર) થતો નથી, એમ દર્શાવવા આ નામ કહ્યું છે કે તેઓશ્રીનું નામ વલ્લભ (પ્રિય) છે.

(૨૩) **સદ્રૂપઃ**, લોકમાં જે પદાર્થ સદા પ્રિય હોય તે પણ કોઇવાર કોઇક નિમિત્તથી અપ્રિય થાય છે, તેમ કોઇવાર કોઇ પણ નિમિત્તથી શ્રીમહાચાર્યચરણ પણ અપ્રિય થશે; એવી શંકા થાય તે દૂર કરવા આ ત્રેવીસમું નામ કહેલ છે. શ્રીમહાચાર્યચરણ સદ્રૂપ છે. જો આપણે વસ્તુનો વિચાર કરીએ તો આપણને જણાશે કે સુખ જ સ્વતઃ પ્રિય હોય છે, બીજું કાંઇ સ્વતઃ પ્રિય હોતું નથી. વસ્તુ બીજાને પ્રિય લાગે છે તેનું કારણ તે વસ્તુ તેના સુખનું કારણ છે, ને તે વસ્તુથી તેને સુખ પ્રાપ્ત થાય તેવું હોય છે તે છે; પણ વસ્તુ પોતે જ સુખરૂપ હોવાથી બીજાને પ્રિય લાગતી નથી, કારણ કે લૌકિક પદાર્થ માત્રને પ્રકૃતિનો સંબંધ હોવાથી તે સ્વતઃ સુખરૂપ હોતા નથી, પણ અમુક વખતે સુખના કારણરૂપ

એટલે સુખ જેનાથી પ્રાપ્ત થાય તેવા હોવાથી અમુક વખતે પ્રિય થાય છે, પણ સુખરૂપ અથવા સુખાત્મક નહિ હોવાથી સદા પ્રિય થતા નથી. શ્રીમદાચાર્યચરણ તો પુરુષોત્તમનું મુખારવિંદ હોવાથી આનંદરૂપ જ છે અને તેથી તેઓશ્રી સ્વભાવથી જ પ્રિય છે; પણ લૌકિક પદાર્થની પેઠે સુખના કારણરૂપ નથી, એમ દર્શાવવા આ નામ યોજ્યું છે. અહીં શ્રીમદાચાર્યચરણને સદ્રૂપ કહ્યા, તેથી તેઓશ્રી માત્ર સત્ જ છે એમ નથી, પણ 'સત્' શબ્દ અહીં સત્ ચિત્ અને આનંદ દર્શાવનાર છે; તેથી તેઓશ્રી સચ્ચિદાનંદરૂપ છે એમ કહેલું છે; તેથી તેઓશ્રી વિષે લૌકિક પૂર્વપક્ષ કરવા યોગ્ય નથી. આ સર્વ મનમાં રાખી આ નામ કહેલું છે.

(૨૪) **हितकृत्सताम्**, એવી રીતે "સદ્રૂપ" નામ કહી એમ દર્શાવ્યું કે શ્રીમદાચાર્યચરણ સચ્ચિદાનંદરૂપ હોવાથી નિરવધિ આનંદરૂપ છે અને તેથી ભક્તોને સદા પ્રિય છે. જે પ્રિય છે તેના વિષે પોતપોતાના સ્વભાવ પ્રમાણે મનોરથ ઉત્પન્ન થાય જ, અને તે મનોરથ સિદ્ધ થાય નહિ ત્યાંસુધી ખેદ રહેવાથી તેટલા અંશે પ્રિયત્વ પણ તિરોહિત થાય એવો સંભવ છે; એવી શંકા થાય તેનો નિરાસ કરવા આ ચોવીસમું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ સંતો એટલે ભક્તોના હિતકર્તા છે. ભક્તોના જુદા જુદા ભાવ પ્રમાણે તેઓના જુદા જુદા મનોરથો પૂર્ણ કરી તેઓ જે ઇચ્છે તે શ્રીમદાચાર્યચરણ પ્રાપ્ત કરાવે છે અને તે પ્રાપ્ત કરાવવામાં વિલંબ થવા દેતા નથી. ભક્તોના ઇચ્છેલ

પદાર્થ તેઓને પ્રાપ્ત કરાવવામાં જરા પણ વિલંબ તેઓશ્રી સહન કરતા નથી એમ જણાવવા આ નામ યોજ્યું છે. તેથી શ્રીમદાચાર્યચરણ સદા પ્રિય છે. સદા પ્રિય ન હોઇ શકે એવી શંકાઓ નિરર્થક છે.

(૨૫) **जनशिक्षाकृते कृष्णभक्तिकृत्**, શ્રીમદાચાર્ય-ચરણના ભક્તોને પહેલાં કહેલાં નામોથી તેઓશ્રીનું સ્વરૂપ જણાવ્યું, પરંતુ તેઓશ્રી માત્ર વચનથી જ પ્રાપ્ય નથી; તેથી ભક્તોએ ભજન કેમ કરવું તે શીખડાવવા પોતે ભજન કરે છે એમ હવે કહે છે. શ્રીમદાચાર્ય-ચરણ જનોની એટલે પોતાના સેવકોની શિક્ષા એટલે શિક્ષણ માટે કૃષ્ણની એટલે સદાનંદ ફલસ્વરૂપ ભગ-વાનની ભક્તિ કરનાર છે. ભગવાનનું ભજન કેમ કરવું તેના પ્રકારો પુરાણો અને શાસ્ત્રોમાં છે, પરંતુ તેમાં જે પ્રકારો કહેલા છે તે ભકિતમાર્ગીય ભજનના નથી, પણ પૂજામાર્ગના છે અને તેથી તે પ્રકારે ભજન કરવાથી પુરુષોત્તમની પ્રાપ્તિ થતી નથી; પણ તેમની વિભૂતિ સુધીજ પહોંચાય છે, કારણ કે તે ભજનના પ્રકારોમાં ગોપાલમંત્ર વિગેરેના દેવતાઓ મંત્રોને અધીન છે. પુરુ-ષોત્તમ તો મંત્ર વિગેરે કોઈ સાધનને અધીન નથી, તે માત્ર ભકિતનેજ અધીન છે એમ “ હે ઉદ્ધવ, મને યોગ સાધી શકતો નથી ”[૧] વિગેરે સ્થલે કહેલું છે. તેથી તે શાસ્ત્રોમાં કહેલ પ્રકારો ભકિતમાર્ગના નથી એમ દર્શાવવા શ્રીમદાચાર્યચરણ “શ્રીકૃષ્ણની ભકિત કરનાર” છે એમ કહેલું

૧. શ્રીમદ્‌ભાગવત ૧૧–૧૪–૨૦.

છે. જો શ્રીમહાચાર્યચરણ પોતાના માર્ગના ભજનનો પ્રકાર પોતે ભજન કરીને પોતાના સેવકોને શીખવે નહિ તો તેઓ પોતાના માર્ગના ભજનનો પ્રકાર નહિ જાણતા હોવાથી બીજા પ્રકારથી ભજન કરે અને તે ભજન ભક્તિ-માર્ગીયજ ન થાય; તેથી "પોતાના સેવકોના શિક્ષણ માટે કૃષ્ણની ભક્તિ કરનાર" શ્રીમહાચર્યચરણનું નામ કહ્યું છે. વળી આ નામથી એમ પણ જણાવ્યું છે કે શ્રીમહાચાર્ય-ચરણ પોતે ભજન કરે છે તેથી તેઓશ્રીના માર્ગમાં ભગવાનનું ભજન એજ પુરુષાર્થ છે. બીજો કોઈ પુરુષાર્થ નથી. વળી ભક્તિમાર્ગમાં પુરુષોત્તમનું ભજન કરવામાં આવે છે; અને પૂજામાર્ગમાં પુરુષોત્તમની પૂજા કરવામાં આવે છે તેથી પૂજામાર્ગના અને ભક્તિમાર્ગના ફલમાં પણ ભેદ છે એમ કહેલ છે. 'કૃષ્ણ' પદ ફલવાચક હોવાથી આ માર્ગનું ભજન માત્ર ફલસ્વરૂપ, પણ બીજા માર્ગો પેઠે સાધનસ્વરૂપ પણ નથી એમ જણાવેલું છે. 'ભક્તિ' પદનો અર્થ સ્નેહ પણ થાય છે, પણ અહીં ભજન જ કહેલ છે, કારણ કે સ્નેહ પ્રયત્ન અથવા કૃતિથી થઇ શકતો નથી અને અહીં ભક્તિ પ્રયત્ન અથવા કૃતિથી કરવાની કહેલી છે; તેથી અહીં 'ભક્તિ' શબ્દનો અર્થ ભજન થાય છે અને સ્નેહ થતો નથી એમ જણાવવા શ્રીમહાચાર્યચરણને શ્રી-કૃષ્ણની "ભક્તિ કરનાર" કહેલા છે.

(૨૬) **निखिलेष्टदः**, પોતાના સેવકોને પોતાના માર્ગનું ભજન કેમ કરવું એ શીખવવા, પોતેજ ભજન કરવાનું શું પ્રયોજન ? એવી શંકા થાય તે દૂર કરવા આ છવીસમું

નામ કહેલું છે. નિખિલ એટલે પોતાના માર્ગનું સર્વ ભગવાનના સ્વરૂપ સંબંધી જે કાંઇ ઇષ્ટ અથવા ઇચ્છેલું છે તે સર્વ આપનાર શ્રીમહાચાર્યચરણ છે. જો તેઓશ્રી પોતે ભજન કરી પોતાના સેવકોને પોતાના માર્ગનું ભજન શીખવે નહિ તો પોતાના માર્ગમાં ભજન જ મુખ્ય હોવાથી અને પોતાના સેવકોને તેનું જ્ઞાન નહિ હોવાથી, તેઓશ્રી પોતાના સેવકોને તેઓનું ઇચ્છેલું સર્વ કાંઇ આપનાર થઈ શકે જ નહિ. તેથી આ નામ કહેલું છે. ૧૨

**सर्वलक्षणसम्पन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ।**
**स्वानन्दतुन्दिलः पद्मदलायतविलोचनः ॥१३॥**

(૨૭) **सर्वलक्षणसम्पन्नः**, એ રીતે શ્રીમહાચાર્યચરણને પોતાના સેવકોને ભક્તિમાર્ગીય ભજનનું શિક્ષણ આપી, સર્વવાંછિત પદાર્થ આપનારા કહ્યા, પણ ભક્તોના ભાવના ભેદથી ભક્તિમાર્ગનાં અનેક પ્રકારનાં લક્ષણો છે; તેથી જો શ્રીમહાચાર્યચરણમાં આ બધાં ભક્તિમાર્ગનાં લક્ષણો ન હોય તો તે તે ભાવનું દાન કરનાર તે થઈ શકે નહિ. તેથી શ્રીમહાચાર્યચરણમાં આ સર્વ ભાવોનું દાન કરવાનું સામર્થ્ય છે એમ દર્શાવવા આ સત્તાવીસમું નામ કહેલું છે કે શ્રીમહાચાર્યચરણ "સર્વ લક્ષણોથી યુક્ત છે."

(૨૮) **श्रीकृष्णज्ञानदः**, શ્રીમહાચાર્યચરણ આવાં દાન કરનાર છે એમ જણાવવા આ અઠ્ઠાવીસમું નામ કહ્યું છે. શ્રીમહાચાર્યચરણ "શ્રીકૃષ્ણનું જ્ઞાન આપનાર છે." શ્રીકૃષ્ણ એટલે રસાત્મક ભક્તો સહિત ભગવાન. તે ભક્તિમાર્ગીય ફલાત્મક છે. તેઓશ્રીનું જ્ઞાન આપનાર શ્રીમહાચાર્યચરણ છે.

ભગવાનનું જ્ઞાન કેવી રીતે થાય એ પ્રકારો ગીતા ભાગવત વિગેરે ગ્રંથોમાં કહેલા છે. તે ગ્રંથોમાંથી જ એ જ્ઞાન થશે એટલે આ જ્ઞાનનું દાન કરવાની શ્રીમદાચાર્ય-ચરણને શી જરૂર ? એવી શંકા કરવી નહિ, કારણ કે ગીતા ભાગવત વિગેરેમાં ભગવાનના જ્ઞાનના પ્રકારો કહેલા છે, પણ ક્યાંક ભગવાનને સર્વાત્મક કહ્યા છે, ક્યાંક જગત્માં વ્યાપી રહેલ કહ્યા છે, ક્યાંક માત્ર જ્ઞાનાત્મક કહ્યા છે, પણ "તે રસ છે" એ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે રસાત્મક ભગવાનનું નિરૂપણ કરેલું નથી. ઉપર જણાવ્યા તે એ ગ્રંથોમાં કહેલ પ્રકારો મર્યાદામાર્ગીય છે તેથી શ્રીમદાચાર્ય-ચરણે પ્રકટ કરેલ ભક્તિમાર્ગમાં જેઓનો અંગીકાર છે તેઓને તે રુચતા નથી. તેથી તે મર્યાદામાર્ગના ભગવાનના જ્ઞાનથી શ્રીમદાચાર્યચરણના માર્ગના ભગવાનનું જ્ઞાન જુદા પ્રકારનું છે એમ દર્શાવવા આ નામ કહેલું છે. જોકે શુકદેવ, કપિલ, નારદ વિગેરે ભગવાનનું જ્ઞાન આપનાર છે, છતાં તેઓ મર્યાદામાર્ગીય હોવાથી તેઓએ આપેલું જ્ઞાન પણ મર્યાદામાર્ગનું છે; તેથી તેઓ શ્રીમદાચાર્યચરણ પેઠે પુષ્ટિમાર્ગીય જ્ઞાનનું દાન કરનારા નથી એમ પણ આ નામથી જણાવેલું છે.

(૨૯) **ગુરુઃ**, શ્રીમદાચાર્યચરણ શ્રીકૃષ્ણનું જ્ઞાન આપ-નાર છે તેનું કારણ શું ? એ જણાવવા આ ઓગણત્રીસમું નામ કહ્યું છે. શ્રીમદાચાર્યચરણ "ગુરુ" છે. જે જે માર્ગનો ઉપદેશ કરનાર હોય અને જે જે માર્ગનું ફલ આપનાર હોય તે તે માર્ગનો ગુરુ ગણાય, જેમ કપિલ વિગેરે પોતપોતાના

માર્ગના ગુરુ ગણાયા. તેવી રીતે શુદ્ધ પુષ્ટિમાર્ગનો ઉપદેશ કરનાર અને તે માર્ગના ફલનું દાન કરનાર શ્રીમહાચાર્ય-ચરણ જ છે, બીજું કોઈ નથી એમ દર્શાવવા આ નામ કહેલ છે.

(૩૦) **स्वानन्दतुन्दिलः**, કપિલે પોતાની માતાને યોગ-માર્ગનો ઉપદેશ કર્યો છતાં "ભક્તિમાર્ગ બહુ પ્રકારનો છે" વિગેરે તેમનાં વચનોથી તે માત્ર મર્યાદામાર્ગીય ભક્તિમાર્ગનો ઉપદેશ કરનાર પણ ગણાય છે. શ્રીમહાચાર્ય-ચરણે તો શુદ્ધપુષ્ટિમાર્ગ વિના બીજા કોઈ ભક્તિમાર્ગનું પ્રસંગોપાત પણ નિરૂપણ કર્યું નથી, તેનું કારણ શું ? એવી શંકા થાય તે માટે આ ત્રીસમું નામ કહેલું છે. શ્રીમહા-ચાર્યચરણ પોતાના આનંદથી જ તુંદિલ એટલે બહુપુષ્ટ છે. શ્રીમહાચાર્યચરણનો **પોતાનો** આનંદ કહ્યો તે અગણિત અને મથોમથ થાય ત્યાંસુધીનો હોવાથી, અને શ્રીમહા-ચાર્યચરણ તે આનંદથી જ અતિપુષ્ટ હોવાથી, અને તે આનંદ સિવાયનું સર્વ અતિતુચ્છ હોવાથી તે આનંદથી બીજા સર્વની વિસ્મૃતિ થાય છે અને બીજા કોઈનું અનુસંધાન રહેતું નથી; તેથી શ્રીમહાચર્યચરણે પ્રસંગોપાત પણ બીજા કોઈ ભક્તિમાર્ગનું નિરૂપણ કરેલું નથી, એમ જણાવવા આ નામ યોજેલું છે.

(૩૧) **पद्मदलायतविलोचनः**, ગયા નામમાં કહેલ આનંદથી થતું પુષ્ટપણું જણાવવા આ એકત્રીસમું નામ કહેલું છે. :શ્રીમહાચાર્યચરણ કમલના પત્ર પેઠે આયત એટલ વિશાલ વિલોચનવાળા છે. અહીં લોચનને કમલના

પત્ર સાથે સરખાવેલ હોવાથી તે શીતલ, સુખ આપનાર સુગંધવાળા અને સહેજ લાલ રેખાવાળા છે એમ જણાવેલું છે; તેથી તેઓશ્રીનાં લોચનનું દર્શન ભક્તોને બહુ જ સુખ આપનાર છે એમ જણાવ્યું છે. કમલના પત્રના દૃષ્ટાંતમાં જણાવેલ ધર્મો લોચનમાં સહજ હોય છે, પણ અહીં લોચન નહિ પણ વિલોચન કહ્યું છે; તેથી પહેલાં શ્રીમદાચાર્યચરણનો જે આનંદ કહ્યો છે તે વિશિષ્ટ અથવા ખાસ તેઓશ્રીનોજ છે એમ પણ જણાવ્યું છે. ૧૩

**कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः।**
**रोषदृक्पातसंप्लुष्टभक्तद्विड् भक्तसेवितः ॥१४॥**

(૩૨) **कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः**, એવી રીતે શ્રીમદાચાર્યચરણના વિલોચનના સ્વરૂપનું નિરૂપણ કરી, હવે તેઓશ્રીના ભક્તો પ્રતિ તેઓનું કાર્ય કહે છે. કૃપાવાળી જે દૃષ્ટિઓ એટલે કૃપાકટાક્ષો, તેમની જે વૃષ્ટિઓ એટલે વરસાદ અથવા ચારે તરફથી ભીંજાવાપણું, તેનાથી સંહૃષ્ટ એટલે સારી રીતે આનંદ પામેલા દાસો અને દાસીઓના શ્રીમદાચાર્યચરણ પ્રિય છે. શ્રીમદાચાર્યચરણની કૃપાદૃષ્ટિથી થતો હર્ષ સારી રીતે થયેલો છે એમ કહ્યું, તેથી એમ જણાવ્યું છે કે કૃપાદૃષ્ટિથી થતી આર્દ્રતા તેઓશ્રીના સેવકોમાં સદા રહે છે, કદાપિ જતી નથી. અથવા કૃપાકટાક્ષોની વૃષ્ટિથી સારી રીતે હર્ષ પામેલા દાસો અને દાસીઓ શ્રીમદાચાર્યચરણને પ્રિય છે એવો પણ આ નામનો અર્થ થાય છે.

(૩૩) **पतिः**, શ્રીમદાચાર્યચરણ 'પતિ' છે. લોકમાં પણ

પતિપણું જણાય છે; પણ લૌકિક પતિમાં પતિનાં લક્ષણ હોતાં નથી, તેથી તે પતિપણું કહેવાનુંજ છે. "જે પોતે સર્વ બાજુથી ભયરહિત હોય, અને ભયથી આતુર જનનું ચારે તરફથી રક્ષણ કરતો હોય તે પતિ હોઇ શકે" એવું પતિનું લક્ષણ કહેલું છે. તેવું પતિપણું શ્રીમદાચાર્યચરણમાંજ છે; કારણ કે તેઓશ્રીને પોતાને કાલ વિગેરે કોઇનો ભય નથી, અને તેઓશ્રી પોતાને શરણે આવેલા જીવોના કાલ વિગેરેથી થતા ભયનું નિવારણ કરે છે. તેથી ઉપર જણાવ્યું તેવા લક્ષણવાળું પૂર્ણપતિપણું શ્રીમદાચાર્યચરણમાં જ છે, બીજા કોઇમાં નથી એમ જણાવવા આ નામ યોજ્યું છે.

(૩૪) **रोषदृक्पातसंप्लुष्टभक्तद्विट्**, શ્રીમદાચાર્યચરણ પોતાના સેવકોના પતિ હોવાથી તેઓને કાલ વિગેરેથી થતા ભયનું નિવારણ કરે, છતાં લોકમાં ઉત્પન્ન થયેલ આસુરી જીવો ભક્તોના પ્રતિપક્ષી હોવાથી તેઓનો દ્વેષ કરવાનાજ, એવી શંકા થાય; તેથી તેઓથી થતા ભયનું નિવારણ કરવાનું સામર્થ્ય પણ તેઓશ્રીમાં છે, એમ જણાવવા આ ચોત્રીસમું નામ કહેલું છે. રોષવાળી જે દૃષ્ટિ અથવા કટાક્ષ, તેના પાત એટલે ફેંકવાથી અથવા નાખવાથી શ્રીમદાચાર્યચરણે ભક્તોના દ્વેષીઓને સારી રીતે બાળી નાખેલા છે. ભક્તોના દ્વેષીઓને સારી રીતે બાળેલા છે એમ કહેલ હોવાથી તેઓ ફરી ઊઠી શકે તેમ નથી, એમ સૂચવેલું છે. માત્ર ભક્તોના દ્વેષીઓનેજ બાળેલા છે એમ કહ્યું તેથી ઉદાસીઓ પ્રતિ રોષવાળી દૃષ્ટિ તેઓશ્રી કરતા નથી અને તેઓને બાળેલા નથી એમ પણ સૂચવ્યું છે.

(૩૫) भक्तसेवितः શ્રીમહાચાર્યચરણ ભક્તોથી સેવાચેલા છે. તેઓશ્રી સદા ભક્તોથી સેવાયેલા છે, છતાં આ નામ કહ્યું તેથી એમ જણાવ્યું છે કે પહેલાં કહેલા (ચોત્રીસમા) નામથી પ્રકટ થયેલ શ્રીમહાચાર્યચરણનું સામર્થ્ય જોઈને ભક્તોને એવું જ્ઞાન થાય છે કે તેઓશ્રી તેમનું લૌકિક સર્વ અનિષ્ટ પણ નિવારશે અને તેથી તેઓને ઘણો આનંદ થવાથી એક ક્ષણ પણ સેવાનો વિયોગ ન સહન કરતાં તેઓ નિરંતર તેઓશ્રીની સેવા કર્યા કરે છે. ૧૪

**सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ।**
**उग्रप्रतापो वाक्सीधुपूरिताशेषसेवकः ॥ १५ ॥**

(૩૬) सुखसेव्यः, શ્રીમહાચાર્યચરણના ભક્તો ઘણા છે અને તેઓના ભાવ પણ અનેક પ્રકારના છે તેથી સર્વ ભક્તોના સર્વભાવની પૂર્તિ તેઓશ્રી કરે અને સર્વ ભક્તો તેઓની સેવા કરે એ સંભવતું નથી; એવી શંકા થાય તે દૂર કરવા આ છત્રીસમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ સુખસેવ્ય અથવા સુખથી સેવા કરી શકાય તેવા છે. ભક્તો બહુ છે એ ખરૂં, પણ જે ભક્ત જે ભાવ હોવાથી જે પ્રકારે સેવા કરવા ઈચ્છે છે તેનો તે ભાવ પૂર્ણ કરીનેજ તેને સુખ પ્રાપ્ત કરાવીને જ તેની સેવાનો તેઓશ્રી અંગીકાર કરે છે; એમ જણાવવા આ નામ કહેલું છે

(૩૭) दुराराध्यः, શ્રીમહાચાર્યચરણ ભક્તોથી સુખસેવ્ય છે એમ જોઈ, બીજાઓ પણ તેઓશ્રીની સુખથી સેવા કરશે; એવી શંકા થાય તે દૂર કરવા આ સાડત્રીસમું નામ કહ્યું છે. જેઓ ભક્ત ન હોય તેઓ બહુ કષ્ટથી કદાચ આ–

ચાર્યશ્રીને સંતોષ આપી શકે, પણ સેવા કરી શકે નહિ; એમ જણાવવા આ નામ કહ્યું છે કે શ્રીમદાચાર્યચરણ દુરારાધ્ય અથવા કષ્ટથી સંતોષ પમાડી શકાય તેવા છે.

(૩૮) दुर्लभांघ्रिसरोरुहः, શ્રીમદાચાર્યચરણ ભક્તોથી સુખથી સેવ્ય છે એમ કહી, બીજાઓ કષ્ટથી તેઓશ્રીને માત્ર સંતોષ કરી શકે તેવા છે એમ કહેવામાં શો હેતુ છે? એ જણાવવા આ આડત્રીસમું નામ કહ્યું છે. શ્રીમદાચાર્ય-ચરણનાં અંઘ્રિસરોરુહ એટલે ચરણકમલ દુર્લભ એટલે કષ્ટથી પ્રાપ્ય છે. અહીં શ્રીમદાચાર્યચરણનાં ચરણકમલ ભક્તોથી કષ્ટથી પ્રાપ્ય છે એમ કહ્યું તેથી જે કષ્ટથી તે પ્રાપ્ય છે તે કષ્ટ અલૌકિક છે, કારણ કે તેઓશ્રીના ચરણકમલ અલૌકિક હોવાથી તે લૌકિક કષ્ટથી પ્રાપ્ય હોઇ શકે નહિ; તેથી શ્રીમદાચાર્યચરણનાં ચરણકમલ દુઃખથી એટલે ચરણારવિંદને પ્રાપ્ત કરવાની આર્તિથી પ્રાપ્ય છે એમ કહ્યું છે. જ્યાં ભક્તોની પણ આવી વ્યવસ્થા છે ત્યાં બીજાઓને તો ચરણકમલનો સંબંધ પણ થાય એવો સંભવ પણ નથી.

(૩૯) उग्रप्रतापः, ગયા નામમાં ભક્તો સિવાયનાને શ્રીમદાચાર્યચરણનાં ચરણકમલનો સંબંધ થતો નથી એમ કહી હવે તેઓને ચરણકમલનો સંબંધ નહિ થવાનું બીજું કારણ દર્શાવવા આ ઓગણત્રીસમું નામ યોજ્યું છે. શ્રીમદાચાર્યચરણ ઉગ્રપ્રતાપવાળા છે. તેઓશ્રીનો પ્રતાપ એટલે તેજ ઉગ્ર એટલે ભક્ત ન હોય તેઓથી અસહ્ય છે. તેથી ભક્તો ન હોય તે તેઓશ્રીની નિકટ પણ થઈ શકતા નથી

તો પછી તેઓને તેઓશ્રીનાં ચરણકમલનો સંબંધ કેમજ થાય?

(૪૦) **वाक्सीधुपूरिताशेषसेवकः**, ભક્તો ન હોય તેઓથી શ્રીમહાચાર્યચરણનું તેજ અસહ્ય છે એમ કહ્યું છતાં તેજનો સ્વભાવજ અસહ્ય હોવાનો હોવાથી તે કોઇવાર ભક્તોને પણ અસહ્ય થઈ પડશે; એવી શંકા થાય તે દૂર કરવા આ ચાલીસમું નામ યોજ્યું છે. શ્રીમદ્ભાગવતનો અર્થ નિરૂપણ કરનારી વાણીરૂપી અમૃત અથવા વચનામૃતથી બહારથી અને અંદરથી અશેષ એટલે સર્વ સેવકોને શ્રીમહાચાર્યચરણે ભરી દીધા છે. આવી રીતે શ્રીમહાચાર્યચરણે સેવકોમાં વચનામૃતનું સિંચન કરી તેઓના સર્વ તાપ ફીટાડયા છે એમ કહ્યું. વચનને અમૃત કહ્યું તેથી તેનાથી સર્વ ઇંદ્રિયોને સુખ ઉત્પન્ન થાય છે અને સર્વ તાપો દૂર થાય છે એમ જણાવ્યું; તેથી ભક્તોને તેઓશ્રીનું તેજ અસહ્ય થતું નથી એમ દર્શાવવા આ નામ યોજેલું છે. ૧૫

**श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ।**
**तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥**

(૪૧) **श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः**, શ્રીમહાચાર્યચરણ પોતાનાં વચનામૃતોથી પણ સેવકોના સર્વ તાપ દૂર કરે છે, એમ જણાવવા આ એકતાલીસમું નામ કહ્યું છે. શ્રીમદ્ભાગવતરૂપ જે અમૃતનો સમુદ્ર છે તેનું મથન કરવા એટલે તેના સારનો ઉદ્ધાર કરવા, તેને ડોળવા શ્રીમહાચાર્યચરણ ક્ષમ એટલે સમર્થ છે. શ્રીભાગવતના

અર્થનું અજ્ઞાન હોવાથી સેવકોને જે તાપ થાય તે તેઓના તાપનું શ્રીમદાચાર્યચરણ ભાગવતનો અર્થ સમજાવનાર શ્રીસુબોધિની વિગેરે વચનામૃતોથી નિવારણ કરે છે, એમ જણાવવા આ નામ કહેલું છે.

(૪૨) **तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः**, ગયા નામમાં શ્રીભાગવત અમૃતનો સમુદ્ર છે અને શ્રીમદાચાર્યચરણ તેનું મથન કરનાર છે એમ કહ્યું છે. શ્રીભાગવતરૂપી સમુદ્રનું મથન કરી શ્રીમદાચાર્યચરણે તેનો સાર કાઢેલ છે, એમ જણાવવા આ બેતાલીસમું નામ કહેલ છે. દેવોએ ક્ષીરસમુદ્રનું મથન કરી તેના સારરૂપ અમૃત કાઢેલું તેમાં ક્ષીર અમૃત કરતાં ન્યૂન હોવાથી અમૃત જ એનો સાર કહેવાય. અહીં તો શ્રીભાગવતસ્વરૂપી સમુદ્ર જ અમૃતનો છે. અને લોકમાં અમૃતથી ઊંચો કોઈ પદાર્થ છે જ નહિ, તેથી આ સમુદ્રનો સાર રાસસ્ત્રીઓનો ભાવ જ હોઇ શકે, બીજો કોઈ અમૃતસમુદ્રનો સાર હોઇ શકે જ નહિ; તેથી મુક્તિથી પણ અધિક રાસસ્ત્રીઓના ભાવને આ અમૃતસમુદ્રનો સાર કહેલો છે. જેમ ક્ષીરસમુદ્રના સારરૂપ અમૃતના ભોક્તા દેવો જ હતા, દૈત્યોને તે મળ્યું નહિ, તેમ આ અમૃતસમુદ્રમાંથી કાઢેલા સારના ભોક્તા શ્રીમદાચાર્યચરણ જ છે, બીજું કોઈ નથી, એમ જણાવવા આ નામ કહેલ છે. તેથી શ્રીમદાચાર્યચરણ તેના એટલે શ્રીભાગવતરૂપ અમૃતસમુદ્રના સારભૂત અથવા સારરૂપ રાસસ્ત્રીઓના ભાવથી પૂરાયેલ (ભરાયેલ) દેહવાળા છે. શ્રીમદાચાર્યચરણનો દેહ આ ભાવથી પૂરાયેલ છે એમ કહ્યું,

તેથી એમ જણાવેલું છે કે તેઓશ્રીનો દેહ બહાર અને અંદર આ ભાવથી ભરેલો જ છે. જેમ દેવોએ અમૃત પીધું, તેમની અંદર જ અમૃત હતું, બહાર ન હતું, તેમ અહીં નથી, પરંતુ અહીં શ્રીમદાચાર્યચરણનો દેહ તો અંદર અને બહાર આ ભાવથી પૂરાયેલ છે અને તેથી બીજા કોઇ ભાવનો તેઓશ્રીને સંબંધ જ નથી એમ જણાવેલું છે. ૧૬

**सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ।**
**रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥**

(૪૩) **सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा**, શ્રીમદાચાર્યચરણનો દેહ બહારથી અને અંદર રાસસ્રીઓના ભાવથી જ ભરાયેલ છે એમ શાથી જણાય? એવી શંકા થાય તે દૂર કરવા આ તેતાલીસમું નામ આપેલ છે. શ્રીમદાચાર્યચરણે માત્ર સન્નિધિથી જ શ્રીકૃષ્ણપ્રેમનું દાન કરેલું છે. જો શ્રીમદાચાર્યચરણ બહાર અને અંદરથી રાસસ્રીઓના રસથી ભરેલા ન હોત તો ભક્તોને પોતાની માત્ર સન્નિધિથી જ શ્રીકૃષ્ણપ્રેમનું દાન કરી શકત નહિ. જે જે પૂર્ણ હોય તે જ તે પદાર્થનું દાન કરી શકે, પણ અપૂર્ણ હોય તે તેનું દાન કરી શકે નહિ. આ નામમાં પણ 'શ્રીકૃષ્ણ'પદ યોજ્યું છે; તેથી શ્રીમદાચાર્યચરણ પોતાની માત્ર સન્નિધિથી ભકતો સાથે લીલા કરનાર ફલાત્મક ભગવાન પ્રતિ પ્રેમનું પોતાના સેવકોને દાન કરે એમ સૂચવ્યું છે.

(૪૪) **विमुक्तिदः**, શ્રીકૃષ્ણ પ્રતિ જ પ્રેમનું દાન કરવાનો શો હેતુ છે? તે જણાવવા આ ચુમાલીસમું નામ

યોજ્યું છે. શ્રીમદાચાર્યચરણ વિમુકિતનું દાન કરનાર છે. 'વિ' એટલે વિશિષ્ટ અથવા ખાસ. પુષ્ટિમાર્ગની સાક્ષાત્ ભગવાનના સંબંધરૂપ મુકિતનું તેઓશ્રી દાન કરે છે. અહીં ભગવત્સંબંધને મુકિત કહી તેનું કારણ એ છે કે જેમ મર્યાદામાર્ગમાં સાયુજ્ય, સામીપ્ય વિગેરે મુકિતઓ ફલ ગણાય છે, તેમ આ પુષ્ટિમાર્ગમાં ભગવાનનો સંબંધ જ ફલ છે, પણ સાયુજ્ય સામીપ્ય વિગેરે મુકિત ફલ નથી, વળી જેમ મર્યાદામાર્ગમાં જેને મુકિત મળી હોય તેની પછી બીજી અવસ્થા (બંધ) થતી નથી, તેમજ પુષ્ટિ-માર્ગીય ફલ જેને પ્રાપ્ત થયું હોય તેઓની પછી બીજી અવસ્થા થતી નથી, એમ જણાવવા પણ આ માર્ગના ફલને (ભગવાનના સંબંધને) મુકિત કહેલ છે.

(૪૫) **रासलीलकतात्पर्यः**, પુષ્ટિમાર્ગીય ફલ બીજા સર્વ માર્ગોના ફલથી અધિક છે અને તે સર્વ પ્રમાણોથી સિદ્ધ છે એમ જણાવવા હવે પિસ્તાલીસમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણનું એક (કેવલ) તાત્પર્ય રાસલીલામાં છે. આ નામથી સાક્ષાત્ સ્વરૂપસંબંધ જ સર્વથી અધિક ફલ છે એમ જણાવ્યું. જો મુક્તિ સાક્ષાત્ સ્વરૂપસંબંધથી અધિક ફલ હોત તો ભગવાન આ માર્ગના ફલનો અનુભવ કરાવી પછી મુક્તિ આપત; પણ ભગવાને પ્રથમ મુક્તિ આપી તેના આનંદનો અનુભવ કરાવી[1] પછી આ માર્ગના ફલનું દાન કરાવ્યું;[2] તેથી માર્ગનું ફલજ મુખ્ય છે,

---

૧. શ્રીમદ્ભાગવત ૧૦–૨૫–૧૪ થી ૧૭.

૨. શ્રીમદ્ભાગવત ૧૦–અધ્યાય ૨૬ થી ૩૦.

બીજું કાંઈ મુખ્ય નથી. અહીં આ માર્ગના ફલનું નિરૂપણ કરેલું છે, તેથી જ તે ફલ પ્રકરણ પણ કહેવાય છે. આ સર્વનો વિચાર કરીને જ શ્રીમદાચાર્યચરણે સાક્ષાત્ ભગવત્સંબંધને જ આ માર્ગનું ફલ કહેલ છે.

(૪૬) **कृपयैतत्कथाप्रदः**, એવી રીતે ભગવત્સંબંધ જ મુખ્ય ફલ છે એમ જણાવી, તેજ બીજા પ્રકારે પણ ફલ ગણવું યોગ્ય છે એમ દર્શાવવા છેતાલીસમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ કૃપાથી આ રાસલીલા સંબંધી કથાનું ઘણું દાન કરે છે એટલે તે કથાના અર્થનો અનુભવ કરાવે છે. કથા શબ્દાત્મક હોવાથી, કથા કહેવામાં આવે તેજ તેનું દાન ગણાય, પણ અહીં તો પ્રકર્ષથી (ઘણું) દાન કહેલ છે અને તેવું દાન કરવાનો હેતુ કૃપા જ છે એમ પણ કહેલું છે; તેથી એમ જણાવ્યું છે કે જ્યાં કૃપા વિના માત્ર કથા કહેવામાં આવે ત્યાં કથા કહી જ કહેવાય, પણ તેનું દાન કર્યું એમ કહેવાય નહિ, પણ જ્યાં કૃપાથી કથા કહેવામાં આવે ત્યાં કથાનું દાન કર્યું કહેવાય. શ્રીમદાચાર્યચરણ આ લીલાસંબંધી કથાનું પ્રકર્ષથી (ઘણું) દાન કરે છે એમ જણાવવા આ નામમાં **प्र** શબ્દ મૂકેલો છે; તેથી તેઓશ્રી તે કથાના અર્થનો અનુભવ પણ કરાવે છે એમ જણાવેલું છે. ૧૭

**विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।**
**भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्तकः ॥ १८ ॥**

(૪૭) **विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः**, શ્રીમદાચાર્યચરણ રાસલીલાની કથાનો અનુભવ કરાવનાર છે એમ

કહ્યું, તેથી જ તે કથાનું શ્રવણ કરનાર ભગવદીયોને સંયોગ અને વિપ્રયોગ એ બંને રસની કથાનું શ્રવણ કરવાથી બંને રસનો અનુભવ થાય છે એમ કહેવાઈ ગયું, છતાં સંયોગ-રસ રહિત માત્ર વિપ્રયોગરસ સ્વતંત્રતાથી વિકલપણું, અસ્વાસ્થ્ય, મૂર્છા, પુનઃ જાગરણ, વળી હું ભગવાનનો છું એવું જ્ઞાન હોવાથી કાંઇક સ્વાસ્થ્ય, પ્રલાપ વિગેરે અવસ્થાઓ કરે છે તે સર્વનો અનુભવ શ્રીમદાચાર્યચરણ કરાવે છે, એમ જણાવવા આ સુડતાલીસમું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ વિરહનો અનુભવ એ એક અથવા કેવલ પ્રયોજન માટે સર્વનો ત્યાગ કરવાનો ઉપદેશ કરનાર છે. રાસલીલામાં પણ વિપ્રયોગ ભાવ છે,[1] પણ તેમાં વ્રજભક્તોનો લીલામાં અભિનિવેશ થયેલો છે[2] અને ત્રીજા અધ્યાયના[3] પહેલા શ્લોકમાં ઉચિતપણું દર્શાવ્યું છે, બીજા શ્લોકમાં મેણાંનો અને પ્રાર્થનાનો ભાવ છે એટલે તેમાં જણાવેલ વિરહ 'કેવલ' નથી. શ્રીમદાચાર્યચરણ તો કેવલ વિરહનો જ અનુભવ કરાવવા સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા છે, એટલે તેઓ-શ્રીના ઉપદેશ પ્રમાણે રહેવાથી કેવલ વિરહનો ભાવ થાય છે એમ જણાવેલું છે.

(૪૮) **भक्त्याचारोपदेष्टा च**, શ્રીમદાચાર્યચરણ વિરહનો અનુભવ કરાવવા ત્યાગનો ઉપદેશ કરનારા છે એમ કહી ભક્તિમાર્ગની સ્થિરતા માટે તેઓશ્રી ભક્તિમાર્ગના

---

૧. શ્રીમદ્‌ભાગવત ૧૦—અધ્યાય ૨૭-૨૮.

૨. શ્રીમદ્‌ભાગવત ૧૦—૨૭—૧૫ થી ૨૩.

૩. શ્રીમદ્‌ભાગવત ૧૦—૨૮.

આચારનો ઉપદેશ કરનારા છે એમ કહેવા આ અડતાલીસમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ ભક્તિમાર્ગીય જે આચાર એટલે આચરણ (અન્યાશ્રય કર્યા વિના નિરુપધિ ભાવથી પ્રભુની સેવા એજ ફલ છે એમ જાણી પ્રભુની સેવા કરવી એ ભક્તિમાર્ગીય આચરણ છે) તેનો ઉપદેશ કરનારા છે. શ્રીવિઠ્ઠલેશ પ્રભુ પોતે પણ આ ભક્તિમાર્ગીય આચરણનો ઉપદેશ કરનારા છે એમ જણાવવા આ નામ સાથે "च" "અને" શબ્દ મૂક્યા છે.

(૪૯) **कर्ममार्गप्रवर्तकः**, શ્રીમદાચાર્યચરણ કર્મમાર્ગના પ્રવર્તક છે. ભક્તિમાર્ગના આચરણનો ઉપદેશ કરનાર કહ્યા પછી કર્મમાર્ગના પ્રવર્તક કહેવાનો આશય એવો છે કે જો શ્રીમદાચાર્યચરણ પોતાના ભક્તોને માત્ર ભક્તિમાર્ગના આચરણનોજ ઉપદેશ કરે, અને વર્ણાશ્રમના આચાર તથા ધર્મ પ્રવર્તાવે નહિ તો બહિર્મુખો તેઓશ્રીએ પ્રવર્તાવેલો માર્ગ દોષવાળો છે છે એવો આરોપ મૂકે અને આ માર્ગ ઉપર દોષનો આરોપ આવત; તેથી આ માર્ગ નિર્દોષ છે એમ જણાવવા આ ઓગણપચાસમું નામ કહેલ છે.

**यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।**
**पूर्णानंदः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥ १९ ॥**

(૫૦) **यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः**, એવી રીતે કર્મમાર્ગની પ્રવૃત્તિ કરાવવાનો હેતુ કહી, શ્રીમદાચાર્યચરણે જે યાગ કરેલ છે તે પોતાના સેવકોને કેવી રીતે યાગ કરવાથી ભક્તિમાર્ગનો અપરાધ ન થાય તે

શીખવવા કરેલા છે એમ જણાવવા આ પચાસમું નામ કહે છે. યાગ જેનું આદિ છે તેવા યાગ દાન વિગેરે ધર્મો. તે કરવામાં ભકિતમાર્ગનું એક અથવા મુખ્ય પ્રયોજન ભકિતમાર્ગનું સાધનપણું, તેનો ઉપદેશ કરનાર શ્રીમદાચાર્યચરણ છે. શ્રીમદાચાર્યચરણ યાગ દાન વિગેરે કરે, તેથી તેઓશ્રીના સેવકોના ભક્તિમાર્ગના અપરાધો કેવી રીતે મટે? એવી શંકા થાય, તેનો ઉત્તર એવો છે કે ભક્તિમાર્ગમાં મુખ્ય બે અપરાધો છેઃ (૧) શ્રીકૃષ્ણ વિના અન્ય દેવતાનો સંબંધ અને (૨) ભકિતમાર્ગીય ફલની અપ્રાપ્તિ. શ્રીમદાચાર્યચરણે પોતે યાગો કરી પોતાના સેવકોને આ બે અપરાધોથી બચાવ્યા, કારણ કે તેઓશ્રીએ દેવતાના યાગ કર્યા તે તે તે દેવતાના ભગવાનની વિભૂતિ તરીકે યાગ કર્યા, પણ તે તે દેવતાના સ્વતંત્રતાથી યાગ કર્યા નહિ. આવી રીતે દેવતાઓની સ્વતંત્રતા વિના ભગવાનની વિભૂતિ તરીકે તેઓના યાગો કરવા યુધિષ્ઠિરે ભગવાનને વિજ્ઞપ્તિ કરી હતી; [1] તેથી તે પ્રમાણે દેવતાયાગ કરવામાં દોષ થતો નથી. વળી એવી રીતે યાગ કરવાનો હેતુ પણ તેના ફલ તરીકે ભકિતનીજ પ્રાપ્તિ છે, પણ સ્વર્ગ વગેરે પ્રાપ્ત કરવાનો નથી. શ્રીમદાચાર્યચરણે પોતે યાગો કરી પોતાના સેવકોને આવું શિક્ષણ આપ્યું, તેમ તેઓશ્રીએ કર્યું ન હોત તો તેઓને આવું જ્ઞાન થાત નહિ; એમ જણાવવા આ નામ કહેલું છે.

(૫૧) **પૂર્ણાનંદઃ**, શ્રીમદાચાર્યચરણે ભલે પોતાના

૧ શ્રીમદ્‌ભાગવત ૧૦–૬૯ ૩.

સેવકોને શિક્ષણ આપવા યાગો કર્યા હોય, છતાં યાગનું ફલ સ્વર્ગ વિગેરે શ્રુતિમાં કહેલ હોવાથી તેઓશ્રીને પણ યાગ કરવામાં સ્વર્ગના સુખની અથવા બીજા ઇચ્છેલા સુખની આકાંક્ષા હશેજ, એવી બહિર્મુખને શંકા થાય તે દૂર કરવા આ એકાવનમું તથા ત્યાર પછીનું બાવનમું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ પૂર્ણ આનંદવાળા છે. તેઓશ્રીનો આનંદ અગણિત છે. "તેનાજ આનંદની માત્રા ઉપર બીજાં પ્રાણીઓ નભે છે" શ્રુતિ પ્રમાણે સ્વર્ગ વિગેરેનું સુખ પણ ભગવાનના આનંદનો કણમાત્ર છે. શ્રીમદાચાર્ય-ચરણ તો ભગવદાનંદથી પૂર્ણ છે, તેથી તેઓશ્રીને સ્વર્ગની આકાંક્ષા સંભવતી જ નથી. તેથી બહિર્મુખની આ શંકા તદ્દન અસ્થાને છે એમ જણાવવા આ નામ કહેલું છે,

(૫૨) **પૂર્ણકામઃ**, શ્રીમદાચાર્યચરણ પૂર્ણ કામવાળા છે. તેઓશ્રી લૌકિક પુરુષો જે સુખની ઇચ્છા કરે તે કરતાં અગણિત સુખોથી પૂર્ણ અલૌકિક કામવાળા છે. તેથી બીજાં કાંઈ ઇચ્છેલા સુખની પ્રાપ્તિ માટે તેઓશ્રીએ યાગ કર્યા હશે એવી બહિર્મુખની બીજી શંકા પણ અસ્થાને છે.

(૫૩) **વાક્પતિઃ**, શ્રીમદાચાર્યચરણ બીજાઓની પણ કામનાઓને પૂર્ણ કરે તેવા છે તો તેઓશ્રી પૂર્ણકામ હોય તેમાં શંકા શી હોઈ શકે? તેમ જણાવવા આ ત્રેપનમું નામ કહ્યું છે. શ્રીમદાચાર્યચરણ વાણીના પતિ છે. તેઓશ્રી વાણીના પતિ હોવાથી ભગવાનના મુખારવિંદના અધિષ્ઠાતા અગ્નિનું સ્વરૂપ છે અને તેથી યાગોમાં હોમવામાં આવતા હવિના ભોક્તા છે; તેથી તેઓશ્રી બીજાઓની (યાગ

કરનારાંઓની) કામનાઓને પણ પૂરે છે તો પોતે પૂર્ણકામ હોય તેમાં કહેવું જ શું? એ જણાવવા આ નામ કહેલું છે.

(૫૪) **विबुधेश्वरः**, એવી રીતે શ્રીમહાચાર્યચરણ કર્મમાર્ગીયોના કામપૂરક છે એમ કહી, તેઓશ્રી ભગવજજ્ઞાનમાર્ગીયોના મનોરથોને પણ પૂર્ણ કરનારા છે એમ દર્શાવવા આ ચોપનમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ વિબુધો એટલે વિશેષ રીતે જ્ઞાનીઓ (જ્ઞાનમાં વિશેષ એટલે ભક્તિમાર્ગીય જ્ઞાન) ના ઈશ્વર છે; તેઓના ફલનું તેઓને દાન કરનારા છે.

(૫૫) **कृष्णनामसहस्रस्य वक्ता**, એવી રીતે શ્રીમહાચાર્યચરણ ભક્તિમાર્ગીય જ્ઞાનના ફલનું દાન કરનાર છે એમ જણાવી તે ફલ તેઓશ્રી કેવી રીતે આપે છે, તે જણાવવા આ પંચાવનમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ ફલરૂપ શ્રીકૃષ્ણનાં એક હજાર નામોના વકતા એટલે પ્રકાશક છે. વૈશંપાયન વિગેરેએ પણ ભગવાનનાં એક હજાર નામો કહેલાં છે, પણ તેઓએ બીજા પુરાણોમાં કરેલ હજાર નામો જ કહ્યાં છે, પણ ફલાત્મક શ્રીકૃષ્ણનાં ભાગવતમાં કહેલ નામો કહેલાં નથી. તેમાં પણ શ્રીભાગવતમાં ભગવાનની દશ લીલાઓનું વર્ણન કરેલ છે તે લીલાઓના સંબંધવાળાં નામ શ્રીમહાચાર્યચરણે જ કહેલાં છે, બીજા કોઈએ કહેલાં નથી, એમ જણાવવા આ નામ કહેલું છે.

(૫૬) **भक्तपरायणः**, ફલાત્મક ભગવાન શ્રીકૃષ્ણનાં તેઓશ્રીની દશ લીલાના સંબંધવાળાં નામો કહેવાની આવ-

શ્યકતા જણાવવા આ છપનમું નામ કહે છે. શ્રીમહાચાર્ય-ચરણ ભક્તોમાં પરાયણ અથવા તાત્પર્યવાળા છે. જો ફલાત્મક દશ લીલા કરનાર ભગવાન શ્રીકૃષ્ણનાં નામો શ્રીમહાચાર્યચરણ પ્રકટ કરે નહિ તો ભક્તોને શ્રીભાગવતના અર્થનું જ્ઞાન થાય નહિ અને તેથી તેનું ફલ પણ મળે નહિ અને તેથી શ્રીમહાચાર્યચરણ ભક્તપરાયણ પણ ગણાય નહિ; તેથી આ નામ કહેલું છે.

(૫૭) **भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः**, શ્રીમહાચાર્યચરણ ઉપર જણાવ્યું તેમ ભક્તપરાયણ છે એમ દર્શાવી તેઓશ્રીએ પ્રકટ કરેલ ભક્તિમાર્ગના આચારનો ઉપદેશ કરનાર પણ તેઓશ્રી છે એમ જણાવવા આ સત્તાવનમું નામ કહે છે. ભક્તિમાર્ગનો જે આચાર એટલે આચરણ તેના ઉપદેશ માટે જુદા જુદા પ્રકારનાં નવરત્ન ભક્તિવર્ધિની વિગેરે જે વાકયો તેના નિરૂપક એટલે તેનો અર્થ સમજાવનાર શ્રીમહાચાર્યચરણ છે. પહેલાં તેઓશ્રી ભક્તિમાર્ગના આચારનો ઉપદેશ કરનારા છે એટલું જ કહેલ છે, છતાં અહીં તે ઉપદેશ વધારે દૃઢ થાય તે માટે તે સંબંધી વાકયોનો અર્થ સમજાવનાર કહેલા છે એટલે પુનરુકિત થતી નથી. ૨૦.

**स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः ।**
**स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥२१॥**

(૫૮) **स्वार्थोज्झिताखिलप्राणप्रियः**, એવી રીતે શ્રીમહાચાર્યચરણના ઉપદેશથી તેઓશ્રીના વાકયના અર્થનું જ્ઞાન ભક્તોને થતાં તેઓ શું કરે છે, તે જણાવવા આ

અઠ્ઠાવનમું નામ કહેલ છે. સ્વાર્થ એટલે શ્રીમદાચાર્યચરણ-
ની સેવા માટે જ જેઓએ સેવાવિરોધી સર્વ ત્યજેલ છે.
તેઓને શ્રીમદાચાર્યચરણ પ્રાણથી પણ પ્રિય છે; **અથવા**
આ નામનો એવો પણ અર્થ થાય છે કે સ્વાર્થ એટલે
પોતાના માટે એટલે પોતે કૃતાર્થ થાય તે માટે જેઓએ
ભક્તિમાર્ગનું વિરોધી સર્વ ત્યજેલ છે તેવા ભક્તોના શ્રીમ-
દાચાર્યચરણ પ્રાણપ્રિય છે.

(૫૯) **तादृशवेष्टितः**, શ્રીમદાચાર્યચરણ ભક્તોને
પ્રાણથી પણ પ્રિય છે એમ કહી તેઓશ્રી તેઓને પ્રાણથી
પણ પ્રિય છે એવું તેઓની જે ક્રિયાથી જણાય તે ક્રિયા
કહેવા આ ઓગણસાઠમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ
તેવા એટલે જેઓએ તેઓશ્રીની સેવા માટે સર્વ ત્યજેલ
છે તેવા ભક્તોથી સેવા માટે વીંટાયેલા છે.

(૬૦) **स्वदासार्थकृताशेषसाधनः**, ભક્તો શ્રીમદાચાર્ય-
ચરણની સદા સેવાજ કર્યા કરે તો સેવાની આસક્તિને
લીધે કર્મ કરવાનો સમય વ્યતીત થઈ જાય એ
દોષ થશે; એવી શંકા થાય તે દૂર કરવા આ સાઠમું
નામ કહેલ છે. પોતાના દાસોને માટેજ શ્રીમદા-
ચાર્યચરણે અશેષ એટલે સર્વ સાધનો કરેલાં છે; તેથી
તેઓને કર્મ કરવાનો કાલ વ્યતીત થઈ જાય તો કાંઈ
દોષ થતો નથી. **અથવા** આ નામ બીજી શંકા દૂર કરવા
મૂકેલું ગણાય. શંકા એવી થાય કે જેઓશ્રીની સેવા કરવા
તેમના સેવકો સર્વ તજી તેમનો જ આશ્રય કરી રહેલ
છે તેવા મહાનુભાવવાળા શ્રીમદાચાર્યચરણને મર્યાદા-

અર્થાંથ સાધનો કરવાની શી જરૂર ? તે દૂર કરવા આ નામ કહેલ છે કે તેઓશ્રીએ સર્વ સાધનો પોતાના સેવકો માટે કરેલાં છે.

(૬૧) **सर्वशक्तिधृक्**, શ્રીમદાચાર્યચરણ સાધનો કરે તેથી તેઓશ્રીના સેવકોના દોષ કેમ મટે ? એવી શંકા થાય તે દૂર કરવા આ એકસઠમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ સર્વ અલૌકિક શક્તિઓને હુંફાવે છે, એટલે તેઓમાં પોતાનું સામર્થ્ય પ્રકટ કરે છે. તેઓશ્રી સર્વ શકિતઓને હુંફાવનાર હોવાથી તેઓશ્રી સાધન કરે તેથી ભક્તોને સાધન ન કરવાનો દોષ થતો નથી, કારણ કે એવા ભક્તોના દોષ મટાડવાનું તેઓશ્રીમાં સામર્થ્ય છે; તેથી એ શંકા પણ યોગ્ય નથી.

**भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता ।**
**स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥२२॥**

(૬૨) **भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्**, એવી રીતે ભગવાનની આજ્ઞાથી ભક્તિમાર્ગ પ્રકટ કરવા શ્રીમદાચાર્યચરણે પોતે પ્રકટ થઇ, પોતે વિરાજ્યા ત્યાંસુધી પોતાના ઉપદેશ તથા પોતાના આચરણથી પોતે પ્રકટ કરેલ ભકિતમાર્ગનો પોતાના સેવકોને સારી રીતે ઉપદેશ કર્યો. ત્યાર પછી પણ ભગવાને જે જીવોનો ભકિતમાર્ગમાં અંગીકાર કરેલ છે તેઓની પ્રવૃત્તિ પોતાના વંશ વિના ભકિતમાર્ગમાં થશે નહિ એમ જાણી તેઓશ્રીએ પોતાનો વંશ કર્યો, એમ જણાવવા આ બાસઠમું નામ કહ્યું છે. ભૂતલ પર માત્ર ભકિતનો પ્રચાર કરવાજ શ્રીમદાચાર્યચરણે પોતાનો વંશ

કરેલ છે. અહીં 'स्वान्वय' પદ યોજ્યું છે તેનો ભાવાર્થ એવો છે કે પોતાના માર્ગનું સંપૂર્ણ જ્ઞાન પોતાના વિના કોઈને થાય નહિ, અને આ જ્ઞાનથી સદા ભક્તોનો ઉદ્ધાર તો કરવો રહ્યો. પોતે પણ ભૂતલ ઉપર સદા રહી શકે નહિ, કારણ કે ભગવાનના વિરહ વિના અહીં રહેવાય નહિ. આ સર્વનો વિચાર કરી, ભગવાનની ઈચ્છા શી છે તેનો વિચાર કરી શ્રીમહાચાર્યચરણે પોતાના અન્વયરૂપ અગ્નિકુમાર (શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ)ને પોતાના સાક્ષાત્ અગ્નિસ્વરૂપથી પ્રકટ કર્યા છે. ભગવાને પોતાના મુખારવિંદનો પ્રાદુર્ભાવ કર્યો એમ પ્રથમ (શ્લોક ૩ માં) કહેલ છે, અને આ નામમાં પણ શ્રીમહાચાર્યચરણનું અગ્નિરૂપ દર્શાવનાર 'स्व' પદ છે, તેથી પોતાના અગ્નિરૂપથી જ શ્રીવિઠ્ઠલેશને પ્રકટ કર્યા છે એમ સ્પષ્ટ થાય છે. અગ્નિકુમાર શ્રીવિઠ્ઠલેશ પછી બીજાઓનો અગ્નિસ્વરૂપથી આવિર્ભાવ થયેલ નથી, તેથી તેઓનું આવું રૂપ નથી એમ સૂચવેલું છે. શ્રીવિઠ્ઠલેશ તો અગ્નિમાંથી ઉત્પન્ન થયેલ અગ્નિજ હોવાથી તેઓશ્રીનું જ સ્વરૂપ છે. જેમ આચાર્યશ્રીનું સ્વરૂપ પહેલાં કહેલા બધા ધર્મોવાળું છે:તેવું જ શ્રીવિઠ્ઠલેશ (અગ્નિકુમાર)નું સ્વરૂપ છે, એમ જાણવું. अनु એટલે પછી, શ્રીમહાચાર્યચરણના પ્રાકટ્ય સમય પછી अय એટલે શુભકારક વિધિ જેનાથી થાય તે अन्वयः એટલે પુત્ર, તેથી જેમ શ્રીમહાચાર્યચરણ સર્વને શુભ પ્રાપ્ત કરાવનાર છે તેવાજ સર્વ ભક્તોને શુભ પ્રાપ્ત કરાવનાર અગ્નિકુમાર છે. તેઓશ્રી પોતે જ સાક્ષાત્ પ્રભુ છે. તેથી જ શ્રીવિઠ્ઠ-

લેશ પ્રભુએ "પોતાનો વંશ કરનાર" એમ કહ્યું; તેથી "પોતાને (શ્રીવિઠ્ઠલેશ પ્રભુને) પ્રકટ કરનાર" કહેલ છે. અહીં 'વંશ' શબ્દ 'પુત્ર' માટે યોજેલો છે, એટલે ભૂતલ પર ભક્તિનો પ્રચાર પોતાના સમય પછી પણ થાય તે માટે તેઓશ્રીએ પુત્ર ઉત્પન્ન કરેલ છે, અને ભક્તિનો પ્રચાર એ તેમ કરવાનો મુખ્ય હેતુ છે.

(૬૩) **पिता**, બીજા કોઇ પ્રકારથી વંશ કરેલ નથી (ધર્મશાસ્ત્રમાં પુત્ર ચૌદ પ્રકારના કહેલ છે તે પૈકી બીજા કોઇ પ્રકારના પુત્ર કરેલ નથી) પણ માત્ર ઔરસ પુત્રજ ઉત્પન્ન કરેલ છે એમ જણાવવા આ ત્રેસઠમું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ પિતા છે. (પોતાનાજ વર્ણવી અને ધર્મ વિવાહથી પરણેલી સ્ત્રીથી પતિ જે પુત્ર ઉત્પન્ન કરે તે ઔરસ પુત્ર કહેવાય છે.)[1]

(૬૪) **स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः**, પુત્રમાં પણ જો પોતાના જેવું સામર્થ્ય ન હોય તો પોતે પ્રવર્તાવેલ માર્ગની પ્રવૃત્તિ તે કેવી રીતે કરી શકે? એવી શંકા થાય તે દૂર કરવા આ ચોસઠમું નામ યોજ્યું છે. શ્રીમદાચાર્યચરણે પોતાના વંશમાં પોતાનું અશેષ એટલે સર્વ માહાત્મ્ય સ્થાપન કરેલું છે. તેથી તેઓશ્રીના પુત્રમાં તેઓશ્રીનું સર્વ માહાત્મ્ય હોવાથી તે આ માર્ગની પ્રવૃત્તિ કરી શકે તેમાં સંદેહ રહેતો નથી.

(૬૫) **स्मयापहः**, સર્વ રીતે પોતાના સંપૂર્ણ માહાત્મ્યનું પોતાના પુત્રમાં સ્થાપન કરવું એ તો આશ્ચર્યકારક

---

૧. મિતાક્ષરા ૨–૮–૧૨૮.

( નવાઈ જેવું ) છે એવી શંકા થાય તે દૂર કરવા આ પાંસઠમું નામ કહેલ છે. શ્રીમદાચાર્યચરણ આ આશ્ચર્યને મટાડનાર અથવા દૂર કરનાર છે. ૨૨

**पातिव्रतापतिः पारलौकिकैहिकदानकृत् ।**
**निगूढहृदयोऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥२७॥**

(૬૬) **पतिव्रतापतिः**, શ્રીમદાચાર્યચરણ આ બાબતમાં આશ્ચર્ય દૂર કરનાર જ છે એમ શાથી કહેવાય ? તે જણાવવા આ છાસઠમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ પતિવ્રતાના પતિ છે. પતિના વ્રત એટલે નિયમ જેવુંજ જેનું વ્રત ( નિયમ ) છે તે પતિવ્રતા. તેથી શ્રીમદાચાર્યચરણમાં જેટલા અલૌકિક ધર્મો છે, તેટલાજ અલૌકિક ધર્મો તેઓશ્રીનાં પત્ની શ્રીમહાલક્ષ્મીમાં પણ છે. જો એ બધા અલૌકિક ધર્મો તેમનામાં ન હોય તો શ્રીમદાચાર્યચરણ તેમના પતિ પણ ન હોય. આ કહેવાનો હેતુ એ છે કે વંશમાં જે ભેદ( પિતા અને પુત્રમાં જે ભેદ ) જોવામાં આવે છે તે બીજ ક્ષેત્રમાં તારતમ્યને લીધે હોય છે. શ્રીમદાચાર્યચરણ શ્રીપુરુષોત્તમના મુખારવિંદનું સ્વરૂપ છે એમ ઉપપત્તિસહિત પહેલાં દર્શાવ્યું છે. તેઓશ્રીનાં પત્ની પણ જો તેમની તુલ્ય ન હોય તો બીજ અને ક્ષેત્રના તારતમ્યને લીધે વંશમાં પણ તારતમ્ય થાયજ; પણ અહીં તો શ્રીમદાચાર્યચરણ અને તેઓશ્રીનાં પત્ની ઉભય પરમાનંદરૂપ હોવાથી ઉપર જણાવી તે શંકા રહેતી નથી. અદૃષ્ટ હોય તે પ્રમાણે પુત્ર પ્રાપ્ત થાય એવી શંકા પણ

અસ્થાને છે, કારણ કે અદૃષ્ટ તો જીવનો ધર્મ છે, (તેથી આચાર્યચરણને તે સ્પર્શી શકતો નથી.

(૬૭) **पारलौकिकैहिकदानकृत्**, એવી રીતે પોતાનો વંશ પોતાની સમાન છે એમ દર્શાવી, તેઓશ્રી પોતાના ભક્તોને આ લોકનું અને પરલોકનું ફલ આપવા સમર્થ છે એમ આ સડસઠમા નામથી કહે છે. શ્રીમદાચાર્યચરણ પોતાના માર્ગનું પારલૌકિક (પરલોકનું) એટલે ભગવત્સંબંધરૂપ અને આ લોકનું એટલે તેઓશ્રીની સેવા કરવામાં ઉપયોગી સ્રી, પુત્ર, ધન વિગેરે ફલનું દાન કરનાર છે. કોઇ અદૃષ્ટને લીધે તીર્થ વિગેરે સ્થલે દેહ તજે તો તેને પરલોકનું ફલ મળ્યું એમ લોકમાં અનુમાન થાય છે અને આ લોકનું પતિ પુત્ર વિગેરે ફલ તો જોવામાં આવે છે જ, પણ ઉપર જણાવ્યું તેવા પ્રકારનાં આ ફલ નથી, કારણ કે તે આ માર્ગનાં (પુષ્ટિમાર્ગનાં) ઐહિક અથવા પારલૌકિક ફલ નથી. તેવાં ફલનું દાન શ્રીમદાચાર્યચરણ જ કરે છે.

(૬૮) **निगूढहृदयः**, શ્રીમદાચાર્યચરણ આ માર્ગના આ લોકનું અને પરલોકનું દાન કરનાર છે એમ કહ્યું, પણ તે ક્યારે આ ફલનું દાન કરશે એ જાણવાની ઇચ્છા થાય તે માટે આ અડસઠમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણનું હૃદય નિગૂઢ એટલે સારી રીતે ગૂઢ, જાણી ન શકાય તેવું છે. ઇશ્વરનું હૃદય જાણી શકાય નહિ. તેઓશ્રી ફલદાન કરશે એમાં સંદેહ નથી, પણ ઇશ્વરની ઇચ્છા નિયમિત કરી શકાતી નથી તેથી તેઓશ્રી ક્યારે ફલદાન કરશે તે જાણી શકાય નહિ, એમ દર્શાવવા આ નામ કહ્યું છે.

(૬૯) **अनन्यभक्तेषु ज्ञापिताशयः,** શ્રીમદાચાર્યચરણની ઈચ્છા કોઈ જાણી શકતું નથી, એ નિયમ સર્વને માટે છે કે કોઇ કોઇને પોતાની ઈચ્છા તેઓશ્રી જણાવે છે? એ સંદેહ દૂર કરવા આ ઓગણસીતેરમું નામ કહે છે. અનન્ય એટલે પદ્મનાભ જેવા જે વિરલ અંતરંગ ભકતો છે, તેઓને શ્રીમદાચાર્યચરણે પોતાનો આશય એટલે અંતઃકરણ જણાવેલ છે. તેથી કયારે પોતે ફલદાન કરશે એ સમય તેઓશ્રી જેને જણાવે છેજ તે જાણે છે, પણ બધા જાણી શકતા નથી. ૨૩

**उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।**
**भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ।।२४।।**

(૭૦) **उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः,** પોતાના ભકતોને શ્રીમદાચાર્યચરણ પોતાના માર્ગનાં પરલોકનાં અને આ લોકનાં ફલ અવશ્ય આપે છે જ એમ જણાવી કદાચિત્ તેઓશ્રીના સેવકો દુઃસંગને લીધે, અથવા ક્રિયાની સમાનતાને લીધે અજ્ઞાનથી ઉપાસના વિગેરે માર્ગમાં પ્રવૃત્ત થાય તો તેઓશ્રી તેઓનું અજ્ઞાન મટાડી તેઓની રક્ષા કરે છે એમ જણાવનારું આ સીતેરમું નામ કહે છે. ઉપાસના વિગેરે માર્ગો એટલે પૂજામાર્ગ, જ્ઞાનમાર્ગ, યોગ-માર્ગ વિગેરે માર્ગો. ભકિતમાર્ગમાંના જે ભકતો બહુ મુગ્ધ થયેલા એટલે બહુ અજ્ઞાની હોય તેઓના મોહ એટલે અજ્ઞાનનું શ્રીમદાચાર્યચરણ (ભકિતમાર્ગનું નિરૂપણ કરી) નિવારણ કરનાર છે.

(૭૧) **भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत्,** માત્ર

ભક્તિમાર્ગનું નિરૂપણ કરવાથીજ તેઓનું અજ્ઞાન કેમ મટે? એવી શંકા થાય તે દૂર કરવા આ ઇકોતેરમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ ભક્તિમાર્ગમાં (બીજા) સર્વમાર્ગથી જે વૈલક્ષણ્ય (ભેદ) છે તેનો અનુભવ થાય તેમ કરનાર છે; તેથી તેઓશ્રી ભક્તિમાર્ગનું નિરૂપણ કરે છે એમ કહ્યું; તેથી તેઓશ્રી ભક્તિમાર્ગ કેવો છે એમ કહે છેજ એવું ન સમજવું; પણ ભક્તિમાર્ગ કેવો છે એમ જણાવી તેનો અનુભવ કરાવી, તેથી બીજા માર્ગો જુદા છે એમ સમજાવી તેઓના અજ્ઞાનને દૂર કરે છે એમ જણાવવા આ નામ કહેલ છે. ઉપાસનામાર્ગમાં જે દેવતાની ઉપાસના કરવામાં આવે છે તે મંત્રને અધીન છે અને પુરુષોત્તમની વિભૂતિ છે; તેથી તે સાક્ષાત્ પુરુષોત્તમ નથી; પણ ભક્તિમાર્ગમાં જેમની સેવા કરવામાં આવે છે તે માત્ર ભક્તિનેજ અધીન પુરુષોત્તમ છે. આ ઉપાસનામાર્ગ અને ભક્તિમાર્ગના ભેદનો ભક્તોને ઉપપત્તિ સહિત અનુભવ જેવી રીતે થાય તેમ શ્રીમદાચાર્યચરણ કરે છે. ૨૪

**पृथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ।**
**प्रतिक्षणनिकुञ्जस्थलीलारससुपूरितः ॥२५॥**

(૭૨) **પૃથક્શરણમાર્ગોપદેષ્ટા**, એવી રીતે શ્રીમદાચાર્યચરણના જે સેવકો ઉપાસના વિગેરે માર્ગમાં દુઃસંગ અથવા અજ્ઞાનથી હતા તેઓના અજ્ઞાનની નિવૃત્તિ કરનાર શ્રીમદાચાર્યચરણ છે એમ જણાવી, શરણમાર્ગનું પર્યવસાન પુરુષોત્તમમાં થતું હોવાથી તે (આ) ભક્તિમાર્ગ જ હશે;

એવી શંકા દૂર કરવા બોતેરમું નામ કહે છે. શ્રીમહાચાર્ય-ચરણ ભક્તિમાર્ગથી પૃથક્ એટલે ભિન્ન અથવા જુદો જે શરણમાર્ગ છે તેનો ઉપદેશ કરનાર છે. આ ઉપદેશ શ્રીમહાચાર્યચરણે ન્યાસાદેશ વિગેરે ગ્રંથમાં પોતાના સેવકોને કરેલ છે. વસ્તુતઃ શરણમાર્ગ બે છેઃ મર્યાદામાર્ગીય શરણ-માર્ગ અને સ્વતંત્ર ભક્તિ અથવા પુષ્ટિમાર્ગીય શરણમાર્ગ. આ બે પૃથક્ એટલે જુદા છે. ભગવાને ગીતામાં પાર્થને જે શરણમાર્ગનો ઉપદેશ "સર્વધર્મોને તજી"[1] વિગેરેથી કરેલ છે તે મર્યાદામાર્ગીય છે, શુદ્ધપુષ્ટિમાર્ગીય નથી. "તેથી હું જેનો શરણ છું, હું જેનો નાથ છું, જેનો મેં અંગીકાર કરેલ છે તે ગોષ્ઠનું મારા આત્મયોગથી રક્ષણ કરું, (કારણકે) મેં એવું વ્રત લીધેલું છે,"[2] શ્લોકમાં જે શરણમાર્ગ કહેલ છે તે પુષ્ટિમાર્ગીય શરણમાર્ગ છે, કારણ કે પછી તે શરણમાર્ગનું ફલ સ્વરૂપાનંદનો અનુભવ થાય છે. અર્જુનને ઉપદેશ કરેલ શરણમાર્ગ મર્યાદામાર્ગીય છે, કારણ કે તેથી અર્જુનનો મોહ નાશ થાય છે અને ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલવાની અર્જુન પ્રતિજ્ઞા કરે છે.[3] એટલે અર્જુનના સર્વ સંદેહ મટે છે અને તે ભગવાનને શરણે જાય છે; એજ તેનું ફલ છે. આ ફલનું મુક્તિમાં પર્યવસાન થતું હોવાથી તે મર્યાદામાર્ગીય શરણ છે. આ મર્યાદામાર્ગીય શરણમાર્ગથી ભિન્ન સ્વતંત્ર

---

૧. ભગવદ્ગીતા ૧૮–૬૬.

૨. શ્રીમદ્ભાગવત ૧૦–૧૯–૧૮.

૩. ભગવદ્ગીતા ૧૮–૭૩.

ભક્તિમાર્ગીય અથવા પુષ્ટિમાર્ગીય શરણમાર્ગના શ્રીમહા-ચાર્યચરણ ઉપદેશક છે.

(૭૩) **श्रीकृष्णहार्दवित्**, શરણમાર્ગનું પુરુષોત્તમમાં પર્યવસાન થાય છે અને ભગવાને તેનો ઉપદેશ કરેલો છે, છતાં ન્યાસાદેશમાં તે ભક્તિમાર્ગથી જુદો છે એમ સમ-જાવવાનું શું પ્રયોજન? એવી શંકા થાય તે દૂર કરવા આ તોતેરમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ શ્રીકૃષ્ણ એટલે ફલાત્મક ભગવાનનું હાર્દ એટલે અભિપ્રાય જાણનાર છે. શરણમાર્ગ જો ભક્તિ (સ્વતંત્ર) હોત તો ભક્તિનું ફલ સાક્ષાત્સ્વરૂપસંબંધ કહેલ છે તેજ તેનું પણ ફલ છે એવો ઉપદેશ હોત; પણ તેનું ફલ તો પ્રાયશ્ચિત્ત વિગેરે પેઠે માત્ર પાપ દૂર કરવાં એજ છે. ભગવાન્ સર્વને પોત-પોતાના અધિકાર પ્રમાણે સાધનનો ઉપદેશ કરે છે. અર્જુન-નો મર્યાદાપુષ્ટિમાર્ગમાં અંગીકાર કરેલ છે; તેથી તેનામાં મર્યાદા અને પુષ્ટિ બંનેના અંશ છે. ભગવાનને શરણ તે જાય છે તે શરણ તેના પાપનો નાશ કરવાનું સાધન હોઇ મર્યાદાનો અંશ છે. પાપનું ફલ તેને જે શોક થયો છે તે મટાડવા બીજું કાંઇ સાધન કહેલ નથી, પણ ભગવાન પોતે જ સાધન છે એમ જણાવ્યું છે. અહીં ભગવાન પોતે જ સાધન થાય છે એ પુષ્ટિનો અંશ છે. આવી રીતે અર્જુનમાં મર્યાદા અને પુષ્ટિ બંનેના અંશ છે એમ જણાવી શરણમાર્ગનો ઉપદેશ માત્ર ભગવાનને જ અધીન હોઇ તેનું ફલ પોતાની આજ્ઞા પ્રમાણે વર્તવાનું જણાવ્યું, અને તેને યુદ્ધ કરવા પ્રેર્યો, પણ તેને પોતાનો સાક્ષાત્ સંબંધ

કરાવ્યો નહિ; તેથી જ અર્જુને પણ "હું આપની આજ્ઞા પાળીશ" એમજ કહેલ છે. આ સર્વ ભગવાનના અભિપ્રાયનું જ્ઞાન માત્ર શ્રીમદાચાર્યચરણને જ છે, બીજા કોઇને હોવાનું સંભવતું નથી, એમ જણાવવા આ નામ કહેલ છે.

(૭૪) **प्रतिक्षणनिकुञ्जस्थलीलारससुपूरितः**, એ પ્રમાણે શરણનો ઉપદેશ કરવામાં ભગવાનનો અભિપ્રાય શો છે તે જાણી, પુરુષોત્તમનું હૃદય માત્ર પુષ્ટિમાર્ગીય ફલલીલામાં જ છે, બીજા કાંઈમાં નથી એમ જણાવવા આ ચુમોતેરમું નામ કહે છે. પ્રતિક્ષણ એટલે ક્ષણે ક્ષણે નિકુંજમાં રહેલ (ભગવાનની) જે લીલા થાય તેમાં જે રસ રહેલો છે, તેથી શ્રીમદાચાર્યચરણ સારી રીતે એટલે અંદરથી અને બહારથી પૂર્ણ એટલે ભરેલા છે. ૨૫

**तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ।**
**प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहःप्रियः ॥२६॥**

(૭૫) **तत्कथाक्षिप्तचित्तः**, રસથી પૂર્ણ રહેવું એ અંદરનો ધર્મ હોવાથી ભક્તોને તેનું જ્ઞાન થઇ શકે નહિ; એવી શંકા થાય તે દૂર કરવા આ પંચોતેરમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણે તે લીલારસની કથામાં જ પોતાનું ચિત્ત પ્રેરેલું છે. તેથી તેઓશ્રી નિરંતર તે કથા કર્યા કરે છે એટલે તેઓશ્રીના ભક્તો પણ જાણે છે જ કે તેઓશ્રી સદા આ કથારસથી ભરેલા છે.

અથવા ક્ષણે ક્ષણે નિકુંજમાં રહેલા ભગવાનની લીલાના રસથી શ્રીમદાચાર્યચરણ ભરેલા છે એમ પ્રથમ કહ્યું તેથી નિકુંજમાં ભગવાનનો સંયોગ અને વિપ્રયોગ

બંનેના રસનો તેઓશ્રીને અનુભવ થયેલો છે એમ થયું. તેથી નિકુંજમાં તેઓશ્રીને સંયોગરસની લીલાનો અનુભવ થયો એટલે બહારથી અને અંદર સંયોગરસથી તેઓશ્રી ભરાયા (ભીંજાયા). પછી નિકુંજમાં રહેલા ભગવાનના વિપ્રયોગ લીલાના રસથી તેઓશ્રી ભીંજાયા. આ લીલારસનું વર્ણન ગીતગોવિંદમાં ચતુર્થ અને પંચમ સર્ગમાં આપેલું છે. જ્યારે શ્રીમદાચાર્યચરણ આ વિરહરસથી ભીંજાય છે ત્યારે ઊભા પણ રહી શકતા નથી, તેથી તે કથામાં જ પોતાનું ચિત્ત પરોવી કાલ વ્યતીત કરે છે, એમ જણાવવા આ નામ કહેલું છે.

અથવા તે ભગવાનની લીલાના રસની કથા કહેવ શ્રીમદાચાર્યચરણનું ચિત્ત આક્ષિપ્ત એટલે વ્યાકુલ રહે છે.

(૭૬) **तद्विस्मृतान्यः**, નિરંતર આ લીલારસની કથા જ કહેવાનો શો હેતુ છે? એવી શંકા થાય તે દૂર કરવા આ છોતેરમું નામ કહેલું છે. શ્રીમદાચાર્યચરણે આ લીલા-રસની કથાથી જ બીજું સર્વ આ કથાને અનુગુણ ન હોય તે વિસારેલું છે, તેથી તે નિરંતર આ લીલારસની જ કથા કહે છે.

(૭૭) **व्रजप्रियः**, શ્રીમદાચાર્યચરણને આ લીલારસની કથાને અનુગુણ હોય તેજ પ્રિય છે, અને કથાને અનુગુણ ન હોય તે અપ્રિય છે તેનું શું કારણ? એવી શંકા થાય તે દૂર કરવા આ સત્તોતેરમું નામ કહ્યું છે. શ્રીમદાચાર્યચરણ વ્રજપ્રિય છે એટલે તેઓશ્રીને વ્રજ પ્રિય છે. વ્રજ લીલા-રસની કથાને અનુગુણ હોવાથી, તે સંબંધી જે જે પદાર્થ

હોય તે બધા તેઓશ્રીને પ્રિય છે અને તેને અનુગુણ ન હોય તે બધા તેઓશ્રીને અપ્રિય છે.

(૭૮) **प्रियव्रजस्थितिः**, શ્રીમહાચાર્યચરણને વ્રજ કેમ પ્રિય છે? તે જણાવવા આ અઠોત્તેરમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણને વ્રજમાં સ્થિતિ એટલે વ્રજમાં રહેવું પ્રિય છે. જો તેઓશ્રીને વ્રજ પ્રિય ન હોત તો તેઓશ્રી વ્રજમાં સ્થિતિ કરત નહિ. તેઓશ્રીને વ્રજમાં સ્થિતિ પ્રિય છે એમ કહ્યું, તેથી તેઓશ્રીને વ્રજ બહુ જ પ્રિય છે એમ જણાવેલું છે.

(૭૯) **पुष्टिलीलाकर्ता**, શ્રીમહાચાર્યચરણને વ્રજપ્રિય છે અને ત્યાં તેઓશ્રી સ્થિતિ કરે છે તેનું શું કારણ? એવી શંકા થાય તે દૂર કરવા આ ઓગણાએંશીમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ પુષ્ટિલીલા કરનાર છે. ભગવાને પણ પુષ્ટિલીલા તથા રાસ વિગેરે લીલા વ્રજમાં જ કરી હતી એમ જાણી, શ્રીમહાચાર્યચરણે પણ પોતાના સેવકોને તે લીલાનો પ્રકાર જણાવવા તે લીલાનું અનુકરણ કર્યું, એમ જણાવવા આ નામ કહેલ છે.

(૮૦) **रहःप्रियः**, શ્રીમહાચાર્યચરણે લીલાનું અનુકરણ કરી પોતાના સેવકોને તેના રસનો અનુભવ કરાવ્યો છતાં પોતે આ લીલારસનો અનુભવ એકાંતમાં જ કરે છે, એમ જણાવવા આ એંશીમું નામ કહ્યું છે. 'રહઃ' એટલે એકાંત જ શ્રીમહાચાર્યચરણને પ્રિય છે. ૨૬

**भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।**
**सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥२७॥**

(૮૧) **ભક્તેચ્છાપૂરકઃ**, શ્રીમહાચાર્યચરણુ પોતે પોતાના મનોરથ પૂર્ણું થાય તેવી રીતે એકાંતમાં જ લીલાનો અનુભવ કરે છે, છતાં પોતાના અંતરંગ ભકતોને પુષ્ટિલીલાનું જ્ઞાન થાય તેવો તેઓની આર્તિ જોઈ, તેમને તે લીલા કહી, તે બાબતની તેમની ઈચ્છા તથા આર્તિને પૂર્ણું કરે છે; એમ જણાવવા આ એકાશીમું નામ કહેલ છે. શ્રીમહાચાર્યચરણુ પોતાના ભકતોની ઇચ્છા પૂર્ણું કરનાર છે.

(૮૨) **સર્વાજ્ઞાતલીલઃ**, શ્રીમહાચાર્યચરણુ ભકતોની પુષ્ટિલીલાના જ્ઞાનની આર્તિ જોઈ તે શમાવે છે, તેમ તેઓને કૃપાથી કોઇવાર પોતાના મનોરથ કેવી રીતે પૂર્ણું કરે છે તે પણુ કોઈને કહેતા હશે; એવી શંકા થાય તે દૂર કરવા આ બ્યાશીમું નામ કહેલ છે. શ્રીમહાચાર્યચરણુની લીલા સર્વથી તેઓશ્રીના ભક્તોથી પણુ જણુાયેલી નથી; તેથી તેઓશ્રી પોતે જે લીલાપ્રકારનો અનુભવ કરે છે તે સિવાયની બીજી લીલા તેઓને કહે છે, પણુ પોતે સાક્ષાત્ જે લીલાનો અનુભવ કરેલ હોય તે કહેતા નથી, એમ આ નામથી જણાવેલ છે.

(૮૩) **અતિમોહનઃ**, શ્રીમહાચાર્યચરણુ પોતાના સેવકોના ઘણા ભાગ્યના યોગથી તેઓશ્રી કેવા પ્રકારથી લીલારસનો અનુભવ કરે છે એવો તેમને કોઈવાર મનોરથ થાય તે જોઇ તે મનોરથ પૂર્ણું કરે છે, એમ જણાવવા ત્યાશીમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણુ બહુ મોહ કરનાર છે. આ કહેવાનો ભાવ એવો છે કે શ્રીમહાચાર્યચરણુ ભકતનો મનોરથ જાણે છે તોપણુ તેઓને કહેવા જેવી

ભગવાનની લીલા યોગ્ય રાતે તેઓને કહે છે. આ લીલાનું શ્રવણુ કરી, તેથી થતા રસના આવેશથી તેઓ એવા મુગ્ધ થાય છે કે તેથી તેઓના સર્વ મનોરથ પૂર્ણ થાય છે, એમ જણાવવા આ નામ કહેલ છે.

(૮૪) **सर्वासक्त:** શ્રીમદાચાર્યચરણુ પુષ્ટિમાર્ગીય ભક્તોને આ લીલા જણાવે છે અને બીજાને જણાવતા નથી તેનું શું કારણુ? એવી શંકા થાય તે મટાડવા આ ચોરાસીમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણુ પુષ્ટિમાર્ગીય ભક્ત સિવાય બીજા સર્વમાં અસક્ત એટલે તેઓની ઉપેક્ષા કરનાર છે; તેથી તેઓને આ લીલા જણાવતા નથી.

(૮૫) **भक्तमात्रासक्त:**, ભકિતમાર્ગીય પોતાના ભકતોને આ લીલા જણાવાની આવશ્યકતા જણાવવા પંચાસીમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણુ ભક્તમાત્ર એટલે પુષ્ટિમાર્ગીય સર્વ ભક્તોમાં આસક્ત એટલે આસક્તિ અથવા કૃપાવાળા છે. અહીં **'मात्र'** પદ યોજ્યું છે તે એમ દર્શાવે છે કે શ્રીમદાચાર્યચરણુની જેમ સર્વ પુષ્ટિમાર્ગીય ભક્તોમાં આસક્તિ છે તેમ તે સિવાયના બીજા બધામાં તેઓશ્રી આસક્તિ-રહિત છે.

(૮૬) **पतितपावन:**, ગયા નામમાં શ્રીમદાચાર્યચરણુ ભક્તમાત્રમાં આસક્તિવાળા છે એમ જણાવ્યું છતાં બીજા પ્રકારથી સર્વ ભક્તોમાં તેઓશ્રીની ખાસ આસક્તિ છે એમ જણાવવા આ છાશીમું નામ કહે છે. શ્રીમદાચાર્ય-ચરણુ પતિતોને પાવન કરનાર છે. લોકમાં જે પાતકો પ્રસિદ્ધ છે તે ભક્તિમાર્ગીય ભક્તોમાં સંભવતાં જ નથી,

છતાં અહીં શ્રીમદાચાર્યચરણને 'પતિતપાવન' કહ્યા તેનો અર્થ એવો છે કે તેઓશ્રી આ ભક્તિમાર્ગના જે પતિત હોય તેઓને પાવન કરનાર છે. જેમ મર્યાદામાર્ગમાં વર્ણાશ્રમ ધર્મ વિરુદ્ધ નિષિદ્ધ આચરણ કરવાથી પતિત થવાય તેમ આ માર્ગમાં સાક્ષાત્ ભક્તિમાર્ગથી વિરુદ્ધ ધર્મનું આચરણ કરવાથી જ પતિત થવાય છે. ભક્તિમાર્ગીય ભક્તો ભક્તિમાર્ગથી વિરુદ્ધ ધર્મોનું આચરણ ન કરે, અને સાક્ષાત્ ભક્તિમાર્ગના ધર્મોમાં જ પ્રવૃત્ત રહે એમ કરી તેઓને પાવન કરવાનું સામર્થ્ય શ્રીમદાચાર્યચરણમાં જ છે, બીજા કોઇમાં નથી એમ જણાવવા આ નામ કહેલું છે. બીજા માર્ગોમાં પાતકોનું નિવારણ ધર્મશાસ્ત્રોમાં જુદા જુદા પ્રકરણોમાં કહેલાં પ્રાયશ્ચિત્તોથી જ થાય છે. તે પ્રાયશ્ચિત્તોની આચાર્યશ્રીને કાંઇ જરૂર નથી; તેથી ભક્તિમાર્ગથી વિરુદ્ધ આચરણ એજ આ માર્ગમાં પાતક છે એમ જણાવવા શ્રીમદાચાર્યચરણે સંન્યાસનિર્ણયમાં કહ્યું છે કે તે ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે પરિત્યાગ કરવો. ભક્તિમાર્ગીય સંન્યાસ તે ગ્રંથમાં કહેલો છે, તે પ્રમાણે જે ન ચાલે તે 'પતિત' થાય.[1] ૨૭

**स्वयशोगानसंहृष्टहृदयाम्भोजविष्टरः ।**
**यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥२८॥**

(૮૭) **स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टरः**, શ્રીમદાચાર્યચરણમાં આ માર્ગના પતિતોને પાવન કરવાનું સામર્થ્ય છે એમ કહ્યું. તેવું સામર્થ્ય જણાવનાર અસાધારણ ધર્મ

૧. સંન્યાસનિર્ણય ૨૨.

ણાવવા આ સત્તાશીમું નામ કહે છે. પોતાના યશના
ાનથી બહુ આનંદ પામેલા ભક્તોનાં હૃદયરૂપી કમલો
મનું આસન છે તેવા શ્રીમદાચાર્યચરણ છે. ભક્તોનાં
દયો ભક્તિમાર્ગીય હોવાથી કમલરૂપ છે.આ નામનો આશય
વો છે કે જો શ્રીમદાચાર્યચરણ પોતાના માર્ગના ભક્તોનાં
ાપ સર્વ રીતે દૂર ન કરે તો તેઓશ્રીનો યશ દોષ વિનાનો
ા ગણાય, અને યશમાં જરા પણ દોષની સંભાવના હોય
ાપણ તેના શ્રવણથી ભક્તોના હૃદયમાં હર્ષ થાય નહિ.
શ એવી વસ્તુ છે કે તે સાંભળવાથી હર્ષ થાય જ.
થી વસ્તુસ્વભાવથી કદાપિ એવા યશના શ્રવણથી
ર્ષ સંભવે તોપણ ભક્તોનાં હૃદય ભક્તિમાર્ગીય હોવાથી
માં હર્ષ ન જ સંભવે, અને ભક્તિમાર્ગીય હૃદય ન હોય
વા હૃદયમાં આચાર્યશ્રીની સ્થિતિ જ ન હોય; તેથી
ઓના દોષ ફીટયા છે તેવા ભક્તો જ શ્રીમદાચાર્યચરણના
શોગાનથી હર્ષ પામે છે, તેમનાં જ હૃદયો ભક્તિમાર્ગીય
ાઈ કમલરૂપ છે, અને એવાં હૃદયોમાં જ શ્રીમદાચાર્ય-
રણ વિરાજે છે. તેથી શ્રીમદાચાર્યચરણ ભક્તોને દોષ-
હેત કરનાર એટલે પતિતને પાવન કરનાર છે એ
ષ્ટ થાય છે.

(૮૮) यशःपीयूषलहरीप्लावितान्यरसः, આવા નિર્દોષ
ક્તોનાં હૃદયમાં શ્રીમદાચાર્યચરણ સદા વિરાજે છે એમ
 થી જણાય ? એવી શંકા થાય તે દૂર કરવા આ અઠ્ઠા-
ીમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણે પોતાનો યશરૂપી
મૃતની લહરીથી તેઓનાં હૃદયના અન્ય રસો ડુબાડેલા

છે. તેઓનાં હૃદયમાં આચાર્યશ્રી વિરાજતા ન હોય તો તેઓશ્રીએ તેમનાં હૃદયના બીજા રસો પોતાના યશરૂપી અમૃતની લહરીથી કેવી રીતે ડુબાડેલા થાય? અહીં યશને અમૃત કહેલું છે તેનો એવો ભાવાર્થ છે કે જેમ સ્વર્ગમાં દેવોને અમૃત જ જીવનહેતુ છે તેમ આ માર્ગના ભક્તોને શ્રીમદાચાર્યચરણના યશરૂપી અમૃત જ જીવનહેતુ છે. આ યશરૂપી અમૃત વિના તેમનું જીવન નભે જ નહિ.

(૮૯) **परः**, શ્રીમદાચાર્યચરણનો યશ બીજા સર્વ રસોને શી રીતે ડુબાડી દે? એવી શંકા થાય તે દૂર કરવા આ નેવાશીમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ 'પર' એટલે અક્ષરથી પર અગણિત આનંદવાળા પુરુષોત્તમ છે. તેથી તેઓશ્રીનો યશ બીજા બધા રસને ડુબાડી દે એ યોગ્ય જ છે. ૨૮

**लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**
**गोवर्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥२९॥**

(૯૦) **लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत्**, શ્રીમદાચાર્યચરણનો યશ તેઓશ્રીના સેવકોના બીજા સર્વ રસોને ડુબાડનાર છે એમ દર્શાવી, તેઓશ્રી તેમને બહાર અને અંદરથી ભગવાનની લીલાના રસથી પણ ભરી દે છે એમ જણાવવા આ નેવુંમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણે ભગવાનની લીલારૂપ જે અમૃતરસ, તેનાથી અખિલ એટલે સર્વ પોતાના દેહધારી ભક્તોને આર્દ્રાર્દ્ર કરેલા છે, એટલે ભીંજવી દીધેલા છે. અહીં 'આર્દ્ર' 'ભીંજવેલ' પદ બે વાર યોજ્યું છે તેથી બહારથી અને અંદરથી ભીંજવ્યા છે

એટલે રસવાળા કરેલા છે એમ જણાવ્યું છે. તેથી જેમ બહારથી અને અંદરથી ઘણું જ ભીંજવેલું વસ્ત્ર પોતાનીજ જાતના તદ્દન સૂકા ( કોરા ) કપડાને પણ પોતાના સંબંધથીજ ભીંજવે છે તેવી રીતે શ્રીમદાચાર્યચરણે લીલારસથી ભીંજવેલા ભક્તો પોતાની જાતના બીજા ભક્તને પોતાના સંબંધથીજ આ લીલારસથી ભીંજવે છે એમ પણ આ નામથી જણાવેલ છે.

(૯૧) **गोवर्धनस्थित्युत्साहः**, એવી રીતે કૃપાથી શ્રીમદાચાર્યચરણ પોતાના ભક્તોને ભગવાનની લીલાના રસથી ભીંજવે છે એમ કહી, તેઓશ્રીનું પ્રિય સ્થાન જણાવવા આ એકાણુમું નામ કહે છે. ગોવર્ધનમાં રહેવાનો જ ઉત્સાહ એટલે નિર્ણય અથવા નિશ્ચય શ્રીમદાચાર્યચરણે કરેલો છે. એવી રીતે શ્રીમદાચાર્યચરણ ક્યાં રહે છે તે જણાવી, તેઓશ્રીના સ્થાનનું સ્વરૂપ જણાવ્યું છે.

(૯૨) **तल्लीलाप्रेमपूरितः**, શ્રીગોવર્ધનમાંજ રહેવાનો નિશ્ચય કરવાનું શું કારણ ? એવી શંકા દૂર કરવા આ બાણુમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ તે એટલે ગોવર્ધનના ઉદ્ધરણની કરેલી લીલાથી ઉત્પન્ન થયેલ પ્રેમથી ભરાયેલ છે. ભગવાને આ ગોવર્ધનોદ્ધરણથી " મારા શરણે આવેલ, હુંજ જેનો નાથ છું અને જેનો મેં અંગીકાર કરેલ છે તેવા ગોષ્ઠની હું રક્ષા કરું "[1] એમ વિચારી, વ્રજજનોને સર્વથી છૂટા પાડી, તેઓને માત્ર પોતાના કરી, ભૂખ તરસ વિગેરેની પીડા મટાડનાર સ્વરૂપાનંદનું તેઓને

૧. શ્રીમદ્ ભાગવત. ૧૦–૨૫–૧૮.

દાન કરી તેઓની રક્ષા કરી છે; તેથી તે લીલાથી ઉત્પન્ન થયેલ પ્રેમથી શ્રીમદાચાર્યચરણ ભરાયેલ છે. ૨૯

**यज्ञभोक्ता यज्ञकर्ता चतुर्वर्गविशारदः ।**
**सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥३०॥**

(૯૩) **यज्ञभोक्ता**, શ્રીમદાચાર્યચરણ તો પ્રભુએ કરેલી સર્વ લીલાના રસથી પૂર્ણ છે, છતાં હવે શ્રીગોવર્ધનોદ્ધરણ-લીલાના પ્રેમથી ભરેલા છે એમ કહેવાનું શું કારણ? એવી શંકા દૂર કરવા આ તાણુમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ યજ્ઞના ભોક્તા છે. યજ્ઞમાં આપેલ ભોજન કર્યા પછી શ્રીગોવર્ધન-ઉદ્ધરણ કર્યું હતું, છતાં શ્રીગોવર્ધન-ઉદ્ધરણ કરવાનું કારણ બલિનું ભોજનજ હતું. ભોજન તો મુખથીજ થાય, અને શ્રીમદાચાર્યચરણ શ્રીગોવર્ધનનું ઉદ્ધરણ કરનારના મુખરૂપ હોવાથી એ ભોજન કરનાર શ્રીમદાચાર્ય-ચરણ જ હતા, એ જણાવવા આ નામ કહેલ છે.

(૯૪) **यज्ञकर्ता**, શ્રીમદાચાર્યચરણ યજ્ઞના કર્તા છે. શ્રીમદાચાર્યચરણ યજ્ઞના ભોક્તા છે; પણ યોગ વિના તેના ભોકતા થવાય નહિ, તેથી આ નામ ગયા નામ પહેલાં કહેવું જોઈતું હતું, છતાં પાછળથી કહેલ છે તેનું કારણ એ છે કે ઇંદ્રને બલિનું ભોજન મળે એટલે તે વૃષ્ટિ કરે, અને વૃષ્ટિથી અન્નની ઉત્પત્તિ થાય તેથી યજ્ઞ કરવામાં આવે ત્યારે બલિ તેને મળે. આ પ્રમાણે આ બંને એક બીજાના આધારે પરંપરાથી થાય છે એ દર્શાવવા ઊંધા નિયમથી આ બે નામ કહેલાં છે, એટલે પ્રથમ યજ્ઞના ભોકતા અને પછી યજ્ઞના કર્તા એમ કહેલ છે.

આ યજ્ઞ તો ગાયો માટે ભગવાને કરાવેલ. તેવો
જ્ઞ વેદમાં પ્રસિદ્ધ નથી, અને ભગવાનેજ .તેનો ઉપદેશ
રેલ; તેથી યજ્ઞ કરનાર ભગવાનજ કહેવાય, છતાં અહીં
જ્ઞ કરનાર શ્રીમદાચાર્યચરણ કહેલ છે, તેનું કારણ એવું
કે ભગવાને આ યજ્ઞ કરવાનો ઉપદેશ કર્યો, તેથી ઉપદેશ
ારા યજ્ઞ કરનાર ભગવાનજ ગણાય; પણ ઉપદેશ વાગ્રૂપ
, કારણ કે તે વાણીથી થાય છે અને શ્રીમદાચાર્યચરણ
રુષોત્તમના મુખરૂપ હોઈ વાણીના અધિષ્ઠાતા છે; તેથી
ારી રીતે શ્રીમદાચાર્યચરણે જ આ યજ્ઞ ઉપદેશદ્વારા કરેલ
, એમ જણાવવા આ નામ કહેલ છે.

(૯૫) **चतुर्वर्गविशारदः**, એવી રીતે શ્રીમદાચાર્યચરણ
જ્ઞકર્તા છે એમ કહી, તેઓશ્રી વ્રજવાસીઓના સર્વ પુરુ-
ાર્થો પણ યજ્ઞથી સાધનાર છે એમ જણાવવા આ પંચા-
મું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ ચતુર્વર્ગ એટલે ચારે
રુષાર્થ પ્રાપ્ત કરાવનારા છે. લોકોમાં ધર્મ અર્થ કામ અને
ાક્ષને ચાર પુરુષાર્થ કહેવામાં આવે છે, છતાં વ્રજવાસીઓ
ા સાક્ષાત્ ભગવત્સ્વરૂપનો અનુભવ કરનારા હોઇ તેઓને
ર્મ વિગેરે લોકના ચાર પુરુષાર્થનું પ્રયોજન નથી; પણ
ઓ પોતે અને ગાયો ભગવાનની લીલામાં ઉપયોગી
ાવાથી તેઓનું (પોતાનું અને ગાયોનું) સુખ જેથી થાય
જ તેઓના પુરુષાર્થ છે, અને તે સુખ પ્રાપ્ત કરવાનું
ાધન " આ કામરૂપી (ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર)
પોતાની) અવગણના કરનાર વનમાં રહેનાર મનુષ્યોને
ારી નાખે છે. તેથી આપણા અને ગાયોના સુખ માટે

તેને નમસ્કાર કરીશું "[1] શ્લોકથી ભગવાને તેમને જણાવેલ છે. આ સાધનથી તેઓના સર્વપુરુષાર્થ પ્રાપ્ત કરાવનાર આ સાધન દર્શાવનાર ભગવાન છે એ ખરું, પણ ઉપર કહ્યું તેમ વાણીના અધિષ્ઠાતા શ્રીમહાચાર્યચરણજ છે; તેથી આ વાણી શ્રીમહાચાર્યચરણની જ છે એમ જણાવવા આ નામ કહેલ છે.

(૯૬) **सत्यप्रतिज्ञः**, ઉપર જણાવ્યું તેમ શ્રીમહાચાર્યચરણે વ્રજવાસીઓને ચતુર્વર્ગ પ્રાપ્ત કરવાનું સાધન દર્શાવ્યું એમ કહી, તેઓશ્રી પોતાના સેવકોને પણ પોતાના માર્ગના ચતુર્વર્ગ પ્રાપ્ત કરાવનાર છે એમ જણાવવા આ છન્નુમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ સત્યપ્રતિજ્ઞાવાળા છે, એટલે તેમની પ્રતિજ્ઞા સત્ય એટલે યથાર્થ છે. આનો ભાવાર્થ એવો છે કે જ્યારે શ્રીમહાચાર્યચરણે ભગવાનની આજ્ઞાથી પોતાનો માર્ગ પ્રકટ કર્યો ત્યારે એવી પ્રતિજ્ઞા પણ કરી કે જેઓ આ માર્ગમાં પ્રપન્ન હશે તે સર્વને આ મારા માર્ગના પુરુષાર્થનું દાન કરી તે સર્વનો હું ઉદ્ધાર કરીશ. આ માર્ગના પુરુષાર્થ એટલે શુદ્ધ પુષ્ટિમાર્ગના પુરુષાર્થ નીચે પ્રમાણે છે: પુષ્ટિમાર્ગમાં હરિનું દાસ્ય ધર્મ છે; હરિ પોતેજ અર્થ છે; હરિનાં દર્શન કરવાની ઇચ્છાજ કામ છે, અને કૃષ્ણનો (પોતાનો) થાય એ મોક્ષ છે. આ ચારે પુષ્ટિમાર્ગીય પુરુષાર્થોનું પોતાના સેવકોને દાન કરવાની શ્રીમહાચાર્યચરણે સત્ય પ્રતિજ્ઞા કરેલી છે એ જણાવવા આ નામ કહેલ છે.

---

૧. શ્રીમદ્ ભાગવત ૧૦-૨૧-૩૭.

(૯૭) **त्रिगुणातीतः**, કોઈની પ્રતિજ્ઞા સર્વ રીતે સર્વ અંશથી સત્ય થઈ હોય એવું હજુ સુધી જોવામાં આવ્યું નથી તો પછી શ્રીમહાચાર્યચરણની પ્રતિજ્ઞા સર્વ રીતે સત્ય છે એમ કેમ જણાય? તેવી શંકા થાય તે દૂર કરવા આ સત્તાણુમું નામ કહેલ છે. શ્રીમહાચાર્યચરણ સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોથી અતીત છે, તેથી તેઓશ્રીની પ્રતિજ્ઞા સર્વ રીતે સત્ય છે. બીજાઓને પ્રકૃતિના ઉપર જણાવેલ ગુણોનો સંબંધ હોવાથી તેઓ પ્રાકૃત છે અને દોષવાળા છે; તેથી તેઓની પ્રતિજ્ઞા પણ દુષ્ટ હોય છે. નિર્દોષ અથવા દોષ રહિત હોય તેજ સત્ય હોઈ શકે, પણ તેઓ દોષવાળા હોવાથી તેઓની પ્રતિજ્ઞા અસત્ય હોય છે. શ્રીમહાચાર્યચરણમાં તો પ્રકૃતિના ઉપર જણાવેલ ગુણો નહિ હોવાથી તેઓશ્રી દોષરહિત છે; તેથી તેઓ-શ્રીની પ્રતિજ્ઞા પણ દોષ રહિત હોવાથી સત્યજ છે એમ જણાવવા આ નામ કહેલ છે.

(૯૮) **नयविशारदः**, એવી રીતે શ્રીમહાચર્યચરણ સત્ય પ્રતિજ્ઞાવાળા છે એમ સિદ્ધ કરી જેઓના ઉદ્ધાર માટે તેઓશ્રીએ પ્રતિજ્ઞા કરેલી છે તેઓને પોતાના માર્ગની મર્યાદા જણાવવા પોતાનો સિદ્ધાંત જણાવનાર ગ્રંથો તેઓ-શ્રીએ રચ્યા છે એમ જણાવવા આ અઠ્ઠાણુમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ નય એટલે પોતાના માર્ગનો સિદ્ધાંત જણાવનાર શાસ્ત્રોમાં વિશારદ એટલે બહુજ નિપુણ છે. ૩૦

**स्वकीर्तिवर्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ।**
**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥३१॥**

(૯૯) **स्वकीर्तिवर्धनः**, શ્રીમહાચાર્યચરણે પોતાના માર્ગના ભક્તો માટે પોતાના માર્ગની મર્યાદા જણાવનાર શાસ્રો રચ્યાં છે એમ જણાવી એવું તેઓશ્રીએ શાથી કર્યું, તે જણાવવા આ નવાણુમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણે પોતાની કીર્તિની વૃદ્ધિ કરી છે. તેઓશ્રીએ પોતાના માર્ગના રહસ્યગ્રંથો લખી પોતાના સેવકોમાં પોતાની કીર્તિ વધારી છે.

(૧૦૦) **तत्त्वसूत्रभाष्यप्रदर्शकः**, એવી રીતે શ્રીમહાચાર્યચરણે તેઓશ્રીના સેવકોમાં પોતાની કીર્તિ વધારી છે એમ દર્શાવી, માયાવાદ વિગેરે શાસ્રોની પ્રવૃત્તિ કરાવનાર પંડિતોમાં પણ તેઓશ્રીએ પોતાની કીર્તિ વધારી છે એમ જણાવવા આ એકસોમું નામ કહે છે. તત્ત્વસૂત્રો એટલે વ્યાસજીએ રચેલા તત્ત્વનું નિરૂપણ કરનાર બ્રહ્મસૂત્રો તેઓનું ભાષ્ય એટલે તેમનો અર્થ દર્શાવનાર શાસ્રના પ્રદર્શક અથવા પ્રકાશક શ્રીમહાચાર્યચરણ છે. શંકરાચાર્ય વિગેરેએ પણ વ્યાસસૂત્ર ઉપર ભાષ્યો તો રચેલાં છે, પરંતુ તેમાં લક્ષણાનો[1] આશ્રય કરી સૂત્રોનો અર્થ કર્યો છે; અને તેમણે કરેલ અર્થ "બ્રહ્મ સત્ય, જ્ઞાન, અનંત છે"

---

૧. વાચ્યાર્થનો બાધ થતો હોય ત્યારે તેના યોગવાળો બીજો અર્થ રૂઢિથી અથવા પ્રયોજન માટે કરવામાં આવે તે લક્ષણા કહેવાય છે. શબ્દના અર્થ ત્રણ પ્રકારના છે: (૧) વાચ્યાર્થ એટલે શબ્દનો પોતાનો અર્થ; (૨) લક્ષ્યાર્થ એટલે ઉપર જણાવ્યા પ્રમાણે લક્ષણાથી કરેલ અર્થ; (૩) વ્યંગ્યાર્થ એટલે સૂચવેલો અર્થ. વાચ્યાર્થનો બાધ થતો હોય તો જ લક્ષ્યાર્થ લેવાય.

"તે રસ છે" વગેરે ઉપનિષદ્‌નાં વચનોથી વિરુદ્ધ છે; તેથી તેમણે કરેલ ભાષ્યો બરાબર નથી. શ્રીમદાચાર્યચરણે તો ઉપર જણાવેલ ઉપનિષદ્‌નાં વચનોનો વિરોધ ન આવે તેવી રીતે બ્રહ્મધર્મનું પ્રતિપાદન કરી સૂત્રોનો વાસ્તવિક અર્થ કરેલો છે એમ જણાવવા આ નામ કહેલું છે. તેથી માયાવાદ વગેરે શાસ્ત્રોની પ્રવૃત્તિ કરાવનાર પંડિતોમાં પણ તેઓશ્રીએ પોતાની કીર્તિ ઘણી વધારી છે.

(૧૦૧) **मायावादाख्यतूलाग्निः**, હાલમાં લોકોમાં માયાવાદ જ બહુ ચાલેલો છે, અને બીજાં શાસ્ત્રોના તેમાં દોષ કહેલા છે; તેથી શ્રીમદાચાર્યચરણે વ્યાસસૂત્રનું જે ભાષ્ય કર્યું છે તેના દોષ પણ તેમાં જણાવ્યા હશે એવી શંકા થાય તે દૂર કરવા આ એકસો એકમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ માયાવાદ જેની આખ્યા એટલે નામ છે તે તૂલ (રૂ) ના અગ્નિ એટલે બાળનાર છે. અહીં માયાવાદને રૂ કહેલ છે અને શ્રીમદાચાર્યચરણને અગ્નિ કહેલ છે; તેથી એમ સમજવાનું છે કે જેમ રૂનો ઢગલો ઘણો મોટો હોય છતા તેને થોડા જ અગ્નિનો સંબંધ થતાં તે બધો બળી જાય છે તેમ શ્રીમદાચાર્યચરણે રચેલ તત્ત્વસૂત્રો પૈકી એક સૂત્રના ભાષ્યથી પણ સર્વ માયાવાદનો નિરાસ કરનાર (દશમું) નામ કહેલ છે અને અહીં આ નામ કહેલ છે. પહેલાંનું જ નામ ફરી કહેલું નથી, પણ પહેલાં માયાવાદનો સામાન્ય રીતે શ્રીમદાચાર્યચરણે નિરાસ કહેલ છે એમ કહેલ અને હવે આ નામથી દરેક સૂત્રના ભાષ્યમાં માયાવાદનો નિરાસ કરેલ છે એમ જણાવેલ છે; તેથી પુનરુક્તિ દોષ નથી.

(૧૦૨) **ब्रह्मवादनिरूपकः**, શ્રીમહાચાર્યચરણે કયા વાદનો આશ્રય કરી માયાવાદનો નિરાસ કર્યો? એવી શંકા થાય તે દૂર કરવા આ એકસોબેમું નામ કહેલ છે. "ખરે! આ સર્વ બ્રહ્મ છે" "આ જે કાંઈ છે તે સત્ય એમ કહેલ છે" વિગેરે ઉપનિષદ્‌નાં વાકયોમાં જે બ્રહ્મવાદનું પ્રતિપાદન કરેલ છે તે બ્રહ્મવાદના નિરૂપક એટલે પ્રતિપાદન કરનાર શ્રીમહાચાર્યચરણ છે. ૩૧

**अप्राकृताखिलाकल्पभूषितः सहजस्मितः ।**
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुन्दरः ॥३२॥**

(૧૦૩) **अप्राकृताखिलाकल्पभूषितः**, શ્રીમહાચાર્યચરણ બ્રહ્મવાદના નિરૂપક છે એમ કહી, તેઓશ્રી અપ્રાકૃત અખિલ (સર્વ) આકલ્પોથી આભરણોથી શોભાયેલ છે એમ કહે છે. આમ કહેવાનો ભાવાર્થ એમ છે કે વ્યાસસૂત્રનો ચોથો અધ્યાય ફલાધ્યાય છે. તેમાં પુષ્ટિમાર્ગીય ફલરૂપ ભગવદ્‌ભાવ હોવાથી અપ્રાકૃત એટલે અલૌકિક અખિલ સર્વ જે લીલારસના ભાવો છે તે બધા શોભારૂપ હોઇ આભરણો છે. તેમનાથી શ્રીમહાચાર્યચરણ ભૂષિત અથવા શોભાયેલ છે. બીજા ભાષ્યકારોએ પણ પોતપોતાનાં ભાષ્યોમાં ફલાધ્યાયમાં પોતપોતાના માર્ગના ફલનું નિરૂપણ કરેલું છે, છતાં સર્વથી ઉત્તમ લીલારસને ફલ તરીકે નિરૂપણ કરવાથી થતી શોભા શ્રીમહાચાર્યચરણની જ છે, બીજા કોઈની નથી, એમ દર્શાવવા આ એકસો ત્રણનું નામ કહેલ છે.

(૧૦૪) सहजस्मितः, શ્રીમહાચાર્યચરણ એવી રીતે લીલા-રસના ભાવરૂપી શોભાવાળા છે એમ દર્શાવી, તેઓશ્રીમાં એ શોભા હોય તે યોગ્ય છે એમ દર્શાવવા એકસો ચારમું નામ કહેલ છે. શ્રીમહાચાર્યચરણ સહજ એટલે જે લીલા-રસનું તેઓશ્રીએ નિરૂપણ કરેલ છે તેના સ્મરણના સ્વભાવથી ઉત્પન્ન થતા સ્મિતવાળા છે.

(૧૦૫) त्रिलोकीभूषणम्, એવી રીતે શ્રીમહાચાર્યચરણ-ની અલૌકિક આભરણોથી થતી શોભા તથા તેના કાર્ય (સહજ સ્મિત)નું નિરૂપણ કરી, હવે શ્રીમહાચાર્યચરણને આવી શોભા કરવાનું કારણ જણાવવા આ એકસો પાચમું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ ત્રણ લોકનું ભૂષણ છે. ત્રણે લોકનો સમાહાર (સમૂહ) તે ત્રિલોકી એવો અર્થ લઇએ તો આચાર્યશ્રી ત્રણે લોકનું ભુષણ થાય તે સંભ-વતું નથી, તેથી અહીં 'ત્રિલોકી' શબ્દથી સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણગુણવાળા શ્રીમહાચાર્યચરણના સેવકો કહેલા છે; તેઓનું ભૂષણ શ્રીમહાચાર્યચરણ છે, કારણ કે તેઓની શોભા શ્રીમહાચાર્યચરણના સંબંધથી જ થયેલી છે, બીજા કોઇ કારણથી થયેલી નથી એમ દર્શાવવા આ નામ કહેલું છે.

(૧૦૬) भूमिभाग्यम्, એવી રીતે શ્રીમહાચાર્યચરણના સેવકોની શોભા તેઓશ્રીથી થયેલ છે એમ દર્શાવી, તેઓ-શ્રીના સંબંધથી ભૂમિનો પણ ઉત્કર્ષ થયેલો છે એમ જણાવવા આ એકસો છઠ્ઠું નામ કહે છે. શ્રીમહાચાર્યચરણ ભૂમિનું ભાગ્ય એટલે પૂર્ણ પુણ્યનું ફલ છે. આનો ભાવાર્થ એવો છે કે ભૂમિ ભક્ત છે, અને શ્રીમહાચાર્યચરણે શુદ્ધ

भक्तिमार्ग જ પ્રકટ કર્યો છે, તેથી ભકત ભૂમિને સંતોષ થવાથી તે પોતાના ઉપર શ્રીમદાચાર્યચરણે સ્થિતિ કરી તેને પોતાનું ભાગ્ય જ માને છે. ભૂમિ શુદ્ધપુષ્ટિમાર્ગીય ભકત છે, કારણ કે ભૂમિનું અસુરોએ મર્દન કરવાથી તેને જે ક્લેશ થયેલ તે દૂર કરવા ભગવાનનું પ્રાકટ્ય થયું હતું, એમ શ્રીભાગવતમાં[1] કહેલું છે; તેથી જ ફ પ્રકરણમાં પણ "ભગવાન્ વ્રજભૂમિને પશુઓની ખરીઓથી પીડા શમાવતા ગમન કરે છે"[2] એમ કહેલું છે; તેથી ભૂમિ શુદ્ધ-પુષ્ટિમાર્ગીય ભકત છે.

(૧૦૭) **सहजसुन्दरः**, શ્રીમદાચાર્યચરણે ભક્તિમાર્ગ પ્રકટ કર્યો તેથી તેઓશ્રી ભૂમિના ભાગ્યરૂપ છે એમ દર્શાવી, તેઓશ્રીના સેવકો કાંઈ પણ હેતુ વિના માત્ર તેઓશ્રીનું દર્શન કરે એ જ તેઓનું ભાગ્ય છે એમ દર્શાવવા આ એકસો સાતમું નામ કહે છે. શ્રીમદાચાર્યચરણ સહજ સુંદર છે. શ્રીમદાચાર્યચરણના સેવકો તેઓશ્રીના સાક્ષાત્ સ્વરૂપનું દર્શન કરે એજ તેઓનું મોટું ભાગ્ય છે, તથા તેઓશ્રીનું સૌંદર્ય આગંતુક (કોઈ કારણથી પ્રાપ્ત થયેલ) નથી, સ્વાભાવિક છે એમ દર્શાવવા આ નામ કહેલ છે. ૩૨

**अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधन ।**

(૧૦૮) **अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः**, એવી રીતે શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ ભકતોના ભાગ્યરૂપ છે એમ

---

૧. શ્રીમદ્ભાગવ ૨. ૭. ૨૬.

૨. " १०. ३२. १६.

દર્શાવી, તેઓશ્રીના ચરણુકમલની રજ તેઓના આ લોકના અને પરલોકના સર્વ પુરુષાર્થરૂપ છે એમ જણાવવા આ એકસો આઠમું નામ કહે છે. અશેષ એટલે સર્વ ભકતોએ આ લોક અને પરલોકના સર્વપુરુષાર્થો સારી રીતે પ્રાપ્ત કરાવનાર તરીકે આચાર્યશ્રીના ચરણુકમલની રજરૂપી ધન જ પ્રાર્થના કરવા યોગ્ય છે. આથી એમ જણાવ્યું છે કે ભકતોએ તેઓશ્રીના ચરણુકમલની રજ તજી, બીજા કોઈ પદાર્થ પ્રાર્થના કરવા યોગ્ય નથી.

**इत्यानंदनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥३३॥**

**અક્ષરાર્થઃ**—એવી રીતે આનંદનિધિનાં એકસો આઠ નામ કહ્યાં. ૩૩

આવી રીતે શ્રીમદાચાર્યચરણુનાં ૧૦૮ નામોનું નિરૂપણુ કરી હવે ઉપસંહાર કરે છે. શ્રીમદાચાર્યચરણુ આનંદનિધિ એટલે આનંદના સમુદ્ર છે. તેઓશ્રીને આનંદના સમુદ્ર કહ્યા તેથી તેઓશ્રી સદા અગાધ છે, પૂર્ણ છે, તેઓશ્રીમાં સદા તરંગો ઊછળ્યા કરે છે, અને વિવિધ લીલારસના ભાવરૂપી રત્નો રહેલાં છે એમ જણાવ્યું છે. આવા આનંદ-સમુદ્ર શ્રીમદાચાર્યચરણુનાં ૧૦૮ નામો શ્રીવિઠ્ઠલેશે કહ્યાં છે. આ નામો શ્રીવિઠ્ઠલેશે જેવાં હતાં તેવાં જ કહેલાં છે, પણુ કલ્પના કરી કહેલાં નથી; એટલે શ્રીવિઠ્ઠલેશ તો માત્ર આ નામોના પ્રકાશક જ છે એમ દર્શાવવા મૂલમાં **प्रोक्तं** (શબ્દમાં) '**प्र**' યોજેલ છે. ૩૩

**श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।**
**स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः ॥३४॥**

અક્ષરાર્થઃ—જે શ્રદ્ધાથી વિશુદ્ધ બુદ્ધિવાળો માણુસ હરરોજ (તેનો) પાઠ કરશે તે તેઓશ્રીમાં જ મનવાળો થઈ, કહેલી સિદ્ધિ પ્રાપ્ત કરશે તેમાં સંશય નથી. ૩૪

એવી રીતે શ્રીવિઠ્ઠલેશ આ નામના પ્રકાશક છે એમ જણાવી તેનો પ્રકાશ કરવાનું પ્રયોજન હવે કહે છે. શ્રદ્ધાથી જેની બુદ્ધિ વિશુદ્ધ એટલે દુઃસંગ વિગેરેથી બગડે નહિ તેવી શુદ્ધ થયેલી છે તેવા થઇ આ સ્તોત્રનો પાઠ કરવો જોઇએ. અહીં જે પાઠ કરશો એમ કહ્યું તેથી 'જે આ માર્ગનો હોઈ તેનો પાઠ કરશે,' એમ સમજવાનું છે, પછી તે અમુક વર્ણનો હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી. તેથી જે કોઈ પુષ્ટિમાર્ગીય હોય તે આ સ્તોત્રનો પાઠ કરવાને અધિકારી છે એમ જણાવી આ પાઠ હરરોજ કરવો એમ કહે છે. જે એવી રીતે આ પાઠ હરરોજ કરે તે પ્રથમ શ્રીમહાચાર્યચરણમાં જ જેનું મન છે તેવો થાય છે, અને ત્યારપછી આ પાઠનું ફલ જે પ્રથમ કહેલ છે તે શ્રીકૃષ્ણના અધરામૃતનું આસ્વાદન પ્રાપ્ત કરે છે. આ ફલ તે અવશ્ય પ્રાપ્ત કરે છે જ, ફલ તેને પ્રાપ્ત થયા વિના રહેતું જ નથી એમ દર્શાવવા તેમાં સંશય નથી એમ કહે છે. ૩૪

**तदप्राप्तौ वृथा मोक्षस्तदाप्तौ तद्गतार्थता ।**
**अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ॥३५॥**

અક્ષરાર્થઃ—તે પ્રાપ્ત ન થાય તો મોક્ષ વૃથા છે. તે પ્રાપ્ત થાય તો (મોક્ષ) અર્થ રહિત (નકામો) છે. તેથી કૃષ્ણરસના અર્થીઓએ સર્વોત્તમ સ્તોત્રનો જપ કરવો. ૩૫

એવી રીતે પોતાના ભક્તોને પોતાના માર્ગનું ફલ અવશ્ય મળશે જ એમ દર્શાવી, આ માર્ગનું ફલ બીજા માર્ગોના ફલ મુક્તિ કરતાં પણ અધિક છે એમ જણાવે છે. તે શ્રીકૃષ્ણાધરામૃતના આસ્વાદનરૂપ આ માર્ગનું ફલ પ્રાપ્ત ન થાય, તો સાયુજ્ય વગેરે પ્રકારના મોક્ષ નકામા છે, કારણ કે તે આ માર્ગના ફલરૂપ નથી. જો આ માર્ગનું ઉપર કહેલું ફલ પ્રાપ્ત થાય તોય સાયુજ્ય વિગેરે પ્રકારના મોક્ષ અર્થરહિત અથવા નકામા છે, કારણ કે આ માર્ગના ફલ આગળ તે તુચ્છ છે. તેથી આ માર્ગનું ફલ સર્વથી ઉત્તમ છે. આ સ્તોત્રનો પાઠ કરવાથી આ માર્ગનું ઉત્તમ ફલ પ્રાપ્ત થાય છે એમ ગયા શ્લોકમાં કહેલ છે; તેથી શ્રીકૃષ્ણરસ પ્રાપ્ત કરવાની જેઓની ઇચ્છા હોય તેઓએ આ સર્વોત્તમ સ્તોત્રનો જપ કરવો. પહેલાં આ સ્તોત્રનો પાઠ કરવાનું કહેલ છે અને હવે જપ કરવાનું કહે છે, તેનો આશય એવો છે કે જ્યાંસુધી આખું સ્તોત્ર બરોબર સંદેહરહિત આવડે નહિ ત્યાંસુધી તેનો પાઠ જ કરવો, પણ જ્યારે સારી રીતે આખું સ્તોત્ર આવડે ત્યારે ગુપ્ત રીતે તેનો જપ જ કરવો, પણ પ્રકટ રીતે તેનો પાઠ ન કરવો. આ ભાવાર્થ જણાવ-વા અહીં તેનો જપ કરવાનું કહેલ છે. આ સ્તોત્રનો જપ કરવાનો અધિકાર શ્રીકૃષ્ણરસના અર્થીઓનો છે. જેઓને શ્રીકૃષ્ણરસ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેઓએ આ સ્તોત્રનો જપ કરવો.

અનુઃ—શ્રીનાનુલાલ ના. ગાંધી

## ૮. શ્રીસર્વોત્તમસ્તોત્ર

**ભૂમિકા**—સર્વોત્તમસ્તોત્રના ઋષિ, દ્રષ્ટા અથવા લૌકિક ભાષામાં કહીએ તો પ્રકટકર્તા શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજી શ્રીગુસાંઈજી છે. સર્વોત્તમસ્તોત્રમાં નિકુંજસ્થ શ્રીમહાપ્રભુજીનાં તે સ્થલીમાં નિત્ય બિરાજતાં એકસો આઠ નામ છે. દૈવિજીવોનો વાણીદ્વારા ઉદ્ધાર કરવાને શ્રીઠાકોરજીએ ભૂતલ પર આચાર્યશ્રીને પધરાવ્યા. આચાર્યશ્રીએ અત્ર પધારીને અનેક સુબોધિન્યાદિ ગ્રંથમણિ પ્રકટ કર્યા. ઉક્ત આચાર્યશ્રીના ગ્રંથરત્નોનો નિજ વૈષ્ણવજનને સુબોધ થાય એ હેતુથી આ સર્વોત્તમસ્તોત્ર શ્રીગુસાંઇજીએ પ્રકટ કર્યું છે. સર્વોત્તમસ્તોત્રનો જપપાઠ કરવાથી આચાર્યશ્રીની વાણી સુબોધ થાય છે, સાક્ષાદ્ ભક્તિયોગમાં જે જે પ્રતિબંધો હોય તેનો સમૂળ વિનાશ થાય છે, અને શ્રીઠાકોરજીના સાક્ષાદ્ અધરામૃતસ્વાદની સિદ્ધિ થાય છે. વસ્તુતઃ શ્રીસર્વોત્તમસ્તોત્ર કલ્પવૃક્ષ સમાન સર્વ મનોરથ સિદ્ધ કરવાનું સામર્થ્ય ધરાવે છે, તોપણ વૈષ્ણવોએ તેનો વિનિયોગ લૌકિકવૈદિક કાર્યમાં ન કરતાં કેવલ ઉપર કહ્યા પ્રમાણે સાક્ષાદ્ ભક્તિયોગમાં આવતા પ્રતિબંધનો નાશ કરવામાં જ કરવો. જેવી રીતે ઉપનયન સંસ્કાર થયા પછી ગાયત્રીનો જપપાઠ ન કરે તો તે દ્વિજ માત્ર દ્વિજાભાસ થઇ જાય છે તેવી જ રીતે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પણ શ્રીસર્વોત્તમજીનો જપપાઠ ન કરે તો તેને ભગવદ્ધર્મની સ્ફૂર્તિ ન થાય; તેથી વૈષ્ણવોએ અવશ્ય આ સ્તોત્રનો જપપાઠ કરવો.

શ્રીસર્વોત્તમસ્તોત્રની ઉપર શ્રીગોસ્વામિબાલકોની અનેક ટીકાઓ છે પણ અધુના મારી પાસે કેવલ છ ટીકા છે, જેના આશય પ્રમાણે અત્ર પરમદયાલુ શ્રીગુસાંઇજીની કૃપાછટાથી ભાષાંતર આપવામાં આવે છે. ઉક્ત ટીકાઓ નીચે પ્રણાણે છે: ૧ શ્રીગોકુલનાથજીકૃત, ૨ શ્રીરઘુનાથજીકૃત, ૩ શ્રીગોપેશ્વરકૃત, ૪ શ્રીહરિરાયજીકૃત, ૫ શ્રીવલ્લભજીકૃત, અને ૬ શ્રીદ્વારકેશજીકૃત.

વૈષ્ણવજનને શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ સમજવું અત્યાવશ્યક હોવાથી આ ભાષાંતર અત્ર પ્રકટ કરવામાં આવે છે. શ્રીમહાપ્રભુજીની કૃપાથી આવી મોહમયી નગરીની અંદર પણ શ્રી સર્વોત્તમજી, શ્રીસુબોધિનીજી, શ્રી અણુભાષ્ય આદિ માર્મિક, રસિક અને સ્વસિદ્ધાંતદર્શક ગ્રંથની કથા શાસ્ત્રી મગનલાલભાઈ પોતાના ઘેર કરીને વૈષ્ણવજનને જે અલભ્ય લાભ નિત્ય આપે છે તેનો દેશી પરદેશી સર્વ વૈષ્ણવોને પણ લાભ મલે એવા શુભ હેતુથી આ ભાષાંતર અત્ર આપવામાં આવે છે. તેમાં જે કાંઇ દોષ આવે તે માટે વૈષ્ણવો મને ક્ષમા કરશે, અને કાંઇ પણ હૃદયમાં ધારણ કરવા જેવી વાત આવે તો તે માટે શ્રીગુસાંઇજી, ઉપર્યુક્ત ટીકાકારો તથા તે સર્વનો સ્પષ્ટ આશય મને સમજાવનાર શાસ્ત્રીજીનો ઉપકાર માનશે.

સર્વ ટીકાકારો સ્તોત્રના વિવરણની પહેલાં મંગલાચરણ કરે છે. તેનું ભાષાંતર તેઓશ્રીની દીનતા બતાવવાને અત્ર પ્રથમ આપવામાં આવે છે.

શ્રીગોકુલનાથજી ત્રણ શ્લોક વડે મંગલાચરણ કરે છે કે ઐહિક અને આમુષ્મિક અર્થને આપવાવાળા પિતૃ-ચરણકમલને નમન કરીને, તેઓશ્રીએ પ્રકટ કરેલાં આચાર્યશ્રીનાં નામોનું યથામતિ વિવરણ કરીશ. (૧). તે નામોની સ્વતઃ (મારા પોતાના બલથી) વિવૃતિ કરવામાં જો કે હું અયોગ્ય જ છું તોપણ સ્વીયપણાથી જ (હું પોતાનો છું એમ ગણીને જ) મારા ઉપર કૃપા કરીને યોગ્યતાનું (આપશ્રી) દાન કરશે. (૨). આ પ્રકારના વિશ્વાસથી જ મારી (આ કાર્યમાં) પ્રવૃત્તિ થઈ છે, બીજા કોઈ કારણથી નહિ, એટલા માટે સર્વાર્થસિદ્ધિ માટે તેઓશ્રી જ મારું કારણ છે. (૩). શ્રીરઘુનાથજી બે શ્લોક વડે મંગલાચરણ કરે છે કે જેઓશ્રીની કૃપાદૃષ્ટિનું આલંબન કરીને ઘરરૂપી અંધારા કૂવામાંના દેડકાઓ સંસારસાગર સમ્યક્ પ્રકારે તરી ગયા તે શ્રીવલ્લભના આત્મજ (પુત્ર, શ્રીગુસાંઇજીને) વંદન કરું છું. (૧). જીવોનો ઉદ્ધાર કરવાની ઈચ્છાવાળા જે શ્રીવલ્લભ અભિધાનથી પ્રકટ થયા, તેઓશ્રીનાં એકસોને આઠ નામનું યથામતિ નિર્વચન કરું છું. (૨). શ્રીગોપેશ્વરજી ત્રણ શ્લોક વડે મંગલાચરણ કરે છે કે જેઓશ્રીની પ્રવૃદ્ધિ પામતા કૃપાંભોધિનું એક બિંદુ પણ સંસ્પર્શ કરે તો રસાબ્ધિમાં ડૂબતો પણ તપે છે, તે શ્રીઅનલપ્રભુને હું વંદન કરું છું (અર્થાત્ વિપ્રયોગાવતાર શ્રીમહાપ્રભુજી પોતાનાં કૃપાબિંદુથી સંયોગમાં પણ વિપ્રયોગનું દાન કરે છે).(૧). વ્રજપતિની નવીન કેલિના ભાવસ્વરૂપ, સુલલિત ગતિવાળાં શ્રીરાધિકાજીના સાધનમાં આસક્ત ચિત્તવાળા

(શ્રીગુસાંઈજી શ્રીચંદ્રાવલીજી) તેઓશ્રીના (વ્રજપતિની) ઉભય-રસ (સંયોગ, વિપ્રયોગ) લીલાનંદસંદોહથી પૂર્ણ, સુવેશ (સુકેશ ?), શ્રીવિઠ્ઠલેશ મારું સર્વસ્વ થાઓ.(૨). જેઓશ્રીના ભક્તથી સ્વમાર્ગનું ફલ સિદ્ધ થાય એમ જે ઉક્તિ થઈ, તે એકરૂપ શ્રીઅગ્નિ અને તેના કુમારને પ્રણામ કરું છું. (૩). શ્રીહરિરાયજી ચાર શ્લોક વડે મંગલાચરણ કરે છે કે જે આચાર્યશ્રીનાં ચરણકમલની રજના ધ્યાનરૂપી ધનથી ગોપિકાપતિ પતિપણાનો સ્વીકાર કરે છે તે આચાર્યશ્રીની હું નિરંતર સ્તુતિ કરું છું.(૧). સાધન વિના કૃષ્ણદર્શન-ભાવૈકસિદ્ધિનું દાન કરનાર શ્રીવિઠ્ઠલેશચરણકમલરજની પ્રાપ્તિ માટે સ્તુતિ કરું છું. (૨) તદીયના બલથી (અર્થાત્ શ્રીગુસાંઈજીના બલથી જ) તેઓશ્રીના ભાવમાં આસક્ત ચિત્તથી, સર્વોત્તમની ભાવૈકવિવૃતિ મારાથી સ્ફુટ કરાય છે. (અથવા તેઓશ્રીના ભાવમાં આસક્ત જેનું ચિત્ત છે એવો હું સર્વોત્તમની ભાવૈકવિવૃતિ તદીયના બલથી સ્ફુટ કરું છું). (૩). તેનો (સર્વોત્તમનો) ભાવ જાણવો જ દુર્લભ છે તો પછી તેના કથનની તો શી વાત ? તોપણ હું સ્વીય છું એમ સ્મરણ કરીને સ્વયં (આપ) મને (ભાવ) જણાવશો.(૪). શ્રીવલ્લભજી એક શ્લોક વડે મંગલાચરણ કરે છે કે અનન્યશરણ શ્રીમદાચાર્યજીનાં ઉભય ચરણકમલને નમન કરીને તેઓશ્રીના અનુગ્રહથી તેઓશ્રીનાં નામની વિવૃતિ કરું છું.(૧). શ્રીદ્વારકેશજી એક શ્લોક વડે મંગલાચરણ કરે છે કે નિજગુરુ શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલને, પ્રિય શ્રીગોવર્ધ-નેશને, સપ્ત (સાત) સ્વરૂપયુક્ત શ્રીમન્ નવનીતભોજનપરને

(શ્રીનવનીતપ્રિયાજીને), શ્રીમદ્ અખિલલલિતત્રિભંગને, અને શ્રીરાધિકા સ્વામિનીને નમન કરીને નિશ્ચયે અતિસરસ સર્વોત્તમસ્તોત્રનું હું વિવરણ કરું છું. (૧).

શ્રીમત્પ્રભુચરણ આદિમાં સકલ શિષ્ટાચારપ્રમાણે મંગલાચરણ કરે છે. શ્રીમત્પ્રભુચરણ આચાર્યશ્રીનાં અલૌકિક નામ પ્રકટ કરવાને અને તેઓશ્રીનું સ્વરૂપ અને તેમના પ્રાકટ્યનો હેતુ કથવાને કેવલ આચાર્યશ્રીએ જ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં પ્રતિપાદિત સર્વ શ્રુતિ શ્રીભાગવત ગીતાદિ અને અલૌકિક–પ્રમાણસિદ્ધ પૂર્વોક્ત પ્રમેયમૂલભૂત સાક્ષાત્ પુરુષોત્તમસ્વરૂપની સર્વના મૂલરૂપે સ્તુતિ કરે છે.

શ્રીમાન્ અગ્નિકુમાર પોતાને જ શ્રીમદાચાર્યચરણના અખિલ માહાત્મ્યની અભિજ્ઞા છે એમ જણાવવાને અને નિઃસાધન દીન દૈવજનનો ઉદ્ધાર કરવાને શ્રીમદાચાર્યચરણના માહાત્મ્યને પ્રતિપાદન કરનારાં એકસો ને આઠ નામ વડે તેઓશ્રીની સ્તુતિ કરે છે. તેમાં પ્રથમ આ સ્તોત્ર સર્વોત્તમ કહેતાં લોકવેદાતીત, લોકવેદનાં કરતાં પણ ઉત્તમ પેલે પાર હોવાથી, તેવી જ લોકવેદાતીત પુરુષોત્તમાત્યય વસ્તુનો નિર્દેશ કરીને મંગલાચરણ કરે છે. શ્રીમદાચાર્યચરણનાં અલૌકિક નામોનું નિરૂપણ કરતાં પહેલાં, તેઓનું સ્વરૂપ પણ તેવું જ અલૌકિક આનંદરૂપ છે એમ સ્વીય જનને જ્ઞાન કરાવવાને તે અલૌકિક પૂર્ણગુણ આનંદમાત્રસ્વરૂપ સાક્ષાત્પુરુષોત્તમ બ્રહ્મની પરમમંગલરૂપે શ્રીમત્પ્રભુચરણ સ્તુતિ કરે છે. પરમદયાલુ શ્રીમદ્વલ્લભનંદન, પોતાના જનને શ્રીમદાચાર્યની વાણી દુર્બોધ થઇ ક્લેશ થયો તે

સહન કરી ન શકવાથી, તેઓશ્રીની વાણી સુબોધ થાય તેટલા માટે તેના ઉપાયભૂત તેઓશ્રીનાં નામ કહેતાં, શાસ્ત્રાર્થબોધનપૂર્વક મંગલાચરણ કરે છે.

અત્ર ગ્રંથ નિર્વિઘ્ન પૂર્ણ થાય તે માટે કાંઈ મંગલાચરણ નથી, કારણ કે તેમાં (ગ્રંથ પ્રકટ કરવામાં) કાલાદિ પણ વિઘ્ન કરવાને સમર્થ નથી, પરંતુ એતાદૃશ (મહાપ્રભુજી) સ્વરૂપ પ્રકટ કરીને સ્વીયજન ઉપર મહતી દયા કરી છે એમ બતાવવાને સ્તુતિ કરે છેઃ—

**શ્લોક ૧ લોઃ**—પ્રાકૃત ધર્મના અનાશ્રય અપ્રાકૃત-નિખિલધર્મરૂપ એમ નિગમપ્રતિપાદ્ય શુદ્ધ સાકૃતિ જે છે તેને સ્તવું છું.

**વિવેચનઃ**— 'પ્રાકૃત ધર્મ' એટલે પ્રકૃતિજન્ય સત્ત્વાદિ ધર્મ, અથવા પ્રાકૃત એટલે લૌકિક કામક્રોધાધિ ધર્મ, અથવા **जायते अस्ति वर्धते** ઇત્યાદિ છ વિકાર ક્ષુધા (ભૂખ), પિપાસા વગેરે અથવા બ્રહ્મ આ સર્વ પ્રાકૃત ધર્મનો આધાર નથી, અર્થાત્ બ્રહ્મમાં કોઈ પણ અંશે પ્રાકૃત ધર્મનો સંબંધ નથી. પ્રાકૃત સકલ ધર્મનો નિષેધ કરવાથી પ્રતિપાદ્ય સ્વરૂપ નિર્ધર્મક હશે એ શંકાનો નિરાસ કરવા 'અપ્રાકૃત-નિખિલધર્મરૂપ' પદની યોજના છે. પ્રાકૃત, અને અપ્રાકૃત એમ બે પ્રકારના પદાર્થ સ્વીકારેલા હોવાથી ઈશ્વરમાં પ્રાકૃત ધર્મનો નિષેધ છે તોપણ ઇશ્વર અલૌકિક અખિલ ધર્મવાન્ છે એ અવિરુદ્ધ છે. અપ્રાકૃત એટલે અલૌકિક, ઐશ્વર્યાદિયુક્ત, પ્રકૃતિના સંબંધથી રહિત, આનંદમય,

નિખિલ એટલે સર્વ ધર્મરૂપ એટલે સર્માત્મક એટલે અલૌકિક સર્વધર્મરૂપ,, અથવા અપ્રાકૃત એટલે પ્રાકૃતથી ભિન્ન છતાં પ્રાકૃતના સદૃશ. लोकवत्तु लीलाकैवल्यं એ ન્યાયે અપ્રાકૃત અલૌકિક ધર્મ પણ પ્રાકૃત, લૌકિકવત્ છે, તથાપિ પ્રાકૃતમાં ઈયત્તા છે, અપ્રાકૃતમાં પૂર્ણતા છે, પ્રાકૃત નિરાનંદ છે, અપ્રાકૃત સાનંદ છે,પ્રાકૃત નિરાકાર છે અને અપ્રાકૃત સાકાર છે અથવા અપ્રાકૃત એટલે અલૌકિક આનંદમય ઐશ્વર્યાદિ સકલ ધર્મ અને રૂપ જેનાં છે તે, અર્થાત્ ઈશ્વરના સકલ-ધર્મ અલૌકિક છે, અને ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી વસ્તુતઃ ઇશ્વર, સકલ–અલૌકિકધર્માત્મક છે. શ્રુતિ[1] પણ એમ જ પ્રતિપાદન કરે છે કે “ તે બ્રહ્મ, ઈશ્વર, ભગવાન્, પુરુષોત્તમ, કૃષ્ણ રસરૂપ છે, સર્વકામ છે, સર્વગન્ધ છે, સર્વરસ છે.” આ શ્રુતિમાં ધર્મ અને ધર્મીનો અભેદ જ બતાવ્યો છે, છતાં ભેદ માનવામાં આવે તો દ્વૈતાપત્તિ થાય, અને સર્વથા નિર્ધર્મક માનીએ તો ઉપલી તથા “ જેનાં વિશ્વતઃ સર્વ ઠેકાણે ચક્ષુ છે, સર્વ ઠેકાણે પાણિ અને પાદવાળો છે, જે સર્વજ્ઞ છે, સર્વશક્તિ છે, સર્વનો રક્ષક, ભરણપોષણ કરવાવાળો છે છતાં જે રક્ષાય છે, જેનું ભરણપોષણ થાય છે, (અર્થાત્ ઈશ્વર વિશ્વંભર છે છતાં ભક્તોથી ભરણપોષણ થાય છે, ભક્તોને ત્યાં માગીને પણ આરોગે છે)” ઈત્યાદિ

---

१. रसो वै सः, सर्वकामः, सर्वगन्धः, सर्वरसः–ઇત્યાદિ
विश्वतश्चक्षुः, सर्वतः पाणिपादान्तं, यः सर्वज्ञः सर्वशक्तिः, भर्ता सन् भ्रियमाणः

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम ॥ ९.

શ્રુતિનો પણ વિરોધ આવે; તેમ જ ધર્મોને માયિક મિથ્યા માનવાથી શ્રુતિના મુખ્યાર્થનો બાધ થાય છે, તેથી ધર્મી અને ધર્મ તદ્રૂપ છે, તેમનો અભેદ છે અથવા અલૌકિક સકલ ધર્મ અને દેહેંદ્રિયાદિ રૂપ જેનાં છે તે, અર્થાત્ ઇશ્વરમાં સકલ અલૌકિક ધર્મ છે તથા ઇશ્વરનાં દેહેંદ્રિયાદિ-પ્રભૃતિ રૂપ પણ સ્વરૂપની માફક જ આનંદમય છે. લૌકિક શરીરની પેઠે, આત્મા અને અનાત્મા, જડ અને ચેતન-પ્રભૃતિ ભેદ ઇશ્વરના સ્વરૂપમાં નથી. ઇશ્વરનો આત્મા અને દેહ આપણી પેઠે જુદો નથી. ઇશ્વરના ધર્મ અલૌકિક આનંદમય છે તેમ જ દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ આદિ પણ અલૌકિક આનંદમય છે. નિજ શ્રીઅંગમાં લૌકિકવત્ અસ્થિ, માંસ, મજ્જા નથી, 'એમ' એટલે એ પ્રકારે, પરંતુ આનંદ જ છે. ઉપરોક્ત પ્રાકૃત ધર્મના અનાશ્રય અને અપ્રાકૃત નિખિલ ધર્મરૂપ એ પ્રકારે. 'નિગમપ્રતિપાદ્ય' એટલે અપ્રાકૃત ધર્મધર્મિરૂપથી બ્રહ્મને જણાવે તેવા વેદ, પ્રતિ-પાદન કરવા યોગ્ય વડે 'શુદ્ધ' એટલે સર્વદોષરહિત, નિર્મલ, આનંદમય, માયાવાદિભ્રાંત શાશ્વત્ અશુદ્ધ માયાશબલ નહિ. 'સાકૃતિ' એટલે આકાર વા વિગ્રહ સહિત. અત્ર આકૃતિ કેવલ આનંદમાત્ર જ છે. શ્રુતિ પણ આજ્ઞા કરે છે કે 'आनंदं ब्रह्मणो रूपं' 'अन्योन्तरः आत्मानंदमयः' 'आकाश-शरीरं ब्रह्म' 'आनंदमात्रकरपादमुखोदरादिः' 'य एषोंतरादित्ये हिरण्मयः पुरुषः' તેથી સિદ્ધ થાય છે કે પ્રભુના દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણાદિ આનંદરૂપ જ છે. તેમાં અન્ય-થાભાસ કેવલ મૂઢ આસુરોને જ થાય છે, અને તેથી

ભગવાન્ સ્વમુખથી શ્રીગીતાજીમાં આજ્ઞા કરે છે કે "માનુષી તનુ ધારણ કરેલું હોવાથી ઉત્તમ અચિંત્ય ભાવને ન જાણતાં, મૂઢ આસુરાદિ મારી અવજ્ઞા કરે છે." 'જે' એટલે અનિર્વચનીય બ્રહ્મ. ઇશ્વર વેદપ્રતિપાદ્ય છે તેમ જ અનિર્વચનીય છે. '**यतो वाचो निवर्त्तन्ते**' '**आनंदं ब्रह्मणो विद्वान्**' ઈત્યાદિ શ્રુતિ પણ તેમ જ પ્રતિપાદન કરે છે, અર્થાત્ બ્રહ્મ વચન વડે શ્રુતિએ પણ પ્રતિપાદન કરવું અશકય છે, બ્રહ્મ કેવલ અનુભવૈક–વેદ્ય છે. 'છે' અસ્તિ પદ અધ્યાહાર્ય છે **यदस्ति तत्** 'તેને' એટલે ઉપર કહ્યા તેવા સર્વધર્મવિશિષ્ટને. 'સ્તવું છું' એટલે મારો સ્તુતિનો વિષય કરું છું. 'સ્તવું છું' એમ કહીને આગલ ગ્રંથમાં ઉક્ત સ્વરૂપની પૃથક્ સ્તુતિ પ્રભુચરણ કરતા નથી, અને કેવલ આચાર્યશ્રીનાં નામ પ્રતિપાદન કરે છે, તેથી ઉક્તધર્મવિશિષ્ટ પરમકાષ્ઠાપન્નસ્વરૂપ શ્રીમદાચાર્યચરણનું છે એમ જણાવ્યું. પૂર્વોક્ત સર્વધર્મવિશિષ્ટ વસ્તુ, બ્રહ્મ, ઇશ્વર, પરમાત્મા, ભગવાન્, પુરુષોત્તમ, કૃષ્ણ અને શ્રીમદાચાર્યચરણનો અભેદ હોવાથી આચાર્યશ્રીના નામવર્ણનથી તે સ્વરૂપની જ સ્તુતિ સંપન્ન થઈ, માટે તે સ્વરૂપની સ્તુતિ કરું છું અથવા તેને સ્તવું છું એમ શ્રીપ્રભુચરણે કહ્યું છે તે યોગ્ય જ છે. પહેલાં સ્તુતિની પ્રતિજ્ઞા કરીને આગલ નામ વડે સ્તુતિ કરે છે.

**નિષ્કર્ષાર્થ**:—પ્રકૃતિજન્ય સત્ત્વાદિ પ્રાકૃત લૌકિક ધર્મ જેનો આશ્રય કરતા નથી, અથવા જેમના વિષે નથી, અથવા પ્રાકૃત ધર્મના સંબંધ માત્રથી જે રહિત છે તેને અને અપ્રાકૃત અલૌકિક સકલ ધર્મરૂપ અથવા અલૌકિક

આનંદમય સર્વ ધર્મ અને દેહેંદ્રિયાદિરૂપ જેનાં છે તેને, એ પ્રકારે જે નિગમપ્રતિપાદ્ય અને અનિર્વચનીય છે તે શુદ્ધ સાકૃતિ, આનંદાકૃતિસહિત બ્રહ્મ પરમાત્મા, પુરુષોત્તમ, કૃષ્ણ અને તેનાથી અભિન્ન શ્રીમદાચાર્યચરણને મારી સ્તુતિનો વિષય કરું છું. ૧

ભગવાનનું ઉપર્યુક્ત ધર્મવિશિષ્ટ સ્વરૂપ શું આપ જ જાણો છો ? શું અન્ય વિદ્વાનો જાણતા નથી ? અન્ય વિદ્વાનો તે સ્વરૂપને જાણતા હોત તો શામાટે સ્વરૂપનું કોઈ પણ ઠેકાણે તેઓએ અદ્યાવધિ પ્રતિપાદન કર્યું નથી ? આપે પ્રથમ શ્લોકમાં પ્રતિપાદન કર્યું તેવું જ પુરુષોત્તમનું સ્વરૂપ વેદપ્રતિપાદ્ય જ છે તો એતાવત્કાલપર્યંત આ પ્રકારે તેના માહાત્મ્યનું કોઈ પણ વેદવિજ્ઞાતાએ કોઇ પણ ઠેકાણે કેમ વર્ણન કર્યું નથી ? તેથી ઊલટું વિદ્વાનો બ્રહ્મના સ્વરૂપને નિરાકાર અને નિર્ગુણ કેમ પ્રતિપાદન કરે છે ? આ સર્વ સંદેહના સમાધાન માટે શ્રીગુસાંઇજી દ્વિતીય શ્લોકની આજ્ઞા કરે છે:—

**શ્લોક ૨ જો:**—કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વથી વિદ્વાનોને પણ સંપ્રતિ ભૂતલ ઉપર તેનું માહાત્મ્ય સમ્યક્ અવિષય થયું. (૨)

**વિવેચન:**—'કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વથી,' કલિકાલજન્ય–કલિકાળથી થતા તમ:વડે–પ્રકાશપ્રતિબંધક અંધકારવડે–અજ્ઞાન વડે, ચારેકોરથી આવૃત–આચ્છાદિત–ઢંકાઇ ગઇ છે દૃષ્ટિ એટલે પ્રમાણાંત:કરણાદિ જેમની તેમના ભાવને પામેલા હોવાથી, અર્થાત પ્રમાણાંત:કરણાદિ કલિ-

કાલતમ વડે આચ્છાદિત થઈ જવાથી, તેવા 'વિદ્વાનોને પણ
જેઓએ વેદશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને વેદના જ્ઞા
છે તેવા મર્યાદામાર્ગોક્ત સંપૂર્ણ જ્ઞાનવાન્‌ને પણ, 'સંપ્રતિ
હમણાં, કલિકાળમાં, ભગવાન્‌ના અનવતારસમયમાં, સાક્ષા
ભગવાન્ ભૂતલ ઉપર પ્રકટ થઇ પાછા અંતર્ધાન થ
ત્યારથી તે અત્યાર સુધી, શ્રીમદાચાર્યચરણ પ્રકટ થ
ત્યાંસુધી, 'તલ ઉપર'–ભૂભૂલોકમાં, 'તેનું' પુરુષોત્તમાખ
વસ્તુનું (પુરુષોત્તમનું), 'માહાત્મ્ય, સમ્યક્' શ્રુત્યુક્ત પ્રકા
'અવિષય' અપ્રત્યક્ષ 'થયું.' કલિ અંધકારરૂપ છે, તેથી જે
રીતે છતે નેત્રે ચક્ષુષ્માન્‌ને પણ અંધકારમાં વસ્તુનું યાથ
ત્મ્યજ્ઞાન થતું નથી તેવી રીતે જ્ઞાનદૃષ્ટિ હોવા છ
વિદ્વાનોને પણ કલિકાલના અંધકારમાં તે પુરુષોત્તમાખ
વસ્તુનું યથાર્થ એટલે નિગમ અને તેના ફલરૂપ ભાગવ
જ્ઞાન દૃષ્ટિગોચર ન થયું.

શ્રુતિ, સૂત્ર, ગીતા તથા ભાગવત ભગવાન્‌નું માહ
ત્મ્ય પ્રતિપાદન કરીને કહે છે કે '**सोकामयत**' તેણે (પુ
ષોત્તમે) કામના કરી, '**पुरुष एवेदं**' પુરુષ જ આ એટ
પુરોવર્તિ જગત્ છે. '**आनंदाद्ध्येव**' આનંદમાંથી જ (આ સ
નો પ્રાદુર્ભાવ વગેરે છે) '**एतस्मादात्मनः**' આ આત્મામાંથી
(આ સર્વનો પ્રાદુર્ભાવ છે), '**जन्माद्यस्य** આના પુરોવ
જગતનાં જન્માદિ બ્રહ્મથી છે, **अहं सर्वस्य प्रभवः**' હું સર્વ
પ્રભવ છું–ઇત્યાદિવાક્યપ્રતિપાદ્ય (માર્યાદિક) માહાત્મ
તથા વ્રજમાં ભક્તાધીનતાએ લીલા અને ષડ્ધર્મ (પ્રભુ
જાગરુક હોવા છતાં હાલ જેનો જ્ઞાનાનુદય છે એ

નિઃસાધનને ફલરૂપ છે એ (પૌષ્ટિક) માહાત્મ્ય, એમ બે પ્રકારનું માહાત્મ્ય, હાલમાં અનવતારસમયે અપ્રત્યક્ષ થયું. એકમાં—એ ઉપર્યુક્ત જગત્કર્તાના મર્યાદામાહાત્મ્યમાં—સર્વ જગત્માં મિથ્યાત્વની કલ્પના, અને બીજામાં—પુષ્ટિમાહાત્મ્યમાં—પ્રભુમાં અને તેની લીલામાં પ્રાકૃતત્વ તથા લૌકિકત્વની કલ્પના કરવામાં આવી, અને તેથી બન્ને પ્રકારનું માહાત્મ્ય અપ્રત્યક્ષ થયું. 'પ્રભુ જગત્ના કર્તા છે, જગદ્રૂપ છે, સર્વરૂપ છે, સર્વના પ્રભવ છે, પ્રલય છે' ઇત્યાદિ વડે પ્રભુનું માહાત્મ્ય ત્યારે જ કહેવાય કે જ્યારે આ સર્વ જગત્ વગેરે સત્ય હોય, પરંતુ તે સર્વ જો મિથ્યા હોય તો તેમાં પ્રભુનું શું માહાત્મ્ય કહેવાય? મિથ્યા વસ્તુ કરવામાં કરવાપણું જ શું? માટે જગત્ને—વિશ્વને—મિથ્યા કહેનારા વસ્તુતઃ પ્રભુના માહાત્મ્યનો નાશ કરે છે તથા ઉપર્યુક્ત ઉપનિષદ્ સૂત્ર તથા ગીતાના વાક્યની હત્યા કરે છે. તેમ જ ભગવાને અવતાર ધારણ કરીને અનેક લીલા કરીને પોતાના કૃપાબલે—સ્વરૂપબલે—સ્વીય ભક્તોનો, જેમને ભગવાન્ સિવાય કાંઈ પણ સાધન યા ઇપ્સિત વસ્તુ ન હતી તેમનો, ઉદ્ધાર કરી ઉત્તમોત્તમ ફલદાન કર્યું તે પુષ્ટિમાર્ગીય ભગવાન્ને પ્રાકૃત—લૌકિક—પુરુષ ગણવામાં આવે અને તેની લીલાને લૌકિક—પ્રાકૃત—ગણી કાઢી હસી કાઢવામાં આવે, તેની મશ્કરી કરવામાં આવે, તો પછી તેવાઓને ભગવાન્નું માહાત્મ્ય ક્યાંથી સમજાય? માટે જ કલિકાલમાં માયાવાદાદિમતાભિનિવેશથી વિદ્વાનોની બુદ્ધિ પણ દૂષિત થઈ અને તેથી વેદ, ગીતા, સૂત્ર તથા ભાગ-

વતનો સત્યાર્થ તેઓને નહિ સૂઝવાથી તેવું માહાત્મ્ય કોઈ પણ વિદ્વાને પ્રતિપાદન કર્યું નથી. જો કલિકાલથી જ વિદ્વાનોને અજ્ઞાન થયું હોય તો અન્ય (સત્ય, ત્રેતા અને દ્વાપર) યુગોમાં સર્વને જ્ઞાન થવું જોઈએ, કારણ કે તે યુગોમાં વિદ્વાનો સર્વજ્ઞ હતા, તોપણ તે પ્રમાણે, આપે ભગવાન્‌નું માહાત્મ્ય પ્રતિપાદન કર્યું તે પ્રમાણે, એતાવત્પર્યંત (આજ સુધી) સાંભળવામાં આવ્યું નથી, તો પછી આપના કહેવામાં શું પ્રમાણ? એમ જો વાદી શંકા કરે તો સમાધાન નીચે પ્રમાણે કરવામાં આવે છે: ભગવાને પહેલાં પણ આવું લીલાવિશિષ્ટ આનંદમાત્રકરપાદમુખોદરાદિરૂપ કૃતાદિયુગમાં નહિ, પણ કલિકાલની આદિમાં જ પ્રગટ કર્યું હતું, કારણ કે કૃતાદિ યુગમાં સાધનની જ મુખ્યતા હતી, અને પુરુષોત્તમની વિભૂતિરૂપ તત્સાધ્યફલ હતું, અને અહીં કલિકાલમાં સાક્ષાત્ પુરુષોત્તમ જ ફલરૂપ છે, જે (પુરુષોત્તમ) સાધન વડે અસાધ્ય હોવાથી, કૃતાદિ યુગમાં પુરુષોત્તમની વિભૂતિ અને તે વિભૂતિનું માહાત્મ્ય પ્રકટે તથા કલિકાલમાં પુરુષોત્તમ અને તેનું માહાત્મ્ય પ્રકટે એ ઉપપન્ન છે. કલિકાલમાં લીલાસમયે સાધનથી નહિ, પણ પોતાના સાક્ષાત્સ્વરૂપબલ વડે જ સ્વીયજન વિષે સર્વ સ્વમાહાત્મ્ય પ્રકટ કર્યું; તેથી તે માહાત્મ્ય કેવલ સ્વપ્રમેયબલસાધ્ય હોવાથી, કૃતાદિ યુગમાં પ્રભુનું પ્રાકટ્ય ન હોવાથી, સ્વપ્રમેય એટલે સ્વરૂપબલ અનાવશ્યક હોવાથી, કૃતાદિયુગમાં કોઈ આગલ પણ તે માહાત્મ્ય પ્રકટ ન થયું. કૃતાદિ યુગમાં સર્વની પ્રવૃત્તિ મર્યાદામાર્ગોક્ત સાધન-

માં જ હતી, અને જો કે મર્યાદામાર્ગોક્ત સાધનથી મુક્ત્યાદિ ફલ થાય છે તોપણ આથી—સાક્ષાત્ સ્વરૂપસંબંધથી—તે મુક્ત્યાદિ ન્યૂન જ છે. પોતાના ભૂતલ ઉપર પ્રાકટ્ય પછી પણ અનવતારસમયમાં નિજ સર્વ માહાત્મ્ય કલિમાં સર્વને અવિષય થયું, અર્થાત્ શ્રીમદાચાર્યચરણના પ્રાદુર્ભાવસમયે જ સ્વમાહાત્મ્યનું જ્ઞાન થયું, બીજા સમયે નહિ. પ્રભુ ભૂતલમાં આસુરવ્યામોહલીલા કરીને નિજ નિત્યલીલામાં પધાર્યા ત્યારથી જ મર્યાદામાર્ગોક્ત સંપૂર્ણજ્ઞાનવાન્ વિદ્વાનોને પણ કલિકાલાંધકારચ્છન્ન દૃષ્ટિ થઈ જવાથી પૂર્વસાધિત જ્ઞાન પણ જતું રહ્યું, અને તેથી હાલમાં, શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્ય સુધી, સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમનું માહાત્મ્ય ભૂતલ ઉપર સર્વને અવિષય થયું. 'ભૂતલ ઉપર' કહેવાનું કારણ એ છે કે કલિયુગની પ્રવૃત્તિ ભૂતલમાં જ છે, અન્ય લોકમાં નથી, તેથી તદતિરિક્ત ભગવલ્લોકસ્થિતને સ્વમાહાત્મ્ય જ્ઞાનગોચર છે. અન્ય લોકમાં બ્રહ્મા, શિવ, સનક, શુકાદિને તો પ્રભુનું માહાત્મ્ય સદૈવ પ્રત્યક્ષ છે. 'ભૂમિ'પદ વડે એમ પણ સૂચન કર્યું કે ભૂમિ ભક્ત છે, અને પ્રભુના પ્રાકટ્યસમયે શ્રીકૃષ્ણના ચરણકમલના સંબંધ વડે સર્વદા સરસા આર્દ્ર રહેતી, અને અધુના તદભાવે ભૂમિને પણ દુઃખ છે. જેમ પ્રભુના પ્રાકટ્યથી ભૂમિના દુઃખની નિવૃત્તિ થઇ તેમ આચાર્યશ્રીના પ્રાકટ્યથી પણ ભૂમિના દુઃખની નિવૃત્તિ થઈ છે, અને તેથી જ શ્રીમત્પ્રભુચરણ આગલ '**भूमिभाग्यं**' એમ આચાર્યશ્રીનું નામ ધરે છે. '**सम्भूत**'માં ઉપસર્ગનો અર્થ 'સમ્યક્' એટલે 'શ્રુત્યુક્ત

પ્રકારથી' એમ થાય તે અભૂત્ એમ ભૂતકાલના રૂપ વડે બહુ કાલ થયાનું સૂચવે છે. અવતારસમાપ્ત્યનન્તર જ કાલનો પ્રભાવ થયો, અને ત્યારથી કે અત્યાર સુધી પ્રભુનું શ્રુત્યુક્ત માહાત્મ્ય કોઇ પણ વિદ્વાનને પ્રત્યક્ષ થયું નહિ.

**નિષ્કર્ષાર્થઃ**—વેદવિદ્ વિદ્વાનોની જ્ઞાનદૃષ્ટિ પણ કલિકાલના અંધકારથી (માયાવાદાદિમતાભિનિવેશ વડે) આવૃત –દૂષિત–થઇ જવાથી સંપ્રતિ ભૂતલ ઉપર તેઓને પુરુષોત્તમનું શ્રુત્યુક્ત માહાત્મ્ય જ્ઞાનગોચર થયું નહિ.

આપનું પણ પ્રાકટ્ય ભૂતલ ઉપર હોવાથી જ્ઞાપક વિના આપને જ તે માહાત્મ્યનું જ્ઞાન કેમ થયું ? એમ કોઇ આશંકા કરે તો તેના નિરાસ માટે શ્રીપ્રભુચરણ તૃતીય શ્લોક આજ્ઞા કરે છેઃ—

**શ્લોક ૩ જોઃ**—દયા વડે નિજ માહાત્મ્ય વાણીદ્વારા પ્રકટ કરવાની ઈચ્છાવાળા જ્યારે હરિ (થયા) ત્યારે સ્વાસ્યને નિશ્ચય પ્રાદુર્ભાવ કર્યું. ૩

**વિવેચનઃ**–'દયા વડે' નિરુપધિ સ્વકીયજનના દુઃખને દૂર કરવાની ઇચ્છા વડે, 'નિજમાહાત્મ્ય' સ્વકીય પુષ્ટિમાર્ગીય લીલારસમાહાત્મ્ય, 'વાણીદ્વારા' સ્વવચનદ્વારા, સ્વકીયને વિષે 'પ્રકટ કરવાની ઇચ્છાવાળા હરિ' સકલદુઃખહરણશીલ ભગવાન થયા, ત્યારે સર્વગુણોપેતકાલે–ફલકાલે, 'સ્વાસ્યને' પોતાના પુરુષોત્તમના જ આનંદમાત્રાધિદૈવિકાગ્નિરૂપ મુખને 'પ્રાદુર્ભાવ કર્યું.' ઉપર્યુક્ત શ્લોકમાં પ્રતિપાદન કરવામાં આવ્યું તે પ્રકારે માયાવાદાદિમતાભિનિવેશથી વિદ્વાનોની બુદ્ધિ પણ દૂષિત થઈ, વેદ, ગીતા, વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવતના

શુદ્ધ અર્થના જ્ઞાનનો સર્વને અભાવ થયો, અને તેથી મર્યાદાપુષ્ટિભેદથી ઉભયવિધ ફલનો અભાવ થવાથી દૈવી સૃષ્ટિ અકૃતાર્થ થઇ, ત્યારે ભગવાન્‌ને દયા, નિરુપધિ કરુણા આવી. સ્વીય જનને સ્વસ્વરૂપ સંપ્રાપ્તિના અભાવે જે તાપ થયો તે તાપદૂરીકરણની ઈચ્છા દીનવાત્સલ્યથી પ્રભુને પ્રથમ થઇ, અર્થાત્ પ્રભુને પ્રથમ સ્વેચ્છાથી ભક્ત વિષે દયા, નિરુપધિ કરુણા થઈ. દયાથી આ કાર્ય થયું છે એમ કહીને તે વિના કદાપિ પણ અન્યથા આ કાર્ય થશે નહિ એમ પણ સૂચન કર્યું, અર્થાત્ નિરુપધિ કરુણાથી જ આચાર્યચરણનું પ્રાકટ્ય હોવાથી વેદ તથા શ્રીભાગવતના શ્રીમદાચાર્યોક્ત અર્થના જ્ઞાન તથા અનુષ્ઠાનથી દૈવી જીવોને અવ્યભિચાર, નિશ્ચય, અપવાદ વિના, ફલ થશે એમ પણ સૂચન કર્યું.

આ પ્રકારે સ્વકીય જન ઉપર પ્રથમ હરિને નિરુપધિ કરુણા થઇ, અને તેથી જ પૂર્વોક્ત પુષ્ટિલીલાગુણવિશિષ્ટ નિજ માહાત્મ્ય વાણીદ્વારા, કથનદ્વારા, અમારા (શ્રીપ્રભુચરણાદિ) વિષે પ્રકટ કરવાની અને સ્વરૂપાનંદનું જ દાન કરવાની જયારે ઇચ્છા થઇ ત્યારે સ્વાસ્યને પ્રકટ કર્યું. નિજ માહાત્મ્ય એટલે સાક્ષાત્ પુરુષોત્તમસંબંધિ લોકવેદ પ્રસિદ્ધ તથા તદતીત—લોકવેદથી પણ અગમ્ય—કેવલ નિજ અંતરંગ ભક્તના અનુભવગમ્ય—માહાત્મ્ય અથવા 'નિજમાહાત્મ્ય' એટલે 'શ્રીમત્પ્રભુસ્વરૂપભૂત સાક્ષાદ્ વૃંદાવનીય રસરૂપ માહાત્મ્ય' અથવા 'નિજમાહાત્મ્ય' એટલે નિજ જે સ્વકીય તેમના વિષે રમણરૂપ માહાત્મ્ય અથવા 'નિજ-

માહાત્મ્ય' એટલે નિજોનું સ્વકીયજનોનું માહાત્મ્ય, તેમને પ્રકટ કરીને અને પોતે પોતાના માહાત્મ્યસહિત પ્રકટ થઇને રમણરૂપ માહાત્મ્ય અથવા નિજ એટલે વ્રજવાસિનીઓ તેમના વિષેનું માહાત્મ્ય એટલે સ્વાચાર્યરસરૂપ માહાત્મ્ય. 'વાણીદ્વારા' એટલે વેદ, ગીતા, તત્ત્વસૂત્ર, શ્રીભાગવતના અર્થના યથાસ્થિત કથનદ્વારા, નિજ સ્વકીય આધિદૈવિક સાક્ષાદ્ વાણીદ્વારા. 'પ્રકટ કરવાની ઇચ્છાવાન્' એટલે પ્રત્યક્ષ કરવાની ઇચ્છાવાન્, અર્થાત્ સ્વકીય વિષે સ્વમાહાત્મ્ય પ્રકટ કરીને તે સ્વરૂપના દાનપૂર્વક સેવા કરાવવાની ઇચ્છાવાન્. 'જ્યારે' એટલે મંગલ સર્વગુણયુક્ત ફલસમયે. 'હરિ' એટલે સર્વ દુઃખહરણશીલ ભગવાન્.. અત્ર 'હરિ' પદ ભગવાન્ સ્વતઃ સર્વાર્થપૂર્ણ છે તથાપિ આ પ્રકારે નિજ માહાત્મ્ય પ્રકટ કરવાની તેમને ઇચ્છા થાય છે એમ પ્રયોજન સૂચવે છે. 'હરિ' એટલે નિરુપધિ સર્વદુઃખહર્તા, સ્વકીયનાં સર્વ દુઃખનું નિરુપધિ હરણકર્તા. જો હરિ સ્વાસ્યને પ્રકટ ન કરે તો સર્વ સ્વકીયને એતન્માર્ગીય માહાત્મ્યના અજ્ઞાન વડે દુઃખ થાય અને તેથી પોતાનું હરિત્વ (દુઃખ હરવાપણું)જ ન થાય તેથી, સ્વહરિત્વ સિદ્ધ કરવાને વાસ્તે જ. 'આ પ્રકારે કર્યું,' અર્થાત્ સ્વકીયના દુઃખ હરણ કરવાનો સ્વભાવ જ છે, અને તેથી જ સ્વાસ્યને પ્રકટ કર્યું, એ જણાવવાને 'હરિ' પદ મૂક્યું છે. પૂર્વે ગજના દુઃખનું નિવારણ કરવાથી જેવી રીતે 'હરિ' નામ પ્રકટ થયું તેવી રીતે અહીં પણ નિજસ્વરૂપદર્શનાનન્તર તે ભાવને પ્રાપ્ત થયેલી વ્રજસીમંતિનીઓ ગજગામિની થઈ અને તે

રસ પ્રાપ્ત ન થવાથી તાપરત થઇ, અર્થાત્ દુઃખસિંધુમાં મગ્ન થઈ, અને વિયોગગ્રાહ વડે (મગર વડે) પકડાઈ. ગજેન્દ્ર-મોક્ષમાં એક જ ગજ હતો અને અહીં તો ઘણી ગજ-ગામિની છે, તેથી ઉદ્ધાર ન કરે તો તે યશ (ગજને ઉદ્ધાર કરવારૂપ હરિનામસાર્થકયકૃત્ યશ) પણ નાશ પામે, માટે સર્વનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાન્ થયા એમ પણ 'હરિ'-પદનો ભાવ છે. ત્યાં હાથી હતો અને અહીં હસ્તિનીઓ છે, તેથી અવશ્ય ઉદ્ધાર કરવો જોઇએ, અને તેટલા માટે જ શ્રીમહાચાર્યચરણે આજ્ઞા કરી છે કે 'અત્ર સ્ત્રીઓનો વિશેષતઃ ઉદ્ધાર છે,' આમ ન હોય તો ગોપીજનો **मग्नमुद्धर गोविंद गोकुलं वृजिनार्णवात्** 'વૃજિનના—પ્રભુના વિરહ તાપના—સમુદ્રમાં મગ્ન ગોકુલનો, હે ગોવિંદ, ઉદ્ધાર કરો' એમ કહત નહિ, અર્થાત્ સ્વાવતારલીલાસમયે પણ પ્રભુએ ગોપીજનરૂપ કરિણીઓનો તાપસમુદ્રમાંથી વિરહગ્રાહના પંજરમાંથી ઉદ્ધાર કર્યો અને પોતાની હરિસંજ્ઞા સિદ્ધ કરી હતી. પોતાનું નામ જ 'હરિ' છે, તેથી સ્વકીયનાં દુઃખનું નિરુપધિ, કાંઈ પણ પ્રયોજન કે અપેક્ષા સિવાય, હરણ કરવું તે સ્વસ્વભાવ જ છે એમ 'હરિ'પદ વડે સૂચન કર્યું. 'સ્વાસ્ય' એટલે સ્વમુખરૂપ સ્વમુખાધિષ્ઠાતા સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમનું લીલારસવિશિષ્ટ આસ્ય, અર્થાત્ વાક્‌ના (વાણીના) અધિષ્ઠાનરૂપ અલૌકિક આનંદમય અગ્નિરૂપ શ્રીમહાચાર્યવિગ્રહ. અત્ર કેવલ 'આસ્ય' (મુખ) એમ પદ યોજ્યું હોત તો ચાલત, સ્વાસ્ય (સ્વમુખ) એમ સ્વવિશિષ્ટ-પદ યોજ્યું છે તેથી એમ સૂચન થાય છે કે આચાર્યશ્રી

સ્વ એટલે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનું જ નિજ મુખારવિંદ છે, અંશકલાદિનું નહિ. સ્વપદ મૂકવાથી અંશકલાદિના અવતારવત્ પોતાના અનન્ત ધર્મોમાંથી કોઈક ધર્મને આચાર્યશ્રીના અવતારરૂપે મોકલ્યા હશે એ શંકાનો નિરાસ થાય છે. સ્વાવતારલીલાસમયે પણ ગોપીજનની પ્રાર્થનાથી પ્રકટ થવાની ઇચ્છા થઈ ત્યારે કયા સ્વરૂપથી પ્રકટ થવું એમ પોતે વિચાર કર્યો ત્યારે નિજભક્ત વ્રજવાસિનીઓનું તે કાર્ય માટે અસામર્થ્ય લાગ્યું, તેથી સ્વાસ્યને (સ્વમુખને), પોતાના મધ્યમાં પુરુષોત્તમલીલા-સ્થસ્વરૂપમાં મુખરૂપ મૂલભૂત સ્વરૂપને, જે પોતાનો પણ તાપ દૂર કરે છે તે સ્વરૂપને, પ્રકટ કર્યું. આ માર્ગમાં મુખની જ ઉત્તમતા હોવાથી એમ કહ્યું છે. અત્ર પ્રથમ મુખનું જ દર્શન છે અને તેની જ મુખ્યતા છે એ પુષ્ટિ શ્રુતિ–શ્રુતિરૂપાનો–અભિપ્રાય છે, અને તેનું **अक्षण्वतां फलमिदं** શ્લોક વડે વેણુગીતમાં પ્રતિપાદન કર્યું છે. વળી 'આસ્ય' કહીને 'સ્વ'પદ યોજવાનો આશય આ પણ છેઃ ભગવાન્ સ્વાસ્યતા સ્વામિનીજીને વિષે માને છે, અન્યત્ર નહિ, અને તે સિદ્ધાન્તનું શ્રીપ્રભુચરણે કવચિત્ પ્રતિપાદન કર્યું છે. વળી **त्वत्कृतेहमासं प्रकटस्त्वं मत्कृते राधे** (હે રાધે, હું તારે વાસ્તે પ્રકટ થયો છું અને તું મારે માટે પ્રકટ છે) ઇત્યા-દિથી શ્રીસ્વામિનીજીનું પણ મુખ આચાર્યશ્રી છે, તેથી આચાર્યશ્રીવિષે ઉભયરૂપની (શ્રીઠાકુરજીની તથા શ્રીસ્વામિ-નીજીની) સ્થિતિ છે. આચાર્યશ્રી ઉભયરૂપાત્મક હોવાથી ઉભય રૂપના તાપને દૂર કરે છે, (અર્થાત્ આચાર્યશ્રી

ભગવાન્‌ના તથા સ્વામિનીજીના, ભક્તના, તાપને દૂર કરે છે. આચાર્યશ્રીનું વસ્તુતઃ પ્રાકટ્ય સ્વરૂપના તાપદૂરીકરણાર્થે જ છે એમ 'હિ' સૂચવે છે. આચાર્યશ્રીનું આ પ્રકારે વિરહતાપમાંથી તાપાત્મક પ્રાકટ્ય હોવાથી તેમને અગ્નિરૂપ કહેવામાં આવે છે, પરંતુ વસ્તુતઃ તેમાં અગ્નિરૂપતા નથી. સ્વીયજનને વિરહતાપના દાન વડે તદ્ભાવ પ્રકટ કરવાની ઇચ્છાથી અગ્નિરૂપ કહેવાય છે, અને તે જ સિદ્ધાન્તનું શ્રીપ્રભુચરણે વલ્લભાષ્ટકમાં કથન કરતાં આજ્ઞા કરી છે કે **'अग्नित्वं वर्णितं' 'वस्तुतः कृष्ण एव'** (અગ્નિતાનું વર્ણન કર્યું છે, પણ વસ્તુતઃ કૃષ્ણજ છે). 'પ્રાદુર્ભૂતં ચકાર' એમ મૂલમાં કહ્યું છે, તેમાં 'પ્રાદુર્ભૂતં' શબ્દ વડે આચાર્યશ્રીનું લોકવત્ પુરુષોત્તમના શ્રીમુખત્વથી જ પ્રાકટ્ય છે એમ સૂચન કર્યું, અને 'ચકાર' શબ્દ વડે ભગવાન્‌ની પ્રાકટ્યમાં અભિલાષા જણાવી છે. આચાર્યશ્રી પણ પ્રથમ સ્કંધના શ્રીસુબોધિનીજીના મંગલાચરણમાં આજ્ઞા[1] કરે છે કે 'તેનો શ્રીમદ્ભાગવતનો, અર્થ યથાર્થ પ્રકટ કરવાને વાક્‌પતિ વૈશ્વાનર વિના અન્ય સમર્થ નથી. તે માટે માનુષ તનુ ધારણ કરાવી મને વ્યાસવત્ કૃપાવલોકનપટુ શ્રીપતિએ આજ્ઞા આપીને મોકલ્યો છે, તેથી હું આનંદસહ વ્યાસ અને વિષ્ણુને બહુધા પ્રિય એવો ગૂઢાર્થ પ્રકટ કરું છું,' અર્થાત્

---

१. अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पते-
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्वाज्ञां च कृपावलोकनपटुर्यस्माददतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

ભાગવતના શુદ્ધ અર્થનું ઉદ્ઘાટન એ જ આચાર્યશ્રીના પ્રાકટ્યમાં પ્રભુની અભિલાષા છે. આથી સિદ્ધ થાય છે કે નિજ માહાત્મ્યનું જ્ઞાન આચાર્યસાધ્ય જ છે. પોતાનું રહસ્ય પોતે પ્રકાશ કરે છે. જેવી રીતે નિજ ગુપ્ત ઉદ્બુદ્ધ રસાત્મક સ્વરૂપ बर्हापीडं શ્લોક વડે પ્રકટ કર્યું, તેવી જ રીતે શ્રીમદાચાર્યચરણની વાણી વેણુનાદરૂપ હોવાથી નિજમાહાત્મ્ય તથા સ્વરૂપ સ્વકીયજન વિષે પ્રકટ કરીને તે સ્વરૂપનું દાન સ્વકીયને કર્યું. 'હિ' એટલે યુક્ત એમ પણ અર્થ થાય છે. ઉપર્યુક્ત વાત યુક્ત છે, અર્થાત્ તાદૃશ, આચાર્યશ્રીના તેવા સ્વાસ્યરૂપ જેવા, સ્વરૂપ વિના સ્વીયનું તાપજનિત રમણેચ્છાજનિત દુઃખને દૂર કરવાનું સામર્થ્ય હોઇ શકે જ નહિ, અથવા હરિપણાથી, ભક્તનાં દુઃખ દૂર કરવાના સ્વભાવથી સ્વાસ્યને પ્રકટ ન કરત તો સાક્ષાદ્ ભક્તિમાર્ગીય માહાત્મ્યના પ્રાકટ્યના અભાવે સ્વીય જનોને સર્વ પુરુષાર્થની સિદ્ધિ ન થાત, આ સર્વ સૂચનાર્થ જ 'હિ' પદ મૂલમાં કહ્યું છે.

'હિ' ને બદલે 'હ' એમ પણ પાઠ છે. 'હ'નો અર્થ 'પ્રસિદ્ધ' થાય છે, અર્થાત્ આ વાત પ્રસિદ્ધ છે, કારણ કે ભક્તોને આચાર્યશ્રીના તેવા સ્વરૂપનો અનુભવ થાય છે. સ્વકીયને અર્થે કૃપાથી જ આ પ્રકારે અલૌકિકકરણ છે. પ્રભુનું અત્યંત ભક્તપરત્વ પ્રસિદ્ધ છે એ સૂચવવાને 'હ' પદ ધર્યું. આ શ્લોકમાં પોતાને એટલે શ્રીપ્રભુચરણને ફલમાર્ગીય માહાત્મ્યજ્ઞાનમાં સ્વાસ્યના પ્રાકટ્યરૂપ અસાધારણ હેતુ કહ્યો, અર્થાત્ ભૂતલ ઉપર કલિકાલમાં અનવતારદશામાં

સર્વને નિજ માહાત્મ્ય અવિષય થયું, પરંતુ શ્રીપ્રભુચરણને ભૂતલ ઉપર અને કલિકાલમાં અવતાર સમયે તે માહાત્મ્ય પણ પ્રત્યક્ષ થયું, જેનું પ્રથમ શ્લોકમાં પ્રતિપાદન થઇ ગયું છે, તેનો અસાધારણ હેતુ સ્વાસ્યના પ્રાકટયથી, તેની કૃપાથી, પોતાને જ્ઞાન છે અને બીજાઓને અજ્ઞાન છે એમ પણ સિદ્ધ થયું, તેમાં કોઈ પણ અનુપપત્તિ ન રહી. આ સર્વથી સ્પષ્ટ થયું કે આચાર્યશ્રીના સ્વરૂપબલ વડે જ ઇદૃશલીલાવિશિષ્ટ બ્રહ્મ છે, અન્યથા નહિ, એમ સર્વમાહાત્મ્યજ્ઞાન અમને થયું.

નિષ્કર્ષાર્થઃ—નિજ માહાત્મ્યના અજ્ઞાનથી નિજ દૈવ સૃષ્ટિને અકૃતાર્થ જોઈને સ્વકીયનાં દુઃખહરણશીલ ભગવાનને દયા આવી, તેથી વાણીદ્વારા નિજ માહાત્મ્ય પ્રકટ કરવાની ઈચ્છા થઈ, ત્યારે વાણીના અધિષ્ઠાન સ્વમુખારવિંદને આચાર્યવિગ્રહરૂપે ભૂતલ ઉપર પ્રકટ કર્યું. શ્રીવલ્લભાવતાર વાણીદ્વારા ઉદ્ધાર કરવાને છે, તેથી શ્રીકૃષ્ણાવતારમાં સ્વરૂપ[1] મુખ્ય હતું અને અધુના વાણી મુખ્ય છે. પણ ખેદની વાત છે કે વૈષ્ણવો આચાર્યશ્રીની વાણીની લેશ પણ દરકાર કરતા નથી, અધુના આચાર્યશ્રીની વાણીની, જે સાક્ષાત્ પ્રભુના સ્વરૂપ કરતાં પણ વસ્તુતઃ વિશેષ ફલદાયિની છે તેની, સર્વ ગોસ્વામિબાલકો તથા વૈષ્ણવો તરફથી ઉપેક્ષા–અવગણના કરવામાં આવે છે. વૈષ્ણવો, ચેતો; તમારે તમારો ઉદ્ધાર કરવાની અભિલાષા હોય તો ગોસ્વામી બાલકોને પ્રાર્થના કરીને આચાર્યશ્રીનાં પુસ્તકોનું

૧. કૃષ્ણાવતારમાં સ્વરૂપ વડે ઉદ્ધાર હતો.

શ્રવણ કરો, તેને પ્રસિદ્ધિ કરાવો, તેનાં ભાષાંતર કરાવો, તેને વાંચો, મનન કરો. ખાસ ધ્યાનમાં રાખો કે પ્રભુની ઇચ્છા હાલ સ્વરૂપથી ઉદ્ધાર કરવાની નથી, પણ વાણીથી છે. તેથી તે વાણીને સમજો અને તદનુસાર વર્તો. ૩

આ પ્રકારે ભગવત્પરત્વે ત્રણે શ્લોકનો અર્થ કહ્યો હવે આચાર્યપરત્વે શ્લોકાર્થ કહેવાય છે:

શ્રીમત્પ્રભુચરણ આચાર્યશ્રીનાં અલૌકિક નામ પ્રકટ કરવાને આચાર્યસ્વરૂપના પ્રાકટ્યનો હેતુ, સ્વીયાતિરિક્તને આચાર્યસ્વરૂપના અજ્ઞાનનો હેતુ અને સ્વીયને આચાર્ય-સ્વરૂપના જ્ઞાનનો હેતુ કહેવાને આચાર્યસ્વરૂપનું વર્ણન કરે છે. પ્રથમ શ્લોકનો અર્થ પૂર્વવત્ જ છે. જો કે આચાર્યશ્રીને ઉદ્દેશીને આચાર્યસ્વરૂપ નિગમમાં પ્રતિપાદન હોય એમ શ્રવણ થતું નથી, તોપણ આચાર્ય સાક્ષાત્ પુરુષોત્તમના મુખારવિંદના અધિષ્ઠાતા હોવાથી, સાક્ષાત્ પુરુષોત્તમના અખિલ ધર્મવાન્ હોવાથી, અને પુરુષોત્તમ સાકાર આનંદમય છે એમ શ્રુતિપ્રતિપાદ્ય છે એમ જણાવવાને 'નિગમપ્રતિપાદ્ય' પદ ધર્યું. 'નિગમપ્રતિપાદ્ય જે તે શુદ્ધ અને સાકૃતને સ્તવું છું.' આ પ્રકારે આચાર્યનું શ્રુતિપ્રતિપાદ્યત્વ નિરૂપણ કરીને તેઓશ્રીની સ્તુતિની, **स्तौमि** સ્તુતિ કરું છું, એમ કથીને પ્રતિજ્ઞા કરે છે. હવે શંકા થાય કે આપે નિરૂપણ કર્યો તેવા ધર્મયુક્ત આચાર્યનું સ્વરૂપ કેમ અન્ય શાસ્ત્રવિત્ કોઈ પણ પંડિતોએ પ્રતિપાદન કર્યું નથી? તેના સમાધાન માટે દ્વિતીય શ્લોક આજ્ઞા કરે છે. દ્વિતીય શ્લોકનો અર્થ પૂર્વ પ્રકારે જ પણ શ્રીમહા-

ચાર્ય પરત્વે છે. હવે આચાર્યના સ્વરૂપનું પોતાને-શ્રી ગુસાંઈજીને જ્ઞાન થવામાં હેતુ તૃતીય શ્લોક વડે કહે છે. એનો પણ અર્થ પૂર્વવત્ જ છે. અત્ર પણ ગુસાંઈજી સિદ્ધવત્ આચાર્યશ્રીનું પુરુષોત્તમાસ્યપણું કથન કરે છે, તેનો આશય આ પ્રકારે છે: ભગવાનની આજ્ઞાથી શ્રીભાગવતના ગૂઢાર્થના વિવરણના આરંભમાં આચાર્યશ્રી જ **'अर्थं तस्य विवेचितुं'** શ્લોકમાં પોતાના સિવાય અન્યને શ્રીભાગવતના ગૂઢાર્થનું અજ્ઞાન છે એમ આજ્ઞા કરે છે. જ્ઞાન હોવામાં પોતે વાક્પતિ વૈશ્વાનર છે એમ કહીને, પોતામાં સાક્ષાત્ પુરુષોત્તમના મુખારવિંદનું અધિષ્ઠાતૃત્વ પણ નિરૂપણ કર્યું અને તેમ કરવામાં હેતુ પણ છે. શ્રીભાગવત દ્વાદશ અંગપણાથી પુરુષોત્તમરૂપ છે, પુરુષોત્તમસ્વરૂપ પુરુષોત્તમને જ ગમ્ય છે, અન્યને નહિ. તેથી શ્રીભાગવત પુરુષોત્તમરૂપ હોવાથી, તેનું જ્ઞાન પુરુષોત્તમને જ હોય, અન્યને નહિ. ગીતામાં પણ અર્જુને કહ્યું છે કે **नहि ते भगवन् व्यक्तिं विदुर्देवा न दानवाः, स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम** 'હે ભગવન્ આપની વ્યક્તિ દેવ કે દાનવ જાણતા નથી, આપ પોતે જ આત્મા વડે આત્માને જાણો છો, કારણ કે પુરુષોત્તમ છો.' આચાર્યશ્રી પુરુષોત્તમના સ્વરૂપનું નિરૂપણ કરે છે, અને તે નિરૂપણ વાગ્રૂપ હોવાથી શ્રીભાગવતના જ અર્થનું નિરૂપણ કરે છે. વાણી આસ્યમાં-મુખમાં જ હોવાથી આચાર્યશ્રી આસ્યરૂપ-મુખરૂપ છે, એમ જણાવવાને **स्वास्यं प्रादुर्भूतं चकार हि** એમ કહ્યું.

ગત શ્લોકમાં આપે જે આજ્ઞા કરી કે સાક્ષાદ્-

ભક્તિમાર્ગીય જ્ઞાન કરાવવા સારુ ભગવદાસ્ય શ્રીમહાચાર્ય-ચરણનું પ્રાકટ્ય થયું અને તત્પ્રાકટ્ય વડે જ આપશ્રીને સર્વમાહાત્મ્યજ્ઞાનસંપત્તિ સિદ્ધ થઇ, તો પછી આપ તેઓશ્રીના સ્વરૂપનું જ કથન કરો, પણ તેઓશ્રીની સ્તુતિ-રૂપ તેઓશ્રીનાં અષ્ટોત્તરશત નામ આપ શામાટે પ્રકટ કરો છો? એમ વાદી શંકા કરે તો તેના ઉત્તરરૂપે આપશ્રી અષ્ટોત્તરશત નામ પ્રકટ કરવાનું પ્રયોજન—હેતુ—અગ્રિમ શ્લોકમાં આજ્ઞા કરે છેઃ—

**શ્લોકાર્થઃ**—તદુક્ત (આચાર્યશ્રીની વાણી) પણ દુર્બોધ યથા (જે પ્રકારે) સુબોધ થાય તથા (તે પ્રકારે) અખિલાઘહૃત્ તન્નામાષ્ટોત્તરશત (તેઓશ્રીનાં એકસો અને આઠ નામ) પ્રવચીશ. ૪.

**વિવેચન**—'તદુક્ત પણ દુર્બોધઃ'—વાણીના અધિષ્ઠાતા શ્રીમહાચાર્યચરણની શ્રીસુબોધિન્યાદિગ્રંથરૂપ વાણીથી સર્વ અર્થ સમજાશે, માટે આ આપનો નામ-કથનરૂપ પ્રયાસ નિષ્પ્રયોજન છે એમ વાદી શંકા કરે માટે આપશ્રી 'દુર્બોધ' પદ અત્ર ધરે છે, અર્થાત્ શ્રીમહા-ચાર્યચરણની વાણી સર્વ સમજાવવાને શક્તિમતી છે તો પણ 'દુર્બોધ' અતિગૂઢ ગંભીર છે. જો કે કૃષ્ણાસ્યસ્વરૂપ આચાર્યશ્રીના અનુગ્રહથી અમને આપશ્રીનિર્મિત શ્રીસુબો-ધિન્યાદિ ગ્રંથનો પૂર્ણ અર્થાવબોધ થયો તો પણ આધુનિક તદીય જનો જીવપણાથી અલ્પબુદ્ધિવાન્ હોવાથી તેઓને શ્રીસુબોધિન્યાદિ ગ્રંથોના અલૌકિક તાત્પર્યનું જ્ઞાન ન થતાં શ્રીમહાચાર્યચરણના પ્રાકટ્યની વ્યર્થતા અને ભક્તની અકૃ-તાર્થતા થાય.

'સુબોધ થાય' ઇત્યાદિઃ—તેમ ન થાય તેટલા માટે આધુનિક તદીય જનને પણ જે પ્રકારે શ્રીસુબોધિન્યાદિ ગ્રંથ અર્થાત્ આપશ્રીની વાણી દુર્બોધ હોવા છતાં પણ સુબોધ થાય અને તેના તાત્પર્યનો સંપૂર્ણ અવબોધ થાય તે પ્રકારે તેઓશ્રીનાં એકસો અને આઠ નામ 'પ્રવચીશ,' પ્રકટ કરીશ. આચાર્યશ્રીના ગ્રંથાર્થાવબોધ સારુ અન્ય સાધન વા પ્રકાર નથી; પરંતુ તેઓશ્રીનાં નામનો જ જપ વા પાઠ જ કેવલ સાધન છે. તેઓશ્રીનાં નિત્યસિદ્ધ અષ્ટોત્તર-શત નામ હું આ ગ્રંથમાં પ્રકટ કરીશ. વસ્તુતઃ જનનો ઉદ્ધાર રૂપનામવિભેદે કરીને બે પ્રકારે થાય છે. અવતાર-દશામાં પ્રભુનો સાક્ષાદ્દર્શનમાત્રથી ઉદ્ધાર થાય છે, તે ઉદ્ધાર રૂપથી વા સ્વરૂપબલથી થયેલો કહેવાય છે. અનવ-તારદશામાં ભગવલ્લીલાકીર્તનથી પરમકૃપાલુ આચાર્યશ્રી નિર્મિત શ્રીસુબોધિન્યાદિગ્રંથોથી નિજ જનનો ઉદ્ધાર થાય છે, અને તે ઉદ્ધાર નામથી થયેલો કહેવાય છે. ભગવાનની અનવતારદશામાં સર્વ જનનો ઉદ્ધાર કરવા સારુ વેદ, શ્રીમદ્ભગવદ્ગીતા, વ્યાસસૂત્ર, શ્રીમદ્ભાગવત વગેરે પ્રકટ થયાં હતાં. પરંતુ કલિકાલના અંધકારથી વિદ્વાનોને પણ વેદાદિના યથાર્થ અર્થની સ્ફૂર્તિ ન થઈ તેટલા માટે વેદાદિના સત્ય અર્થની સ્ફૂર્તિ કરાવવા સારુ વાગધીશ શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય થયું, અને આપશ્રીએ સર્વ રહસ્ય શ્રીસુબોધિન્યાદિ ગ્રંથમાં નિજ જનની ઉપર કરુણા કરીને પ્રકટ કર્યું, તો પણ આધુનિક જન જીવપણાથી અલ્પબુદ્ધિમાન અને અપરાધ-

યુક્ત હોવાથી આચાર્યશ્રીની અલૌકિક વાણીનું તાત્પર્ય સમજી શકે નહિ અને તેઓની અકૃતાર્થતા થાય, તેથી જે પ્રકારે આચાર્યશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથો આપશ્રીના સાક્ષાત્ પ્રાદુર્ભાવના અભાવમાં પણ સર્વ નિજ જનને સુબોધ થાય, સુખે સમજી શકાય, તે પ્રકારે તેઓશ્રીનાં અષ્ટોત્તરશત નામ પ્રકટ કરું છું, અર્થાત્ આચાર્યશ્રીની દુર્બોધ વાણી સમજવાના કેવલૈકઉપાયરૂપ તેઓશ્રીનાં એકસો અને આઠ નામ પ્રકટ કરીશ. 'સંખ્યાના નિયંત્રણ વિના જે જપાય, તે જપેલું નિષ્ફલ[1] થાય' એમ શાસ્ત્રનો નિયમ હોવાથી અહીં નામની સંખ્યા એકસો અને આઠ નિયત કરી, સાક્ષાત્ શ્રીઠાકુરજીનાં સ્વામિનીની સંખ્યાદર્શક આઠ તથા સખીની સંખ્યાદર્શક સો મળી એકસો અને આઠની સંખ્યા નિયત કરી.

અષ્ટોત્તરશત નામના નિર્વચનથી આચાર્યશ્રીના અલૌકિક ગ્રંથો સુબોધ શી રીતે થશે? એ આશંકા દૂર કરવા સારુ અષ્ટોત્તરશતનામને 'અખિલાઘહૃત્' વિશેષણ લગાડયું છે. અખિલનાં–સર્વ–અઘને હરનાર, અથવા અખિલ–સર્વનાં અઘને હરનાર એવાં એ અષ્ટોત્તરશત નામ છે. 'અઘ' શબ્દ જો કે લોકમાં પાપવાચકપણાએ પ્રસિદ્ધ છે તો પણ આચાર્યશ્રીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં અનુવર્તનારને તેની (પાપની) સંભાવનાજ જ અતિદૂર છે, તેથી અત્ર 'અઘ' શબ્દ પાપવાચક નથી, પરંતુ પ્રતિબંધવાચક છે, અર્થાત્ શ્રીસુબોધિન્યાદિ ગ્રંથના અર્થાવબોધમાં જે

---

१. असंख्यातं तु यज्जप्तं तज्जप्तं निष्फलं भवेत् ।

અર્થાવબોધમાં જે પ્રતિબંધ તે અત્ર 'અઘ' કહેવાય છે. આ અષ્ટોત્તરશત નામ અખિલાઘહૃત્ હોવાથી નિજ જનોને શ્રીસુબોધિન્યાદિ ગ્રંથના અર્થાવબોધ થવામાં જે જે પ્રતિબંધ હોય છે તે સર્વને હરે છે, તે સર્વનો નાશ કરે છે. આથી એમ સૂચન થાય છે કે જેવી રીતે આચાર્યશ્રીનું સ્વરૂપ પ્રતિબંધનિવર્તક અને ફલદાયક છે, તેવીજ રીતે તેઓશ્રીનાં નામ પણ તેવાંજ પ્રતિબંધનિવર્તક અને ફલદાયક છે. તેથી આ સ્તોત્રના શ્રવણથી, પાઠથી, જપથી, ઉક્ત નામોમાં કહેલા ધર્મ વડે વિશિષ્ટ શ્રીમદાચાર્યચરણનાં સ્વરૂપનું જ્ઞાન થશે, ધર્મવિશિષ્ટ સ્વરૂપજ્ઞાનથી આચાર્યશ્રીની વાણી સમજાશે, અને સાક્ષાત્ફલદાયક થશે. પ્રતિબંધ જ અત્ર પાપસ્વરૂપ હોવાથી તેના અપગમથી અર્થાવબોધ સુબોધ થાય એ તો યુક્ત જ છે. આચાર્યશ્રીનાં નામ અખિલનાં—સર્વનાં—અઘ (પ્રતિબંધ) હરે છે, અર્થાત જ્ઞાનમાર્ગવત્ કેવલ વિદ્વાનોનાં જ અઘને—પ્રતિબંધને—હરે છે એમ નહિ, પણ સર્વનાં સર્વ અઘને સ્વાનુભવદ્વારા હરે છે એમ 'અખિલ' પદથી સૂચન થાય છે. 'અખિલ અઘ' એટલે સાક્ષાત્પુષ્ટિફલપ્રાપ્તિમાં પ્રતિબંધરૂપ સર્વ કાર્ય, કાયિકવાચિકમાનસિક, આધિદૈવિકાદિ, વા સાત્વિકાદિ અઘ તે સર્વનો નાશ કરનાર આ અષ્ટોત્તરશત નામ છે. અખિલ અઘનો નાશ થયે સુખથી ગ્રંથતાત્પર્યની સ્ફૂર્તિ થાય, અને તેથી અનવતારદશામાં પણ ત્વરાથી ઉદ્ધાર થાય, એવાં સર્વસામર્થ્યયુક્ત અષ્ટોત્તરશત નામ છે.

'પ્રવચ્મીશઃ'—વક્ષ્યામિ એમ કહ્યું હોત તો પણ ચાલત,

છતાં મૂલમાં प्रवक्ष्यामि 'પ્રવચીશ' એમ પદ યોજતાં प्र ઉપ-સર્ગ લગાડેલો છે તેનું તાત્પર્ય આ પ્રકારે છેઃ प्र એટલે પ્રકર્ષથી વચીશ, કથીશ, કહીશ. શ્રીમદાચાર્યચરણનાં નામ નિત્ય હોવાથી પૂર્વસિદ્ધ જ અષ્ટોત્તરશત નામનું પ્રાકટ્ય જ પ્રભુચરણ કરે છે, નવીન નવાં રચીને કહેતા નથી, એમ પણ प्र શબ્દનો ધ્વનિ છે.

નિષ્કર્ષાર્થઃ—આચાર્યશ્રીનું સ્વરૂપ આપશ્રીના પ્રાદુર્ભાવ સમયે સર્વ પ્રકારે નિજ જનનો ઉદ્ધાર કરવાને સમર્થ હતું અને તે પ્રમાણે સ્વરૂપબલથી નિજજનનો ઉદ્ધાર આપશ્રીએ કર્યો પણ ખરો, પરંતુ પોતાના પ્રાદુર્ભાવના અભાવમાં પણ આવા કરાલ કલિકાલના સમયમાં પણ, અનેક દૈવીજીવોનો વાણીદ્વારા સમુદ્ધાર કરવા સારૂ આપશ્રીનું પ્રાકટ્ય હોવાથી આપશ્રીએ જીવના ઉપર પરમ કરુણા કરીને શ્રમ લઇને બબ્બે ભગવદાજ્ઞા લોપીને પણ શ્રીસુબોધિન્યાદિ ગ્રંથો પ્રકટ કર્યા. ઉક્ત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથ અતિગૂઢ અલૌકિક તાત્પર્ય દર્શાવનાર હોવાથી અલ્પબુદ્ધિવાન્ આધુનિક જીવનો તેમાં ચંચુપ્રવેશ પણ ન થતાં દૈવીજીવની અને શ્રીમદાચાર્યચણુના પ્રાકટ્યની ઉભયની અકૃતાર્થતા થાય, તેમ ન થાય તેટલા સારુ સાક્ષાત્ પુરુષોત્તમાવતાર અગ્નિકુમાર શ્રીગુસાંઇજીનું પ્રાકટ્ય થયું અને તેઓશ્રીએ દૈવીજીવના ઉદ્ધારાર્થ, આધુનિકોને પણ આચાર્યશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથનું તાત્પર્ય સમજાય તેટલા સારુ નિજ જનની ઉપર મહતી કરુણા કરીને આચાર્યશ્રીનાં નિત્યસિદ્ધ અષ્ટોત્તરશત નામ પ્રકટ કર્યાં,

જેના પાઠથી, જપથી, શ્રવણથી, શ્રીમહાચાર્યચરણનું નામોક્ત ધર્મસહિત સ્વરૂપ હૃદયારૂઢ થાય છે, અને હૃદયમાં તેઓ-શ્રીના ધર્મના પ્રવેશથી તેઓશ્રીની વાણી સુબોધ થાય છે, તેથી જ પુષ્ટિમાર્ગીય પ્રત્યેક વૈષ્ણવે અવશ્ય આ સર્વોત્તમ સ્તોત્રનો જપ, પાઠ, અર્થ સહ શ્રવણ ઇત્યાદિ સ્વોદ્ધારાર્થ કરવું, અને તે દ્વારા આચાર્યશ્રીના અતિગૂઢ અલૌકિક ગ્રંથ સમજવાને શ્રીમત્પ્રભુચરણની કૃપાથી સમર્થ થવું.

આ પ્રકારે આચાર્યશ્રીનું સ્વરૂપ અને તેઓશ્રીનાં નામ આનંદમય હોવાથી અલૌકિક છે એમ પ્રતિપાદન કરીને નામ મંત્રરૂપ હોવાથી, તત્પ્રાકટ્યમાં સર્વત્ર ઋષિ, છંદ, દેવતા વગેરે દર્શાવવાની આવશ્યક્તા છે. આચાર્ય-શ્રીનાં નામ આનંદમય અને અલૌકિક છે તેથી તેના દ્રષ્ટા ઋષિ પણ અલૌકિક જોઇએ, તેથીજ ઋષ્યાદિનાં અલૌ-કિક સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

શ્લોક ૫–૬:—અગ્નિકુમાર તો ઋષિ (છે) જગત્માં પ્રસિદ્ધ અનુષ્ટુપ છંદ (છે) અને શ્રીકૃષ્ણાસ્ય દેવતા (છે) અને કારુણિક પ્રભુ બીજ (છે). (૫)

ભક્તિયોગના પ્રતિબંધના વિનાશમાં વિનિયોગ (છે) અત્ર કૃષ્ણાધરામૃતાસ્વાદ સિદ્ધિ (છે) (એમાં) સંશય નથી. (૬)

વિવેચન—આ પ્રમાણે સ્તોત્રનું સામર્થ્ય નિરૂપણ કરીને ષડંગસંપન્ન સ્તોત્ર હોય તેજ સ્તોત્ર સામર્થ્યયુક્ત હોય છે તેથી આ સ્તોત્રનાં ષડંગનું નિરૂપણ કરે છે. વેદમાં પણ કહ્યું છે કે મંત્રના અર્થ, છંદ દેવતા જાણ્યા વિના જે

બ્રાહ્મણ મંત્રથી યજ્ઞ કરાવે છે, અધ્યાપન કરાવે છે, તે સ્થાણુ થાય છે, ગર્ભમાં (ખાડામાં) પડે છે, અષ્ટોત્તર શત-નામ મંત્રરૂપ હોવાથી તેનાં ઋષ્યાદિ આવશ્યક છે, અને તેથી તેઓનું આ પંચમ શ્લોક વડે નિરૂપણ કરે છે. અન્ય મંત્રના સમાન આ સ્તોત્રના ઋષિ પણ લૌકિક હશે, એમ શંકા થાય તેની વ્યાવૃત્તિને અર્થે મૂલમાં તુ શબ્દ છે. અન્ય જીવ યોગ કે તપના સામર્થ્ય વડે ઋષિ થાય છે; પરંતુ આ નામના તો સ્વતઃસિદ્ધ સકલસામર્થ્યયુક્ત અગ્નિકુમાર જ ઋષિ છે. અત્ર અગ્નિ એટલે ઉત્તર-દલાત્મક પુરુષોત્તમના મુખરૂપ શ્રીમહાપ્રભુજી. તેમના કુમાર પણ તેવા જ હોય, તેથી તેઓશ્રીના નામનું ઋષિત્વ તેમને જ ઉચિત છે. કલ્પિત સામર્થ્યવાન્‌ની આ સ્તોત્રદર્શનમાં અશક્તિ છે. સહસ્ર નામાદિના દ્રષ્ટાઓને પણ ઋષિપણું હોવાથી, આના દ્રષ્ટા પણ તેના સમાન હશે એમ શંકા થાય તેના નિરાસાર્થ અહીં 'તુ' શબ્દ છે. આ નામદ્રષ્ટાનું અન્ય ઋષિ કરતાં અલૌકિકત્વ જણાય છે. અન્ય ઋષિઓની ઋષિગણનામાં પ્રસિદ્ધિ હોવાથી અને દૃષ્ટ સહસ્ર નામાદિ મંત્ર પણ વેદ પુરાણમાં પ્રસિદ્ધ હોવાથી, અપૂર્વ દ્રષ્ટૃત્વના અભાવથી તેઓમાં અલૌકિક ઋષિત્વ નથી, પરંતુ પ્રકૃતમાં આચાર્યશ્રીનાં અષ્ટોત્તર શત નામ વેદ પુરાણમાં અપ્રસિદ્ધ હોવાથી, સર્વને અજ્ઞાત હોવાથી, તદ્‌જ્ઞાતા ઋષિ અન્ય સર્વ કરતાં વિશેષ છે.

આ ઋષિને અગ્નિકુમારત્વ કહેવાનો આશય આ પ્રકારે છેઃ અન્ય ઋષિઓ વેદ પુરાણમાં કહેલા મંત્રના

દ્રષ્ટા હોવાથી શુદ્ધ મર્યાદામાર્ગીય છે, પરંતુ અહીં ઋષિત્વમાં અગ્નિકુમારત્વનું કથન કરી ઋષિએ શુદ્ધ પુષ્ટિ-માર્ગીયત્વ બતાવ્યું. જેવી રીતે વ્રતવરદાન–પ્રસ્તાવ–નિરૂપણમાં સર્વને અજ્ઞાત અદૃષ્ટ મંત્ર–**कात्यायनि महामाये महायोगिन्यधीश्वरि। नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः** –તેજ પ્રતિપાદ્ય દેવતા સહિત અગ્નિકુમાર ઋષિરૂપા કુમારિકાનો દૃષ્ટ થયો, તે જ પ્રકારે વેદપુરાણમાં અપ્રસિદ્ધ અન્યથી અજ્ઞાત આચાર્યશ્રીનાં નામ પણ શ્રીમદગ્નિ-કુમારે જ પ્રકટ કર્યા અને તેથી આ નામ પ્રકટ કરવામાં એઓનું જ ઋષિત્વ છે એમ જણાવવાને અત્ર 'અગ્નિકુમાર' પદ છે. જેવી રીતે અગ્નિકુમારો પ્રથમ અલૌકિક મંત્રના દ્રષ્ટા હતા તેવી રીતે શ્રીપ્રભુચરણ પણ છે એમ જણાવ્યું. જે પ્રકારે અગ્નિકુમારોએ પ્રકટ કરેલા મંત્રથી સ્વતઃજ પૂજા કરી તેનું ક્રમશઃ અવાંતર અને પરમ ફલ પ્રાપ્ત કર્યું, તેજ પ્રકારે પ્રભુચરણે પ્રકટ કરેલા નમન, પાઠથી પોતાને જ ક્રમશઃ આ માર્ગના અવાંતર અને પરમફલની પ્રાપ્તિ થાય છે એમ 'અગ્નિકુમાર' પદ જણાવે છે. અગ્નિ-કુમારે અલૌકિક મંત્ર પ્રકટ કર્યો, તેના જપથી તેમને શીઘ્ર ફલ પ્રાપ્ત થયું, તેવી રીતે અધુના અગ્નિકુમારરૂપે જ પ્રભુચરણે જ આ પુષ્ટિમાર્ગીય મંત્રરૂપ સ્તોત્ર પ્રકટ કર્યું અને તેનું ફલ પણ તેઓશ્રીએ જ અનુભવ્યું. જેવી રીતે તેઓ પૂજનમાં નિત્ય તદ્ભાવનામાં તદાત્મક થઇને તે તે લીલાયુક્ત ભગવાનને જાણે સાક્ષાત્ મલ્યા હોય એમ માનતા થયા એ અવતારફલ તેઓને પ્રાપ્ત થયું, અને

પછી પ્રભુએ પ્રસન્ન થઇને પ્રત્યક્ષ ત્યાં પધારીને વસ્ત્રાદિનું હરણ કરી પુનઃ વસ્ત્રનું દાન કરી કરસ્પર્શાદિજનિત સંબંધાનુરૂપ પરમફલનું દાન કર્યું, અને પછી ‘ આ રાત્રિમાં મારી સાથે રમણ કરજો ’ એ વરદાનથી આગળ રસાનુભવસમયે સાક્ષાત્સંબંધરૂપ સંપૂર્ણ ફલનું દાન કર્યું, તેવી રીતે અધુના આ શ્રીઅગ્નિકુમારને પણ જેમ જેમ શ્રીઆચાર્યસ્વરૂપનો અનુભવ થતો ગયો, તેમ તેમ તેમના નામનિરૂપણમાં, તેમનાં નામના અર્થવિચારમાં, તેવા જ ઉત્કટભાવથી તદાત્મકત્વથી લીલાવિશિષ્ટ શ્રીઆચાર્યસ્વરૂપાનુભવરૂપ આવાંતર ફલ પ્રાપ્ત થયું, અને પછી સાક્ષાત્ તત્સંબંધરૂપ ફલ થયું; તેથી જ આ સ્તોત્રરૂપ મંત્રનો જપ કરવાથી સિદ્ધવત્ શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ ફલ મલવાનું કહે છે. આ સર્વ અગ્નિકુમારનું ઋષિત્વ કહેવાથી જણાય છે, અને તેથી જ ફલકથન પછી આગળ **न संशयः** એમાં સંશય નથી એમ પોતાને અનુભૂત હોય એમ કથન કરે છે. અથવા ‘અગ્નિકુમાર’પદ વડે પોતાના અગ્નિકુમારત્વનું સૂચન કર્યું. આચાર્યચરણનું અગ્નિત્વ પ્રસિદ્ધ હોવાથી પોતે તેઓશ્રીના આત્મજ પુત્ર કુમાર—હોવાથી અર્થ ગુપ્ત રાખવાને ‘અગ્નિકુમાર’ પદ યોજ્યું છે.

**नाम्नां छन्दो जगति**—આ પ્રકારે ઋષિ એટલે મંત્ર-દ્રષ્ટાનું નિરૂપણ કરીને હવે છંદનું નિરૂપણ કરે છેઃ આચ્છાદે છે ગુપ્ત રાખે છે, તેથી છંદ ‘છંદ’ કહેવાય છે. જેવી રીતે આકૃતિને વસ્ત્રો ઢાંકે છે, તેમ છંદ મંત્રને ઢાંકે છે. પૂર્વે

મૃત્યુથી ભય પામેલા આદિત્ય, વસુ, દેવ રુદ્રાદિ દેવતા-ઓએ જેનાથી આત્મા સંછાદિત કર્યો છે તે 'છંદ' કહેવાય છે. મંત્રત્વના છાદનથી 'છંદ' કહેવાય છે. છંદાનુકૂલ વર્ણ-ન્યાસ એજ અહીં છાદન છે. 'સહસ્ર' પ્રભૃતિ નામનો જગતમાં પ્રસિદ્ધ જે અનુષ્ટુપ્ છંદ છે તેજ છંદ આ સ્તોત્રનો છે. જગતને વિષે જ તેનો પ્રભાવ પ્રકટ કરવો છે, તેથી '**जगति**' એમ પદ ધર્યું છે. શ્રીહરિરાયજી **नाम्नां छन्दो जगत्यसौ** નો આ રીતે અર્થ કરે છે. નામનો જગત્માં પ્રસિદ્ધ આ અનુષ્ટુપ છંદ છે. અથવા નામનો જગતમાં જે છંદ છે તે (અનુષ્ટુપ્)જ અહીં પણ છે. અન્ય ટીકા-કારો **असौ** પદ દેવતા સાથે લે છે.

**असौ श्रीकृष्णास्यं देवता च**—દેવતાથી અનધિષ્ઠિત મંત્રો કાર્ય કરવાને સમર્થ થતા નથી, તેથી છંદનું નિરૂપણ કરી દેવતાનું નિરૂપણ કરે છે. જેને ઉદ્દેશીને મંત્ર કહેલો હોય તેનો દેવતા કહેવાય છે, અને તે મંત્ર તદાકાર છે.

આ સ્તોત્ર પણ તેથી શ્રીકૃષ્ણાસ્યાકાર શ્રીકૃષ્ણમુખા-કાર છે. આ શ્રીકૃષ્ણાસ્ય છે. સ્તોત્રના આરંભમાં જ પ્રત્યક્ષ છે તેથી **असौ** (આ) એમ કહે છે. તે વડે સ્તોત્રબલનું પણ સૂચન કર્યું. અત્ર 'શ્રીકૃષ્ણ'પદ કહ્યું છે, તેથી ભક્તસહિત તલ્લીલારસાવિષ્ટ આસ્યનું કથન કર્યું, તેથી એતન્માર્ગીય આધિદૈવિક આનંદમય અગ્નિરૂપત્વ કહ્યું. 'શ્રીકૃષ્ણ'માં શ્રીપદ મુખ્ય શ્રીસ્વામિની જ કહેવાય છે, અને 'કૃષ્ણ'શબ્દથી રસાત્મક સદાનંદ કહેવાય છે. પરસ્પર પ્રણય વડે અભેદ-સ્ફૂર્તિથી તે ઉભયનાં આસ્ય (મુખ) એક જ દેખાય છે;

તેથી **श्रीकृष्णास्यम्** એમ (એક વચન) તદ્રૂપ હોવાથી આચાર્યશ્રી ઉભયભાવાત્મકસ્વરૂપ છે એમ પણ સૂચન કર્યું, અર્થાત કૃષ્ણોકિતથી ફલરૂપ પુરુષોત્તમનું મુખ સર્વોત્કૃષ્ટ છે એમ કહ્યું. અને શ્રીસહિત કહેવાથી સ્વામિનીસાહિત્ય કહ્યું, તેથી ઉભય[1]સ્વરૂપમુખાત્મક આચાર્યશ્રી છે.

આસ્યને દેવતા કહ્યા, તેથી તે સ્તોત્રના અધિષ્ઠાતા હોવાથી સ્તોત્રના ફલદાતા પણ છે, એમ જણાવવા ઉભયસમુચ્ચયાર્થ ચકાર ધર્યો છે. દેવતાનિરૂપણમાં આસ્યનિરૂપણનો આ પણ અભિપ્રાય છેઃ ભક્તિમાર્ગમાં સર્વત્ર દાસભાવે ચરણનું જ સેવ્યત્વ છે, અહીં તો વ્રજસીમંતિનીવત્ સાક્ષાત્ સ્વરૂપાનુભવયોગ્ય દર્શનાદિ અધરપાનાદિ સુખ મુખ વડે જ થાય છે એમ જણાવવાને શ્રીકૃષ્ણાસ્ય દેવતા કહ્યા છે, અર્થાત્ પુષ્ટિમાર્ગમાં મુખનું સેવ્યત્વ છે. વળી કોઈ શંકા કરે કે અગ્નિકુમારોએ પ્રથમ પ્રકટ કરેલું મંત્રત્વ જ આ સ્તોત્રને છે, તો પછી તે મંત્રનો જ ઉપદેશ હાલ કેમ ન કર્યો? નામાત્મક સ્તોત્ર કહેવાનું શું પ્રયોજન છે? તો સમાધાન કરે છે કે આ શ્રીકૃષ્ણાસ્ય દેવતા છે, આ ભાવ છે. પૂર્વે ભગવાને પોતે નિરોધ કરીને પણ ફલ કાત્યાયનીદ્વારા આપ્યું, ત્યારે તેમને તે મંત્ર વડે તત્સ્વરૂપજ્ઞાનથી તે ફલ થયું, અધુના તે જ ભગવાન્ શ્રીકૃષ્ણસ્વરૂપ કરીને ફલદાન કરવાની ઈચ્છા કરે છે. પુષ્ટિમાર્ગાધિષ્ઠાતૃસ્વરૂપજ્ઞાનથી પૂર્વોક્ત ફલ થાય છે; તેથી

૧. શ્રી પુરુષોત્તમસહસ્રાદિ.

૨. આના સ્પષ્ટ ભાવ સારુ सौन्दर्यं निजहृद्गतं શ્લોકનો ભાવ વિચારો.

પૂર્વ મંત્રરૂપથી આનો ઉપદેશ પૃથક્ છે. તે મંત્રથી તત્સ્વરૂપજ્ઞાન, પુષ્ટિમાર્ગાધિષ્ઠાતૃશ્રીકૃષ્ણાસ્યસ્વરૂપજ્ઞાન ન થવાથી ફલની સિદ્ધિ અધુના ન થાય. તેથી તેનો અધુના ઉપદેશ નથી. અધુના પુષ્ટિમાર્ગાધિષ્ઠાતા શ્રીકૃષ્ણાસ્ય શ્રીમદાચાર્યચરણ જ છે; તેથી પુર્વોક્ત પૂર્વપક્ષનો અવસર જ નથી.

**बीजं कारुणिकः प्रभुः**—બ્રહ્માદિને દુર્લભ મર્યાદામાર્ગીય શ્રુતિને પણ અગમ્ય ફલ સ્વકીયને દાન કરવામાં, તેમ જ તેવું સામર્થ્ય આ સ્તોત્રમાં હોવામાં શું બીજ છે એમ આકાંક્ષા થાય, તેથી દેવતાનું નિરૂપણ કરી બીજનું નિરૂપણ કરે છે. જે વડે વિશેષ થાય તે બીજ અથવા વિશેષ વૃત ઇચ્છિત કરે તે બીજ. વિશેષ કામાદિથી જે થાય તે બીજ. વિશેષ લક્ષ્મી જેમાંથી થાય તે બીજ. જેમાંથી કાર્ય થાય તે બીજ. અત્ર સર્વકરણસમર્થ પ્રભુનું કરુણાવત્ત્વ એ જ બીજ છે. તેમની કરુણાથી જ વક્ષ્યમાણ ફલસિદ્ધિ થશે એમ ભાવ છે. સ્વીય જન વિષે નિરુપધિ અસાધારણ કરુણાવત્ત્વ જણાવવાને 'કારુણિક' પદ ધર્યું છે. જો ઇતર મર્યાદામાર્ગાચાર્યવત્ (વિષ્ણુસ્વામી, રામાનુજ, મધ્વ, નિબાર્કવત્) સ્વીયજનોને પણ મુક્તિનું શ્રીમદાચાર્યચરણ દાન કરે તો પોતે પ્રકટ કરેલા પુષ્ટિમાર્ગના ફલના કોઇ અધિકારી ન હોવાથી શુદ્ધ પુષ્ટિમાર્ગીયત્વ જ ન રહે. તેથી આપશ્રી સ્વીયજનને સર્વથી પૃથક્ કરીને સર્વોત્કર્ષ સિદ્ધ કરે છે, તેમાં તેમનું કરુણાવત્ત્વ જ બીજ (કારણ) છે, એમ જણાવવાને 'કારુણિક'

પદ ધર્યું છે. પ્રથમ પણ સર્વને અવેદ્ય આ ફલનું દાન કરુણાવાન્ ભગવાને કેવલ નિજ અંતરંગ ભક્તોને જ કર્યું હતું. તે ફલદાન કરવાનું સામર્થ્ય આચાર્યશ્રીમાં કેવી રીતે છે એમ કોઇ શંકા કરે તો તેના નિરાસાર્થ 'પ્રભુ'પદ ધરે છે. પ્રભુ એટલે સર્વકરણસમર્થ. પ્રભુત્વથી અત્યંત અસાધારણ સામર્થ્ય હોવાથી તાદૃક્ ફલદાન કરવામાં પણ સામર્થ્ય જણાવ્યું. આ સ્તોત્રના સામર્થ્યનું બીજ (કારણ) પરમ કરુણાસિંધુ હરિ પોતેજ છે, નહિ તો નિઃસાધનના ફલરૂપ આસ્યને પ્રકટ કરવાનું શું પ્રયોજન? વલી પોતે પ્રભુ છે, એટલે સર્વોદ્ધાર કરવામાં સમર્થ છે. આ પ્રકારે બીજમાં પ્રભુથી કારુણિકતા કહી, તેથી આ ફલ જીવનાં–જીવકૃત–સાધન વડે સાધ્ય નથી, પરંતુ કેવલકૃપાસાધ્ય છે. પ્રભુ પોતે દીનદયાલુત્વ વિચારી જીવનું દીનત્વ તથા પોતાનું કરુણાનિધાનત્વ વિચારી ફલની કૃપા કરે છે એ ભાવ છે. વળી બીજનિરૂપણપ્રસ્તાવમાં કારુણિકતા કહીને પ્રભુત્વનું કથન કર્યું, તેનો આ ભાવ છે. પ્રભુત્વ વિચારીને જ જે પ્રકારે સ્વમાર્ગરીતિ છે તે પ્રકારે કરે છે, કાંઇ પોતાનું પણ દીનત્વ નથી. (૫)

આ પ્રકારે બીજનું ઉપપાદન કરીને આ સ્તોત્રપાઠનો શામાં વિનિયોગ કરવો એમ આકાંક્ષા થાય તેથી ષષ્ઠ શ્લોકનું કથન કરે છેઃ—

**विनियोगो भक्तियोगप्रतिबन्धविनाशने**–પુરા કલ્પમાં કર્માર્થ જ મંત્રો સમુત્પન્ન થતા હતા. આથી આ કરવું એ તેનો વિનિયોગ કહેવાય છે. આ સ્તોત્રથી ભક્તિયોગ-

પ્રતિબંધનો વિનાશ કરવો. ભક્તિયોગમાં જે કાંઈ દૃષ્ટ અદૃષ્ટરૂપ, કાલકર્માદિકકૃત પ્રતિબંધ તેના વિનાશનમાં, વિશેષ નાશનમાં મૂલોચ્છેદમાં, આ સ્તોત્રનો વિનિયોગ (ઉપયોગ) છે. અત્ર કેવલ 'ભક્તિ' ન કહેતાં 'ભક્તિયોગ' એમ પદ ધર્યું તેનો આશય આ પ્રકારે છેઃ 'भक्तियोगो बहुविधः' એ શ્લોકમાં ભક્તિ અનેકવિધ ફલસાધક છે એમ નિરૂપણુ કર્યું છે, તે પ્રકારે ભક્તિ અનેકવિધ હોવાથી, પ્રકૃતિમાં 'યોગ'પદ વડે ભગવાન્ સાથે યોગ એટલે સાક્ષાત સંબંધ જેનાથી થાય તેવી ભક્તિનું ગ્રહણુ થાય છે, અને તે પ્રાપ્ત કરવામાં જે પ્રતિબંધ હોય તેના વિનાશનમાં આ સ્તોત્રનો વિનિયોગ કરવો. ભક્તિયોગ એટલે ભક્તિ-સંયોગ અર્થાત્ ભગવાન્ અને સંયોગાત્મિકા ભક્તિમાં પ્રતિબંધરૂપ એવો સ્રીભાવનો જે અભાવ તેના વિનાશનમાં આ સ્તોત્રનો વિનિયોગ કરવો. અથવા જે વડે ફલ સાથે યોગ થાય યોજાવાય, ફલની પ્રાપ્તિ થાય, તે યોગ. ભક્તિયોગ એટલે પુષ્ટિમાર્ગીયભાવરૂપ પુષ્ટિફલ-દાયક જે ભક્તિયોગ. તેમાં જે પ્રતિબંધ હોય તેના વિના-શમાં આનો વિનિયોગ—ઉપયોગ—છે. આ સ્તોત્રના જપથી તે સંયોગફલપ્રાપક સ્રીભાવની અવશ્ય પ્રાપ્તિ થાય છે. વિનાશનમાં વિશેષવાચક 'વિ' ઉપસર્ગ છે, તેથી એમ જણાય છે કે પ્રસંગાદિદોષ વડે પણુ તે ભાવનો નાશ નહિ થાય.

આ પ્રમાણે છ શ્લોકથી ફલપર્યંત પૂર્વપીઠિકાનું નિરૂપણુ કરીને સ્તોત્રની શરૂઆત કરે છે.

નામનિરૂપણ—પ્રસ્તાવમાં તેના હેતુરૂપનું સ્મરણ થયે તજ્જનિત આનંદભરથી, સ્વરૂપમાં કેવલ આનંદ તત્ત્વની સ્ફૂર્તિથી પ્રથમ 'આનંદ' નામથી જ નામનિરૂપણ કરે છે:—

સાતમા શ્લોકથી શ્રીમદાચાર્યચરણનાં નામનિરૂપણનો આરંભ થાય છે. આ શ્લોકમાં પ્રથમ છ નામ છે. ૧ આનંદ, ૨ પરમાનંદ, ૩ શ્રીકૃષ્ણાસ્યં, ૪ કૃપાનિધિઃ, ૫ દૈવોદ્ધારપ્રયત્નાત્મા, ૬ સ્મૃતિમાત્રાર્તિનાશનઃ,

નામનો નમનપૂર્વક જપ કરવો હોય તો નામની ચતુર્થીવિભક્તિ કરી તે આગળ 'નમઃ' શબ્દ મૂકી જપ કરવો.

આનંદમાત્રકરપાદમુખોદરાદિવિગ્રહ વિભૂતિના સંસ્મરણાપરામર્શથી **आनंद** આનંદાનુભવ જ સાંપ્રત હોવાથી 'આનંદ' એમ નામ ધરાય છે.

નામનિરૂપણપ્રસ્તાવમાં સ્વરૂપે હૃદયમાં પ્રવેશ કર્યો. સ્વરૂપને ચારે ઓર આનંદરૂપ જોઈ કહ્યું આનંદરૂપ જ છે.

અત્ર પ્રથમ શ્લોકમાં કહી ગયા તે પ્રમાણે પ્રાકૃત લૌકિકધર્મના અનાશ્રય અને અપ્રાકૃત અલૌકિક નિખિલ સર્વધર્મવિશિષ્ટ શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનાં દર્શન થયાં, તેથી કેવલ 'આનંદઃ' એમ નામ ધર્યું.

આનંદમાં બે પદ છે. ૧. આ અને ૨ નંદ.

આ=સંમતાત્=ચારેઓરથી, નંદયતિ=સમૃદ્ધિ આપે છે, સ્વભક્તાન્=સ્વભક્તોને, તેથી 'આનંદઃ' સ્વભક્તોને ચારે ઓરથી સમૃદ્ધિ આપે છે તેથી આપશ્રી 'આનંદ' કહેવાય છે.

અથવા આ=ઈષદ્=ન્યૂન નંદ=વ્રજના નંદ છે; જેઓશ્રીથી વ્રજના નંદ પણ ન્યૂન છે. ન્યૂનતા તો પ્રાકૃત જ છે. શ્રીકૃષ્ણ-પિતૃત્વ બન્નેમાં સમાન છે, પરંતુ સ્વયં શ્રીમહાચાર્યચરણ અપ્રાકૃત છે, જ્યારે નંદરાયજી પ્રાકૃત છે. શ્રીમહાચાર્ય-ચરણ શ્રીજી શ્રીવિઠ્ઠલનાથના પિતા છે અને તેમજ નંદ-રાયજી પણ શ્રીકૃષ્ણચંદ્રના પિતા છે, પણ બન્નેમાં તાર-તમ્ય એ છે કે શ્રીમહાચાર્યચરણ અપ્રાકૃત છે અને નંદરાયજી પ્રાકૃત છે; અર્થાત્ નંદરાયજી આ રીતે શ્રીમહાચાર્યચરણથી ન્યૂન છે અને તેથી તેઓનું નામ 'આનંદ' છે.

આ=ચારે બાજૂ, નંદ=આનંદ જેમાંથી થાય છે તે 'આનંદ.' લીલાર્થે આનંદ જેમાંથી આવે છે તે.

અત્ર નામનિરૂપણમાં મૂલ સ્વરૂપવાચક ત્રણ નામ આજ્ઞા કરે છે. સંયોગ વિપ્રયોગના ભેદથી રસનું દ્વિદલત્વ છે. સંયોગની પૂર્વ વિપ્રયોગ છે, તેથી 'આનંદ' નામ વડે પ્રથમ સંયોગરૂપ કહે છે. સંયોગમાં જેટલો આનંદ અનુભવાય છે તેટલાજ આનંદરૂપ આનંદ એટલે સંયોગાનંદ.

'આચાર્ય મને[1] જાણો' એમ ભગવદ્વાક્યથી 'શ્રીગોપીજનવલ્લભ[2] એવા મારામાં વિશ્વાસ હોય તો'

१. आचार्यं माम् विजानीयात्. २. मयि चेदस्ति विश्वासः श्रीगोपी-जनवल्लभे.

એમ સ્વોક્તિથી અને 'વસ્તુતઃ [1]કૃષ્ણુજ છે' એમ પ્રભુચરણુની ઉક્તિથી શ્રીમદાચાર્યચરણુને ભગવદ્રૂપત્વ છે.' 'ઊંચો હસ્ત[2] કરીને પુરુષ ભક્તને બોલાવે છે.' 'આના (શ્રીમદ્ભાગવતના) ધારણુ [3]માત્રથી કૃષ્ણુ નિશ્ચયે ધારણુ થાય છે.' ઇત્યાદિ નિબંધોક્તિથી શ્રીમદ્ભાગવત પણુ 'શ્રીકૃષ્ણુરૂપ છે.' ધર્મજ્ઞાનાદિ સહ કૃષ્ણુ સ્વધામ[4] પધાર્યા એટલે કલિમાં અધુના જેઓની દૃષ્ટિ નષ્ટ થઈ છે તેઓને માટે આ પુરાણાર્ક (શ્રીમદ્ભાગવતરૂપી સૂર્ય) ઉદય થયો છે.' 'શ્રીભાગવત રૂપથી[5] કૃષ્ણુજ બિરાજે છે' ઇત્યાદિ વાક્યથી પણુ શ્રીમદ્ભાગવતને ભગવદ્રૂપત્વ છે. તેમાં (શ્રીમદ્ભાગવતમાં) દશવિધ લીલા નિરૂપણુ કરી છે. તેઓના કર્તા શ્રીમદાચાર્યચરણુ જ છે, કારણુ કે પોતે શ્રીકૃષ્ણુાસ્ય છે. શ્રીઅંગમાં શ્રીમુખની પ્રધાનતા છે. ગૌણુ મુખ્ય બન્નેનું કાર્ય મુખ્યમાં કહેવાય. લીલામાં નિરોધલીલા મુખ્ય છે. શ્રીમદાચાર્યચરણુ રાસલીલૈકતાત્પર્ય છે. રાસલીલા નિરોધલીલા હોવાથી દશમસ્કંધાનુસાર નામનું વ્યાખ્યાન ઉચિત છે અને તે જ પ્રમાણે શ્રીમત્ પ્રભુચરણે આજ્ઞા કરી છે.

'શ્રીભાગવતના સુંદર પ્રતિપદના ભાવકિરણુથી

---

૧. वस्तुतः कृष्ण एव. २. उत्क्षिप्तहस्तः पुरुषो भक्तमाकारयत्युत. ३. एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः. ४. कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह । कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः ५. श्रीभागवतरूपेण कृष्ण एवावतिष्ठते. । ६. श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषिता मूर्तिः श्रीवल्लभाभिधा नस्तनोतु निजदास्यसौभाग्यम् ।

ભૂષિત શ્રીવલ્લભ નામની મૂર્તિ નિજ દાસનું સાભાગ્ય વિસ્તારે.' તેથી સંપૂર્ણ શ્રીભાગવતના અર્થને જાણનાર પુરુષોત્તમસહસ્રનામ પણ નિરોધલીલાબોધક છે. [1] 'શ્રીમદ્ભાગવતનો અર્થ તો આનંદરૂપ હરિની લીલા છે.' એમ શ્રીમદાચાર્યચરણે આજ્ઞા કરી છે. 'તે જ[2] એક અર્થ સાત પ્રકારે અવિરોધથી જાણે તે મુક્ત થાય છે' એમ પણ આજ્ઞા કરી છે. તેથી તે સ્કંધાદિમાં (સ્કંધ, પ્રકરણ અધ્યાય, વાકય, પદ, અક્ષરમાં) તે જ અર્થ પ્રતિજ્ઞાત છે; માટે તદ્બોધક નામ કહે છે. 'આનંદ' આનંદરૂપ અથવા આનંદજનક. સ્કંધાર્થરૂપથી આનંદરૂપતા, અધ્યાયાર્થરૂપથી આનંદજનકતા. દશમસ્કંધમાં જન્મ પ્રકરણમાં પ્રથમ અધ્યાયમાં પરીક્ષિતના પ્રશ્નથી શ્રીશુકને આનંદ થયો છે અને તેથી શુકદેવજી કહે છે કે 'હે રાજર્ષિઓમાં શ્રેષ્ઠ, તમારી બુદ્ધિ સારા વ્યવસાયવાળી થઇ છે, જેથી તમારી નૈષ્ઠિક (પ્રીતિ) વાસુદેવ કથામાં થઈ.'[3] બ્રહ્માદિને ભગવદ્-અવતારના શ્રવણથી, ભૂમિને આશ્વાસનથી, દેવકીવસુદેવને આકાશવાણીથી અને સ્વગૃહમાં ભગવતપ્રાકટ્ય થશે તેના શ્રવણથી, આનંદ થયો. તેથી આ 'આનંદ' નામ દશમસ્કંધાર્થ તથા તેમાના પ્રથમાધ્યાયાર્થનું બોધક છે.

**परमानंद**—શ્રીમદાચાર્યચરણનાં નામોનું નિરૂપણ કરતાં તેઓશ્રીનું સ્વરૂપ પ્રભુચરણના હૃદયમાં આવિર્ભૂત થયું,

---

१. श्रीभागवतार्थस्तु आनंदस्य हरेर्लीला. २. एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते. ३. सम्यग्व्यवसिता बुद्धिस्तव राजर्षिसत्तम, वासुदेवकथायां ते यज्जाता नैष्ठिकी रतिः।

સ્વરૂપનાં દર્શનથી મન આનંદથી ઊભરાઈ ગયું, અને તેથી એકદમ પુરુષોત્તમ કે અક્ષરાનંદના તારતમ્યની આસ્ફૂર્તિથી 'આનંદ' એમ પ્રથમ નામ ધર્યું; પરંતુ આનંદ તો ગણિતાનંદ અક્ષરમાં પણ છે, તેથી શ્રીમહાચાર્યચરણમાં ગણિતાનંદની બુદ્ધિ કોઈને થાય તેની વ્યાવૃત્તિ સારુ આ દ્વિતીય નામ 'પરમાનંદ' આજ્ઞા કરે છે.

પરમ+આનંદ. પરમ=અગણિત+આનંદ. શ્રીમહાચાર્યચરણ અક્ષરવત્ ગણિતાનંદ નથી, પરન્તુ પુરુષોત્તમવત્ અગણિતાનંદ છે.

'જ્યાંથી[1] વાણી પાછી ફરે છે' એ શ્રુતિપ્રતિપાદ્ય જે પુરુષોત્તમાનંદ, તદ્રૂપ શ્રીમહાચાર્યચરણ છે. પરમ ઉત્કૃષ્ટ રાસોત્સવાદિજનિત આનંદ જેઓશ્રીને અથવા જેઓશ્રીથી છે. શ્રીમહાચાર્યચરણને રાસોત્સવાદિજનિત આનંદ છે. શ્રીમહાચાર્યચરણથી રાસોત્સવાદિજનિત આનંદ થાય છે.

પરમથી (શ્રીપુરુષોત્તમથી) જેઓશ્રીને આનંદ છે તે પરમાનંદ.

'પિપર્તિ' પૂરે છે તે પર=વિષ્ણુ, મા=શ્રી; તે બન્નેને (વિષ્ણુ તથા શ્રીને) પણ આનંદ જેઓશ્રીથી અને જેમાંથી છે તે 'પરમાનંદ.' 'પર' વિષ્ણુફલાત્મક કૃષ્ણ અને 'મા' શ્રી શ્રીસ્વામિનીજી, તે બન્નેને પણ આનન્દદાતા શ્રીમહાચાર્યચરણ છે.

પ્રથમ શ્લોકમાં વર્ણવેલ પ્રાકૃત ધર્મના અનાશ્રય અને અપ્રાકૃત નિખિલ ધર્મરૂપ એવા ધર્મવિશિષ્ટ શ્રીમ-

1. यतो वाचो निवर्तन्ते।

ચાર્યચરણુના દર્શનથી પ્રથમ નામ કેવલ 'આનંદઃ' ધરાવામાં આવ્યું પણ પછી **दयया निजमाहात्म्यं** એ શ્લોકમાં રસદાનને માટે જ લીલાવિશિષ્ટ પુરુષોત્તમના આસ્ય મુખારવિંદનું પ્રાકટ્ય શ્રીમદાચાર્યચરણુસ્વરૂપે થયું એમ કહેવાથી લીલાવિશિષ્ટ આનંદનો અનુભવ થયો અને તેથી દ્વિતીય નામ 'પરમાનંદઃ' એમ પ્રભુચરણે આજ્ઞા કરી. પરમ ઉત્કૃષ્ટ જે આનંદ, તદ્રૂપ; જેનાથી પર બીજો આનંદ નથી.

પર=પરાગતઃ માયા=લક્ષ્મ્યાઃ લક્ષ્મીનો આનંદ જેનાથી તદ્રૂપ 'પરમાનંદઃ.'

શ્રીમદાચાર્યચરણુ એવા આનંદરૂપ છે કે જે આનંદથી લક્ષ્મીનો આનંદ પણુ પરાગત થઇ જાય છે. મહાપ્રભુજીના આનંદ આગળ લક્ષ્મીનો આનંદ પણુ તુચ્છ છે.

કેવલ આનંદરૂપ એક દેશમાં જ હોય છે અને તેથી શ્રીમદાચાર્યચરણુ સચ્ચિદાનંદ નથી એમ શંકા થાય તો આજ્ઞા કરે છે કે 'પરમાનંદઃ' પરમ આનંદ અર્થાત્ ચરમ તાપાનંદરૂપ. પરમને આનંદ જેમાંથી જેનાથી થાય છે તે 'પરમાનંદ.'

શ્રીમદાચાર્યચરણુ રસરૂપ છે. રસ સંયોગવિપ્રયોગ ભેદથી દ્વિદલ હોવાથી સંયોગપૂર્વક વિયોગાત્મક છે, માટે પ્રથમ સંયોગરૂપત્વ આનંદ નામ કહી પછી ઉત્તરદલત્વરૂપ આજ્ઞા કરે છે 'પરમાનંદ.' પૂર્વે (સંયોગમાં) અનુભૂત આનંદથી પણુ વિયોગમાં તે તે અનુભવના સ્મરણુથી, તે તે મનોરથની ભાવનાથી, અને (ભક્તોના) પરસ્પર ગુણુગા-

પથી આનંદ અનંતગુણિત થાય છે અને તેથી 'પરમાનંદ' તે અનંતગુણિત આનંદરૂપ છે.

'પર' લોકવેદપ્રસિદ્ધથી પર, 'મીયતે' સાક્ષાત્ કરાય છે. જેનાથી તે 'પરમ,' તાદૃશ આનંદરૂપ તે 'પરમાનંદ' વિરહાનંદ. વિરહાનંદ દશામાં જ ભગવત્સાક્ષાત્કાર થાય છે.

'પરમાનંદઃ' શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના દ્વિતીય અધ્યાયાર્થબોધક નામ છે. પરમ પુરુષોત્તમને આનંદ આપે છે તે પરમાનંદઃ. પરમ ભગવદ્વાક્યથી આનંદ છે જેને તે માયા દાસી [1] જેની તે 'પરમાનંદ'. પરમ ભગવદાવેશ[2] આનંદ જેને અથવા જેણીને છે તે અથવા તેણી પિતા અથવા માતાપણે જેના છે તે પરમાનંદ. ભગવદાવેશથી વસુદેવ દેવકીને આનંદ છે અને વસુદેવ દેવકીને કૃષ્ણનું પિતૃત્વ માતૃત્વ છે. શ્રીમહાચાર્યચરણ વસ્તુતઃ કૃષ્ણ જ છે.

પર ભગવાનનું માન થાય છે જેનાથી તે 'પરમ' કંસ, તેને આનંદ[3] જેનાથી છે તે 'પરમાનંદ'. પરમ ભગવદવતાર થશે તેના જ્ઞાનથી આનંદ જેઓને છે તે બ્રહ્માદિ[4] પરમાનંદો, તે છે તાવકપણાથી જેમના તે 'પરમાનંદ.'

---

१. गच्छ देवि व्रजं भद्रे गोपगोभिरलंकृतम् । २. भगवानपि विश्वात्मा भक्तानामभयंकरः । आविवेशांशभागेन मन आनकदुन्दुभेः ।। सा देवकी सर्वजगन्निवासनिवासभूता नितरां न रेजे । ३. आहैव मे प्राणहरो हरिर्गुहां ध्रुवं श्रितो यन्न पुरेयमीदृशी । आसीनः संविशंस्तिष्ठन्भुञ्जानः पर्यटन्महीम् । चिन्तयानो हृषीकेशमपश्यत्तन्मयं जगत् ।। ४. ब्रह्मा भवश्च तत्रैत्य मुनिभिर्नारदादिभिः ।

श्रीकृष्णास्यं–લોકમાં પ્રકટ પૂર્ણ પુરુષોત્તમ છે તેમાં પ્રમાણ શું એમ શંકા કરે તો તેના નિરાસ સારુ શ્રીમત્-પ્રભુચરણ 'શ્રીકૃષ્ણાસ્ય' એમ ત્રીજા નામની આજ્ઞા કરે છે. શ્રીકૃષ્ણ ભક્તિમાર્ગીય રસાત્મક હોવાથી તેઓશ્રીનું આસ્ય–મુખારવિંદ પણ તેવું જ (ભક્તિમાર્ગીય રસાત્મક) હોય તે યુક્ત જ છે; માટે કાંઈ પણ શંકા કરવી નહિ. શ્રીમહાચાર્યચરણ શ્રીકૃષ્ણનું આસ્ય મુખારવિંદ છે, તેથી તેઓશ્રી પણ રસાત્મક છે.

स्वास्यं प्रादुर्भूतं चकार हि (સ્વમુખને નિશ્ચયે પ્રાદુર્ભૂત–પ્રકટ કર્યું) એ પ્રમાણે તૃતીય શ્લોકમાં જે આજ્ઞા કરી છે તદ્દર્શક આ નામ છે.

શ્રીકૃષ્ણાસ્ય—શ્રીકૃષ્ણનું મુખ વૈશ્વાનરાખ્ય–વૈશ્વાનર અગ્નિ નામે છે. આ તો (શ્રીમહાચાર્યચરણની વૈશ્વાનરતા તો) નૈમિત્તિક છે, વાસ્તવ્ય નથી. તેથી તત્સ્વરૂપાભિજ્ઞે શ્રીમહાચાર્યચરણના વાસ્તવિક સ્વરૂપને જાણનારા શ્રીપ્રભુચરણે શ્રીવલ્લભાષ્ટકમાં) આજ્ઞા કરી છે કે अज्ञानाद्यंधकारप्रशमनपटुताख्यापनाय त्रिलोक्यामग्नित्वं वर्णितं ते कविभिरपि सदा वस्तुतः कृष्ण एव અજ્ઞાનાદિ અંધકાર પ્રશમન કરવાની પટુતા–દક્ષતા–ચતુરાઈ ખ્યાપન કરવા સારુ ત્રિલોકમાં આપશ્રીનું (શ્રીમહાચાર્યચરણનું) અગ્નિત્વ કવિઓએ વર્ણન કર્યું છે; પણ વસ્તુતઃ આપ સદા કૃષ્ણ જ છો.

અથવા 'કૃષ્ણ'પદવડે કૃષ્ણદ્વૈપાયનવ્યાસ પણ કહેવાય છે; તેથી કાર્યભેદથી શ્રીમહાચાર્યચરણ ઉભયના (શ્રીકૃષ્ણના તથા વ્યાસજીના ) આસ્ય છે. ભક્તોને મુક્તોને આહ્લા-

દક હોવાથી અને સર્વ રસના ભોક્તા હોવાથી શ્રીમહા ચાર્યચરણને ભગવદ્દાસ્યત્વ જાણવું. શ્રીમદાચાર્યચરણ નિજભકતોને મુકતોને પણ આનંદ આપે છે અને સર્વ રસનો ભોગ કરે છે; તેથી તેઓશ્રી ભગવાનનાં આસ્ય-મુખ છે, તેઓશ્રીને વ્યાસાસ્યત્વ તો શ્રીભાગવતના અભિપ્રાય વર્ણન કરવાના સામર્થ્યથી છે. શ્રીમદાચાર્ય-ચરણમાં શ્રીભાગવતનો અભિપ્રાયકથવાનું સામર્થ્ય હોવાથી તેઓશ્રી વ્યાસાસ્ય પણ છે. અને તેથી જ આપશ્રી શ્રીમદ્‌ભાગવતના વિવરણના આરંભમાં આજ્ઞા કરે છે કે **'अतो मुदा गूढार्थं प्रकटीकरोमि सततं व्यासस्य विष्णोः प्रियम्'** તેથી આનન્દથી વ્યાસ વિષ્ણુને નિરંતર પ્રિય ગૂઢાર્થને પ્રકટ કરું છું.

શ્રીયુકત કૃષ્ણપદથી ભકતસહિત લીલારસના વિવિધ ગૂઢ ભાવવત્ત્વનું સૂચન થાય છે; તેથી લીલામાં ઉચ્છલિત વિવિધ રસભાવથી વિકસિત પ્રફુલ્લિત પરમ પ્રેમાસ્પદ શ્રીમત્પ્રાણપ્રિયાના પ્રત્યંગના સંગથી પૂર્ણપરમાનંદ-સુધા-બ્ધિ ઉદ્‌ભવ પામે છે; અને તેથી યત્કિંચિત્ અનિર્વચનીય અપૂર્વતર સુષમા-ભરથી શ્રીકૃષ્ણાસ્ય અતિ મનોહર થાય છે. તેવી સુષમા-શોભા-મનોહરતા કદાપિ લક્ષ્મીરમણની પણ થતી નથી. શ્રીમદાચાર્યચરણ તેવા રસાત્મક સ્વરૂપના આસ્યરૂપ હોવાથી તેવું સકલધર્મવિશિષ્ટ સુષમાસહિત નિજસ્વરૂપ શ્રીમત્ પ્રભુચરણને અનુભૂત થાય છે; તેથી શ્રીમત્પ્રભુચરણ પ્રથમ 'પરમાનંદ' એમ આપશ્રીનું નામ આજ્ઞા કરી તત્સ્વરૂપજ્ઞાપક 'શ્રીકૃષ્ણાસ્ય' નામની આજ્ઞા કરે

છે. તેથી જ આવા (શ્રીમહાચાર્યચરણના) સ્વરૂપના જ્ઞાન-પૂર્વક તદેકમનથી (તેઓશ્રીમાં એક મન રાખી) (આ સ્તોત્રનો જપ કરનારને શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ ફલ થાય છે, એમ ભ્રમરકીટ ન્યાયથી આજ્ઞા કરવામાં આવી છે. તે કીટ (કીડો) જેમ ભ્રમરના ધ્યાનથી ભ્રમર થઈ મધુપાનાદિક કરે છે તેમ આ આસ્ય-સ્વરૂપના ધ્યાનથી એવા રસાત્મક થઈ રસપાન કરે છે એમ ભાવ છે; નહિ તો, આચાર્યશ્રીને તત્સિદ્ધરૂપત્વનો અભાવ હોય અર્થાત્ આચાર્યશ્રીનું તેવું સ્વરૂપ ન હોય તો તેઓશ્રીનાં નામને તે દાન (તેવા રસદાન) કરવાનું સામર્થ્ય પણ ન હોય. આવું રૂપ પરમાનંદ સ્વરૂપમાં જ છે એમ જણાવવાને 'શ્રીકૃષ્ણાસ્ય' એ નામની 'પરમાનંદ' નામ પછી આજ્ઞા કરી છે.

પરમને પુરુષોત્તમને આનંદ જેમાંથી થાય છે તે પરમાનંદ, એવા આચાર્યશ્રીના નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી તેમાં કોઇ શંકા કરે કે ભગવાન્‌ને પણ આનંદ કરવાપણું અનુચિત જેવું લાગે છે; કારણ કે તેવું (ભગવાનને આનંદ કરવાવાળું) કોઈ નથી, તો તેના નિરાસ સારુ શ્રીમત્પ્રભુચરણ તૃતીય નામ 'શ્રીકૃષ્ણાસ્ય' આજ્ઞા કરે છે. શ્રીકૃષ્ણનું આસ્ય મુખ તે 'શ્રીકૃષ્ણાસ્ય' શ્રીમહાચાર્યચરણ છે, અને તેથી સૂચવે છે કે તે (શ્રીમહાચાર્યચરણના) સ્વરૂપના અજ્ઞાનવાળા મૂર્ખ તને (શંકા કરનારને) તે (ભગવાનને આનંદદાતૃત્વ) અનુચિત લાગે તે સત્ય છે, પરંતુ વિદ્વાનોને (આચાર્યશ્રીના સ્વરૂપને જાણનારને) તો

અનુચિત લાગતું નથી; કારણ કે આપશ્રી 'શ્રીકૃષ્ણાસ્ય' છે. સંપૂર્ણ સ્વરૂપમાં દર્શનીય (દર્શન કરવા યોગ્ય) મુખ છે, તેવી રીતે શ્રીમદાચાર્યચરણ પણ દર્શનીય છે. વળી મુખારવિંદ વિના પોતાને ભગવાનને શ્રીઠાકુરજીને પણ ભક્તના (ગોપીજનોના) અધરામૃતનો આસ્વાદ થાય નહિ અને તેઓ વિષે (વ્રજસીમન્તિની ભક્તો વિષે) કટાક્ષાદિક પણ થાય નહિ, પોતાનાને દર્શનસુખ પણ ન થાય (દર્પમાં નિજ મુખના દર્શનથી આનંદ થાય છે, મુખ વિના તે થાય નહિ) તેથી શ્રીમદાચાર્યચરણને તથાત્વ એટલે ભગવદાનંદદાતૃત્વ (ભગવાનને પણ આનંદ દેવા-પણું) છે. આચાર્યશ્રીના પ્રાકટ્ય પહેલાં કોઇ પણ ઠેકાણે ભગવદ્ભોજનાદિક થયું નથી. પછી (શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્ય પછી) તદીય ભકતોને વિષે ભગવદ્ભોજનાદિક થયું છે એમ શ્રીમત્પ્રભુચરણે શ્રીવલ્લભાષ્ટકમાં નિરૂપણ કર્યું છે, 'अद्धा तद्गोकुलेशः स्ववदनकमले चारुहासे करोति' તે (પોતાને જે અર્પવામાં આવે છે તે) ગોકુલેશ ચારુ (સુંદર) હાસવાળા સ્વવદનકમલમાં સાક્ષાત્ ધરે છે. તેથી સર્વત્ર શ્રીમદાચાર્યચરણને ભગવાનને ભોકતૃતાનું આનંદ-દાતૃત્વ છે. ભગવાન્ સર્વનો ઉપભોગ શ્રીમુખથી કરે છે અને તેથી આપશ્રીને જે આનંદ થાય છે તેનું દાતૃત્વ (દાન કરવાપણું) શ્રીમુખને શ્રીમદાચાર્યચરણને છે. 'શ્રીકૃષ્ણા-સ્યં' શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના તૃતીયાધ્યાયાર્થબો-ધક શ્રીમદાચાર્યચરણનું નામ છે. 'શ્રીકૃષ્ણાસ્ય' એટલે શ્રીકૃષ્ણનું મુખ. જેવી રીતે અંગમાં (અવયવમાં) મુખનું

પ્રાધાન્ય છે તેવી રીતે કાલમાં આધિદૈવિક કલિકાલનું, અવતારમાં કૃષ્ણાવતારનું, સ્તુતિમાં વસુદેવની (વસુદેવે કરેલી) સ્તુતિનું, પ્રાર્થનામાં દેવકીજીની (દેવકીજીએ કરેલી) પ્રાર્થનાનું, વાકયોમાં ભગવદ્‌વાકયોનું, લીલામાં પ્રાકૃત-ભાવની (ભગવાનની મનુષ્યરૂપની) લીલાનું પ્રાધાન્ય છે. અને તે શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના તૃતીય અધ્યાયમાં કહેવામા આવ્યું છે.

(બ્રહ્માદિના ગમન) પછી[1] સર્વ ગુણોપેત પરમ શોભન કાલ થયો. આથી કાલનું પ્રાધાન્ય બતાવે છે.

તે અદ્‌ભુત[2] કમલનેત્ર બાળકનાં (વાસુદેવે દર્શન કર્યાં.) આથી કૃષ્ણાવતારનું પ્રાધાન્ય બતાવે છે.

આપને મેં ઓળખ્યા[3] છે કે આપ પ્રકૃતિથી પર સાક્ષાત્ પુરુષ છો. આથી વાસુદેવની સ્તુતિની પ્રધાનતા બતાવી છે.

હે વિશ્વાત્મન્[4], આ અલૌકિક રૂપનો ઉપસંહાર કરો (અર્થાત્ લૌકિક સદૃશ રૂપથી સ્થિતિ કરો.) આથી દેવકીની પ્રાર્થનાનું પ્રાધાન્ય બતાવે છે.

હે સતી માતા, તમો પૂર્વ જન્મમાં[5] સ્વાયંભુવ મન્વંતરમાં પૃશ્નિ હતાં. આથી ભગવદ્‌વાકયનું પ્રાધાન્ય બતાવે છે.

---

१. अथ सर्वगुणोपेतः कालः परमशोभनः । २. तमद्भुतं बालकमम्बुजेक्षणं । ३. विदितोसि भवान् साक्षात् पुरुषः प्रकृतेः परः । ४ उपसंहर विश्वात्मन्नदो रूपमलौकिकम् । ५. त्वमेव पूर्वसर्गेऽभूः पृश्निः स्वायम्भुवे सति ।

(પછી પોતાનાં માતાપિતા દેવકી વસુદેવના દેખતાં ભગવાન્ સ્વેચ્છાથી ઝટ) પ્રાકૃત[૧] લૌકિક શિશુ બાલક (જેવા) થયા. ત્યારપછી કંસથી તમો બ્હીતા હો તો મને ગોકુલ લઈ જાઓ અને મારી માયાને લાવો એમ પ્રેરણા કરાયેલા તે વાસુદેવે સુતને સમ્યક્ લઇને (કોમલ વસ્ત્ર જેમાં પાથરેલું છે તેવા પાત્રમાં પધરાવીને) સૂતિકાગૃહ-માંથી (બહાર જવાની ઈચ્છા કરી ત્યારે અજા શબ્દથી પ્રસિદ્ધ યોગમાયા નિમિત્તભૂત નંદની જાયા યશોદાથી જન્મી.) આથી પ્રકૃત ભાવની લીલાનું પ્રાધાન્ય બતાવ્યું.

**કૃપાનિધિઃ**—શ્રીકૃષ્ણાસ્યની (શ્રીમદાચાર્યચરણની) પણ શ્રીકૃષ્ણતુલ્યતા હોવાથી જેમ તે (શ્રીકૃષ્ણ) અલૌકિક વ્રજમાં પ્રકટ થાય તેમ તેઓશ્રીના આસ્યનું (શ્રીમદાચાર્ય-ચરણનું) પ્રાકટ્ય અલૌકિકમાં જ થવું ઉચિત છે, પરંતુ લૌકિક વિષે થવું ઉચિત નથી એમ આશંકા થાય તેના નિરાસ સારુ શ્રીમત્પ્રભુચરણ અગ્રિમ ચતુર્થ નામ આજ્ઞા કરે છે 'કૃપાનિધિઃ'—કૃપાના નિધિ, વિધાન, ભંડાર, સ્થાન એટલે નિરુપધિ અલૌકિક કૃપાના આશ્રય. કૃપાવિષયોનું (જેમના ઉપર કૃપા કરવાની છે તેઓનું) પ્રાકટ્ય લૌકિક વિષે થવાથી, આપશ્રી જો અન્યત્ર પ્રકટ થાય તો તેઓમાં કૃપાવિષયત્વનો અસંભવ થવાથી આપશ્રીનું કૃપાનિધિત્વ જ થાય નહિ, અર્થાત્ જે જીવોના ઉપર આપશ્રીને કૃપા કરવી છે તે કૃપાવિષયો (દૈવી જીવો) લૌકિક વિષે પ્રકટ થાય

૬. બભૂ પ્રાકૃતઃ શિશુઃ। તતશ્ચ શૌરિર્ભગવત્પ્રચોદિતઃ સુતં સમાદાય સ સૂતિકાગૃહાત્।

અને આપશ્રી જો લૌકિક વિષે પ્રકટ ન થતાં અન્યત્ર પ્રકટ થાય તો આપશ્રી તેઓ (તે દૈવી જીવો–કૃપાવિષયો) આપશ્રીના કૃપા વિષય થાય નહિ અને ત્યારે આપશ્રી કૃપા-નિધિ પણ કહેવાય નહિ, માટે લૌકિકવિષય આપશ્રીના પ્રાકટયનો હેતુ જણાવવાને આ 'કૃપાનિધિઃ' નામની આજ્ઞા કરી છે. આપશ્રી 'કૃપાનિધિ' હોવાથી આપશ્રીનાં કૃપાના વિષયો–પાત્રો જ્યાં (લૌકિક વિષે) પ્રકટ થયાં ત્યાં આપશ્રી પણ તેઓ ઉપર કૃપા કરવાને પ્રકટ થયા, તોપણ કૃપા-નિધિત્વમાં સ્વાંગીકૃતોને સ્વપ્રકટિત ભક્તિમાર્ગીય સાક્ષાદ્ ભગવત્સંબંધરૂપ ફલદાન કેમ સંભવી શકે ? શ્રીમહા-ચાર્યચરણ ભલે કૃપાનિધિ હોય તો પણ આપશ્રી નિજ અંગીકૃત જીવોને આપશ્રીએ પ્રકટ કરેલ પુષ્ટિભક્તિ-માર્ગીય સાક્ષાદ્ ભગવત્સંબંધરૂપ ફલનું દાન કેમ કરી શકે ? એમ કોઈ શંકા કરે તો તેના નિરાસ સારુ 'નિધિ' પદ છે અને તેનો (નિધિપદનો) આ આશય છે: જેમ સમુદ્રને જલનિધિત્વ હોવાથી (જેમ સમુદ્ર જલનિધિ હોવાથી) અગાધ જલવાળો કહેવાય છે તેમ આચાર્યશ્રી કૃપાનિધિ હોવાથી અગાધ કૃપાવાળા કહેવાય છે. તેથી જેવી રીતે અગાધમાં પડેલું પાત્ર મહત્ કે અલ્પ પૂર્ણ જ થાય છે (અગાધમાં પડેલું નાનું કે મોટું વાસણ પૂર્ણ જ ભરાય છે) તેવી રીતે આચાર્યશ્રીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં અંગીકાર થયેલાઓને યથાધિકાર ભજના-નુભવ થાય છે જ એમ જણાવવાને 'નિધિ'પદ કહેલું છે. એતાદૃશ અલૌકિક શ્રીકૃષ્ણ અતિ દુર્લભ છે, અન્યને મનથી

પણ જાણવું અશક્ય છે તેનું જ્ઞાન અને તેનો અનુભવ તેનું જ્ઞાન કેમ આપશ્રીને કેમ થયો અથવા તેઓશ્રીએ આપશ્રીને કરાવ્યું અને તેનો અનુભવ પણ કેમ કરાવ્યો, એમ કોઈ શંકા કરે તો તેના નિરાસ સારુ શ્રીમત્પ્રભુચરણ ‘કૃપાનિધિઃ’ એમ શ્રીમદાચાર્યચરણના ચતુર્થ નામની આજ્ઞા કરે છે. ‘કૃપાનિધિ’ એટલે કૃપાના નિધિ સમુદ્ર, અનિવર્ચનીય નિરધિ કૃપાના સમુદ્ર. ‘કૃપાનિધિ’ નામનો આશય નીચે પ્રમાણે છે: જેવી રીતે રત્નનિધિ સમુદ્રમાં અગાધ જલમાં જે મજ્જન કરે છે તેઓને યત્કિંચિત્ રત્ન પણ ભગવદિચ્છાથી પ્રાપ્ત થાય છે, બધાંને (મજ્જન કરનાર સિવાય ઈતરને) કાંઇ રત્નપ્રાપ્તિ થતી નથી, તેવી રીતે અહીં પણ તેઓશ્રીને (કૃપાનિધિ શ્રીમદાચાર્યચરણને) શરણે ગયેલા અમોને (શ્રીમત્પ્રભુચરણને) જ તેઓશ્રીની કૃપાથી તેઓશ્રીના જણાવવાથી તેઓશ્રીના સ્વરૂપનું જ્ઞાન થાય છે અને તેનો અનુભવ થાય છે, બીજાઓને (તેઓશ્રીને શરણે ગયા વિના બીજાઓને ) તેઓશ્રીના સ્વરૂપનું જ્ઞાન અને તેનો અનુભવ થતાં નથી, એ પ્રમાણે ‘કૃપાનિધિ’ પદથી શ્રીમત્ પ્રભુચરણે સ્વજ્ઞાનમાં (આપશ્રીને થતા આચાર્યશ્રીના સ્વરૂપજ્ઞાનમાં) હેતુની આજ્ઞા કરી. વળી તે (રત્નનિધિ) તો પ્રાકૃત લૌકિક સમુદ્ર છે. આ (કૃપાનિધિ) અલૌકિક (સમુદ્ર) છે. ત્યાં ફલદાનમાં ભગવદિચ્છા દૃષ્ટ અદૃષ્ટ વગેરે નિયામક છે અને સ્વયમ્ (રત્નનિધિ) દાનમાં (ફલદાન આપવામાં) અસ્વતંત્ર (પરતંત્ર) છે અને આ (કૃપાનિધિ) તો સ્વયમેવ પોતે જ સર્વનિયામક સ્વતંત્ર સમુદ્રરૂપ છે.

તેથી જે કોઈ તેઓશ્રીને શરણે જાય તેને તેઓશ્રી કૃપાથી કિંચિત્ પણ આપે છે જ (કિંચિત્ પણ ફલદાન કરે છે જ); પરંતુ તાદૃશ (તેવા પૂર્વોક્ત) સ્વરૂપાનુભવનિધિનું દાન તો પોતાને જ (શ્રીમત્પ્રભુચરણને જ) આપશ્રીએ કર્યું, અન્યને નહિ એમ જણાવવાને 'કૃપાનિધિઃ' એમ (શ્રીમદાચાર્યચરણનું) નામ ધર્યું છે. આ (કૃપાનિધિ) નામ તો શ્રીમત્પ્રભુચરણે તદનુભવજનિત પરમસંતોષથી ભાવપ્રૌઢથી ધર્યું છે એમ અનુમાન થાય છે. આમ હોવાથી તાદૃશ દુર્લભતમ નિધિના દાનથી અબ્ધિથી અતિશયિત કૃપા-સમુદ્રત્વનું સૂચન થાય છે.

'કૃપાનિધિઃ' નામ વડે તત્પૂર્વ નામ 'શ્રીકૃષ્ણાસ્ય'નું અસાધારણ લક્ષણ જણાવે છે. અર્થાત્ શ્રીમદાચાર્યચરણ શ્રીકૃષ્ણસમ દીનનું દુઃખ સહન ન કરી શકે તેવા કૃપાસમુદ્ર છે.

'કૃપાનિધિઃ' એ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના ચતુર્થ અધ્યાયાર્થબોધક શ્રીમદાચાર્યચરણનું નામ છે. 'કૃપાનિધિ' એટલે નિરુપધિ પરદુઃખપ્રહાણેચ્છાના નિધિ, કોશ, ભંડાર અર્થાત્ કોઈપણ પ્રકારની ઉપાધિ વિના (નિષ્પ્રયોજન) પરદુઃખ નાશ કરવાની ઈચ્છાના ભંડાર.

'સમ્યક્ રીતે [1]અનુતાપ થયેલા (પોતાના) ભાઈનું (કંસનું) દૌરાત્મ્ય ક્ષમા (માફ) કરીને દેવકીજીએ રોષનો ત્યાગ કર્યો. વાસુદેવે પણ ક્ષમા કરીને (ભગવન્માયાના માહાત્મ્યના અનુસંધાનથી) પ્રહાસ કરીને (તેને) કંસને કહ્યું.'

१. भ्रातुः समनुतप्तस्य क्षान्त्वा रोषं च देवकी । व्यसृजद्वसुदेवश्च प्रहस्य तमुवाच ह ॥

આ વડે વાસુદેવાદિનું ધૈર્ય દેખાડયું છે તથા પોતાનું અનેક રીતે અહિત કરનાર કંસના ઉપર તેઓની નિઃસીમ દયા બતાવી છે.

**दैवोद्धारप्रयत्नात्मा**–જે કૃપાવિષયો–કૃપાપાત્રો માટે (શ્રીમદાચાર્યચરણે) અલૌકિકમાં પ્રાકટય ન કરતા લાકિકમાં પ્રાકટય કર્યું તે કૃપાવિષયો–કૃપાપાત્રો કોણ છે એમ જાણવાની આકાંક્ષા થાય (તે આકાંક્ષા પૂર્ણ કરવા તે કૃપાપાત્રો જણાવવા) માટે શ્રીમત્પ્રભુચરણ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' એમ પંચમ નામથી આજ્ઞા કરે છે.

**दैवोद्धारप्रयत्नात्मा** નામમાં **दैव+उद्धार+प्रयत्न+आत्मा** એમ ચાર શબ્દ છે. (દૈવના ઉદ્ધારમાં જે પ્રયત્ન તેમાં આત્મા જેનો (જેઓશ્રીનો) છે તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા'. દૈવ એટલે ભગવદુક્ત (ભગવાને શ્રીમુખે શ્રીમદ્‌ભગવદ્‌-ગીતામાં કહેલી) દૈવસૃષ્ટિમાં પ્રાદુર્ભૂત–પ્રકટ થયેલા જીવો. તેઓના ઉદ્ધારમાં જે પ્રયત્ન તેમાં આત્મા–અંતઃકરણ છે જેઓશ્રીનો તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા.' દૈવસૃષ્ટિમાં ઉત્પન્ન થયેલાઓને મુક્તિફલસિદ્ધિ માટે વેદપુરાણોમાં કહેલાં સાધનો સિદ્ધ જ છે તોપછી આચાર્યશ્રીના પ્રાકટયથી શું અધિક (પ્રાકટયનું શું પ્રયોજન), એમ કોઇ શંકા કરે તો કહે છે સત્ય, ભગવાને પુષ્ટિ અને મર્યાદા માર્ગના ભેદથી જીવોનો અંગીકાર કરેલો હોવાથી પૂર્વોક્ત (વેદપુરાણોક્ત) સાધનોને મર્યાદામાર્ગીય ફલસાધકત્વ ભલે હો, પરંતુ શુદ્ધપુષ્ટિમાર્ગીયોને મુક્તિફલાતિરિક્ત સાક્ષાત્ ભગવત્-સંબંધ જ ફલ હોવાથી, તેનાં (ભગવત્સંબંધપ્રાપ્તિનાં)

સાધનો અન્યત્ર અપ્રસિદ્ધ હોવાથી, અને તે એક શુદ્ધ-પુષ્ટિમાર્ગથી જ ગમ્ય હોવાથી તે (પુષ્ટિમાર્ગીય) સિવાયના અન્યને-ઇતરને તેનું અજ્ઞાન હોવાથી એતન્માર્ગીયો (પુષ્ટિ-માર્ગીય)નો અનુદ્ધાર જ થાય, અને તેથી આ માર્ગનું પ્રકટન નિરર્થક જ થાય, તેમ ન થાય તેટલા માટે એત-ન્માર્ગીયોનો (પુષ્ટિમાર્ગીયોનો) જેવી રીતે એતન્માર્ગીય (પુષ્ટિમાર્ગીય) ફલસિદ્ધિથી ઉદ્ધાર થાય તે માટે જ આચાર્ય-શ્રીનું પ્રાકટય છે એમ જણાવવાને 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે.

દૈવ એટલે દૈવ જીવો. દૈવ જીવોનું સર્વ દુઃખથી ઉદ્ધરણ કરવા (તેઓનો ઉદ્ધાર કરવા) ભક્તિમાર્ગ પ્રાકટયા-દિથી જે પ્રયત્ન તેમાં આત્મા-પ્રયત્નરૂપે ચિંતા જેઓશ્રીને છે તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા.' સર્ગથી જ જેઓ આસુર છે તેઓનો ઉદ્ધાર ન થાય તેમાં વસ્તુદોષ નથી, કારણ કે ભગવાનને તેમ જ કરવું છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આપે આજ્ઞા કરી છે કે આસુરજનો પ્રવૃત્તિ અને નિવૃત્તિ જાણતા નથી.

શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે કે શ્રીમદાચાર્યચરણ કૃપાનિધિ હોવાથી પોતાને (શ્રીમત્પ્રભુચરણને) આપશ્રીના (શ્રીમદાચાર્યચરણના) સ્વરૂપનું જ્ઞાન તથા તેનો અનુભવ કરાવ્યો તેમાં કોઈ શંકા કરે કે પોતાને (શ્રીમત્પ્રભુચરણને) તેવા દુર્લભતમ (ફલનું) આપશ્રીએ (શ્રીમદાચાર્યચરણે) દાન કર્યું, પણ આપશ્રી (શ્રીમદાચાર્યચરણ) અન્યને યત્કિં-ચિત્ પણ (ફલ)નું દાન કરે છે, તો તેના નિરાસ સારુ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે

છે. શ્રીમદાચાર્યચરણ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' છે એટલે દૈવોના ઉદ્ધારમાં જે પ્રયત્નો તત્સ્વરૂપ તદ્રૂપ છે. અહીં આમ જણાય છે: દૈવ (જીવો)નો અંગીકાર તો મર્યાદા પુષ્ટિ ભેદે બે પ્રકારનો છે. મર્યાદામાં અંગીકૃત (જીવો)ને મર્યાદા—કેવલમર્યાદામાર્ગોક્ત સાધન હોય તોપણ તેઓને સ્વબળથી જ સર્વ સાધન સંપાદાન કરાવી તેઓને જેમ ફલપ્રાપ્તિ થાય તેવા પ્રયત્નરૂપ આપશ્રી છે. તેથી આગળ પણ આપશ્રીનું નામ 'સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ' ધરવામાં આવશે. આપશ્રી જ સાધન કરે છે, તેથી આપશ્રીના ચરણને શરણે જવાથી તેઓને (મર્યાદામાર્ગીય દૈવી જીવોને) શીઘ્ર ફલ થાય, બીજી રીતે નહિ. તે (શ્રીમદાચાર્યચરણનું ચરણશરણ)જ તેઓ (મર્યાદામાર્ગોક્ત દૈવી જીવો)નું કર્તવ્ય છે, તદ્વ્યતિરિક્ત (તે સિવાય અન્ય–બીજું) (કર્તવ્ય) નથી. તેનાથી જ (ચરણશરણથી જ) સ્વોદ્ધારની સિદ્ધિ છે અને તેમાં જ (ચરણશરણમાં જ) સર્વ સાધનોને સિદ્ધત્વ છે, અને જેઓ પુષ્ટિમાં અંગીકૃત છે તેઓનો ઉદ્ધાર તો સાક્ષાદ્ભગવત્સંબંધરૂપ છે, તેમાં (પુષ્ટિમાર્ગાંગીકૃતોને ભગવત્સંબંધ થાય તેમાં) જે પ્રયત્નરૂપ લીલારસસંબંધી ઉત્કટભાવ, સર્વાત્મભાવ વગેરે તદાત્મક તત્સ્વરૂપ તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' આપશ્રી (શ્રીમદાચાર્યચરણ) છે. આથી પુષ્ટિમાર્ગીયોને પણ આપશ્રીના ચરણશરણે જવાથી જ તેઓશ્રીની કૃપાથી તેવા ભાવના (રસસંબંધી ઉત્કટ સર્વાત્મભાવાદિ) ઉદયે તે (ભગવત્સંબંધ) ફલ થાય છે, અન્યસાધનથી તે ફલ થતું નથી એમ ઉભય અર્થસૂચક નામ

'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' છે. મર્યાદામાર્ગમાં મુક્તિ જ ફલ છે, અન્ય (મુક્તિ સિવાય અન્ય) (ફલ) નથી. પ્રાકૃતમાં આચાર્યશ્રીએ અંગીકાર કરેલા મર્યાદામાર્ગીયોને પણ પુષ્ટિ ફલ થાય છે. મર્યાદામાર્ગીય જીવો જેમ પહેલાં સ્વમાર્ગના ફલરૂપ પરમાનંદ સમુદ્રમાં ભગવાન્‌માં સાયુજ્ય પ્રાપ્ત કરે છે અને પછી તેમને જ્યારે (ભગવાન્) પુષ્ટિ ફલ આપવાની ઈચ્છા કરે છે ત્યારે તેઓને પ્રભુ તે બ્રહ્માનંદમાંથી ઉદ્ધારીને (બહાર કાઢીને) ભજનાનંદનો અનુભવ કરાવે છે. તે (ભજનાનંદના અનુભવરૂપ ઉદ્ધાર) તો એતત્ (શ્રીમદાચાર્ય ચરણના) શરણ ગમનથી એઓશ્રીની કૃપાથી જ થાય છે, બીજા કોઈ પ્રકારે (શ્રીમદાચાર્યચરણના શરણે ગયા સિવાય) થતો નથી, એમ પણ આ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' નામથી 'શ્રીમત્પ્રભુચરણે જણાવ્યું.' 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' એટલે સાક્ષાદ્ બ્રહ્માનંદમાંથી દૈવોનો સમુદ્ધાર સમ્યક્ ઉદ્ધાર (કરવા)ના પ્રયત્નમાં આત્મા—અંતઃકરણ જેઓશ્રીનું છે તે. દૈવોને જેમ પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત થાય તેવા પ્રયત્નવાન્ નિરંતર પ્રયત્નશીલ આપશ્રી છે અને તેથી જ આપશ્રીનું નામ 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' છે, આથી ભગવાન્‌ને તો મર્યાદામાં જ અંગીકાર અભિપ્રેત છે તોપણ કેવલ પુષ્ટિમાર્ગપ્રવર્તકપણાએ તદ્ (પુષ્ટિમાર્ગના) અધિષ્ઠાતૃપણાએ શ્રીમદાચાર્યચરણની નિજ અંગીકૃત (જીવો) ઉપર કૃપાથી ભગવાન્ પણ તેમને ફલ આપે છે અને તેઓશ્રી (શ્રીમદાચાર્યચરણ) સ્વપ્રકટિત હોવાથી ભગવાનનો તેઓશ્રી (શ્રીમદાચાર્યચરણ) ઉપર પક્ષપાત છે તેથી એતત્ (શ્રીમદા-

ચાર્યચરણના) પ્રયત્ન વિના એ ફલ (સાક્ષાદ્ભગવત્સંબંધ, ભજનાનંદ)ની સિદ્ધિ નથી એમ જણાવ્યું. જે જીવને ફલ આપવાનો ભગવાનનો અભિપ્રાય છે તેના જ ઉપર શ્રીમહાચાર્યચરણની કૃપા થાય છે આથી શ્રીમહાચાર્યચરણ ભગવાનનું અનભિપ્રેત કરે છે એવી આશંકાનો પણ નિરાસ થયો. આ જ અભિપ્રાય શ્રીમત્પ્રભુચરણે શ્રીવલ્લભાષ્ટકમાં **નાવિર્ભૂયાત્** (આપશ્રી જો ભૂતલ પર પ્રકટ થયા ન હોત તો ....દૈવીસૃષ્ટિ વ્યર્થ થાત) ઇત્યાદિ શ્લોકમાં જણાવ્યો છે.

દૈવ-સ્વસેવાર્થ પ્રકટિત જીવો તેઓ સ્વમાર્ગના અજ્ઞાનથી અન્યભજન કરી બહિર્મુખ થવાથી તેઓનો અનુદ્ધાર માની જે પ્રયત્નથી તેઓનો ઉદ્ધાર-ભગવાન્ સાથે સમ્યક્ સંબંધ થાય તે માટે આત્મા-અંતઃરણ જેઓશ્રીનું છે તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા.'

ભગવાને જે માટે પુષ્ટિમાર્ગીય જીવોને ઉત્પન્ન કર્યા તે તેઓ જાણતા નથી અને તેથી પોતાનું શું કર્તવ્ય છે તેની તેઓને ખબર ન હોવાથી જે કાંઇ (સ્વમાર્ગીય કર્તવ્ય સિવાય) અન્ય કરે તે અયોગ્ય કહેવાય અને તેમાં તેમનો અનુદ્ધાર કહેવાય. જેવી રીતે જે વ્રજવધૂઓને ગોપમાં પતિબુદ્ધિ હતી તે તેઓનો વ્યભિચાર જ હતો એમ શ્રીમહાચાર્યચરણે **क्वेमाः स्त्रियः** શ્લોકની શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરી છે, તેમ અહીં પણ પુષ્ટિમાર્ગીય ભાવસેવા વિના જે કાંઈ મર્યાદાથી સેવાદિકરણ તે પણ પુષ્ટિમાર્ગીય જીવોનો અનુદ્ધાર જ ગણાય. તેમાંથી ઉદ્ધાર કરનાર શ્રીમહાચાર્યચરણ જ છે. શ્રીમહાચાર્યચરણ દૈવજીવના ઉદ્ધાર-

(કર્તા) સ્વરૂપ છે. આપશ્રીના પ્રાકટ્ય માત્રથી જ ઉદ્ધાર છે. આથી શ્રીમદાચાર્યચરણની ફલસાધનરૂપતા પણ કહી.

'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના પંચમ અધ્યાયાર્થબોધન શ્રીમદાચાર્યચરણનું નામ છે. દૈવ સાત પ્રકારના છેઃ ૧. ઉત્સવરસાવિષ્ટ, ૨. આશ્ચર્ય-રસાવિષ્ટ, ૩. કૌતુકરસાવિષ્ટ, ૫. સ્રીસ્વભાવરસાવિષ્ટ, ૬. લૌકિકતત્ત્વાવિષ્ટ, ૭. સર્વરસાવિષ્ટ. આ સાત પ્રકારના દૈવોનો ઉદ્ધાર (થાય) (તેઓને પ્રપંચવિસ્મૃતિપૂર્વક કૃષ્ણાસક્તિ થાય) તેના પ્રયત્નમાં આત્મા અંતઃકરણ જેઓશ્રીનું છે તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા'. આથી આ નામને સપ્ત અધ્યાયાત્મક પ્રકરણાર્થરૂપતા કહી પંચમ અધ્યાયથી એકાદશ અધ્યાય સુધી સાત અધ્યાયનું એક પ્રકરણ (તામસ પ્રમાણ પ્રકરણ) છે, તે સમગ્ર પ્રમાણ પ્રકરણના અર્થરૂપ આ નામ છે. (ઉદ્ધારમાં) ભગવાનનો પ્રયત્ન કહેવાથી ભક્તોની તામસતા સૂચવે છે. અથવા દૈવ—દૈવોનો સમૂહ. નારદવાક્યથી નંદાદિ જે વ્રજમાં છે, તેઓનો ઉદ્ધાર—સર્વથી ઉત્કર્ષ, તેમાં પ્રયત્ન—મહોત્સવરૂપ તેમાં આત્મા જેઓશ્રીનો છે તે 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા': યત્નને પ્રકર્ષતાવાચક 'પ્ર'ઉપસર્ગ લગાડવાથી યત્નની ભક્તસ્વભાવાનુકૂલતા સૂચન કરી. नंदस्तु[1] શ્લોકમાં નંદરાયજીને તો (એમ 'તો'વાચક तु શબ્દ મૂકવાથી શ્રીમદ્ભાગવતકાર સૂચવે છે કે શ્રીકૃષ્ણના પ્રાકટ્યથી વસુદેવને આનંદ થયો, પણ નંદરાયજીને તો તેથી પણ વિશેષ આનંદ થયો) (શ્રીકૃષ્ણ) પુત્રરૂપથી પ્રકટ થયે આહ્લાદ આનંદ થયો

१ नंदस्त्वात्मज उत्पन्ने जाताह्लादो महामनाः ।

અને તેથી મહામન—અતિ વિસ્તૃત મનવાળા થયા, દાનાદિમાં અતિ ઉદારચિત્તવાળા થયા, (વસુદેવજી કંસભીતિથી સંકુચિત ચિત્તવાળા હતા).

'દેવોદ્ધારપ્રયત્નાત્મા'માં છ પદ છેઃ ૧. દેવ, ૨. ઉત, ૩. હાર, ૪. પ્ર, ૫. યત્ન, ૬. આત્મા. એ પ્રમાણે વ્યસ્ત (છૂટાં) છ પદ અને એક સમસ્ત (આખું) પદ એનાથી ઉત્સવ કહેવાય છે. શ્રીસુબોધિનીજીમાં શ્રીમદાચાર્યચરણે ઉત્સવાધ્યાયમાં ઉત્સવ સાત પ્રકારના નિરૂપિત કર્યા છે. ૧. વિદ્યાકૃતોત્સવ, ૨. ભૂમિસંસ્કારોત્સવ, ૩. ગોશૃંગારોત્સવ, ૪. ગોપકૃતોત્સવ, ૫. ગોપીકૃતોત્સવ, ૬. વાદિત્રવાદનોત્સવ, ૭. દાનોત્સવ. એ પ્રમાણે સાતે ઉત્સવો સાતે પદમાં યથાતથા જાણવા.

**સ્મૃતિમાત્રાર્તિનાશનઃ**—શુદ્ધપુષ્ટિમાર્ગમાં અંગીકૃત જીવોને એતન્માર્ગમાં તેઓનો અંગીકાર હોવાથી તે અંગીકારના સ્વાભાવિક બલથી ઇતરમાર્ગીય ફલમાં ફલત્વાભાવની (ફલના અભાવની) સ્ફૂર્તિથી અને સ્વતઃ ફલસાધનનું જ્ઞાન ન હોવાથી સ્વોદ્ધારવિષયિણી આર્તિ સદા રહે છે જ અને તેથી જ જ્યારે શ્રીમદાચાર્યચરણે પ્રકટ થઇ સ્વીય વિષે શુદ્ધ પુષ્ટિમાર્ગીય પ્રાકટ્ય કર્યું ત્યારે તેઓશ્રીના ચરણારવિંદના સ્મરણમાત્રથી જ સ્વમાર્ગીય ફલનો (તેઓને) નિશ્ચય થાય. તે પહેલાં (શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્ય પહેલાં) સ્વમાર્ગીય ફલનિશ્ચયના અજ્ઞાનથી પોતાની કૃતાર્થતા માટે (પુષ્ટિજીવોને) આર્તિ થતી તે સર્વ (આર્તિ પણ (શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યથી) સમૂલ ગઇ તે જણા-

વવાને આ ષષ્ઠ નામ 'સ્મૃતિમાર્તિનાશનઃ' શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે.

સ્વકીયની સ્વમાર્ગીય અસાધારણ આર્તિનું નાશકત્વ (શ્રીમદાચાર્યચરણમાં) છે તેમ કહી ગયા, પણ સાધારણ (જીવો)ની પણ મનોનિષ્ઠ (મનમાં રહેલી) આર્તિનો નાશ કરવાનું સામર્થ્ય એઓશ્રીના ચરણારવિંદના સ્મરણમાં છે, એમ જણાવવાને શ્રીમત્પ્રભુચરણ ષષ્ઠ નામ આજ્ઞા કરે છે 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ'.

સ્મૃતિ–સ્મરણ માત્રથી (ભકતોની) આર્તિનો–ત્રિવિધ તાપનો જે નાશ કરે છે તે 'સ્મૃતિ–માત્રાર્તિનાશનઃ'. સ્મૃતિ સ્મરણ તો ઉભયથા જાણવું એટલે જે ભકતો શ્રીમદાચાર્યચરણનું સ્મરણ કરે છે તેઓની આર્તિનો તેઓશ્રી નાશ કરે છે તેમજ જે ભકતોને શ્રીમદાચાર્યચરણ સ્મરે છે–યાદ કરે છે તેઓની આર્તિનો નાશ પણ તેઓશ્રી કરે છે.

તેઓશ્રીના શરણે જવાથી તેઓશ્રીની કૃપા (તેવા પૂર્વોક્ત) ભાવના ઉદયથી પ્રચુર (ભાવ) વ્રજાધીશ્વરવદનદિદૃક્ષાર્તિ (વ્રજાધીશ્વરના વદનકમલ–મુખકમલના દર્શન) કરવાની ઇચ્છા થાય અને તે ન થવાથી તે માટે–દર્શન માટે પ્રચુર આર્તિ થાય. તે (આર્તિ)નો કયારે અને કેવી રીતે નાશ થાય છે તે આ 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ' નામ જણાવે છે. આચાર્યશ્રીની ભક્તવિષયિણી જે સ્મૃતિ, સ્વમનમાં કે પ્રભુ સમક્ષ (પ્રભુના આગળ) તેનાથી જ (શ્રીમદાચાર્યચરણ) સાક્ષાત્સંબંધાભાવરૂપ (પોતાને ભગ-

વાનૂના સાક્ષાત્સંબંધનો અભાવ છે, સાક્ષાત્ ભગવાન્નો સંબંધ નથી તે માટેની) આર્તિનો નાશ કરે છે. એટલે (આચાર્યશ્રીની) સ્મૃતિમાત્રથી સાક્ષાત્સંબંધરૂપ ફલ થાય છે જ એમ નિઃસંદિગ્ધપણે જણાવવાને અહીં 'માત્ર' પદ મૂકવામાં આવ્યું છે. 'માત્ર'પદથી સાધનનો અભાવ જણાવી સૂચવે છે કે જેવી રીતે વ્રજજનની આર્તિનો નાશ ભગવાને સ્વતઃ (વ્રજજનના સાધન સિવાય) કર્યો તેવી રીતે શ્રીમદાચાયચરણ પણ નિજ સેવકોનાં સાધનની અપેક્ષા વિના તેઓની (નિજ સેવકોની) આર્તિનો નાશ કરશે. આમ હોવાથી એ પણ સૂચન કર્યું કે જો આર્ત હોય તો ફલમાં વિલંબ (થતો) નથી. પૂર્વ નામમાં જણાવ્યા પ્રમાણે દૈવ જીવોના ઉદ્ધાર કરવાના પ્રયત્નમાં શ્રીમદાચાર્યચરણનું અંતઃકરણ ભલે હો પણ તેઓશ્રીમાં ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હોય તો પછી દૈવદુઃખનિવૃત્તિ કેમ થઈ શકે, એમ કોઈ શંકા કરે તો તેના નિરાસ સારુ આ 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ' નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. સ્મૃતિમાત્ર—સર્વ સાધન નિરપેક્ષ સ્વસ્મૃતિમાત્રથી જ સર્વની આર્તિનો નાશ (શ્રીમદાચાર્યચરણ) કરે છે તો પછી તેવું અંતઃકરણ થયે આર્તિનો નાશ થાય તેમાં કહેવું જ શું? અથવા આ મારા છે, મારે પ્રમેયબલથી તેમનો ઉદ્ધાર કરવો જોઇયે, એમ દૈવ (જીવો)ની આપશ્રીથી (થતી) જે સ્મૃતિ તેનાથી જ તેઓની કાલકર્માદિકૃત આર્તિનો નાશ થાય છે. આનાથી અધિક શું સામર્થ્ય હોય, એમ આ નામમાં (શ્રીમદાચાર્યચરણનું ઉદ્ધાર કરવામાં) સામર્થ્ય બતાવ્યું.

'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ' શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના ષષ્ઠ અધ્યાયાર્થ બોધક નામ છે. આપશ્રીએ કે ભક્તે કરાયેલ સ્મરણુ માત્રથી અવિદ્યાકૃત ત્રિવિધ તાપરૂપ આર્તિનો જે નાશ કરે છે તે 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ'

પૂર્વાધ્યાય (પંચમાધ્યાય)ના અંતે નંદરાયજીએ વસુદેવના મુખથી 'ગોકુલમાં ઉત્પાત છે' એમ સાંભળી મધ્યે માર્ગમાં જતાં ઉત્પાતના આગમરૂપ આર્તિ[1] પ્રાપ્ત કરીને હરિનું સ્મરણુ કર્યું. તેમની (નંદરાયજીની) આર્તિનો હરિએ પૂતના મારીને નાશ કર્યો. વ્રજબાલકોનું પૂતનાએ ભક્ષણુ કરેલું હોવાથી (તેઓને) ભગવાનની પ્રાપ્તિ ન થઈ તેથી (તેઓને વ્રજબાલકોને) થતી જન્મફલાભાવરૂપ આર્તિનો પૂતનાના સ્તનપાન સહ તેઓના (વ્રજબાલકોના) પ્રાણુનું[2] પણ પાન કરીને નાશ કર્યો. નંદ[3] ક્રોધ કરશે એમ વ્રજજનોની આર્તિનો રક્ષાકરણુથી નાશ કર્યો.

પૂતનાએ કરેલા ઉપદ્રવના ભયરૂપ શ્રીમાતૃચરણુની આર્તિનો તેમના (માતૃચરણુના) સ્તનપાનથી[4] નાશ કર્યો. પોતે કરેલા અપરાધથી પોતાની મુક્તિ થશે નહિ તેવી (તેવા ભાવરૂપી) પૂતનાની આર્તિનો તેમાંથી[5] (તેના

१. नन्दः पथि वचः शौरेर्न मृषेति विचिन्तयन् । हरिं जगाम शरणमुत्पातागमशङ्कितः ॥

२. तत्प्राणैः समं रोषसमन्वितोऽपिबत् ।

३. इति प्रणयबद्धाभिः गोपीभिः कृतरक्षणम् ।

४. पाययित्वा स्तनं माता ।

५. दह्यमानस्य देहस्य धूमश्चागरुसौरभः ।

બળતા દેહના ધૂમમાંથી) અગરુનો ગંધ પ્રકટ કરી તેની મુક્તિ થઈ છે તેમ જણાવી, નાશ કર્યો. આ પ્રકારે પાંચ પ્રકારની આર્તિ હરીને પંચપર્વાત્મિકા અવિદ્યાનો નાશ કર્યો.

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः**—ગત 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ' નામથી જો આર્તિ હોય તો ફલમાં વિલંબ નથી એમ સૂચન કર્યું; તેથી એમ પણ આજ્ઞા કરી કે શરણે જઈને પણ ભાવોદય (આર્તિ) થાય ત્યારે જ ફલ-પ્રાપ્તિ થાય. કયા પ્રકારથી ભાવ થાય અથવા ફલસંબંધ-પર્યંત કયા પ્રકારે સ્થિતિ કરવી કે ઇતર વ્યાસંગથી ફલસંબંધમાં પ્રતિબંધ ન થાય એ જણાવવા સારુ શ્રીમત્પ્રભુ-ચરણ 'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ' એ સપ્તમ નામની આજ્ઞા કરે છે. શ્રીભાગવતમાં જે ગૂઢાર્થ—પુષ્ટિ ફલસંબંધી લીલારસભાવ—છે તેનો પ્રકાશ કરવામાં પરાયણ તદેકનિષ્ઠ (પ્રકાશ કરવામાં એકનિષ્ઠાવાન્) આપશ્રી છે. અર્થાત્ નિરંતર સ્વીયજનને અર્થે તે ભાવોનો બહિઃકથને બહાર ઉપદેશો—કરીને પ્રકાશ કરે છે. એથી જ લીલાસં-બંધી નિરૂપિત આસક્તિ થવાથી તદ્ભાવનો ઉદય થાય છે. તેથી તે વિના સર્વત્ર અરુચિથી, ફલપ્રતિબંધકતા અને અનાત્મતાની સ્ફૂર્તિ થાય છે, ત્યારે તે સર્વના ત્યાગથી ફલસંબંધના અભાવની (ફલસંબંધ નથી થયો તેથી થતી) આર્તિથી વિવિધલીલારસભાવથી તે તે રસવિશિષ્ટ લીલાના ભાવથી નિરંતર તદ્વિરહનો કેવલ સ્વરૂપાત્મક અનુભવ કરતો સ્થિતિ કરે. આ પ્રકારે સ્થિતિ કરનારને ફલમાં

પ્રતિબંધ ન થાય એમ પણ આ નામથી જણાવ્યું.

આ નામથી શ્રીમહાચાર્યચરણે પ્રકટ કરેલા પુષ્ટિમાર્ગનું મૂલ શું છે તે પણ કહ્યું, કારણ કે આપશ્રીએ પ્રકટ કરેલો શુદ્ધપુષ્ટિમાર્ગ સર્વ પ્રકારે અવ્યભિચારિપ્રામાણ્ય છે એવું જ્ઞાન સ્વમાર્ગોક્ત ફલના અનુભવથી સ્વકીયને—નિજજનને—છે જ, તથાપિ શ્રીઆચાર્યસ્વરૂપને નહિ જાણનારા પંડિતોને કદાચિત્ આપશ્રીએ પ્રવર્તાવેલા શુદ્ધપુષ્ટિમાર્ગમાં તે માર્ગના મૂલના અજ્ઞાનથી અપ્રામાણ્યની શંકા થાય, તેમને આપશ્રીએ પ્રકટ કરેલો માર્ગ સમૂલ છે એમ જણાવવા સારુ તન્મૂલના (શ્રીભાગવતના) ગૂઢાર્થના આપશ્રી પ્રકાશક છે એમ આ નામથી શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી. 'શ્રીભાગવત'પદ વડે તે જ આ માર્ગમાં મૂલ છે એમ પણ આજ્ઞા કરી.

શ્રીભાગવતની વ્યાખ્યા અન્યોએ પણ કરી છે જ, જો તેમાં (શ્રીભાગવતમાં) પણ આ માર્ગ પ્રકટ હોય તો અન્ય પણ તેને જાણે જ, એ શંકાના નિરાસ સારુ 'ગૂઢાર્થ' પદ શ્રીમત્પ્રભુચરણે યોજ્યું છે, જો કે શ્રીભાગવતની વ્યાખ્યા સર્વથી થાય છે જ, તથાપિ તત્રત્ય (શ્રીભાગવતમાં રહેલો) ગૂઢ—સર્વથી અજ્ઞાત—અર્થ—ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલરૂપ અર્થ તેને પ્રકાશવામાં—પ્રકટ કરવામાં—પરાયણ અર્થાત્ સદા તદેકવિચારનિષ્ઠ (પ્રકટ કરવાના વિચારમાં એકનિષ્ઠાવાન્) આપશ્રી છે, એથી શ્રીભાગવતના ગૂઢાર્થના વિચારકત્વે કરીને (ગૂઢાર્થના વિચારક હોવાથી) સાક્ષાત્ ફલમાર્ગીય પુષ્ટિમાર્ગ પ્રકટ કરવાનું

સામર્થ્ય શ્રીમહાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ જણાવ્યું. અન્યને એતન્માર્ગના અજ્ઞાનથી ગૂઢાર્થનું અવિચારકત્વ છે (શ્રીભાગવતના ગૂઢ અર્થનું વિચાર કરવાપણું નથી), એમ જણાવવાને આ નામની આજ્ઞા કરી.

શ્રીભાગવતમાં મુક્ત્યાદિનું પણ ફલત્વે કરીને નિરૂપણ કરેલું હોવાથી (મુક્ત્યાદિને પણ ફલ કહેવાથી) આપશ્રીએ નિગૂઢાર્થત્વે કરીને વિચારિત અર્થને જ ફલત્વ (આપશ્રીનું વિચારિત જ ફલ) કેમ કહી શકાય, એમ શંકા કરે તો સમાધાન કરે છે કે સત્ય, શ્રીભાગવતમાં શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલનું જ ફલત્વે કરીને કથન છે, અન્યનું ફલત્વે કરીને કથન નથી. અને તેથી જ રસાત્મકમુખારવિંદફલવિયોગાનલ શ્રીમહાચાર્યચરણે શ્રીભાગવતના રસાત્મક [1] ફલપ્રકરણમાં પૂર્વોક્તપ્રકારવ્યંજક પ્રણાલિકાએ જ ફલનું ફલત્વ નિશ્ચિત કર્યું છે. શ્રીશુકદેવજીએ પણ [2]**निगमकल्पतरोः** શ્લોકમાં શ્રીભાગવતની ફલરૂપતા નિરૂપણ કરવામાં ફલપ્રકરણીય અભિપ્રાયસમુદાયને ધ્યાનમાં લઈને જ રસસમૂહ ફલરૂપ રાસલીલામાં જ ફલત્વ છે એમ નિરૂપવાને **पिबत भागवतं रसमालयं** (લય—મુક્તિ-પણ જે ફલથી 'આ' ઈષદ્-અલ્પ તુચ્છ છે તે ભાગવતરસનું પાન કરો) એમ એતન્માર્ગીય

---

૧. શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધપૂર્વાર્ધના ૨૬ થી ૩૨ અધ્યાય-સુધીનું અથવા ક્ષેપક સાથે ૨૯ થી ૩૫ અધ્યાય સુધીનું સાત અધ્યાયનું પ્રકરણ 'ફલપ્રકરણ' કહેવાય છે.

૨. निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥भा.१-१-३

ફલનું જ ફલત્વે કરીને નિરૂપણ કર્યું છે, અન્યનું નહિ; તેથી તે (એતન્માર્ગીય ફલ) જ ફલ છે. **पिबत भागवतं रसमालय** એ પદોથી એતન્માર્ગીય ફલનું જ ફલત્વ કેમ આવે છે એમ કોઇ શંકા કરે તો સમાધાન કરે છે કે શ્રીભાગવત શબ્દાત્મક હોવાથી માત્ર શ્રવણપ્રાપ્ય હોવાથી **शृणुत** (શ્રવણ કરો) એમ પદ કહેવું જોઇએ, પરન્તુ તેમ ન કહેતાં **पिबत** 'પાન કરો' એમ કહ્યું, તેથી શ્રીભાગવતમાં શબ્દપ્રતિપાદ્ય કોઇક વિરલ અવર્ણનીય અસાધારણ પાન કરવા યોગ્ય રસ છે એમ જણાય છે. તેનો (રસનો) વિચાર કરવામાં આવે છે ત્યારે [1]**तस्यैव हेतोः प्रयतेत** (ઉપર નીચે ભ્રમણ કરતાં પણ જે મલે નહિ તેને જ માટે ભગવદ્ભકિતને જ માટે—ભગવત્પરિગ્રહને જ માટે—કોવિદ ડાહ્યો પુરુષ—પ્રયત્ન કરે) શ્લોકમાં જ પુરુષપ્રયત્નનું કથન હોવાથી શ્રીભાગવતપ્રતિપાદ્ય રસ ભકિતરસજ છે એમ નિશ્ચય છે. તેનું પાન અર્થાત્ અંતઃપ્રવેશ, જેવી રીતે બહિઃસ્થિત દુગ્ધાદિનો મુખદ્વારા અંતઃપ્રવેશ કરાય છે તેથી તેનું પાન કહેવાય છે, તેવી રીતે શ્રીભાગવપ્રતિપાદ્ય ભક્તિરસનો અંતઃપ્રવેશ કરાવવો તે તેનું પાન કહેવાય. જો કે શ્રીભાગવતમાં તે 'ભક્તિયોગ બહુવિધ' કહેલો છે, તથાપિ શ્રીભાગવતમાં બહુવિધની મુખ્યતા નથી, કારણ કે તે તો માત્ર મુકત્યાદિ ફલ સિદ્ધ કરે છે, જે મુક્તિ શ્રીભાગવતપ્રતિપાદ્ય પરમ ભક્તિરસથી તો અત્યંત તુચ્છ છે. **अक्षण्वतां**

---

૧. तस्यैव हेतोः प्रयतेत कोविदो न लभ्यते यद् भ्रमतामुपर्यधः ।
तल्लभ्यते दुःखवदन्यतः सुखं कालेन सर्वत्र गभीररंहसा ॥ भा. १-५-१७

[1]फलमिदं (ચક્ષુષ્માનનું વા ઇન્દ્રિયવાનનું ફલ આ છે) એ શ્રુતિરૂપાના કથનથી શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલ જ પરમ-મુકત્યધિક ફલ છે, અન્ય નહિ, એમ પ્રમેયસ્વરૂપને પ્રમાણ-પૂર્વક પ્રતિપાદન કરવાનું સામર્થ્ય કેવલ શ્રીમદાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ જણાવવાને જ આ સપ્તમ નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી.

શ્રીભાગવતશાસ્ત્રનો જે ગૂઢ—ગુપ્ત—અર્થ તેનો પ્રકાશ કરવામાં—તે વ્યક્ત કરવામાં—સર્વ—ભાવથી કથવામાં—શ્રીમદ્દાચાર્યચરણ પરાયણ—ઉદ્યુક્ત છે. શ્રી ભાગવતના ગૂઢ અર્થનો પ્રકાશ કરવામાં 'પર' ઉત્કૃષ્ટ 'અયન' ગતિ જેઓ-શ્રીની છે એવા. અથવા શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં 'પર'—તત્પર થઇને આ 'અયને' આ લોકમાં શ્રીમદા-ચાર્યચરણ પધાર્યા છે. આપશ્રીએ સ્વમુખે પ્રથમ સ્કંધનાં શ્રીસુબોધિનીજીના [2]अर्थं तस्य विवेचितुं (તેનો શ્રીભાગવતનો અર્થ વિવેચવાને વિવેચન પુરઃસર કથવાને—વૈશ્વાનર વાક્-પતિ વિના અન્ય સમર્થ નથી, તે શ્રીભાગવતાર્થ પ્રકટ કરવાને કૃપાવલોકનપટુ કૃપાકટાક્ષ કરવામાં ચતુર—શ્રીપતિ-

---

१. अक्षण्वतां फलमिदं न परं विदामः
सख्यः पशूननु निवेशयतोर्वयस्यैः ।
वक्त्रं व्रजेशसुतयोरनुवेणुजुष्टं
यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥ भा. १०–२६–७

२. अर्थं तस्य विवेचितुं न हि विभुर्वैश्वानराद्वाक्पते–
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

એ મને વ્યાસવત્ માનુષતનુ ધરાવી આજ્ઞા આપી ભૂતલ પર પ્રકટ કર્યો છે, તેથી હું આનંદ સહિત વ્યાસ-વિષ્ણુને પ્રિય બહુધા બહુ પ્રકારે ગૂઢાર્થ પ્રકટ કરું છું) એ પંચમ શ્લોકમાં એ જ આજ્ઞા કરી છે. ભગવદ્દ્વિચારિત જ પરમગૂઢ હોવાથી તત્સ્વરૂપ (ભગવત્સ્વરૂપ) વિના તદજ્ઞાનથી (ગૂઢાર્થના અજ્ઞાનથી) કોઇથી પણ તેનો પ્રકાશ થઈ શકે નહિ, તેવા ભગવદ્દ્વિચારિતનો પણ પ્રકાશ કરવામાં પરાયણ આપશ્રી છે. આપશ્રી જાણવા છતાં ગૂઢાર્થકથન ન કરે તો આપશ્રીમાં અનાપ્તતા—અસત્યતા—દોષ પ્રાપ્ત થાય.

શ્રીભાગવત—પુષ્ટયાત્મક ભગવદ્‌ભાવ તેનો જે ગૂઢાર્થ, તત્પ્રકારથી (પુષ્ટિપ્રકારથી ભગવદ્‌ભાવથી) ભજન (સેવા) તેને પ્રકાશવામાં પરાયણ. શ્રીભાગવત શ્રીભગવતીનો (શ્રીસ્વામિનીજીનો) જે ભાવ (માનાદિ) તેમાં ગૂઢાર્થ (પ્રભુ) તેના પ્રકાશનમાં પુનર્મેલનમાં પરાયણ. સ્વામિભાવમાં ગૂઢ જે કૃષ્ણાર્થ શબ્દ તેજ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે, તેથી તેનો અર્થ પ્રકાશ કરવામાં પરાયણ આપશ્રી છે. સ્વામિભાવમાં ગૂઢાર્થ શૃંગારાદિ તેને પ્રકાશવામાં પરાયણ એવા.

'દૈવોદ્ધારપ્રયત્નાત્મા' એમ શ્રીમદાચાર્યચરણનું નામ પ્રથમ કહેવાઈ ગયેલું છે તેમાંનો પ્રયત્ન આ સપ્તમ નામથી જણાવે છે. શ્રીભાગવતના અર્થજ્ઞાનથી જ ઉદ્ધાર છે. તે ગૂઢ હોવાથી તેને પ્રકાશવામાં પરાયણ તત્પર—સમર્થ, તેથી એ પ્રયત્ન કરવાનું સામર્થ્ય (દૈવના ઉદ્ધાર માટે શ્રી ભાગવતગૂઢાર્થપ્રકાશનદ્વારા પ્રયત્ન કરવાનું સામર્થ્ય) એઓશ્રીનું જ છે એમ પ્રતિપાદન કર્યું.

પુરુષોત્તમ, તેની દશવિધલીલા, અને પુષ્ટિભક્તના ભાવ એ સર્વ નિર્ગુણ નિત્ય છે એમ પ્રતિપાદન તે ગૂઢાર્થ તેને પ્રકાશવામાં પરાયણ.

'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ' એ શ્રીભાગવતના દશમ સ્કંધ પૂર્વાર્ધના સપ્તમાધ્યાયાર્થબોધક નામ છે. ભગવાનૂના તે 'ભાગવત,' શ્રીના અને ભગવાનૂના તે 'શ્રીભાગવત' (શ્રીમાતૃચરણપ્રભૃતિ)[1] તેઓને ગૂઢ (અજ્ઞાત) અર્થ—પોતાને (શ્રીઠાકુરજીને) સ્તનપાન કરવાની ઇચ્છા રૂપ—તેનો રોદનથી શકટપાતનથી પ્રકાશ કરવામાં 'પર અયન' (ચરણચાલન) જેમનું છે તે 'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ'. કહ્યું છે કે [2]ઔત્થાનિક ઉત્સવમાં

---

१. औत्थानिकौत्सुक्यमना मनस्विनी समागतान्पूजयती व्रजौकसः ।
नैवाशृणोद्वै रुदितं सुतस्य सा रुदन् स्तनार्थी चरणावुदक्षिपत् ॥भा.१०–७–६

२. एकदारोहमारूढं लालयंती सुतं सती ।
गरिमाणं शिशोर्वोढुं न सेहे गिरिकूटवत् ॥ भा. १०–७–१८
भूमौ निधाय तं गोपी विस्मिता भारपीडिता ।
महापुरुषमादध्यौ जगतामास कर्मसु ॥ १९ ॥
दैत्यो नाम्ना तृणावर्तः कंसभृत्यः प्रणोदितः ।
चक्रवातस्वरूपेण जहारासीनमर्भकम् ॥ २० ॥
गोकुलं सर्वमावृण्वन्मुष्णंश्चक्षूंषि रेणुभिः ।
ईरयन् सुमहाघोरशब्देन प्रदिशो दश ॥ २१ ॥
मुहूर्तमभवद्गोष्ठं रजसा तमसावृतम् ।
सुतं यशोदा नापश्यत्तस्मिन्न्यस्तवती यतः ॥२२॥
नापश्यत्कश्चनात्मानं परं चापि विमोहितः ।
तृणावर्तनिसृष्टाभिः शर्कराभिरुपद्रुतः ॥ २३ ॥

ઉત્સાહયુક્તમનવાળાં ઉદારચિત્તવાળાં તે શ્રીયશોદા આવેલા વ્રજવાસીઓને વસ્ત્રાલંકાર વડે પૂજન કરતાં હોવાથી સુતનું રુદન નિશ્ચયે શ્રવણ કર્યું નહિ. સ્તનાર્થી સ્તનપાન (કરવાની ઇચ્છાવાન્) રુદન કરતા પ્રભુએ તો બન્ને ચરણ ઊંચા કર્યા. શ્રીભાગવતના—શ્રીમાતૃચરણપ્રભૃતિના, ગૂઢ (અજ્ઞાત) સ્વસુતમાહાત્મ્યસ્વરૂપ અર્થનો પ્રકાશ કરવાને પર અયન—ઊર્ધ્વગમન—જેનું છે તે. શ્રીભાગવતના—શ્રીમાતૃચરણપ્રભતિના ગૂઢ અજ્ઞાત અર્થનો (અખિલ બ્રહ્માંડની સ્વાંતઃસ્થિતિનો શ્રીઠાકુરજીના પોતાના વિષે અખિલ બ્રહ્માંડ છે એવા માતૃચરણાદિના અજ્ઞાત અર્થનો) પ્રકાશ કરવામાં પરાયણ—તત્પર—સમર્થ. પ્રાયઃ સ્તનપાન કરેલા તેના (શ્રીઠાકોરજીના) રુચિર સ્મિતવાલા મુખને લાલન કરતી તે માતાએ હે રાજન, બગાસું ખાતા શ્રીઠાકોરજીના મુખમાં આ બહાર દેખાતું વિશ્વ જોયું. આ પ્રકારે 'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણ' નામ સાતમા અધ્યાયની શકટભંજન, તૃણાવર્તવધ તથા શ્રીમુખમાં વિશ્વદર્શન એમ ત્રણેય લીલાનું બોધક છે.

साकारब्रह्मवादैकस्थापकः—પુષ્ટિભક્તિમાર્ગમાં પુષ્ટિભક્તિમાર્ગીયફલના મુકત્યધિકત્વકથનથી, તે ફલસ્વરૂપલીલાનુભવાનંદાત્મક હોવાથી, તેનો અનુભવ અલ્પબુદ્ધિમાન્‌ને

---

इति खरपवनचक्रपांसुवर्षे सुतपदवीमबलाऽविलक्ष्य माता ।
अतिकरुणमनुस्मरत्यशोचद्भुवि पतिता मृतवत्सका यथा गौः ॥२४॥

रुदितमनुनिशम्य तत्र गोप्यो भृशमनुतप्तधियोऽश्रुपूर्णमुख्यः ।
रुरुदुरनुपलभ्य नंदसूनुं पवन उपारतपांसुवर्षवेगे ॥ २५ ॥

કેમ થાય એમ આકાંક્ષા થાય ત્યાં અનુભવપ્રકારના હેતુભૂત આ અષ્ટમ 'સાકારબ્રહ્મવાદૈકસ્થાપક' નામ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે.

સાકાર જે બ્રહ્મ તેના વાદના—ઉપપત્તિપૂર્વક મૂલસ્વ-સ્વપાનુભવપ્રમાથી જે અનુભૂત છે તેના—જ—મુખ્યતાએ—સ્થાપક—પ્રતિપાદક—આપશ્રી છે. અત્ર एक (જ) શબ્દ મુખ્યવાચી છે. સાકારત્વ કહીને બ્રહ્મત્વ કહ્યું તેથી નિખિલ સ્વરૂપાનુભવતાથી લીલાનુભવાનુરૂપતાથી "[1] अधरं मधुरं"થી આરંભી 'फलितं मधुरं' પર્યંત માધુર્યતારતમ્યવિશિષ્ટ જે નિખિલ સાકારત્વ નિરૂપિત કર્યું છે તેવું રસાત્મક આનંદ-મય બ્રહ્મ છે. તેમજ તેના ધામની નિખિલ વિભૂતિ પુષ્પ-પત્રતૃણાદિ પણ કેવલ આનંદમય છે. કૃષ્ણ નિગૂઢભાવસ્વર-પાદાદિયુક્ત હોવાથી સાકાર જ છે. તે તે અંગના સાકાર-ત્વકથનથી પુષ્ટિભક્તિરસપાન કરવાની ઈચ્છાવાળાને પુષ્ટિ-માર્ગીય ફલ સર્વેંદ્રિયે કરીને આસ્વાદ્ય છે એમ ફલાનુભવ-પ્રકાર પણ સ્પષ્ટ કર્યો, તેથી જ શ્રુતિરૂપા સર્વાત્મભાવા-કારભૂત વ્રજવરઘોષસીમંતની શ્રીસ્વામિનીજીઓએ ગાયેલા '[2]ચક્ષુષ્માન્ ઇંદ્રિયવાળાનું આ ફલ' શ્લોકમાં જ ફલાનુભવ-પ્રકાર કહ્યો છે, તેથી કાંઈ પણ અનુપપન્ન નથી. અથાપિ સર્વશાસ્ત્રવિચારકોએ બ્રહ્મનું સાકારત્વ કેમ નિરૂપિત ન કર્યું ? એમ કોઈ શંકા કરે તો ઉપપત્તિ કહે છે: વિવિધરસાત્મક બ્રહ્મ ભગવાન અત્યંત અલૌકિક હોવાથી અને સર્વશાસ્ત્ર-

---

१. જુઓ મધુરાષ્ટક શ્લોક ૧ થી ૮.

२. अक्षण्वतां फलमिदं भा. १०, पू. १८, ६

વિચારકોનાં ચક્ષુરાદિ ઇંદ્રિયો લૌકિક પ્રમાણો હોવાથી તેવા લૌકિક ચક્ષુરાદિગમ્ય અખિલસાકારાત્મ રસાત્મક બ્રહ્મમાં સંભવતું નથી, તેથી તેવા સાકાર બ્રહ્મનું નિરૂપણ કરી શકયા નહિ, પરંતુ શ્રુતિઓ અલૌકિકપ્રમાણ હોવાથી રસાત્મક બ્રહ્મના સ્વરૂપનિરૂપણમાં શ્રુતિઓ જ પ્રમાણ હોવાથી, શ્રુતિઓએ જેવું પ્રપિાદન કર્યું હોય તેવું બ્રહ્મ છે. તે શ્રુતિઓ તો 'તેણે[1] જોવાની ઇચ્છા કરી' 'તે[2] એકલા રમણ કરતા નથી તેથી તેણે દ્વિતીયની ઈચ્છા કરી' 'તે[3] નિશ્ચયે એટલા થયા' એ પ્રકારે સાકાર બ્રહ્મનું નિરૂપણ કરે છે. ગીતા પણ 'તેના[4] પાણિપાદ સર્વત્ર છે' ઇત્યાદિથી બ્રહ્મને સાકાર જ કહે છે. નિરાકારવાદીઓ નિરાકારપ્રતિપાદનનાં 'બ્રહ્મ[5] અસ્થૂલ અનણુ અહ્રસ્વ' ઇત્યાદિ શ્રુતિઓ તો પ્રમાણતાથી અંગીકાર કરે ત્યારે બ્રહ્મ નિરાકાર જ કેમ નહિ? એમ કોઈ શંકા કરે તો સમાધાન કરે છે કે નિરાકારપ્રતિપાદક શ્રુતિઓ રસાત્મક બ્રહ્મમાં દેહાદિના આકારવત્ પ્રાકૃત આકારતાનો જ નિષેધ કરે છે, કાંઈ શાસ્ત્રોક્ત આનંદ–માત્રકરપાદમુખોદરાદિત્વનો નિષેધ કરતી નથી. જો સર્વથા (સર્વપ્રકારે) નિરાકારત્વ જ શ્રુતિઓને અભિપ્રેત હોત તો શ્રુતિઓ નિરાકારત્વ કહીને તરત જ

१. स ईक्षांचक्रे. बृ. १, ४, ४.

२. तस्मादेकाकी न रमते । स द्वितीयमैच्छत्. बृ. १,४, ४.

३. स ह एतावानास. बृ. १, ४, ४.

४. सर्वतः पाणिपादं तत्. भ. गी. १३, १३.

५. अस्थूलमनण्वह्रस्वं. बृ. ३, ८, ८.

આગળ 'તેણે જોવાની ઇચ્છા' ઇત્યાદિથી સાકારત્વનું પ્રતિપાદન જ ન કરત. તેથી જ વ્યાસસૂત્ર પણ '[1]નિરાકારશ્રુતિ પ્રકૃતૈતાવત્ત્વમાત્રનો નિશ્ચયે પ્રતિષેધ કરે છે, કાંઇ આનંદાકારત્વનો પ્રતિષેધ કરતી નથી, અને તેથી આગળ શ્રુતિઓ ભૂયઃ-પુષ્કલ-કહે છે' એમ સાકારત્વમાં હેતુ પણ આપે છે, અર્થાત્ શ્રુતિઓ આનંદાકારત્વનો નિષેધ કરતી નથી, એટલું જ નહિ પણ લૌકિકાકારત્વનો નિષેધ કરીને તરત જ આગળ પુનઃ 'તેણે[2] જોવાની ઇચ્છા કરી' ઇત્યાદિથી સાકારત્વ જ વદે છે. ઉપનિષદ્‌માં શ્રુતિઓ પ્રકારભેદથી બ્રહ્મનું નિરૂપણ કરે છે તેથી પરસ્પરવિરોધપરિહારપૂર્વક વિષયવ્યવસ્થાથી જેવું બ્રહ્મ સિદ્ધ થાય તેવું જ માનવું જોઇએ. નિરાકારવાદીઓ સર્વશાખીયોપનિષદ્‌ના તાત્પર્યજ્ઞાનના અજ્ઞાનથી સ્વબુદ્ધયનુસાર યત્કિંચિત્-શ્રુતિતાત્પર્યને સ્વમતાનુસાર કલ્પીને બ્રહ્મને નિરાકાર માને છે, તેથી તેમનું મત પ્રમાણ નથી. શ્રીમદાચાર્યચરણ તો સર્વશાખીય ઉપનિષદ્‌ના તાત્પર્યને વિરોધપરિહારથી જાણીને તેમાં સાકારત્વનું જ નિરૂપણ હોવાથી તે સર્વ જાણીને જ સાકારત્વની આજ્ઞા કરે છે.

નિરાકારત્વના નિરાકરણપૂર્વકના—ખંડનપૂર્વક સાકાર બ્રહ્મ જેમાં વદાય-પ્રતિપાદિત થાય છે તે સાકાર બ્રહ્મવાદ

---

१. प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ।
व्याससूत्र ३, २, २२.

२. स ईक्षांचक्रे बृ. १, ४, ४.

તે એકના સ્થાપક એક શ્રીમદાચાર્યચરણ છે. માત્ર તેઓ શ્રીનું જ એવંવિધ સાકાર બ્રહ્મવાદ સ્થાપવાનું—સામર્થ્ય છે. અદ્યાવધિ આવા ગુણવિશિષ્ટ બ્રહ્મ છે એમ કોઈએ પણ નિરૂપણ કર્યું નથી. જ્યાં અવતારમાં (શ્રીભાગવતમાં પ્રતિપાદિત) સ્વરૂપાદિ દૃશ્ય થાય છે ત્યાં ગુણાવતારનું જ પ્રતિપાદન કરેલું છે; તેથી ગુણવિશિષ્ટ—સગુણ—અવતારને કેવા પ્રકારે સાક્ષાદ્ બ્રહ્મ અને સાક્ષાત્ ફલ કહી શકાય ? એમ શંકા થાય તેના નિરાસાર્થ આ 'સાકારબ્રહ્મવાદૈકસ્થાપક' નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. ઇદૃગ્ગુણવિશિષ્ટ જ સાક્ષાદ્ બ્રહ્મ છે, અન્ય અક્ષર બ્રહ્મ તો તે સાકારબ્રહ્મનું સ્થાનમાત્ર અધિષ્ઠાન છે; એમ મુખ્યતાએ કરીને સ્થાપક શ્રીમદાચાર્યચરણ છે. પૂર્વ નામમાં શ્રીમદ્‌ભાગવતના ગૂઢાર્થના પ્રકાશક શ્રીમદાચાર્યચરણ છે એમ આજ્ઞા કરી; પરંતુ ગૂઢાર્થ તો શબ્દાત્મક જ હોય, અને શબ્દાત્મકને આકાર ન હોય એમ શંકા થાય તેના નિરાસાર્થ આ નામની આજ્ઞા કરે છે. સાકાર એટલે સાક્ષાદાકાર, આનંદમયાકાર. વેદાંતમાં ઉપનિષદ્‌માં બ્રહ્મપદ પુરુષોત્તમ-વાચક છે અન્યત્ર નહિ, અને શ્રીમદાચાર્યચરણે પણ નિબંધમાં આજ્ઞા કરી છે કે [1]'વેદાન્તમાં, સ્મૃતિમાં અને ભાગવતમાં પરમકાષ્ઠાપન્ન પદાર્થ 'બ્રહ્મ' 'પરમાત્મા' 'ભગવાન્' શબ્દોથી (ક્રમશઃ) કહેવાય છે.' અત્ર બ્રહ્મપદ યોજ-વાથી આ નામમાં સાક્ષાદુપનિષદ્રૂપ વ્રજમંડનોક્ત સાકાર-

1. वेदान्ते च स्मृतौ ब्रह्मलिंगं भागवते तथा ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ नि. शा. प्र. ६.

પુરુષોત્તમવાદ સ્થાપક આપશ્રી છે એમ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરી. સાકારની સાથે અર્થાત્ [1]ભગવાનની સાથે બ્રહ્મના અર્થાત્ શ્રુતિરૂપ ઉપનિષદ્‌રૂપ શ્રીસ્વામિનીજીઓના વાદના સ્વપક્ષ-સ્થાપનપૂર્વક ભગવત્પક્ષનિરાકરણરૂપ રસરૂપ વાદના, ફલપ્રકરણમાં ‘ [2]ભલે પધાર્યાં ’ ઇત્યાદિ ભગવદ્વચનનું “ [3]હે વિભો એમ નિગદના કરવી યોગ્ય નથી ’ ઇત્યાદિ શ્રીસ્વામિનીજીઓનાં વચનથી નિરાકરણવાદના, એકત્વથી સ્થાપક શ્રીમહાચાર્યચરણ શ્રીગોપીજનના સજાતીય હોવાથી શ્રીગોપીજનના સિદ્ધાંતનું જ સમર્થન કરે છે.

આ નામથી બ્રહ્મનું વિરુદ્ધસર્વધર્માશ્રયત્વ શ્રીમહાચાર્ય-ચરણ સ્થાપન કરે છે એમ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. ભગવાન્ નિર્ગુણ—લૌકિકગુણલેશરહિત—છે, તથાપિ સર્વલીલાયુક્ત છે એમ શ્રીભાગવતના ગૂઢાર્થને પ્રકાશી શ્રીમહાચાર્યચરણે પ્રતિપાદન કર્યું; ત્યાં શંકા થાય કે નિર્ગુણ તો નિરાકાર છે એમ શ્રવણ થાય છે ત્યારે તે નિર્ગુણ સર્વલીલાયુક્ત પણ કેમ હોય ? તો તે શંકાના નિરાસાર્થે આ અષ્ટમ નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. નિર્ગુણ તે જ સાકાર બ્રહ્મ એવો જે વિરુદ્ધસર્વધર્માશ્રય બ્રહ્મનો વાદ તેના એક મુખ્ય સ્થાપક શ્રીમહાચાર્યચરણ છે.

‘ સાકારબ્રહ્મવાદૈકસ્થાપકઃ ’ નામ શ્રીમદ્‌ભાગવતના

---

૧. કારણ કે ભગવાન્ વિના અન્યત્ર સાક્ષાદાકારત્વ નથી.

२. स्वागतं भा. १०, पू. २९, १८

३. मैवं विभोऽर्हति भा. १०, पू. २९, ३१.

દશમ સ્કંધપૂર્વાર્ધના અષ્ટમાધ્યાયાર્થબોધક છે. સાકાર બ્રહ્મનો વાદ—તેનું ઉપપત્તિપૂર્વક કથન—તેના જ એક સ્થાપક—'તારા[4] સુતનાં ગુણકર્માનુરૂપ બહુ નામ છે તેને હું જાણું છું. અન્ય જાણતા નથી' એમ કહીને એક સ્થાપનત્વ કહ્યું. અથવા સાકાર બ્રહ્મના પરસ્પર સંભાષણરૂપ વાદના જ એક સ્થાપક. 'ગોપીજને[5] કૃષ્ણનું રુચિર' ઇત્યાદિ શ્લોકમાં '[6] વત્સોને છોડતા' વગેરે શબ્દપ્રતિપાદ્ય બ્રહ્મનો ગોપીજન વાદ છે. 'શ્રીકૃષ્ણને ઉપાલંભ—ઠપકો આપવાની ઇચ્છા ન[7] કરી' ઇત્યાદિથી એકથી—શ્રીયશોદાથી—બ્રહ્મવાદનું સ્થાપન થાય છે.

वेदपारगः—પૂર્વ નામમાં બ્રહ્મનું સાકારત્વ કહ્યું, પરન્તુ

---

४. बहूनि सन्ति नामानि तान्यहं वेद नो जनाः ॥
मा. १०, पू. ८, १५.

५. कृष्णस्य गोप्यो रुचिरं वीक्ष्य कौमारचापलम् ।
शृण्वन्त्याः किल तन्मातुरिति होचुः समागताः ॥
मा. १०, पू. ८, २८.

६. वत्सान्मुञ्चन्क्वचिदसमये क्रोशसंजातहासः
स्तेयं स्वाद्वत्त्यथ दधि पयः कल्पितैः स्तेययोगैः ।
मर्कान्भोक्ष्यन्विभजति स चेन्नात्ति भाण्डं भिनत्ति
द्रव्यालाभे स गृहकुपितो यात्युपक्रोश्य तोकान् ॥ ३० ॥

७. एवं धार्ष्ट्यान्युशति कुरुते मेहनादीनि वास्तौ
स्तेयोपायैर्विरचितकृतिः सुप्रतीको यथास्ते ।
इत्थं स्त्रीभिः सभयनयनं श्रीमुखालोकिनीभि-
र्व्याख्यातार्था प्रहसितमुखी न ह्युपालब्धुमैच्छत् ॥ ३१ ॥

તેનું નિરૂપણ કયા પ્રમાણથી કર્યું? એમ શંકા થાય તેના નિરાસાર્થે આ નવમ 'વેદપારગઃ' નામ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. વેદના પારને પર્યવસાનને જાણનાર તે 'વેદપારગ', એવા શ્રીમદાચાર્યચરણ છે. '[1]જ્યાંથી મનઃસહ વાણી પ્રાપ્તિ વિના નિવૃત્ત થાય છે' એ શ્રુતિથી બ્રહ્મ અગમ્ય શ્રુતિમાં અંતર્ગત નથી, કિંતુ તે શ્રુતિમાં પારંગત છે એમ જણાય છે. શ્રીમદાચાર્યચરણ પણ વાક્પતિ હોવાથી વેદપારંગત બ્રહ્મસ્વરૂપ છે તેથી વેદપારગ બ્રહ્મનું યથાર્થપ્રતિપાદન આપશ્રીએ કર્યું. બ્રહ્મના સ્વરૂપકથનમાં અન્ય પ્રમાણાદિકની પણ અપેક્ષા રહેતી નથી, કારણ કે એઓશ્રી જ સમસ્ત વેદાર્થના પારગંતા છે. તેથી ત્યાં જેવું બ્રહ્મનું આનંદાકારત્વ પ્રતિપાદન કર્યું છે તેવું જ આનંદાકારત્વ શ્રીમદાચાર્યચરણે પ્રતિપાદન કર્યું છે એમ સાકારત્વપ્રતિપાદનમાં શ્રુતિપારની પ્રમાણતા કહી. અન્યને એતાદૃશ સ્વરૂપના અજ્ઞાનથી વેદપારગત્વ જ નથી એમ પણ આથી સૂચન કર્યું. વળી જ્યાં સર્વ પ્રપંચનું બ્રહ્મરૂપત્વ પ્રતિપાદન કર્યું છે ત્યાં સાક્ષાત્ પુરુષોત્તમ પૂર્ણબ્રહ્મ કૃષ્ણમાં—આનંદમાત્રાકારમાં—આકારતાનું નિરૂપણ કરે તેમાં શું કહેવું? એમ ત્રણ ભાવ આ નામથી સૂચવ્યા.

વેદપારને જાણે તે 'વેદપારગ'; તેથી તેઓને વેદનું યત્કિંચિત્—અલ્પ—જ્ઞાન છે તેઓ સાકારનિરાકારવાદિની શ્રુતિઓના અભિપ્રાયના અજ્ઞાનને લીધે વિરોધપરિહાર કરી શકતા નથી અને તેથી બ્રહ્મને અંધકારવત્ 'નિરાકાર' જ

---

૧. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। तै. ब्र. व. ४, ९.

કહી દે છે, પરંતુ વેદમાં તો બ્રહ્મને મુખ્ય સાકાર જ કહ્યું છે. નિરાકાર અર્થાત્ પ્રાકૃત—લૌકિક—આકારથી રહિત બ્રહ્મ કહીને મુખ્યતઃ રસાકાર આનંદકાર બ્રહ્મનું જ ઉપપાદન શ્રુતિ કરે છે. **वेदपरः** વેદથી પર ભગવાન તે વેદપર, ભગવાન્‌નો જે ભાવ તે **वेदपारः**, તેને જાણનાર તે **वेदपारगः** એવા શ્રીમદાચાર્યચરણ છે. વેદ અર્થાત્ વેદરૂપ—શ્રુતિરૂપ—વ્રજસીમંતિનીઓ, રસસમુદ્રાત્મક વ્રજસીમંતિનીઓના પારરૂપ પ્રભુ **वेदपारः**, તેના વેદપાર પ્રભુના જ્ઞાતા—પ્રાપક—શ્રીમદાચાર્યચરણ છે.

શ્રીમદાચાર્યચરણ ભગવદાસ્યરૂપ—ભગવન્મુખરૂપ—હોવાથી '[1]સર્વવેદથી હું જ વેદ્ય—જાણવા યોગ્ય—છું' 'વેદાંતનો કર્તા તથા વેદનો જાણનાર હું જ છું' એ વાક્યથી સર્વ વેદના પારને જાણે છે. પાર તો નદ્યાદિનો સંભવે છે, તેથી વેદોની જલરૂપતા પણ કહી. તેમની જલરૂપતા '[2]તેઓને તો બ્રહ્મહ્રદમાં લઇ ગયા' એ શ્લોકમાં નિરૂપણ કરી છે. જેવી રીતિએ ભગવાને જલમાંથી વેદનો ઉદ્ધાર કર્યો, તેવી રીતિએ શ્રીમદાચાર્યચરણે પણ નિખિલ સમગ્ર—વેદજલરાશિમાં અવગાહન કરીને રસાત્મક સાકાર બ્રહ્મવાદનો ઉદ્ધાર કર્યો એમ પણ આ નામથી શ્રીમત્પ્રભુચરણે સૂચન કર્યું. વેદ પુષ્ટિમર્યાદાભેદે કરીને દ્વિવિધ—બે પ્રકારના છે, તથાપિ તે સર્વના જ મુખ્યાર્થના અભિજ્ઞ

---

१. वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ गीता १५, १५.

२. ते तु ब्रह्महृदं नीता मग्नाः कृष्णेन चोद्धृताः ।
ददृशुर्ब्रह्मणो लोकं यत्राक्रूरोऽध्यगात्पुरा ॥ भा. १०, पू. २५, १६.

માયાવાદનું નિરાકરણ કરી પ્રપંચનું બ્રહ્માત્મકત્વ શ્રીમહાચાર્યચરણે સ્થાપન કર્યું એમ આ નામ સૂચવે છે.

માયારૂપ જે વાદ તેના નિરાકર્તા 'માયાવાદનિરાકર્તા'. માયા—લક્ષ્મી—તેનો જે [1]લક્ષ્મીનાથાદિરૂપવાદ નારદવ્યાસાદિનો, તેના નિરાકર્તા અર્થાત્ કેવલ વ્રજજનાદિસ્વરૂપ-સ્થાપક શ્રીમદાચાર્યચણુ છે. અથવા માયા—લક્ષ્મી—તેનો જે સંવાદ—'મારે વશ જ મારા નાથ છે, અન્યને નથી' તેના નિરાકર્તા.

માયાવાદીઓ આકારને માયિક કહે છે તો તે (બ્રહ્મ) સાકાર અને શુદ્ધ કેમ સંભવે, એમ શંકા થાય, તેના નિરાકરણાર્થ આ દશમ નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. માયાવાદના નિરાકર્તા તે માયાવાદનિરાકર્તા. નિરાકરણનો પ્રકાર તો નિબંધભાષ્યાદિમાંથી જાણવો તેથી, માયાવાદનું નિરાકરણ કરવાથી શુદ્ધત્વ અને (બ્રહ્મનું) સાકારત્વ સિદ્ધ થયું.

'માયાવાદનિરાકર્તા' એ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ-પૂર્વાર્ધના દશમાધ્યાયાર્થબોધક નામ છે. માયાથી—અજ્ઞાનથી—જે વાદ—પ્રશ્નમાં '[2]દેવર્ષિને તમઃકથન,' તેના ઉત્તરમાં 'તે [3]બેના અનુગ્રહાર્થ' એમ કથનથી નિવારક, અર્થાત્

૧. લક્ષ્મીનારાયણાદિરૂપ.

૨. कथ्यतां भगवन्नेतत्तयोः शापस्य कारणम् ।
यत्तद्विगर्हितं कर्म येन वा देवर्षेस्तमः ॥ भा. द. पू. १०, ९.

३. तौ दृष्ट्वा मदिरामत्तौ श्रीमदान्धौ सुरात्मजौ ।
तयोरनुग्रहार्थाय शापं दास्यन्निदं जगौ ॥ भा. द. पू. १०, ७.

રાજા પરીક્ષિતે નલકૂબર તથા મણિગ્રીવના શાપનું કારણ પૂછતાં અજ્ઞાનથી નારદને તમઃક્રોધ શાથી થયો એમ પૂછે છે. દેવર્ષિ નારદને ક્રોધ થયો અને તેથી તેણે બન્નેને શાપ આપ્યો, એમ 'હું' અજ્ઞાનથી માને છે તેનું નિરાકરણ 'તેઓના અનુગ્રહાર્થ શાપ દેવાને આ ગાન કર્યું' એમ ઉત્તરથી કરે છે. અથવા '[1]તેઓ જગત્‌ને અસત્ય, અપ્રતિષ્ઠિત, અનીશ્વર કહે છે' તદ્રૂપ માયાવાદ, તેના–માયાવાદના, સ્તુતિમાં '[2]કૃષ્ણ, કૃષ્ણ, મહાયોગિન્, તમે આદ્ય પર પુરુષ છો' ઇત્યાદિથી નિવારક.

**सर्ववादिनिरासकृत्**[3]—આ પ્રકારે માયાવાદનું નિરાકરણ કરીને તદિતર શાસ્ત્રો પણ શ્રુતિવિરુદ્ધ હોવાથી તન્મતાનુસારિવાદીઓના પણ શ્રુતિમતાનુસારે જ શ્રીમદાચાર્યચરણ નિરાકર્તા છે એમ જણાવવાને આ એકાદશ 'સર્વવાદિનિરાસકૃત્' નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. યદ્યપિ માયાવાદિન્યાયે તેઓ સર્વ જગત્‌નું મિથ્યાત્વ માનતા નથી તથાપિ નૈયાયિકો ઇશ્વરમાં જ્ઞાન ઇચ્છા અને પ્રયત્નથી અતિરિક્ત શ્રુત્યુક્ત આનંદમયત્વાદિ ધર્મો માનતા નથી, મીમાંસકો તો ઇશ્વરને જ માનતા નથી

---

१. असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् । भ. गी. १६, ८.

२. कृष्ण कृष्ण महायोगिंस्त्वमाद्यः पुरुषः परः ।
व्यक्ताव्यक्तमिदं विश्वं रूपं ते ब्राह्मणा विदुः ॥ भा. द. पू. १०,३०.

३. 'सर्ववादनिरासकृत्' इत्यपि पाठः श्रीहरिरायचरणैरन्यैश्चांगीकृतः॥

નથી એમ તર્કથી બાલકે કરેલું ગ્રહણ કર્યું નહિ' એ વાકયથી નિરાસકર્તા, અથવા સર્વના–વ્રજવાસીના–વાદના ઉપનંદવાકયથી નિરાસકર્તા, 'તેઓમાંના[1] ઉપનંદ નામના ગોપે કહ્યું' ત્યાંથી આરંભીને '[2]શકટમાં સર્વ ઉપકરણ–સામગ્રી–મૂકીને ગયા' ત્યાં પર્યન્ત સર્વ વ્રજવાસીના વાદનું ઉપનંદવાકયથી નિરાકરણ છે. સર્વને–વત્સોને અથવા ગોપોને–જે પ્રાપ્ત કરાવે તે સર્વવ–ભગવાન્–તેનાથી આ–સમંતાત્ સારી રીતિએ–ખંડન જેનું છે તે સર્વવાદના–વત્સાસુરના–નિરાસકર્તા, 'કદાચિત્[3] યમુનાતીરે'થી આરંભીને 'વ્રજમાં[4] ગોપીજન વિસ્મિત થયાં' ત્યાં પર્યન્ત વત્સાસુરનો નિરાસ કહ્યો છે. સર્વત્ર વાદ જેનો છે તે સર્વવાદનો–ભગવાન્નો–નિરાસ કરે છે–ક્ષેપ કરે છે–તે સર્વવાદનિરાસને–બકાસુરને–**कृणाति** નામ જે હણે છે તે 'સર્વવાદનિરાસકૃત્,' બકાસુરને હણીને સર્વકાર્યપ્રવર્તક. 'તેઓ[5] વત્સપાલક થઇને' ત્યાંથી આરંભીને '[6]તે દેવતાઓએ કરેલું ભગવત્પૂજન જોઇને ગોપાલસુતો આશ્ચર્યને પ્રાપ્ત થયા' ત્યાં પર્યન્ત આ પ્રસંગ કહ્યો છે. સર્વનો વાદ

---

१. तत्रोपनंदनामाह श्री. भा. द. पू. ११. २२.

२. ययू रूढपरिच्छदाः श्री. भा. द. पू. ११. ३०.

३. कदाचिद्यमुनातीरे वत्सांश्चारयतोः स्वकैः ।
वयस्यैः कृष्णबलयोर्जिघांसुर्दैत्य आगमत् ॥ श्री. भा. द. पू. ११, ४१.

४. देवाश्च परिसंतुष्टा बभूवुः पुष्पवर्षिणः ।
वत्सासुरं हतं श्रुत्वा व्रजे गोप्यश्च विस्मिताः ॥ श्री. भा. द. पू. ११, ४५.

५. तौ वत्सपालकौ भूत्वा श्री. भा. द. पू. ११, ४६.

६. तद्वीक्ष्य गोपालसुता विसिस्मिरे । श्री. भा. द. पू. ११, ५३.

જેમાં છે તે સર્વવાદના—કૌમારના વા પ્રમાણના નિરાસકર્તા એ [1]પ્રકાર 'નિલાયનસેતુબંધમર્કટોત્પ્લવનાદિ કૌમારયોગ્ય વિહાર કુમારાવસ્થામાં કરીને કૌમારને—કુમારાવસ્થાને—વ્રજમાં ત્યજ્યું' એ શ્લોકમાં કહ્યો છે. અત્ર પ્રમાણપ્રકરણ સંપૂર્ણ થાય છે.

[2]**भक्तिमार्गाब्जमार्तण्डः**—લોકમાં પ્રસિદ્ધ કર્મજ્ઞાન-પ્રતિપાદક શાસ્ત્રનો વેદવિરુદ્ધત્વે નિરાસ કરેલો હોવાથી આપશ્રીને કયા શાસ્ત્રમાં અને કયા ધર્મમાં નિષ્ઠા હશે એમ શંકા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ દ્વાદશ ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ નામની આજ્ઞા કરે છે. ભક્તિમાર્ગસ્વરૂપ જે અબ્જ—કમલ—તેના માર્તણ્ડ—પ્રકાશક એમ અર્થ છે. ભક્તિમાર્ગસ્વરૂપ જે અબ્જ 'નીલકુંતલથી[3] આવૃત વનરુહાનનને—વનમુખકમલને—ધારણ કરતા' એ ભાવાર્થનાઅખિલવિભૂતિમાનૃવ્રજવરઘોષરત્નસીમંતિનીજીના ભક્તિમાર્ગોપલક્ષણ પ્રેમાસક્તિવ્યસનાદિના મૂલાધિષ્ઠાનતા-પાન્નિજલાદિવિહરણવિવિધક્રીડાસંચિતવીચિપ્રભાવસંતાનના આદર્શસ્વરૂપ, અક્ષણ્વતી વ્રજાંગનાના મુખ્યોપાસનસાધન-સાધ્યથી અધિક પરમફલ, સ્વદર્શનમાત્રથી જ સ્વદર્શના-નુભવાતિરિક્ત અખિલ પ્રપંચના વિસ્મારક, સર્વાત્મભાવ-

१. एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे।
निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः॥ श्री. भा. द. पू. १३, ६०.

२. 'भक्तिमार्गाम्बुजमार्तण्डः' इत्यपि पाठः

३. दिनपरिक्षये नीलकुन्तलैर्वनरुहाननं बिभ्रदावृतम् ।
श्री. भा. द. पू. २८, १२.

સંપત્તિના ઉદ્બોધક, આ સર્વ સમુદાયથી વિશિષ્ટ સ્વતંત્રમુખ્યભક્તિરૂપ જે અબ્જ તેના માર્તણ્ડ-પ્રકાશક એમ ભાવ છે. આ ભાવપદ્ધતિ જેઓ કેવલ મુખારવિંદ-ફલવિયોગાગ્નિના અનુભવના નિખિલ ચરિતાર્થને અતીન્દ્રિયમાત્રક સર્વાજ્ઞાતલીલ જાણીને તેના જ આવિષ્કારાર્થે વિરહાનુભવાકૂતિમાન્ થયા છે. તેઓના જ અર્થે નિરૂપાય છે, તેથી આ તો મારો-ગોકુલેશનો-પરમ સ્વાતંત્રિક લેખ તેઓના જ ભોગયોગ્ય છે અન્યના ભોગયોગ્ય નથી એમ જાણવું. મુખારવિંદફલના વિવિધરસાનુભવનિભૃત આસ્વાદ જ નિરોધના અભાવવાન્ ઇતર જન આ પદ્ધતિનું શ્રવણ કરવાને, પૂર્વપરામર્શપૂર્વક જાણવાને તેની ભાવના કરવાને અશક્ત છે. અને તે જ આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે પણ વિજ્ઞપ્તિમાં કરી કે-'હે[1] આલિ, સ્વમનની દુઃખસંતતિ કોના પ્રતિ કહું ? વ્રજાધીશવિયોગાબ્ધિમાં મગ્ન કોઇ પણ જણાતો નથી. રસિક જ ગોપીશપ્રેમ જ સુખને જાણે છે, અન્ય તો વિરહજન્ય દુઃખનું શ્રવણ કરીને કાતરતાને પ્રાપ્ત થયા છે, ઇત્યાદિ, ઇતર[2] તો કાતરતાને જ પ્રાપ્ત થઈને તદર્થના અનવબોધથી અતિદુષ્ટ મનોવૃત્તિથી નિર્દોષપરમાનંદાનુભવવસ્તુના વાસ્તવાર્થમાં દોષસ્ફૂર્તિથી દોષ-

१. कस्याग्रे कथयाम्याालि स्वमनोदुःखसंततिम् ।
व्रजाधीशवियोगाब्धौ मग्नः कोपि न दृश्यते ॥
रसिका एव जानन्ति गोपीशप्रेमजं सुखम् ।
अन्ये विरहजं दुःखं श्रुत्वा कातरतां गताः ॥ द्वितीया विज्ञप्तिः श्लो. ६१

२. Will Sadhanavadins ever realize this ?

બાહ્ થાય છે અને સ્વફલપ્રાપ્તિમાં સ્વ અનિષ્ટને જ સંપાદન કરે છે !

શ્રીમહાચાર્યચરણને ભક્તિમાર્ગપ્રકાશક કહેવાથી ભક્તિશાસ્ત્ર જે ગીતાભાગવતાદિક શાસ્ત્ર, તચ્છાસ્ત્રનિષ્ઠત્વ તથા તદુક્તધર્માચરણત્વ તેઓશ્રીનું જણાવ્યું, અર્થાત્ આચાર્યવર્યને ગીતાભાગવતાદિક ભક્તિશાસ્ત્રમાં તથા તદુક્ત ધર્માચરણમાં નિષ્ઠા છે. યદ્યપિ અત્ર–ગીતાભાગવતાદિક ભક્તિશાસ્ત્રમાં કર્મજ્ઞાનાદિની ફલસ્વરૂપતા–મુખ્યસ્વરૂપતા–નિરૂપાઇ નથી. 'હું[1] વેદે કરીને દેખાવો શકય નથી' '[2]સર્વ યોગીઓમાં પણ' '[3]બ્રહ્મભૂત પ્રસન્નાત્મા' ઇત્યાદિથી બ્રહ્મભાવાન્તર પણ ભક્તિલાભનું જ મુખ્યતાએ નિરૂપણ હોવાથી ગીતામાં ભક્તિનું જ પ્રતિપાદન છે, શ્રીભાગવતમાં પણ 'અનિમિત્ત[4] ભાગવતી ભક્તિ મુક્તિથી શ્રેષ્ઠ છે' '[5]ભજનકર્તાને મુકુંદ કહિચિત્ મુક્તિનું દાન કરે છે ભક્તિયોગનું દાન કરતા નથી' '[6]સામીપ્યનું સાર્ષ્ટિનું

---

१. नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ भ. गी. ११, ५३.

२. योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः॥ भ. गी. ६, ४७.

३. ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ भ. गी. १८, ५४.

४. अनिमित्ता भागवती भक्तिर्मुक्तेर्गरीयसी ('सिद्धेर्गरीयसी' इत्यपि पाठः) श्री. भा. ३, २५, ३३.

५. भजतां मुकुंदो मुक्तिं ददाति कर्हिचित् स्म न भक्तियोगम् ।

६. सामीप्यसार्ष्टिसालोक्यसायुज्यैकत्वमप्युत ।

સાલોકયનું સાયુજ્યનું એકત્વનું પણ દાન કરવામાં આવે છે, તોએ તે જન મારી સેવા વિના તેનું ગ્રહણ પણ કરતા નથી' 'તે જ આત્યંતિક ભક્તિયોગનું ઉદાહરણ છે તેથી [1]'નિશ્ચય મદ્ભક્તિયુકત મદાત્મક યોગીને પ્રાયઃ અહીં નહિ જ્ઞાન શ્રેય, નહિ વૈરાગ્ય શ્રેય' ઇત્યાદિથી ભક્તિનું જ પ્રતિપાદન થયેલું છે; તેથી ગીતાભાગવતાદિ ભક્તિપ્રતિપાદક શાસ્ત્ર છે. અત્ર ભકિતમાર્ગને અબ્જ કહેવાથી માર્ગાંતરની અપેક્ષાએ આ માર્ગ સુખદ છે એમ પણ જણાવ્યું. આચાર્યચરણની માર્તણ્ડત્વોકિતથી જેમ અબ્જ-પ્રકાશ માર્તણ્ડ એક છે તેમ પુષ્ટિભક્તિમાર્ગપ્રકાશક શ્રીમદાચાર્યચરણ માત્ર એક જ છે, અન્ય નહિ. જેમ પ્રકાશિત અબ્જના રસના ભોકતા અલિ જ છે તેમ આ પ્રકાશિતમાર્ગના રસના ભોકતા પણ એતદંગીકૃત નિજ-જન જ છે, અન્ય નથી, એમ પણ જણાવ્યું. જેમ માર્તણ્ડ અન્યને તાપજનક છે તથાપિ પ્રકાશકત્વે કરીને અબ્જના સુખજનક છે તે જ પ્રકારે આચાર્યચરણ પણ ભક્તિમાર્ગાતિરિક્તમાર્ગીયોને તાપજનક અને ભકિતમાર્ગીયને ભકિતપ્રકાશકત્વે કરીને અત્યંત સુખજનક છે એમ જણાવવાને પણ 'ભકિતમાર્ગાબ્જમાર્તણ્ડઃ' નામ ધર્યું છે. ભક્તિમાર્ગ પ્રાચીન નિત્યસિદ્ધ હોવાથી શ્રીમદાચાર્યચરણના

दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥
स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः॥ श्री.भा. ३,२९,१३

१. तस्माद् मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः। न ज्ञानं नच वैराग्यं प्रायः श्रेयो भवेदिह । श्री. भा: ११, २०, ३१.

પ્રાકટ્યપૂર્વ પણ હતો જ, તથાપિ જેમ સૂર્યના ઉદયથી પહેલાં કમળ મુદ્રિત જ હોય છે તેમ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યથી પહેલાં અંતર્ગત નિખિલ વસ્તુનો વાસ્તવ ભાવ ન હોવાથી ભકિતમાર્ગ પણ અવિકસિત જ હતો, શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યપછી જ વિકસિત થયો, એમ પણ આ 'ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ' નામથી જણાવ્યું

ભક્તિનિરુપધિ સ્નેહ—તે શોધાય છે—વિચારાય છે જે શાસ્ત્રમાં તે ભક્તિમાર્ગ—ભગવચ્છાસ્ત્ર—તે જ રસમૂલક હોવાથી અબ્જ, તે મુકુલિત અબ્જના અંતઃપ્રકાશનમાં માર્તણ્ડ—સહસ્રકિરણ—શ્રીમદાચાર્યચરણ છે.

ભક્તિ એ જ માર્ગ તેના દ્વારા સેવ્ય જે અબ્જ—પ્રભુચરણસરોજ—પ્રભુચરણકમલ—તેના માર્તણ્ડ—પ્રકાશક—શ્રીમદાચાર્યચરણ છે. અર્થાત્ શ્રીમહાપ્રભુજીના ભકિતમાર્ગથી પ્રભુચરણકમલની જ્ઞપ્તિ અને પ્રાપ્તિ થાય છે. જેમ માર્તણ્ડ માર્ગનો અને અબ્જનો પ્રકાશક છે, માર્તણ્ડ માર્ગપ્રકાશક હોવાથી લોકો અબ્જસુખ અનુભવે છે. તેમાં પણ કેવલ અબ્જનું સુખ નહિ કિંતુ અતિસરસ સુરભિસમીરયુકત નવપલ્લવિતતરુગણે કરીને સમંતતઃ રમણીય, નિજરસભાવવિવશ થઇ વિવિધ રતિકેલિ કરતા કલહંસકુલસંગે રુચિર દશ્યતાએ કરીને નેત્રોત્સવ, રસાલતાએ કરીને મધુર, એતાદશ રસોદ્બોધક સરોવરનું પણ સુખ પ્રાપ્ત થાય છે; તેમજ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યે કરીને ભકિતમાર્ગના પ્રકાશકથી તદ્દ્વારા સેવ્યપદાબ્જનો પ્રકાશ

થાય છે, નિરંતર તેની સેવામાં નિષ્ઠાથી હૃદયમાં પ્રકાશ થાય છે, તેમ પણ કેવલ પ્રકાશમાત્ર જ નહિ કિંતુ તાદશ રસસ્વરૂપ સાક્ષાત્પ્રભુના સ્વરૂપાનુભવનો પણ પ્રકાશ થાય છે. આ પ્રકારે એતન્માર્ગોક્તપ્રકાશનિષ્ઠાથી સાક્ષાત્સ્વરૂપાનંદમાં લય થાય એવી ભકિતમાર્ગમર્યાદા છે. અથવા ભકિતમાર્ગસ્વરૂપ જ જે અબ્જ તેના પ્રકાશક. લોકમાં માર્ગ ભિન્ન અને અબ્જ ભિન્ન હોય છે, પરંતુ અત્ર માર્ગને જ અબ્જ નિરૂપવાથી ભકિતમાર્ગસ્વરૂપ ચરણ જ અબ્જ છે એમ પણ સૂચન કર્યું. માર્ગનું જ્ઞાન થાય અને માર્ગે ગમન કરવાથી ઈષ્ટની પ્રાપ્તિ થાય છે તેમ આ-પુષ્ટિમાર્ગ-પણ સાક્ષાત્પુરુષોત્તમપ્રાપક છે એમ માર્ગપદથી જણાવ્યું, તેના તે માર્ગના જ માર્તંડ-પ્રકાશક-શ્રીમહાચાર્યચરણ છે. માર્તંડ તો સકલ ગમ્ય માર્ગનો પ્રકાશક છે, પરંતુ શ્રીમહાચાર્યચરણ તો જ્યાં સૂર્યની પણ ગતિ નથી તે અગમ્ય માર્ગ પણ પ્રકાશક છે. આથી શ્રીમહાચાર્યચરણની કૃપાથી જ સાંનિધ્યમાત્રે કરીને અંગીકૃત હૃદયમાં તાદશ રસસ્વરૂપ ચરણારવિંદનો પ્રકાશ થાય છે એમ પણ ભાવ સૂચવાય છે, અથવા ભકિતનો અર્થ સ્નેહ, અબ્જનો અર્થ તદુપમેય-કમલની ઉપમા આપવા યોગ્ય-રસબોધક અંગો, અથવા પ્રભુનાં સર્વ જ અંગ રસોદ્બોધક હોવાથી તે સર્વ જ અંગો, તેથી આ માર્ગદ્વારા કોટિકંદર્પલાવણ્ય પરમમાધુર્યનિધાન સંપૂર્ણ સ્વરૂપનો પ્રકાશ થાય છે, જેથી તાદશ સ્નેહાસકિતથી સર્વત્ર તન્મયતા થાય છે, ઈતર ભાવનો ગંધ પણ રહેતો નથી, એમ પણ સૂચન

કર્યું. જેવી રીતે માર્તણ્ડના પ્રકાશથી અન્યનો પ્રકાશ થાય છે તેમ અત્ર પણ છે. માર્તણ્ડ જેમ તાપક છે, તેમ અત્ર સર્વાત્મભાવજનિત સાક્ષાત્સ્વરૂપસંબંધાભાવથી થતા આર્તિતાપથી શ્રીમહાચાર્યચરણ પણ તાપક છે. વળી જેમ જેમ માર્તણ્ડ પ્રકાશે છે તેમ તેમ તાપાધિક્ય થાય છે. તેમ જ જેમ જેમ શ્રીમહાચાર્યચરણનો અનુગ્રહ થાય છે તેમ તેમ તાદૃશભાવાત્મક તાપ પણ થાય છે. ત્યાં જેમ અબ્જરસના પાનકર્તા મધુપ છે તેમ અત્ર એતાદૃશ અંગીકૃતજન છે. એથી શ્રીગોપીજનવત્ જેઓ તેવા સર્વાત્મભાવ સર્વ વિષયોને વાસના સહ 'સમ્યક્ ત્યજીને'[1] એતાદૃશ ચરણારવિંદમૂલને પ્રાપ્ત થયા છે તેઓને જ સાક્ષાત્સ્વરૂપરસપાન શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ છે, અન્યને નહિ, તેવા તો સ્વયમ્ અસ્મત્પ્રભુ (શ્રીગુસાંઈજી) છે, તેથી તદ્રસાસ્વાદ તો શ્રીગુસાંઈજીને જ થયો છે, અન્યને નહિ, એમ સ્વાનુભવ જ કહ્યો છે એમ પણ જણાવ્યું.

સર્વવાદનિરાસકર્તૃત્વમાં 'સર્વ'પદમાં ભક્તિનો પણ પ્રવેશ હોવાથી ભક્તિમાર્ગના નિરાસનો અભાવ કહેવાને અગ્રિમ 'ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડ' નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. ભક્તિમાર્ગરૂપ જે અબ્જ તેના માર્તણ્ડ પ્રકાશક એમ અર્થ છે. ભક્તિમાર્ગના જ અબ્જત્વથી પુષ્ટિભક્તિત્વ સંકેતીને સરસ શ્રીભાવમૂત ભક્તહૃદયમાં

१. मैवं विभोऽर्हति भवान् गदितुं नृशंसं संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् । भक्ता भजस्व दुरवमह मा त्यजास्मान् देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥ श्री. भा. द. पू. २९, ३१.

તેમાં પણ યૌવનરસમાં તેનું પ્રાકટ્ય થાય છે એમ પણ સૂચવ્યું. આવું જે અબ્જ તેના માર્તણ્ડ કહેવાથી તેના રસગ્રહણપૂર્વક સ્વકરથી જ તદ્રસદાન કરે છે એમ પણ ધ્વનિ છે. જેમ કેટલાકનો તાપકર અને કેટલાકનો તમો-નિવારક માર્તણ્ડ અબ્જનો તો પ્રકાશક જ તેમ સર્વવાદ-નિરાસકર્તા પણ શ્રીમદાચાર્યચરણ ભક્તિમાર્ગના તો પ્રકાશક જ છે એમ પણ અર્થ છે. શ્રીમદાચાર્યનું માર્તણ્ડ કહેવાથી જેમ માર્તણ્ડ વિના કોઇનું પણ અબ્જપ્રકાશત્વ નથી તેમ એતન્માર્ગપ્રકાશકત્વ કેવલ શ્રીમદાચાર્યચરણનેજ છે, એમના વિના ઈતર કોઇને પણ નથી એમ પણ ધ્વનિ છે. માર્ગનું અબ્જત્વ કહેવાથી જેમ માર્તણ્ડ વિના અબ્જનું સવદા માલિન્ય જ છે તેમ આચાર્યસ્વરૂપ વિના પુષ્ટિ-માર્ગનું પણ તેમ જ છે એમ પણ ભાવ છે.

સર્વવાદનો આપશ્રીએ નિરાસ કર્યો ત્યારે પ્રભુપ્રાપ્તિમાં સાધન શું? એમ આશંકા થાય તેથી 'ભક્તિમાર્ગામ્બુજ-માર્તણ્ડઃ' નામ શ્રીમત્પ્રભુચરણ ધરે છે. 'હું[1] ભક્તપરાધીન છું' ભક્તિથી[2] સંતોષ પામ્યા–પ્રસન્ન થયા–' 'ભક્તિથી જ[3] તુષ્ટિને પ્રાપ્ત થાય છે' '[4]ભક્તિથી મને જાણે છે' ઈત્યાદિ સહસ્ર વાક્યોથી ભક્તિ જ સાધન છે, ભક્તિ જ માર્ગ તે જ અંબુજ તેના માર્તણ્ડ–સ્વરૂપસુગંધાદિકવિકાસક–

१. अहं भक्तपराधीनः श्री. भा. ९, ४, ६३.

२. भक्त्या तुतोष ।

३. भक्त्यैव तुष्टिमभ्येति ।

४. भक्त्यामामभिजानाति । भ. गी. १८, ५४.

શ્રીમહાચાર્યચરણ છે. ભક્તિમાર્ગને અબ્જ કહેવાથી અત્ર પ્રેમરૂપા રસાત્મિકા જ ભક્તિ કહી. 'તે[1] ઈશ્વરમાં પરાનુરક્તિ'–સ્નેહ[2] ભક્તિ છે' ઈત્યાદિ વાકયથી ભક્તિપદનો મુખ્ય પ્રયોગ તેમાં જ થાય છે. જેમ અંબુજનાં રસરૂપ-સુગંધાદિ માર્તણ્ડના ઉદયથી જ થાય છે તેમ વિચિત્ર ભાવરૂપ ભક્તિ–તદ્ગત કોઇક અલૌકિક રસ અહોરાત્ર જાયમાન વાસનારૂપ સુગંધ એ સર્વપુષ્ટિમાર્ગાચાર્યના પ્રાકટયથી જ થાય છે, તેથી અંબુજત્વ અને માર્તણ્ડત્વનું નિરૂપણ કર્યું. વળી અંબુજથી પંકની–કાદવની પણ કોઇક અવર્ણનીય વિલક્ષણ શોભા થાય છે તેમ લોકમાં પ્રાકૃતભાવથી પ્રકટ થયેલા દૈવ જીવોની પણ આ માર્ગથી અલૌકિક શોભા થાય છે એમ 'અંબુજ'પદથી સૂચવીને સર્વતાપહારકતા પણ સૂચવી.

પૂર્વાર્ધ દશમસ્કંધના પ્રમેય પ્રકરણના પ્રથમાધ્યાયરૂપ દ્વાદશ અધ્યાયના અર્થનું બોધક 'ભક્તિમાર્ગાબ્જ-માર્તણ્ડ' નામ છે. જેવી રીતિએ માર્તણ્ડ અંધકારને સ્વપ્રમેયબલે જ દૂર કરે છે અને સર્વ કાર્યોને પ્રવર્તાવે છે, અબ્જોને પ્રફુલ્લિત કરે છે, તેવી રીતિએ અત્ર સ્વયં પ્રમેયબલે જ અજ્ઞાનને દૂર કરે છે, સેવામાર્ગ પ્રર્તાવે છે, અને ભક્તહૃદયાબ્જને પ્રફુલ્લિત કરે છે. આ તો કહ્યો પ્રમેયપ્રકરણાર્થ. જેમ પ્રમેયપ્રકરણના સપ્ત અધ્યાય છે તેમ અત્ર પણ ભક્તિ, માર્ગ, અપ્, જ, મૃત, અણ્ડ, અને તે સર્વનો

૧. सा परानुरक्तिरीश्वरे । शांडिल्यसूत्र १.
૨. स्नेहो भक्तिः । नारदपंचरात्र.

સમાહાર એમ સસ પદ છે. અથવા ભક્તિનો-ભજનરૂપ ચરણદ્વયનો-જે માર્ગ-વૃંદાવન ભૂમિ-તેના અબ્જમાર્તંડ-ઉદયકાલિક સૂર્ય. સૂર્યોદયે જેમ સર્વત્ર પુણ્યકાર્યપ્રવૃત્તિ થાય છે તેમ અત્ર ભગવદાગમનથી થાય છે. 'ચરણથી[1] વૃંદાવનને અતીવ પવિત્ર કરે છે,' ઇત્યાદિમાં આ પ્રસંગ છે. અથવા ભક્તિ-ભજન તેનો માર્ગ-રીતિ-તેમાં અબ્જ-શોભનપ્રકાર-તેના માર્તંડ-પ્રકાશક. આ પ્રસંગ 'અહો[2]! દેવવર! આ વૃક્ષો અમરાર્ચિત-દેવાર્ચિત-પાદાંબુજને' ઇત્યાદિ શ્લોકમાં પ્રકટ છે. ભક્તિમાર્ગ-સેવામાર્ગ-તેના અબ્જમાર્તંડ-આદિમાં પ્રકાશક. 'ક્વચિત્[3] ક્રીડાથી પરિશ્રાન્તને' શ્લોકથી આરંભીને 'સ્નેહે[4] કરીને આર્દ્ર ધીમાન્ કોમલતાથી' એ શ્લોકપર્યન્ત આ પ્રકાર કહ્યો છે. અથવા ભક્તિમાર્ગના-સ્નેહમાર્ગના-પરસ્પરપ્રાર્થિત દાનાદિરૂપના-દાન કરે છે,[5] પ્રતિગ્રહણ કરે છે, ગુહ્ય કથે છે અને પૂછે છે, ભોજન કરે છે અને ભોજન કરાવે છે એ છ પ્રકારનાં મિત્રલક્ષણ છે, તેના-અબ્જમાર્તંડ—ઉદયકાલિક સૂર્ય. 'શ્રીદામ નામનો[6] ગોપાલ' શ્લોકથી આરંભીને 'અગ્રજ સહ[7]

---

१. पदैर्वृंदावनं पुण्यमतीव चक्रतुः । श्री. भा. द. पू. १२, १.

२. अहो अमी देववरामरार्चितम् । श्री. भा. द. पू. १२, ५.

३. क्वचित् क्रीडापरिश्रान्तम् । श्री. भा. द. पू. १२, १४.

४. स्नेहक्लिन्नधियः । श्री. भा. द. पू. १२, १८.

५. ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति ।
भुंक्ते भोजयते चैव षड्विधं मित्रलक्षणम् ।

६. श्रीदामा नाम गोपालः । श्री. भा. द. पू. १२, २०.

७ साग्रजो व्रजमाव्रजत् । श्री. भा. द. पू. १२. ४१.

વ્રજમાં પધાર્યા' ત્યાંપર્યન્ત આ પ્રસંગ પ્રસિદ્ધ છે. ભક્તિ -મુખને-મૃગે છે-શોધે છે ને-દર્શન કરવાને ઈચ્છે છે તે ભક્તિમાર્ગી-શ્રીગોપીજન-તેમનાં અબ્જ-નેત્રકમલ-તેમના માર્તણ્ડ-પ્રકાશક. '[1]મુકુંદભગવાનૂના મુખકમલગત સાર-ઘનું-મધુનું-અક્ષિભૃંગથી-નેત્રભ્રમરથી-પાન કરીને' એ શ્લોકમાં આ પ્રકાર કહ્યો છે. અથવા ભક્તિથી માર્જન થાય છે-શુદ્ધ કરાય છે- તે ભક્તિમાર્ગ-ગોપ-તેમના અબ્જમાં -વિષજલજમૃત્યુમાં-માર્તણ્ડ-જીવક, '[2] મૃત અંડમાં આ જેથી થયા તેથી માર્તણ્ડ' એમ પંચમ સ્કંધના વાક્યથી સ્વયમ્ જ તદ્રૂપ-માર્તણ્ડરૂપ-થયા એમ ભાવ છે. 'એ[3] પ્રકારે તે ભગવાન્' એ શ્લોકથી આરંભીને અધ્યાયના અંતપર્યંત આ પ્રસંગ કહ્યો છે.

**कोशलाद्युद्धृतिक्षमः**—યદ્યપિ મર્યાદામાર્ગીય ભક્તિમાર્ગમાં અનુવર્તનારને પણ તન્માર્ગોક્ત ફલસિદ્ધિથી કૃતાર્થતા હૈ જ તથાપિ મર્યાદામાર્ગીય ભક્તિમાર્ગમાં પુરુષશરીર પ્રાપ્ત થયેલા બ્રાહ્મણનો જ મુક્તિમાં અધિકાર છે, અન્યનો નથી. મુચુકુંદને ભગવાનૂના દર્શનાનન્તર સાધનભક્તિ સિદ્ધ થઈ તથાપિ બ્રાહ્મણત્વનો અભાવ હોવાથી ભગવાને પણ તેને મુક્તિનું દાન કર્યું નહિ, પરન્તુ અગ્રિમ જન્મમાં બ્રાહ્મણત્વ સમ્પાદન કરાવીને મુક્તિનું દાન કર્યું

१. पीत्वा मुकुंदमुखसारघमक्षिभृंगैः । श्री. भा. द. पू. १२, ४३.
२. मृतेऽण्डे एष एतस्मिन् यदभूत् ततो मार्तण्ड इति व्यपदेशः.
श्री. भा. ५, २०, ४४.
३. एवं स भगवान् । श्री. भा. द. पू. १२, ४७.

અર્થાત્ મર્યાદામાર્ગ સર્વને ફલસાધક નથી, પરન્તુ આચાર્યપ્રકટિત પુષ્ટિમાર્ગ તો તદંગીકૃત જીવમાત્રને જ તન્માર્ગોક્ત ફલસાધક છે એમ જણાવવાને શ્રીગુસાંઇજીએ આ 'સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ' નામની આજ્ઞા કરી છે. 'ક્ષમઃ' પદ-વડે સ્વતઃ જ સ્વસામર્થ્યથી સ્વકીયોને ફલ સિદ્ધ કરવામાં શ્રીમદાચાર્યચરણની યોગ્યતા છે એમ જણાવ્યું. શ્રીમદા-ચાર્યચરણના સ્વરૂપનો વિચાર કરતાં, તેઓશ્રી પરમાત્યં-તાલૌકિકનિખિલનૈસર્ગિકસામર્થ્યવાન્ હોવાથી સ્વસંનિધિ-માત્રથી જ ઉદ્ધારક અને સાક્ષાત્સ્વરૂપાનુભવફલસંબંધના દાનકર્તા છે એમ નિશ્ચય થાય છે. શ્રમસરિદ્દ્વારા લીલો-પયોગી સર્વાત્મભાવનું દાન થાય છે તેવી જ રીતિએ મૂલલીલામધ્યપાતિત્વનું સંપાદકત્વ શ્રીમદાચાર્યચરણના ઇક્ષણમાત્રને અનુક્તસિદ્ધ છે, અને તેથી નિજાંગીકૃત જીવ-માત્રના નિજમાર્ગોક્ત ફલસાધક શ્રીમહાપ્રભુજી છે.

'સ્ત્રીશૂદ્રદ્વિજબન્ધુ' ઇત્યાદિથી ભારતાખ્યાનને પણ સ્ત્રીશૂદ્રાદિના ઉદ્ધારનું સાધનત્વ કહ્યું છે, પરંતુ તે સાધનત્વ માત્ર સ્વર્ગપ્રાપ્તિમાં છે, ભગવત્પ્રાપ્તિમાં નથી. આ શ્રીમદા-ચાર્યચરણના અનુગૃહીત સ્ત્રીશૂદ્રાદિ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કરે જ છે એ ભારતાદિથી પણ મહાવૈશિષ્ટય છે.

'ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ' એ નામથી જે ઉત્તમાધિકારી છે તેને તો પ્રાપ્ય છે એમ આજ્ઞા કરી, પરંતુ જેઓ સર્વથા અનધિકારી છે તેઓમાં તેઓશ્રીના અનુગ્રહનો અસંભવ હોવાથી તેઓને કેવી રીતિએ ફલ પ્રાપ્ત થાય, એ શંકાના નિરાસાર્થ આ 'સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ' નામની શ્રીપ્રભુચરણે

આજ્ઞા કરી છે. શ્રીશૂદ્રાદિના પણ ઉદ્ધારમાં ક્ષમ-સમર્થ-શ્રીમદાચાર્યચરણ છે. અત્ર આ ભાવ છેઃ શ્રીશૂદ્રાદિને વિષે સર્વકર્મના અનધિકારરૂપ નિકૃષ્ટત્વરૂપ દોષ છે તે કોઈથી પણ દૂર કરી શકાય તેમ નથી. શ્રીમદાચાર્યચરણે તો સ્વમાર્ગમાં તેમના અંગીકારમાત્રથી જ સર્વદોષ નિવૃત્ત કર્યો, તેથી સર્વ જીવો બ્રહ્મસંબંધ કરાવ્યાથી સકલ સાધનથી પણ અપ્રાપ્ય સાક્ષાત્ પુરુષોત્તમસ્વરૂપના ભજનાધિકારી થયા, તેથી જ સકલ જીવોમાં અંતર્ભૂત શ્રીશૂદ્રાદિનો પણ આ પ્રકારે ઉદ્ધાર કરવાનું સામર્થ્ય શ્રીમદાચાર્યચરણનું જ છે, અન્યનું નથી, એમ જણાવવાને આ નામમાં 'ક્ષમ' પદ ધર્યું છે. વળી, જેઓનો સાધારણ ધર્મોમાં પણ અધિકાર નથી તેઓને સર્વથી અધિક પરમફલસ્વરૂપ સાક્ષાત્પુષ્ટિમાર્ગીય શ્રીપુરુષોત્તમના ભજનનો અધિકાર નિજ સ્વીકૃતિમાત્રથી-અંગીકારમાત્રથી-જ સંપાદન કરી આપે છે એથી અધિક સામર્થ્ય આચાર્યશ્રીનું શું કહેવું? વળી, અત્ર 'ઉદ્ધાર'પદથી આમ પણ જણાય છે કે અંધકૂપમાં પડેલા કોઈનો ઉદ્ધાર રજ્જવાદિક અવલંબ દઈને યથાતથા કોઈ દયાલુ પુરુષ કરે તેમ સર્વધર્મમાં અનધિકારિત્વથી અને સહજ દોષથી સંસાર મહાંધકૂપમાં પડેલાનો ઉદ્ધાર, સ્વકૃપાકટાક્ષપરંપરાસ્વરૂપ રજ્જુનું અવલંબન લઈને શ્રીમહાપ્રભુજી કરે છે; એથી જેમ મહાંધકૂપમાં પડેલાનું જીવન કાદાચિત્ક હોય છે, જીવન હોય તોએ મૃતકપ્રાયત્વ હોય છે તેમ અત્ર નથી એમ પણ સૂચન કર્યું. અત્ર તો કરુણરસાસક્તકટાક્ષામૃતવૃષ્ટિથી તેઓ બાહ્યાભ્યંતરપૂરિત

થઈ જવાથી તત્ક્ષણે જ તેઓનુ સર્વ દેહાદિક તદાત્મક જ થઇ જાય છે એવું અલૌકિક સામર્થ્ય શ્રીમદાચાર્ય-ચરણનું છે, એમ આ નામથી દ્યોતન કર્યું.

સ્રીશૂદ્રાદિના ઉદ્ધારમાં ક્ષમ કહીને સર્વના જ ભગવત્પ્રાપ્તિકાર શ્રીમદાચાર્યચરણ છે, એમ ગુસાંઇજીએ સૂચવ્યું. સ્રીશૂદ્રાદિના ઉદ્ધરણથી પુરુષોત્તમત્વ ધ્વનિત થાય છે, અર્થાત્ પુરુષોત્તમવત્ શ્રીમદાચાર્યજી સર્વના સેવ્ય છે એમ અર્થ છે. અથવા સ્ત્ર્યાત્મક જે શૂદ્રાદિભાવ તેની ઉદ્ધૃતિમાં ક્ષમ—સમર્થ—શ્રીમદાચાર્યચરણ છે, તેથી સર્વને પુષ્ટિમાર્ગીય ભાવદાનથી ઉદ્ધરે છે એમ ભાવ છે

ભગવાને આ પુષ્ટિભક્તિમાર્ગ સ્વાર્થ જ પ્રકટ કર્યો છે તેથી પ્રમેયબલ અત્ર જ સ્થાપન કર્યું છે, તેથી કલિમાં એ માર્ગ જ નિઃસાધનત્વથી ઉદ્ધારક છે એ આશયથી આ 'સ્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ' નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. આ માર્ગ પ્રકટ કરવાથી સ્રીશૂદ્રાદિની—'આદિ પદથી તેનાથી પણ અધમ મ્લેચ્છાદિની—ઉદ્ધૃતિમાં ક્ષમ સમર્થ—શ્રીમદાચાર્યચરણ છે. આપશ્રી સ્વતઃ પુરુષોત્તમા સ્વરૂપ હોવાથી સ્વતન્ત્રભક્તિરૂપ હોવાથી પણ તે માહાત્મ્ય આપશ્રીનું જ છે એમ 'ક્ષમ' પદથી જણાવ્યું અન્યથા સાપેક્ષ તો અસમર્થ હોય છે, તેથી ભક્તિબલ સાપેક્ષ જ શ્રીમહાપ્રભુજીનું પણ બલ હોય તો 'ક્ષમ પદની આજ્ઞા કરત નહિ! ઉદ્ધૃતિ એમ સ્રીપ્રયોગથી જેમ સ્રી સ્વલ્પસાધ્ય છે તેમ સ્રીશૂદ્રાદિની ઉદ્ધૃતિ પણ

અનાયાસે જ સાધ્ય છે એમ ભાવ પણ સૂચિત કર્યો. તે ઉદ્ધૃતિ તો કાલકર્મસ્વભાવલોકમાંથી પૃથક્કરણ.

'સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ' નામ શ્રીભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના ત્રયોદશાધ્યાયાર્થનું બોધક છે. સ્ત્રીશૂદ્રાદિની ઉદ્ધૃતિ કરવામાં ક્ષમ છે એમ અર્થ છે. સ્ત્રી અને શૂદ્રો તે સ્ત્રીશૂદ્રો, તે આદિમાં છે જેઓના તેઓના ઉદ્ધારમાં ક્ષમ–સમર્થ. સ્ત્રીઓ—તત્સહિત સુપર્ણના—ગરુડના—પક્ષના પાતથી મારશોકથી દ્રવીભૂત શૂદ્ર–કાલિય–આદિ અર્થાત્ સર્પપુત્રો તેઓની ઉદ્ધૃતિમાં–નિસ્સારણમાં–સમર્થ, આ પ્રસંગ '[1]દૂષિત કૃષ્ણાને–શ્રીયમુનાને–વિલોકીને' ઇત્યાદિ શ્લોકથી કહ્યો છે. અથવા સ્ત્રીઓ–યશોદાપ્રભૃતિ–શોચ વડે–દ્રવીભૂત થયેલા શૂદ્ર–ગોપ–આદિ અર્થાત્ ગાયો તેઓની ઉદ્ધૃતિમાં–હ્રદપ્રવેશનિવારણમાં ક્ષમ–સમર્થ. 'તેઓ [2]કૃષ્ણમાતાને'થી આરંભીને 'કૃષ્ણના[3] અનુભાવને જાણનારા' શ્લોકપર્યન્ત આ પ્રસંગ કહ્યો છે. અથવા સ્ત્રીઓ–નાગપત્નીઓ–તે જ શુચા–શોચ વડે–દ્રવીભૂત હોવાથી શૂદ્ર, આદિ અર્થાત્ સર્પપુત્રો છે આગળ જેના–તેઓની ઉદ્ધૃતિમાં–કાલિય-પ્રાણદાનમાં–ક્ષમ. '[4]પછી વિહ્વલિતચિત્તવતી તે નાગ-પત્નીઓએ બાલકોને આગળ કરીને તે શ્રીકૃષ્ણને' ત્યાંથી આરંભી અંતપર્યન્ત આ પ્રસંગ છે.

---

१. विलोक्य दूषितां कृष्णाम् । श्री. भा. द. पू. १३, १.

२. ताः कृष्णमातरम् । श्री. भा. द. पू. १३, २१.

३. कृष्णानुभाववित् । श्री. भा. द. पू. १३, २२.

४. तास्तं सुविग्नमनसोथ पुरस्कृतार्भाः । श्री. भा. द. पू. १३, ३२.

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः**—પુષ્ટિમાર્ગની ફલસિદ્ધિમાં પણ સર્વત્યાગપૂર્વક સર્વાત્મભાવાદિકનું સાધનત્વે કરીને શ્રવણ થાય છે, તો પછી આચાર્યચરણપ્રકટિત માર્ગમાં કેવલ આચાર્યચરણના અંગીકારમાત્રથી જ તત્ફલસિદ્ધિ કેમ થઇ જાય એમ શંકા થાય તો શ્રીમત્પ્રભુચરણ તેના નિરાસાર્થ **अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः** એમ શ્રીમદાચાર્યચરણનું ચતુદશ નામ ધરે છે. અત્ર આ આશય છે: સર્વાત્મભાવાદિથી પણ ફલસિદ્ધિ થવામાં ભક્તોમાં ભગવત્પ્રિયત્વ જ હેતુ છે, અન્ય હેતુ નથી, એ નિશ્ચય છે. ભગવત્પ્રિયત્વ કેવલ ફલમાર્ગીય શુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તક શ્રીમદાચાર્યચરણના અંગીકારમાત્રથી જ સિદ્ધ થઇ જાય તો પછી સાધનાન્તરકથનનું શું પ્રયોજન? એ જણાવવાને જ આ નામની આજ્ઞા કરી છે. અત્ર ભગવાનનું અન્ય નામ ન કહેતાં 'ગોપીશ'પદની આજ્ઞા કરી છે તે, તત્પ્રભુ—શ્રીગોપીશ—એતદ્ભક્તસંબંધિલીલાપરવશ હોવાથી શ્રીમદાચાર્યચરણ પણ એ જ લીલાપરવશ હોવાથી એતન્મધ્યપાતિત્વથી અતિપ્રિય હોવાથી કૃપાથી તદંગીકૃતોને વિષે સ્વમાર્ગીયપ્રભુપ્રિયત્વમાં શું કહેવું એ જણાવવાને છે. આથી સાક્ષાદ્ભગવન્મુખારવિંદફલવલ્લભાગ્નિના અંગીકારપ્રકારવિષયમાં જ અખિલ 'ફલરૂપ' સાધનનો સમાવેશ હોવાથી તેઓના—ગોપીશલીલામધ્યપાતિજનના—પ્રભુપ્રિયત્વમાં શું કહેવું? તેથી એમ પણ જણાવ્યું કે લીલામધ્યપાતીમાં જ સ્વાંગીકારપ્રકારવિષયત્વ છે, અન્યમાં નથી.

અંગીકૃતમાત્રથી-સ્વીયત્વથી પરિગ્રહમાત્રથી-જ ગોપીશના વલ્લભીકૃત પ્રિયત્વાસ્પદને પ્રાપ્ત કર્યા-માનવો-દૈવીજીવો-જેઓશ્રીએ.

ગત નામથી જણાવ્યું તેવા અલૌકિકસામર્થ્યયુક્ત શ્રીમદાચાર્યચરણ છે જ, પરન્તુ પ્રભુ સ્વીકાર ન કરે તો કેમ, એમ શંકા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ નામની આજ્ઞા કરે છે. અંગીકારમાત્રથી જ ગોપીશના પ્રેષ્ઠ કર્યા છે માનવો જેઓશ્રીએ. આથી પ્રભુના પરમ પ્રેમાસ્પદ જ થયા તો સ્વીકારવામાં તો કહેવું જ શું ? 'ગોપીશ'પદથી લીલારસસંવલિતભક્તસાહિત્યના કથનથી લીલારસભાવજનિતપરમપ્રેમાસ્પદીભૂત કેવલ પ્રભુના જ નહિ, પરન્તુ તત્સાહિત્યથી તેઓના (શ્રીગોપીજનના) પણ પરમપ્રેમાસ્પદીભૂત થાય છે તેથી, આ માર્ગમાં શ્રીસ્વામિનીઓ જ ગુરુ છે તેથી, તેઓની કૃપા વિના આ રસની પ્રાપ્તિ નથી. તત્પ્રેમાસ્પદત્વથી સર્વથા તદ્રસપ્રાપ્તિ થાય છે એમ સૂચન કર્યું, નહિ તો તાદૃશપ્રિયતમાસહિત લીલામાં પ્રભુનું અન્યત્ર પ્રેમાસ્પદત્વ તો અશક્ય છે, તત્પ્રેમાસ્પદતાએ જ પ્રભુના પણ વલ્લભીકૃત એમ ભાવ છે. આથી લીલાસ્વરૂપ શ્રીગોપીજનનું અને પ્રભુનું પણ આચાર્યસ્વરૂપાધીનત્વ સૂચવ્યું. તેથી આચાર્યાનુરોધથી[1] કરેલી લીલામાં પ્રભુને જેવો મહાન્ રસ ઉત્પન્ન થાય છે તેવો અન્યત્ર થતો નથી એમ પણ સૂચન કર્યું; નહિ તો અન્યમાં—શ્રીમદાચાર્યચરણાંગીકૃતમાં—પણ પ્રેમાસ્પદ જ

૧. અનુરોધ=અનુકૂલતા.

ન થાય. આચાર્યશ્રી પણ એમ જ અનુરોધ કરે એ
ભાવ છે. આમ હોવાથી જેને અર્થે પ્રભુની અને શ્રીગોપી
જનની લીલામાં શ્રીમદાચાર્યચરણ તેવો અનુરોધ કરે
સે અંગીકૃતમાં પ્રભુ અને શ્રીગોપીજન પણ પ્રેમાસ્પદત્વ ક
તેવા શ્રીમદાચાર્યચરણના અંગીકૃતિભાજન શ્રીમત્પ્રભુચર
વિના અન્ય કોઈ જ નથી, તેથી સ્વાનુભવ જ શ્રીપ્રભુચર
અત્ર કહ્યો છે એમ ગૂઢાર્થસંપાદન થાય છે. આથી કેવ
અંગીકારમાત્રથી જ એતાદશ ફલ થાય છે તો પર
ઉદ્ધાર કરવામાં તો કહેવું જ શું?

સ્રીશૂદ્રાદિનું મુકત્યાદિપ્રકારથી ઉદ્ધરણ છે કે અન
પ્રકારથી, તે જણાવવા માટે આ નામની શ્રીમત્પ્રભુચર
આજ્ઞા કરે છે. અંગીકૃતિથી જ—અંગીકારથી જ—ગોપીશ
વલ્લભીકૃત માનવો જેઓશ્રીએ. એવપદથી સ્વાંગીકરણમા
જ એતત્સાધન છે. પુનરપિ તેમના સાધનાદિકને અપેક્ષી
અથવા કરાવીને કાંઈ તેમ કરે છે એમ નથી, એમ જણા
છે. અંગીકૃતિ, ગોપીશ, અને વલ્લભીકૃત એ ઉકિતથ
સ્રીભાવથી જ તેમ થાય છે એમ ભાવ છે. વળી માનવત્વ
ઉકિતથી આ જ સ્વરૂપથી તદ્ભાવનું—સ્રીભાવનું—ઉપપાદ
કરીને તેમ કરે છે એમ ભાવ છે. અથવા અંગીકૃતિથી
ગોપીશ વલ્લભ કરાયા છે—પતિભાવને પ્રાપ્ત કરાયા છે
માનવોના જેઓશ્રીએ, એવા 'અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભી
કૃતમાનવઃ' શ્રીમદાચાર્યચરણ છે.

જીવોનો કેવલ સ્વીયત્વથી અંગીકાર કરવામાં આવ
જ ભગવત્પ્રિયત્વ થાય છે એમ આ નામથી કહે

અન્યસાધનવ્યતિરેકથી—અન્ય સાધન વિના જ—સ્વાંગીકાર માત્રથી ગોપીશના—યશોદોત્સંગલલિતના—પૂર્વે—અંગીકૃતિ પૂર્વે—અવલ્લભ પણ માનવોને વલ્લભ કર્યા જેઓશ્રીએ એવા 'અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ' શ્રીમહાપ્રભુજી છે. અંગીકૃતિ એમ સ્રીપ્રયોગથી પુષ્ટિફલદાનાર્થ અગ્નિકુમારોની રીતિએ જ સ્રીત્વથી જ અંગીકાર છે એમ સૂચન કર્યું. 'તેમની પ્રસાદરૂપા શકિત સ્રી હોય છે,' ઇત્યાદિથી વ્રતાધ્યાયમાં એ પ્રકારનું નિરૂપણ કર્યું છે, તેથી પુષ્ટિભાવોત્પત્તિથી તદ્વલ્લભત્વ (ગોપીશવલ્લભત્વ) સિદ્ધ જ છે એમ ભાવ છે. જેમ અગ્નિકુમારો તપથી શુદ્ધ થયા તેમ આ પણ ભગવદવતાર મનુથી તેવા થયા છે એમ માનવપદથી જણાવ્યું. અથવા માનવો—હીન મનુષ્યો—પણ તેવા થાય છે એમ એતદંગીકારબલનું સૂચન કર્યું. જેવી રીતિએ પરમસ્નિગ્ધ મધ્યસ્થા યોગ્ય નાયિકાને નિરીક્ષીને સ્વીયત્વે કરીને તેનો અંગીકાર કરીને તેનામાં નાયકવિષયક ભાવનું ઉત્પાદન કરીને તદ્વલ્લભા—નાયકવલ્લભા—કરે છે તેમ શ્રીમહાપ્રભુજી પણ કરે છે એમ ગૂઢ અભિસંધિ છે. નિત્યલીલામાં એમનું યથાભિલષિત સ્વરૂપ છે એમ જાણવું.

'અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ' એ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના ચતુર્દશાધ્યાયના અર્થનું બોધક નામ છે. ગોપીને તનુ કરે તે ગોપીશ, અને અવલ્લભ માનવોને પણ પ્રીતિવિષય કર્યા જેઓશ્રીએ એવા વલ્લભીકૃતમાનવ, ગોપીશ એવા વલ્લભીકૃતમાનવ એમ વિગ્રહ છે. પૂર્વ ગોપીશ અને પશ્ચાદ્ વલ્લભીકૃતમાનવ. આ સર્વ

'તેથી હું છું[1] શરણ જેનો એવા વ્રજને' એમ વક્ષ્યમાણ અંગીકૃતિરૂપ સ્વવરણથી જ થયું છે, અન્ય હેતુથી નહિ, તેથી 'એવ'કાર છે. 'હ્રદમાંથી બહિર્ પધારતા કૃષ્ણને[2] ' ઈત્યાદિથી આ વૃત્ત કહ્યું છે.

**अंगीकृतौ समर्यादः**[3]-અંગીકારમાં શો પ્રકારછે એમ આકાંક્ષા થતાં આ નામથી અંગીકારપ્રકાર શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છેઃ અંગીકૃતિમાં-અંગીકારમાં-સમર્યાદ-સ્વમાર્ગીય મર્યાદાસહિત— શ્રીમદાચાર્ય-ચરણ છે. એ મર્યાદા કઈ, એમ આકાંક્ષામાં ટીકા- કાર આજ્ઞા કરે છે કે મૂલલીલામધ્યપાતી જીવો પ્રથમ આ પ્રકારે વિચારીને શ્રીમદ્વલ્લભાગ્નિને શરણે આવે છેઃ ' હું મુક્તિથી અધિક સાક્ષાદ્રસાત્મકરમણપુરુષોત્તમસ્વરૂપાનુભવ- ફલસંબંધ પ્રાપ્ત કરીને કૃતાર્થ થાઉં' એમ બુદ્ધિથી સાક્ષાદ્- મુખારવિંદફલવિયોગાગ્નિ શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ ભક્તિ- માર્ગપ્રવર્તકત્વે કરીને જાણીને તદીયત્વથી જ તેઓશ્રીના ચરણકમલકિંજલ્કના આંતરીય સૌગંધ્યના સંસર્ગથી જ સ્વમનોરથાદિકની સિદ્ધિ થશે એમ જાણીને 'મને સ્વકીય કરો' એમ પ્રાર્થનાથી જે પ્રયત થાય છે તેને કૃપાથી સ્વમાર્ગીયમર્યાદોક્ત પ્રકારથી સ્વસમીપ લઇને સ્વમાર્ગીયો- પદેશપ્રકારથી 'બ્રહ્માસ્ત્રન્યાય કહ્યો છે તેથી અહીં આજ્ઞાદિ- સિદ્ધ ધર્મ નષ્ટ થતો નથી[4]' એમ અભિપ્રાયયુક્ત ઉપદેશ

---

१. तस्मान्मच्छरणं गोष्ठम् । श्रीभा. द. पू. २२, ६८.
२. कृष्णं ह्रदाद्विनिष्क्रांतम् । श्रीभा. द. पू. १४, १३.
३. स्वमर्यादः इत्यपि पाठः ।
४. અત્ર ન્યાસાદેશનું અનુસન્ધાન કરો.

આપીને, આગળ મત્સ્વરૂપાનુભવાગ્નિથી ભસ્મસાત્ થઇને તલ્લીલોપયિક દેહાદિને પ્રાપ્ત કરીને નિખિલ રમણનું અધિકરણત્વ થશે એમ અભિપ્રાય કરીને ભગવાનમાં નિવેદન કરાવે છે, પોતે પણ ગુણાતીત હોવાથી ત્યારપછી જ સ્વીયત્વથી અંગીકાર કરે છે. એવો આ પુષ્ટિભક્તિ-માર્ગમાં અંગીકારપ્રકાર છે એમ જણાવવાને 'અંગીકૃતૌ સમર્યાદઃ' એ નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

અંગીકૃતિમાં જીવકૃત સાધનાપેક્ષાનો નિષેધ કર્યાથી જીવપ્રપત્તિ સ્વભાવભેદથી અનેકવિધ હોવા છતાં પણ પૂર્વોક્ત ફલમાં ભેદ સંભવતો નથી તેમ જ અપ્રયોજક છે તેથી ભક્તિમાર્ગીયપ્રપત્ત્યાદિ સાધનનો ઉચ્છેદ થશે એમ આશંકીને **अंगीकृतौ समर्यादः** એમ નામાંતરની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણ કરે છે. અંગીકાર-માં પણ આ સ્વરૂપમર્યાદા છે જ તેથી આ અંગીકૃતિમાં સાપેક્ષત્વ અનુચિત નથી એમ જાણવું. વળી, સહજ દોષ અનિવાર્ય હોવાથી તેનાથી થતા પ્રતિબંધથી અગ્રિમ ફલભાવના નાશની શંકા પણ ન કરવી; કારણ કે 'મારો[1] ભક્ત વિનાશને પ્રાપ્ત થતો નથી' એમ અંગીકૃતિમાં જે મર્યાદા તે મર્યાદાએ કરીને સહિત એમ અર્થ છે. સદોષનું ભક્તત્વ જ અસંભવિત છે એમ પણ ન કહેવું, કારણ કે '[2]કોઇ મોટો દુરાચારી હોય તથાપિ જો અનન્ય ભાવથી મને જ ભજતો હોય તો' ઇત્યાદિ ભગવદ્વાક્યજ છે.

---

१. न मे भक्तः प्रणश्यति । भ. गी. ९, ३१.

२. अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । भ. गी. ९, ३०.

સર્વને એતાદૃશ જ ફલ થાય છે કે તારતમ્યથી થાય છે તે જણાવવા આ નામની આજ્ઞા કરી છે. અંગીકૃતિ હોવા છતાં મર્યાદાસહિત. અંગીકૃતિકરણમાં તારતમ્ય નથી, પરંતુ રસદાનમાં તારતમ્ય હોય તો તન્માત્રથી—અંગીકૃતિમાત્રથી—માનવો ભગવાનના અથવા ભગવાન્ માનવોના પ્રેમાસ્પદ થાય જ નહિ અને પૂર્વોક્ત નામમાં અંગીકૃત્યૈવ માં એવકાર છે તે વ્યર્થ થાય. તેથી એટલું જ તારતમ્ય છે કે તે જ ફલ તત્તદ્ભાવાનુરૂપ છે. અથવા અમુકની આ પ્રકારે અંગીકૃતિ ઈત્યાદિ મર્યાદાસહિત છે, નિર્મર્યાદ નથી. જેનો અંગીકાર કરે છે તે તન્માત્રથી—અંગીકારમાત્રથી—તત્પ્રિય થાય છે, પરંતુ સર્વત્ર અંગીકાર સમાન નથી એમ સૂચિત થાય છે.

અંગીકૃતિ હોવા છતાં સ્ત્રીભાવથી જ સર્વનો અંગીકાર કરવામાં શું પ્રયોજન, એ આ નામથી કહે છે. અંગીકૃતિમાં—અંગીકરણમાં-સમર્યાદઃ-મર્યાદાસહિત. મર્યાદા તો પુષ્ટિમાર્ગીયા. તે તો સ્ત્રીભાવાત્મિકા છે. આચાર્યશ્રીએ જ આજ્ઞા કરી છે કે 'ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે,' 'સ્ત્રીઓ જ તે રસનું પાન કરવાને સમર્થ છે,' 'તે દુરાપ હોવાથી તદાશાએ તદ્ભજન જ કરવું,' તેથી પુષ્ટિમાર્ગીય મર્યાદાથી સ્ત્રીભાવે જ અંગીકાર કરે છે.

શ્રીમત્પ્રભુચરણ આ નામથી અંગીકારપ્રકારની આજ્ઞા કરે છે. જીવાધિકારવિચારમાં પ્રથમ શરણાગતિરૂપમર્યાદાસહિત છે, શરણ પછી સમર્પણ કરીને પુષ્ટિમાં અંગીકાર કરે છે તેથી પુષ્ટિમાર્ગીય સમર્પણાંગીકારમાં શરણાગતિરૂપ મર્યાદાસહિત શ્રીમહાપ્રભુજી છે એમ કહ્યું.

'અંગીકૃતો સમર્યાદઃ' એ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના પંચદશાધ્યાયાર્થનું બોધક નામ છે. ગ્રીષ્મઋતુકૃત સેવાના અંગીકારમાં મર્યાદારૂપબલદેવજી છે. '[1]ગ્રીષ્મનામની ઋતુ થઈ' '[2]વસંત જેવી જણાઈ' 'બલની[3] સાથે ક્રીડા કરતા કરતા ભગવાન્ કૃષ્ણ' ઇત્યાદિથી આ વૃત્ત કહેવામાં આવ્યું છે. અથવા પ્રલંબને મારવામાં બલદેવસહિત. '[4] બલશાલી બલથી પ્રલંબને નિહત દેખીને' ઇત્યાદિથી આ વૃત્ત કહેવામાં આવ્યું છે.

'**महाकारुणिकः**' યદ્યપિ જીવ તો સ્વકૃતાર્થતાસિદ્ધયર્થ સ્વયં યત્નાદિક કરે છે તથાપિ આચાર્યશ્રીને મુક્તિથી અધિક અતુલ્યાતિશયાનુભવયુક્ત સ્વમાર્ગીય સાક્ષાદ્ અલક્ષ્ય કુટીરસ્થ ભજનાનંદરમણ પુરુષોત્તમના સ્વરૂપાનુભવફલસંબંધ સંપાદન કરાવવામાં શો હેતુ છે, એમ કોઈ શંકા કરે તો તેના સમાધાનાર્થ શ્રીપ્રભુચરણ આજ્ઞા કરે છે કે શ્રીમહાચાર્યચરણ 'મહાકારુણિક છે.' પ્રથમ તો અક્ષરાનંદમય આ બ્રહ્માંડાંતરમાં આપશ્રીનું આગમન જ અનુચિતતર, તો પણ શેષાદિકને ત્યજીને સ્વયં સ્વસૃષ્ટયુદ્ધારાર્થ ભગવન્મુખારવિંદરૂપે પ્રાદુર્ભવ્યા છે, તેથી જ આપશ્રી 'મહાકારુણિક.' યદ્યપિ મર્યાદામાર્ગીય આચાર્યો સ્વસ્વમાર્ગાનુસાર મુક્તિદાતૃત્વથી કારુણિક હોય છે તથાપિ શ્રીમહા-

१. ग्रीष्मो नामर्तुरभवत् । श्री. भा. द. पू. १५, २.
२. वसंत इव लक्षितः । . श्रीभा. द. पू. १५, ३.
३. क्रीडिष्यमाणस्तत्कृष्णो भगवान्बलसंयुतः । श्री. भा. द. पू. १५, ८.
४ दृष्ट्वा प्रलंबं निहतं बलेन बलशालिना । श्री. भा. द. पू. १५, ३०

ચાર્યચરણ બ્રહ્માંડાતીત શબ્દાતીત સાક્ષાત્પુરુષોત્તમસ્વરૂપ છે, તેથી જેમ મૂલસૃષ્ટિમાં નિરવધ્યાનંદરૂપ રાસાદિ લીલાથી અનેકલીલાનુભવવિશિષ્ટ ફલદાન વ્રજવરઘોષરત્નરૂપામાં થયું તેમ જ સ્વપ્રકટિત શુદ્ધ ભક્તિમાર્ગમાં આવેલી સૃષ્ટિમાં પણ તેવું જ ફલદાન શ્રીમદાચાર્યચરણ કરે છે. મર્યાદામાર્ગીય આચાર્યો તો સ્વસ્વમતાનુસાર જ મુક્તિદાતૃત્વથી કારુણિક થાય છે, પણ શ્રીમદાચાર્યચરણ તો પૂર્વોક્ત પ્રકારે નિરવધ્યાનંદાનુભવસંપત્તિફલદાનસંપાદક હોવાથી મહાકારુણિક છે. તેમને મર્યાદામાર્ગીય આચાર્યોને —તો તત્સંબંધનો ગંધ પણ નથી, અર્થાત્ યદ્યપિ મર્યાદામાર્ગીય આચાર્યો પણ મુક્તિદાતૃત્વથી કારુણિક જ હોય છે તથાપિ શ્રીમદાચાર્યચરણ તો મુક્તિથી પણ અધિક પુષ્ટિભક્તિમાર્ગીયસંબંધસંપાદક હોવાથી 'મહાકારુણિક' છે. જેને કરુણા છે તે કારુણિક. તેમાં પણ મહત્ત્વ ભગવત્સંબંધસંપાદન કરાવવાથી છે. એતાદૃશ ફલનું સર્વને જ કેમ દાન કરશે, એ શંકાના નિવારણાર્થ શ્રીમત્પ્રભુચરણ 'મહાકારુણિક'નામની આજ્ઞા કરે છે. સર્વના દુઃખલેશના ગંધના પણ અસહિષ્ણુ હોવાથી કરુણાયુક્ત થઇને ફલદાન કરે છે. બ્રહ્માદિને પણ દુર્લભ ફલદાન અયોગ્યને પણ કરી દેવાથી મહાકરુણત્વ છે એમ જણાવવાને 'મહત્'પદ કરુણામાં શ્રીમત્પ્રભુચરણે યોજ્યું છે. અધમાધિકારી જીવોને અર્થે એતાવદુદ્યોગ કરવામાં કરુણા જ હેતુ છે. 'મહાકારુણિક' એટલે પરમકરુણાયુક્ત.

'મહાકારુણિકઃ' એ નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ-

પૂર્વાર્ધના ષોડશાધ્યાયાર્થબોધક છે. મહા કારુણિક હોવાથી જ મુંજાટવીમાં[1] માર્ગને ભૂલેલા ક્રંદમાન સ્વગોધનને મેઘગંભીર વાણીથી તેઓના નામગ્રહણથી બોલાવીને અત્યંત હર્ષયુક્ત કર્યું અથવા તે ચારે બાજુ ઊઠેલા વનદાવાનલથી બળતા સ્વજનોનાં 'કૃષ્ણ કૃષ્ણ' ઈત્યાદિ વચનનું શ્રવણ કરીને ઉલ્બણવહ્નિનું પાન કરીને તેમને કૃચ્છ્રમાંથી—સંકટમાંથી—અગ્નિભયમાંથી—મુક્ત કર્યા, અથવા સ્વવિરહભયથી[3] તપ્ત વ્રજસીમંતિનીઓને વેણુ બજાવતા બજાવતા પધારી સ્વદર્શનદ્વારા પરમાનંદનું દાન કર્યું, 'ગાયોને પાછી લાવીને' ઈત્યાદિ બે શ્લોકથી તે વૃત્ત કહ્યું છે.

विभुः—મર્યાદામાર્ગીય ફલથી અધિક સ્વપ્રકટિત ભક્તિમાર્ગીય ફલના સાધક હોવાથી મહાકારુણિકત્વ કહ્યું, તથાપિ અદ્યાપિ એવું કોઈનું પણ એતત્ફલસાધકત્વ

---

१. मुञ्जाटव्यां भ्रष्टमार्गं क्रंदमानं स्वगोधनम् ।
संप्राप्य तृषिताः श्रांतास्ततस्ते संन्यवर्तयन् ॥श्री. भा. द. पू. १६,५॥
ता आहूता भगवता मेघगंभीरया गिरा ।
स्वनाम्नां निनदं श्रुत्वा प्रतिनेदुः प्रहर्षिताः ॥ ६ ॥

२. ततः समंताद्वनधूमकेतुः એ સાતમા શ્લોકથી.
पीत्वा मुखेन तान्कृच्छ्राद्योगाधीशो व्यमोचयत् ॥
એ ૧૨મા શ્લોક પર્યન્ત જુઓ.

३. गाः सन्निवर्त्य सायाह्ने सहरामो जनार्दनः ।
वेणुं विरणयन्गोष्ठमगाद्गोपैरभिष्टुतः ॥ १५ ॥
गोपीनां परमानंद आसीद्गोविंददर्शने ।
क्षणं युगशतमिव यासां येन विनाऽभवत् ॥ १६ ॥

કોઈ પણ સ્થલે જોયું કે શ્રવણ કર્યું નથી તો મહાકારુણિ-કત્વ હોવા છતાં પણ એઓશ્રીનું જ એતત્ફલસંપાદકત્વ કેમ ઘટે, એ આશંકાના પરિહારાર્થે શ્રીમત્પ્રભુચરણ આ "વિભુ" નામની આજ્ઞા કરે છે. વિભુ એટલે સર્વકરણસમર્થ. આથી 'અદ્યાપિ' ઇત્યાદિ અનુપપત્તિનો પણ પરિહાર થયો. તેમાં આ ઉપપત્તિ-યુક્તિ-છે. યદ્યપિ પૂર્વે ભક્તિ-માર્ગીય બહુ જ આચાર્યો થઈ ગયા, તથાપિ 'ભક્તિયોગ[1] બહુવિધ' એ શ્રીભાગવતવાક્યથી તે તે માર્ગનાં સાધન-ફલના વિચારભેદે તેમનું તે તે માર્ગીય સાધનફલપરત્વ છે, શુદ્ધપુષ્ટિમાર્ગીય સાધન ફલના વિચારના ગંધનો પણ તેમનામાં સંભવ નથી. બીજા આચાર્યોમાં શિષ્ય જેવું કરે તેવું ફલ દેવાનું સામર્થ્ય સંભવી શકે, પરન્તુ શ્રીમહા-ચાર્યચરણમાં તો સર્વથી અધિક સામર્થ્ય છે એ જણા-વવાને અર્થે "વિભુઃ" એવું નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે.

સર્વ અનિષ્ટને વિભવે છે-પરાજય કરે છે—અથવા અન્યથી વિશિષ્ટ ભવે છે-થાય છે-તેથી શ્રીમહાચાર્ય-ચરણ "વિભુઃ" છે.

અયોગ્યને વિષે પણ દાન દેવાનું સામર્થ્ય છે તે જણાવવાને "વિભુ" નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે. અયોગ્યને વિષે પણ યોગ્યતા સંપાદન કરીને દાન કરવાને વિભુ-સમર્થ છે.

કારુણિક હોવા છતાં પણ સામર્થ્ય વિના તેવા

---

१. भक्तियोगो बहुविधः । श्री॰ भा. ३. २९. ७.

ફ્લનું દાન કેમ થઇ શકે તે શંકાના નિરાસાર્થ આ "વિભુ"–સમર્થ–નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

"વિભુઃ" એ નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ પૂર્વાર્ધના સપ્તદશાધ્યાયાર્થબોધક છે. વિભાવે તે "વિભુઃ" '[1]કૃષ્ણ રામને વ્રજમાં પધારેલા–અવતરેલા–દેવપ્રવર માન્યા' એ શ્લોકમાં તે વિભાવની આજ્ઞા કરી છે. અથવા વિશેષે ભવે છે–થાય છે તે "વિભુઃ;" '[2] પછી સર્વ સત્ત્વનો સમુદ્ભવ જેમાં છે એવી પ્રાવૃટ્–વર્ષાઋતુ પ્રવર્તી', એ શ્લોકમાં તેવી આજ્ઞા કરી છે. અથવા વિશેષે દેખાય છે તે "વિભુઃ," [3] 'નિબિડ ગાઢમેઘથી' એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે. અથવા બલ વડે વિશિષ્ટ થાય છે તે "વિભુઃ;" 'એ[4] પ્રકારના પ્રાવૃટની શ્રીએ યુક્ત સમૃદ્ધ વનમાં' એ શ્લોકમાં તેની આજ્ઞા કરી છે. અથવા વિની–કાલની ભાવના કરાવે છે તે "વિભુઃ;" '[5] અપૂર્વ પ્રાવૃટની–વર્ષાકાલની–શ્રીને જોઈને ઇત્યાદિથી તેની આજ્ઞા કરી. અથવા વિશિષ્ટની ભાવના કરાવે છે તે "વિભુઃ;" '[6] શરત્ સંભવી' ઇત્યાદિથી તેની આજ્ઞા કરી છે. અથવા વિશેષ શોભા કરે છે તે "વિભુઃ;" [7] 'પક્વ સસ્યે સંપન્ન ભૂ અતિશય શોભી' એ શ્લોકમાં

१ मेनिरे देवप्रवरौ कृष्णरामौ व्रजं गतौ । श्री. भा. द. पू. १७, २

२. ततः प्रावर्तत प्रावृट् सर्वसत्त्वसमुद्भवा ,, ,, ,, ३

३. सान्द्रनीलांबुदैः श्री. भा. द. पू. १७. ४.

४. एवं वनं तद् वर्षिष्ठम् ,, ,, ३५.

५. प्रावृट्श्रियं च तां वीक्ष्य ।,, ,, ,, ३१.

६. शरत्समभवत् । ,, ,, ,, ,, ,, ३२.

७. बभौ भूः पक्वसस्याढ्या । ,, ४८.

તેની આજ્ઞા કરી છે. અથવા વિશેષે પ્રાપ્ત કરે છે તે "વિ
[1] 'વણિક્ મુનિ, નૃપ, બ્રહ્મચારીઓએ સ્વસ્થાનમાંથી નિ
મન કરીને અર્થને પ્રાપ્ત કર્યા' એ શ્લોકમાં તે પ્રસ
આજ્ઞા કરી છે.

**अदेयदानदक्ष**—શુદ્ધપુષ્ટિમાર્ગીય ફલદાન ક
સામર્થ્ય હોય તથાપિ 'જેમનું પદરજ શ્રુતિમૃગ્ય—શ્રુતિ
શોધવા યોગ્ય જ છે' એ વચનથી એતન્માર્ગીય ફલ અ
શ્રુત્યાદિ અનેક ભક્તને દુષ્પ્રાપ્યત્વે કરીને અતિદુર્લભ હે
થી તેનું દાન શ્રીમદાચાર્યચરણ કેમ કરે છે, એમ
શંકા કરે તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ **अदेयदान**
એ પ્રકારે શ્રીમદાચાર્યચરણનું અષ્ટાદશ નામ ધરે છે
શ્રીમદાચાર્યચરણ 'સ્વયં' પણ સાક્ષાદ્ ભજનાનન્દપુષ્ટિ
થી અતિરિક્ત મર્યાદામાર્ગીય શ્રવણાદિસિદ્ધ મુક્તિ
જ દાન કરે તો તે ફલ ઇતરસાધારણ હોવાથી ભગવદા
નિજ પ્રાકટ્ય અને શુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તકત્વ હોવાથી મુ
ધિક ફલનું દાન જો ન કરે તો સ્વપ્રાકટ્ય અને
પ્રકટ કરેલા શુદ્ધપુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય અસાધારણ પ્રયો
ના અભાવે વ્યર્થ જ થાય, તેથી જ 'અદેયદાનદક્ષ' ના
શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે. જે ફલનું દાન સ્વયં
ગુણૈશ્વર્યસંપન્ન ભગવાન્ કરી શકતા નથી તે ફલનુ
શ્રીમહાપ્રભુજી કરે છે, એવું અદેય પણ દાન કર
શ્રીમહાપ્રભુજી દક્ષ—સમર્થ છે. યદ્યપિ આમ છે ત
ઇતર માર્ગના સાધને પ્રાપ્ય મુક્ત્યાદિ ફલનું દાન કર

१. वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान् प्रपेदिरे । श्री भा. द. पू. १

સામર્થ્ય નહિ હોય એમ આશંકાના નિરાસાર્થ અત્ર સમુચ્ચયાર્થ 'ચ'કાર મૂક્યો છે. સર્વાશક્ય ફલદાન કરવાનું જેનું સામર્થ્ય છે તેને ઈતરશક્ય ફલદાન કરવામાં શો પ્રયાસ હોય, એમ પણ 'ચ'કારથી જણાવાય છે. તે મુક્તિનું દાન તો શ્રીમદાચાર્યના કૃપાપાત્ર સેવકોની વાગ્વિનોદ-લીલામાત્રમાં સ્થિત છે. ગોરસ લઈને આભીરિકાને શ્રીપ્રભુદાસજીએ સ્વયં મુક્તિનું દાન કર્યું એ પ્રસંગમાં આ સિદ્ધાન્ત સ્ફુટતર છે.

લોકમાં યઃકશ્ચિન ક્ષુદ્ર રસાયનાદિકનો પણ પ્રકાશ કરતા નથી અને શ્રીમદાર્ચચરણે તો બ્રહ્માદિને પણ સુદુર્લભ સર્વસ્વનું ભક્તોને દાન કર્યું, તેથી અદેયનું પણ દાન કરવામાં શ્રીમહાપ્રભુજી દક્ષ-પ્રવીણ છે. 'ચ'કારથી દેયનું પણ દાન કરવામાં દક્ષ છે.

જીવો તો અયોગ્ય છે, ફલ તેમને અદેય છે; તથાપિ તેમને અદેય ફલનું દાન શ્રીમદાચાર્યચરણ કયા પ્રકારે કરે છે, એમ શંકા થાય તેના સમાધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું 'અદેયદાનદક્ષ' નામ ધરે છે. સર્વથા સર્વ પ્રકારે—કોઈથી પણ જેનું દાન શક્ય નથી તેવા અદેયનું અર્થાત્ સ્વતંત્રનું પણ દાન કરવામાં દક્ષ-અતિચતુર. અત્ર આ પ્રકારે ભાવ છેઃ અત્ર અદેય ફલ સાક્ષાત્સ્વરૂપસંબંધરૂપ છે, તે સ્વરૂપ તો મહારસનિધાન છે, તાદૃશ મહારસનિધાન સ્વરૂપનો સંબંધ સર્વાત્મભાવપ્રાપ્તિએ જ થાય, અન્યથા નહિ જ. એતાદૃશી યોગ્યતા સંપાદન કરાવીને તે સ્વતંત્ર પદાર્થનું પણ દાન કરવામાં

શ્રીમદાચાર્યચરણ અતિચતુર છે. તે ચાતુર્ય તો જેમ ભગવાન્‌ને વિષે સ્નેહાધિક્યથી આસક્તિથી ભક્તમાં તત્તદ્‌ભાવવિશેષ પ્રકટ થાય છે તેમ સ્વતંત્ર પ્રભુમાં પણ (શ્રીમદાચાર્યચરણાંગીકૃત જીવ વિષે) આસક્તિથી સ્નેહાધિક્યથી તત્સંગાભિલાષજનિત ભાવવિશેષ પ્રકટ થાય તેવી કૃતિ એ જ છે. दक्षપદથી આ તો શ્રીમદાચાર્યચરણનું મહત્ અલૌકિક સામર્થ્ય શ્રીમત્પ્રભુચરણે દ્યોતિત કર્યું. એમ જણાવીને આમ હોવાથી એતાદૃશ ચાતુર્ય અન્યમાં નથી તેથી તેઓમાં તે દાન પણ અશક્ય છે એમ પણ આજ્ઞા આ નામથી કરી. અથવા, 'અદેયદાનદક્ષ' એટલે અદેય દાનમાં અતિચતુર–પ્રવીણ–સાવધાન–પ્રમાદરહિત. જેમ સ્વાંતર્ગૂઢ નીવીનું સાવધાનતાથી રક્ષણ કરે છે તદતિરિક્ત અન્ય સર્વનું દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ સ્વોપભોગ્ય રહસ્યફલનું રક્ષણ કરે છે અને તદન્ય સર્વ ફલનું દાન કરે એમ ભાવ છે. તેથી સ્વોપભોગ્ય ફલનું દાન અન્યને નહિ થાય એમ જ કહેવું, કારણ કે તે ફલ તો શ્રીમદાચાર્યચરણને જ અર્થે છે, અન્યને અર્થે નથી. અન્યનું ધન બ્રાહ્મણને પણ અર્પવાનો અધિકાર ધર્મશાસ્ત્રમાં અન્યને નથી. આથી સ્વોપયુક્ત રહસ્યત્વે જ મુખ્ય ફલનું સ્થાપન કરે છે અને અન્ય ફલનું દાન કરે છે, એમ કહેવાયું. આગળ પણ कृपयैतत्कथाप्रदः, निगूढहृदयः, पुष्टिलीलाकर्ता, रहःप्रियः, सर्वाज्ञातलीलः, अतिमोहनः ઇત્યાદિ નામોથી એમ જ આજ્ઞા કરશે.

સર્વોત્કૃષ્ટ વસ્તુના દાને અન્યથા ભાવની આશંકા

કરીને તેના સમાધાનાર્થે 'અદેયદાનદક્ષ' નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે.

કોઇથી પણ જેનું દાન કરવું અશક્ય છે અથવા કોઇને પણ જેનું દાન કરવું અશક્ય છે અથવા વ્રજસ્ત્રી-વ્યતિરિક્તને જે અદેય છે તે અદેય દાન, તેમાં દક્ષ—અતિચતુર—એમ અર્થ છે. દક્ષત્વોક્તિથી યથાયોગ્યતાએ દાન કરે છે એમ ફલિત થાય છે. અથવા અદેય ભગવાન્ કારણ કે તે (ભગવાન્) સર્વને દાન કરે છે, પણ તેમનું (ભગવાનનું) દાન કોઇ પણ કરી શકતું નથી, એવા ભગવાનનું પણ સ્ત્રીભાવપૂર્વક તત્તાપશાંતિથી દાન કરવામાં દક્ષ અર્થાત્ ચતુર છે એમ ભાવ છે. અથવા અદેય જે ભગવાન્ તદર્થ તદ્રમણાર્થ તદ્યોગ્ય સ્વરૂપાત્મક જે દાન તેમાં દક્ષ. ભગવાન્ પણ જાણે નહિ તેમ ચાતુરીથી ભગવાનનું દાન કરે છે, અન્યથા લજ્જાએ ભગવદ્રસમાં હાનિ થાય એમ દક્ષપદનો ભાવ છે. 'ચ'કારથી તદ્ભાવમાં પ્રતિબંધનો નાશ પણ આક્ષિપ્ત જ છે.

સંસારમાંથી ઉદ્ધારમાં દુઃખહાનિ કદાપિ થાય તથાપિ સુખાવાપ્તિ અપેક્ષિત હોવાથી તદ્દાનસામર્થ્ય શ્રીમહાચાર્યચરણનું છે એમ આ નામથી શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. લોભાત્મક અધરોષ્ઠમાં સ્થાપિત કોઇ પણ ઉપાયથી અપ્રાપ્ય જે અદેય સુધા તેનું પણ દાન કરવામાં દક્ષ. ભગવાને નિજ લોભમાં સુધાને સ્થાપિત કરી તેથી તેનું સ્વરૂપ જાણવાને કે તેનું દાન કરવાને બ્રહ્માદિ પણ સમર્થ નથી. 'દક્ષ'પદથી તદ્દાનસામર્થ્ય શ્રીમહાપ્રભુજીમાં

જ છે એમ આજ્ઞા કરી. અદેયદાનોક્તિથી ભગવાન્ પણ એતદધીન (શ્રીમદાચાર્યચરણને અધીન) થઇને દાસને તેનું દાન કરે છે એમ સૂચન કર્યું. 'ચ'કાર પૂર્વોક્ત સર્વના સમુચ્ચયાર્થ છે, તેથી દુઃખને દૂર કરીને લીલામાં પ્રવેશ કરાવીને પરમાનન્દનું દાન કરે છે એમ સમુચ્ચિત અર્થ છે.

'અદેયદાનદક્ષઃ' એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના અષ્ટાદશાધ્યાયાર્થનું બોધક છે. અદેય જે સ્વરૂપાનંદ તેના દાનમાં દક્ષ-સમર્થ. એવી[1] 'શરદે કરીને સ્વચ્છ જલમાં' અથવા 'એવું જલ છે જેમાં તે વનમાં' ઇત્યાદિશ્લોકમાં તે પ્રસંગની આજ્ઞા કરી છે. પૂર્વ યત્કિંચિદનુભૂત સ્વરૂપાનંદનું વર્ણન શ્રીવ્રજસીમંતિનીઓએ સ્વસખીસમક્ષ[2] કરવાની ઇચ્છા કરી, તથાપિ સ્મરવેગે આક્ષિપ્તચિત્ત તેમનામાં વર્ણન કરવાની શક્તિ રહી [3]નહિ; ત્યારે ભગવાને [4]'બર્હાપીડ' શ્લોકોક્ત સ્વરૂપનું તેમને વિષે

१. इत्थं शरत्स्वच्छजलम् । श्री भा. द. पू. १८, १.

२. तद् व्रजस्त्रिय आश्रुत्य वेणुगीतं स्मरोदयम् ।
काश्चित् परोक्षं कृष्णस्य स्वसखीभ्योऽन्ववर्णयन् ॥
श्री. भा. द. पू. १८, ३.

३. तद्वर्णयितुमारब्धाः स्मरन्त्यः कृष्णचेष्टितम् ।
नाशकन् स्मरवेगेन विक्षिप्तमनसो नृप ॥ श्री. भा. द. पू. १८, ३.

४. बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयंतीं च मालाम् ।
रन्ध्रान्वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै—
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥
श्री. भा. द. पू. १८, ३.

સ્થાપન કર્યું, તેથી સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં શ્રીગોપીજને [1]અભિરમણ કર્યું. અથવા કેવલ ગોપિકોપભોગ્ય અન્યને અદેય સ્વરૂપાનંદનું દાન વેણુને કર્યું; 'હે ગોપીઓ, આ વેણુએ શું પુણ્ય કર્યું' ઈત્યાદિ[2] શ્લોકમાં તે પ્રસંગની આજ્ઞા કરી છે. એમ અન્ય પણ સ્વરૂપાનંદ અદેય છે; જેમ[3] કે ૧. ગાયોનું ઈશ્વરચરિતત્વ (ઈશ્વર ગાયો ચરાવે), ૨. પ્રવાલોનું માલ્યત્વ, ૩. વેણુનું સુધાપાતૃત્વ, ૪. વૃંદાવનનું કીર્તિવિસ્તારકત્વ, ૫. મૃગીનું પૂજકત્વ ૬. દેવીનું મુગ્ધત્વ, ૭. ગાયોનું પ્રેમાશ્રયત્વ, ૮. પક્ષીઓનું યતવાક્‌ત્વ, ૯. નદીઓનું સ્મરણપીડિતત્વ, ૧૦. પ્રેમે મેઘનું આતપત્રત્વ, ૧૧. પુલિંદીઓનું કુંકુમલેપે ત્યકતાધિત્વ, ૧૨. શ્રીગોવર્ધનનું સપરિકર ભગવત્પૂજકત્વ, ૧૩. ગતિમાન્‌નું અસ્પંદન અને તરુઓનું પુલકત્વ, એમ અન્ય પણ હૃષ્યતત્ત્વચાદિ અવાંતર અદેય પદાર્થો છે તેના દાનમાં—સમ્પાદન કરવામાં દક્ષ—ક્ષમ—સમર્થ. 'ચ'કાર અનુક્ત સર્વસમુચ્ચયાર્થ અને તન્મયતાબોધક છે.

महोदारचरित्रवान्—યદ્યપિ મુખારવિંદફલરૂપ શ્રી વલ્લભાચાર્યજીનું અદેયદાનસામર્થ્ય પૂર્વોક્ત પ્રકારે નૈસર્ગિક છે, તથાપિ દાતા પાત્રના વિવેકે જ દાન કરે છે, તેમ શ્રીમદાચાર્યચરણ પણ સ્વમાર્ગીય ફલદાન પાત્રા-

૧. श्रुत्वा व्रजस्त्रियः सर्वा वर्णयन्त्योभिरेमिरे । श्री. भा. द. पू ६.
૨. गोप्यः किमाचरदयं कुशलं स्म वेणुः । ,, ,, ,, १८-९.
૨. શ્રી ભા. દ. પૂ ૧૮ મા અધ્યાયમાં વેણુગીતના શ્લોક ૮ થી ૧૯ પર્યન્ત જુઓ.

પાત્રવિવેકપૂર્વક જ કરતા હશે, એ આશઙ્કાના નિરાસાર્થે શ્રીમત્પ્રભુચરણ 'મહોદારચરિત્રવાન્' એ પ્રકારે શ્રીમદાચાર્યનું એકોનવિંશ નામ ધરે છે. જો કેવલ દાતૃત્વ હોય તો પાત્રાપાત્રના વિવેકે જ દાન ઉચિત હોય, પરન્તુ શ્રીમદાચાર્યનું દાન કેવલ નથી, કિન્તુ ઔદાર્ય સહિત છે. કેવલ દાન અને ઔદાર્યવિશિષ્ટ દાનનો જ આટલો વિશેષ છે. કેવલ દાતા તો દેશકાલવિચારપૂર્વક ફ્લોદ્દેશપૂર્વક દાન કરે છે, અને ઉદાર તો દેશાદિકને પણ અવિચારીને જ દાન કરે છે. આ તો સાધારણ જ ઔદાર્યધર્મે કરીને દાનની વ્યવસ્થા કહી. શ્રીમદાચાર્યચરણ તો અલૌકિક-અસાધારણ-હોવાથી તેમના ઔદાર્યનું પણ અસાધારણત્વ જણાવવાને 'મહોદારચરિત્રવાન્' નામની આજ્ઞા કરી છે. ઔદાર્યમાં અલૌકિક ભાવે કરીને અસાધારણત્વની આજ્ઞા કરીને મહત્ત્વની જે આજ્ઞા કરી છે તે સ્વમાર્ગીય અલૌકિક ફ્લદાનનું ઔદાર્ય જણાવવાને છે. મહત્ એવું ઉદાર-મહોદાર-જે ચરિત્ર તદ્વાન્-તદ્યુક્ત—'મહોદારચરિત્રવાન્.'

જ્યારે સ્વયં મુખારવિન્દસ્વરૂપે વેણુદ્વારા વિવિધરસસંચિત પરમસૌન્દર્યસાકારાતિમાત્ર બર્હાપીડ નટવરવપુ કૃત્સ્નરમણવિશિષ્ટરૂપે તત્સ્વરૂપામૃતવૃષ્ટિ કરીને, શ્રીમદ્વૃન્દાવનમાં, હરિદાસવર્ય શ્રીગોવર્ધનાચલમાં, દ્રુમલતાપ્રસૂનાદિમાં, સરિતમાં, સરસ પક્ષિગણમાં. ગોધનાદિમાં પણ, અધિકારાધિષ્ઠાનપરત્વજ અગ્ન્યમૃતબીજના સમ્પ્રદાયનિયમના આગ્રહનું પોષણ કરીને સર્વત્ર, એ શોભન

સમયે નિરોધાકૃતિમાન્ અદેય કૃષ્ણાધરામૃતાસ્વાદનું દાન કર્યું તો પછી આવા ઔદાર્યવિષયમાં તો કહેવું જ શું? મધુરરસસંસિક્ત વેણુ પણ સ્વયં શ્રીમદાચાર્યચરણ છે. વળી સપ્ત રન્ધ્રમાં પણ[1] અગ્નિબીજાત્મક રવની સમ્પ્રવૃત્તિ થાય છે તેજ કાલે અંકુરથી આરમ્ભીને ફલપર્યાવસાયિત્વ જ થાય છે. એ જ સમ્પાદનધર્મત્વથી અગ્નિબીજની તથા અમૃતબીજની તેમને વિષે નિત્ય સ્થિતિ હોવાથી વેણુ પણ કૂજનાદિથી વિવિધ મૂર્છનાદિથી તદ્વાન્ છે; તેથી તદ્દ્વારા જ 'મહોદારચરિત્રવાન્' શ્રીમદ્વલ્લભાગ્નિનું નિરવધિ કરીને અખિલ ચરિત્રદર્શનાદિ તદીય જનને સ્ફુટતર થાય છે, તદ્વેણુવાદના પ્રકારવિશેષે કોઇને ગાન, કોઇને મોહન, કોઇકને જડતા, કોઈકને ચૈતન્ય, એપ્રકારે સર્વનેજ એકકાલે સ્વરૂપાનુભવાદિનું દાન થાયછે, તેથીજનિરવધિદાનકરણત્વથી શ્રીમત્પ્રભુચરણે 'મહોદારચરિત્રવાન્' એમ શ્રીમદાચાર્યચરણનું નિરવધિ ઔદાર્યધર્મવાન્ નામ ધર્યું છે. તેઓશ્રીમાં કેવલ દાતૃત્વ નથી, તેથી સ્વપ્રકટિત ભક્તિમાર્ગમાં કનિષ્ઠ પણ જીવોને અવિચારેજ એતત્ફલદાન કરવામાં વિરોધ આવતો નથી, તેથી સર્વ અનવદ્ય છે. '[2] અઙ્ગીકૃતિમાં સ્વમર્યાદ' એ નામના અભિપ્રાયપૂર્વક સ્વસમ્પ્રદાયાનુરોધે જ, નહિ કે સ્વમર્યાદાને પણ ત્યજીને, સ્થૂલસૃષ્ટિભિન્ન જીવ પ્રતિ સ્વૌદાર્યત્વ વિચારે છે, અર્થાત્ મૂલસૃષ્ટિથી ભિન્ન પ્રતિ કદાપિ

---

૧. રવ શબ્દમાં અગ્નિબીજવાચક 'ર' તથા અમૃતબીજવાચક 'વ' એમ બે અક્ષર છે.

૨. अङ्गीकृतौ स्वमर्यादः ।

પણ સ્વૌદાર્ય વિસ્તારતા નથી. સ્વપ્રગટિતભક્તિમુ-
ખારવિંદફલવિયોગાગ્ન્યનુભવૈકનિષ્ઠ શ્રીદામોદરદાસાદિ પ્રતિ
વિરહાનુભવામૃતરસનિભત એતત્ફલદાન અવિચારે જ કરે
તે તેનો પણ તેથી વિરોધ આવતો નથી. આ પ્રકારે સર્વ
અનવદ્ય છે. મહોદારચરિત્રવત્ત્વના કથને શ્રીમદાચાર્ય-
ચરણમાં આ ધર્મ સ્વાભાવિક છે, આગન્તુક નથી,
એમ પણ જણાવ્યું.

ઉદાર વા અતિનિર્મલ વા પ્રશસ્ત, ચરિત્ર–કર્મ
જેનાં છે તે ઉદારચરિત્રવાન્, મહાન્ અને વલી ઉદાર-
ચરિત્રવાન્, તે 'મહોદારચરિત્રવાન્,'અથવા મહાન્‌ને વિષે
ઉદારચરિત્રવાન, અથવા મહાન્–બહુ–ઉદાર ચરિત્ર જેમનાં
છે તે 'મહોદારચરિત્રવાન્' શ્રીમદાચાર્યચરણ છે.

પૂર્વ નામમાં શ્રીમદાચાર્યચરણ અદેયદાનમાં દક્ષ
અતિ ચતુર પ્રવીણ સાવધાન પ્રમાદરહિત છે એમ આજ્ઞા
કરી. જેમ કોઈ સ્વાંતગૂંઢ નીવીને સાવધાનતાએ રક્ષે છે
અને અન્યત્ સર્વનું દાન કરે છે તેમ શ્રીમદાચાર્યચરણ
સ્વોપયુક્ત રહસ્ય ફલને રક્ષે છે અને ઈતર સર્વનું દાન
કરે છે. જો આમ જ હોય તો કોઈને પણ તે સ્વોપયુક્ત
વા સ્વોપભુક્ત રહસ્યફલનું દાન કરે છે કે નહિ આ
શંકાના સમાધાનાર્થ 'મહોદારચરિત્રવાન્' નામની શ્રીમત્પ્રભુ-
ચરણ આજ્ઞા કરે છે. કદાચિત્ દાન કરવાને ઈચ્છે ત્યારે
દાતૃતા પ્રકટ કરે છે. ફલાકાંક્ષાપૂર્વક પાત્રાપાત્રવિવેકે દાન
કેવલ દાન. તદ્રાહિત્યે દાન તે ઔદાર્ય. તેમાં પણ સ્વસ-
ર્વસ્વ નિધિનું દાન તે મહૌદાર્ય. એમ મહૌદાર્ય સ્વમનમાં

વિચારીને તેવા પરમપ્રેમાસ્પદને સર્વસ્વ નિધિનું દાન કરે છે, એમ તે ફલનું પરમદુર્લભત્વ આ 'મહોદારચરિત્રવાન્' નામથી સૂચવ્યું. એવા પરમપ્રેમાસ્પદ તો અમારા પ્રભુ શ્રીમત્પ્રભુચરણ જ છે. તેઓશ્રીને જ એવા ફલનું દાન શ્રીમદાચાર્યચરણે કર્યું છે, તેથી સ્વાનુભૂતત્વે 'મહોદારચરિત્રવાન્' એમ શ્રીમદાચાર્યચરણનું નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે.

શ્રીમદાચાર્યચરણ એતાદૃશ અદેય દાન કેમ કરે છે એમ શંકા થાય તેના નિરાસાર્થ આ 'મહોદારચરિત્રવાન્' એ નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે. મહાન્ ઉદારચરિત્રવાન્ તે 'મહોદારચરિત્રવાન્.' શ્રીમદાચાર્યચરણ સ્વયં 'મહોદારચરિત્રવાન' હોવાથી જ દાન કરે છે. ઉદાર તો પાત્રાપાત્રના વિવેકે દાન કરે છે, પરન્તુ મહોદાર તો પોતાના ઔદાર્યગુણે જ સર્વત્ર દાન કરે છે. અથવા મહોદારનાં—ભગવાનનાં—જે ચરિત્ર તદ્વાન્ તે 'મહોદારચરિત્રવાન્'; તેથી શ્રીમદાચાર્યચરણ ભગવત્ત્વથી જ દાન કરે છે એમ અર્થ છે, અથવા મહોદારચરિત્ર—ભગવાન્—તદ્વાન્—તત્સહિત—તેથી રસસન્તોષે જ દાન કરે છે, તેથી મહોદારચરિત્રત્વની ઉક્તિથી લીલાએ જ દાન કરે છે, દાનમાં કોઇ પણ પ્રકારે વિચાર કરવા રહેતા નથી એમ ભાવ છે.

અદેયનું દાન કરવામાં ઔદાર્ય અપેક્ષિત છે; તદર્થ શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું 'મહોદારચરિત્રવાન્' એમ નામ ધરે છે. આસ્યરૂપતાએ લીલામાં પ્રથમ પણ શ્રીવ્રજસીમન્તિનીને અને હરિણ્યાદિને વેણુદ્વારા સુધાદાનથી

ઉદારચરિત્રવત્ત્વ છે જ, તે ઉદારચરિત્રવત્ત્વને સાથે લઈને જ શ્રીમદાચાર્યચરણ પ્રકટ થયા છે, એમ 'મતુપ્' પ્રત્યય જણાવે છે. અથવા કર્મધારયથી મત્વર્થીય ન હોય એમ અનુશાસનથી બહુવ્રીહિની પ્રાપ્તિ થતાં મહાન્ એવા અને ઉદાર તે મહોદારનાં–ભગવાન્નાં–ઔદાર્યાદિ ચરિત્રો જેનાં અથવા જેમાં છે તેવા 'મહોદારચરિત્રવાન્' શ્રીમદાચાર્યચરણ છે. પૂર્વવિશેષણવિશિષ્ટ 'ચરિત્ર' પદથી શ્રીમદાચાર્યચરણનાં ચરિત્ર રસોદ્દેશે ક્રિયમાણ લીલારૂપ છે, આથી શ્રીમદાચાર્યચરણનો સર્વદા લીલાવેશ પણ સૂચવ્યો.

'મહોદારચરિત્રવાન્' એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધના એકોનવિંશ અધ્યાયનું બોધક છે. 'ઋ' ધાતુ ગતિવાચક છે. 'આર'નો અર્થ અરણ વા ગમન થાય છે. ઊર્ધ્વ આર તે ઉદાર, અને મહાન ઉદાર તે મહોદાર, મહોદાર ચરિત્ર છે જેમનું એવા 'મહોદારચરિત્રવાન્' શ્રીમદાચાર્યચરણ છે. અથવા મહાન ઉદાર જેમાં છે તે મહોદાર, એવું ચરિત્ર તે મહોદારચરિત્ર, અને તદ્વાન્ 'મહોદારચરિત્રવાન્' શ્રીમદાચાર્યચરણ છે. 'હેમન્તમાં[1] પ્રથમ માસમાં' ઇત્યાદિ શ્લોકમાં આ સર્વ પ્રકાર સ્પષ્ટ છે. અથવા ઊર્ધ્વ ગમન જેનું છે તે ઉદાર અર્થાત્ કદમ્બવૃક્ષ, મહાન એવા ઉદારમાં–કદમ્બમાં–ચરિત્રવાન 'મહોદારચરિત્રવાન્,' આ પ્રસંગની આજ્ઞા 'તેમનાં[2] વસ્ત્રો' ઇત્યાદિ શ્લોકમાં કરી છે. અથવા મહોદાર વરદાનરૂપ જે

---

१. हेमन्ते प्रथमे मासि । श्रीभा. द. पू. १९. १.

२. तासां वासांस्युपादाय नीपमारुह्य सत्वरः । श्रीभा. द. पू. १९, ४.

ચરિત્ર તદ્વાન, 'આ[1] પ્રકટ પ્રદર્શિત શારદ રાત્રિમાં મારી સાથે તમે રમણ કરશો' એ શ્લોકમાં આ પ્રસંગની આજ્ઞા કરી છે. અથવા મહોદારચરિત્ર જેમનું છે તે મહોદાર-ચરિત્ર વૃક્ષો તેમની સ્તુતિએ કરીને સ્વયં 'મહોદારચરિત્ર-વાન્.' આ પ્રસંગની આજ્ઞા 'પત્ર[2], પુષ્પ છાયા, મૂલ, વલ્કલ, કાષ્ઠ, ગન્ધનિર્યાસ, ભસ્મ, અસ્થિ, તોક્મે કરીને મનોરથોને પૂરે છે' એ શ્લોકમાં કરી છે.

**प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः**—પૂર્વોક્ત નામે નિરૂપિત સામર્થ્યવત્ત્વ કેવલ પુરુષોત્તમમાં જ સમ્ભવે છે, તદ્દરિક્તમાં સમ્ભવતું નથી. શ્રીમદાચાર્યચરણનો તો પ્રાકૃત પ્રપઞ્ચમાં જ પ્રાદુર્ભાવ હોવાથી અને તદ્ધર્મવત્ત્વે-પ્રાકૃત-ધર્મવત્ત્વે-પ્રતીયમાન હોવાથી પૂર્વોકત સર્વ સામર્થ્યવત્ત્વ તેમનામાં કેવી રીતિએ સમ્ભવે છે, એ શંકાના નિરાસાર્થ લૌકિક પ્રપઞ્ચમાં પ્રાકટ્ય છે અને તદ્ધર્મવત્ત્વે પ્રતીત છે, તથાપિ જે પ્રકારે શ્રીમદાચાર્યચરણનું પુરુષોત્તમત્ત્વ સિદ્ધ થાય છે, તે સિદ્ધિપ્રકારનું જ્ઞાન કરાવવાને શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' એમ વિંશ નામ ધરે છે. પ્રાકૃતની-સાધારણની-અનુકૃતિ-અનુકરણ-તદ્વદ્ આચરણ-એ જ વ્યાજે-મિષે-મોહિત કર્યા છે અસુર-અસુર સૃષ્ટિમાં ઉત્પન્ન-માનુષ-મનુષ્યો જેમણે એવા 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' શ્રીમ-

---

१. मयेमा रंस्यथ क्षपाः । श्रीभा. द. पू. १९, २७.

२. पत्रपुष्पफलच्छायामूलवल्कलदारुभिः ।
गन्धनिर्यासभस्मास्थितोक्मैः कामान् वितन्वते ॥ श्रीभा. द. पू. १९ ३४

હાચાર્યચરણ છે. કલિકાલતમશ્છન્ન દૃષ્ટિમાનનું તેમજ આસુરધર્માવેશવાનનું પણ તત્સ્વરૂપના અજ્ઞાનથી આસુરત્વ જાણવું. ઇશ્વરનું પ્રાકૃતાનુકરણ દેખીને દૈવજનનો પણ મોહ તો સમ્ભવે છે, તથાપિ આસુર જીવોના જ મોહક કેમ, આ પ્રકારે શઙ્કા કરે તો સત્ય છે, પ્રાકૃતાનુકરણ-જનિત મોહ જ્યાં દેખાય છે ત્યાં આસુર જીવોમાં અથવા તદ્ધર્માવેશીઓમાં જ દેખાય છે, જેમકે કંસપૂતનાદિમાં 'તે[1] શ્રીદેવકીજીને દેખીને' એ શ્લોકમાં અલૌકિક ધર્મવત્ત્વે ગર્ભમાં પુરુષોત્તમની સ્થિતિ જાણીને પણ પછી કંસે શ્રીદેવકીજીનું જે નિગ્રહાદિક કર્યું તે પ્રાકૃતવત્જન્માદિજ્ઞાન-નિમિત્તક જ છે, તેમ જ આગળ પણ શ્રીગોકુલમાં પ્રભુ-પ્રાકટ્યજ્ઞાનાનન્તર પણ પૂતનાદિનું પ્રેષણ અને પૂતનાદિની પણ ભગવાનનું ગ્રહણ કરવામાં નિઃશઙ્ક પ્રવૃત્તિ પણ 'નિજ[2] ઊરુ—અધિક—તેજ બાલનાટ્યે પ્રતિચ્છન્ન—તિરોહિત કર્યું છે જેમણે તેવા બાલને' ઇત્યાદિ શ્લોકોક્ત અલૌકિક ધર્માચ્છાદનપૂર્વક કેવલ પ્રાકૃતબાલકતુલ્ય ધર્માનુકરણદર્શન-નિમિત્તક જ છે. શુદ્ધ દેવ જીવ બ્રહ્માદિને તો લૌકિકાનુ-કરણતુલ્ય ગર્ભસ્થિતિનું જ્ઞાન છે, તથાપિ પુરુષોત્તમત્વે અને સ્વપક્ષપાતિત્વે પ્રભુ સ્તુત્ય જ થયા, પ્રાકૃતાનુકૃતિ-દર્શને તેમને અન્યથા બુદ્ધિ ન થઇ. એતાવત્ સર્વ જેમ

१. तां वीक्ष्य कंसः प्रभया जितान्तरां विरोचयन्तीं भवनं शुचिस्मिताम्
श्रीभा. द. पू २, २०

२. बालं प्रतिच्छन्ननिजोरुतेजसं ददर्श तल्पेऽग्निमिवाहितम्भसि ॥
श्री. भा. द. ५-६७.

ભગવાન્‌માં દેખાયું તેમ અત્ર પણ આચાર્યસ્વરૂપજ્ઞાનવાન્ ભક્તોને સ્વોદ્ધારકજ્ઞાનવત્ત્વે લૌકિકાનુકરણદર્શનમાં પણ પુરુષોત્તમત્વપ્રતીતિ જ થાય છે, આસુરજીવવત્ અન્યથા પ્રતીતિ તેમને કદાપિ નથી, એમ એતાવત્સર્વધર્મતુલ્યત્વ જણાવવાને શ્રીમત્પ્રભુચરણે આ 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' એમ શ્રીમહાચાર્યચરણનું નામ ધર્યું છે. પ્રભુના પ્રાકટ્યસમયમાં મૂલસૃષ્ટિથી ઇતરને કોઈ હેતુથી કદાપિ શ્રીઅઙ્ગસ્પર્શ થાય અને તેથી તત્સમ્બન્ધે મૂલસ્વરૂપાનુભવજ્ઞાનક્રિયા કિંચિત્ તેઓને પણ થાય એમ શઙ્કા થાય તો કહે છે કે આસુરાવેશીને દર્શનસ્પર્શાદિક તો થાય, તથાપિ તેમને ભગવત્સ્વરૂપનું જ અજ્ઞાન હોવાથી પ્રાકૃતત્વનો જ અનુભવ થાય છે. વનમાં પ્રભુ મલ્લવિડમ્બન કરે છે ત્યારે કેવલ શ્રીભાવાખિલસામગ્રીવિશિષ્ટ શ્રીઅઙ્ગનો વિહરણસમયવત્ તેમને સ્પર્શાદિક થાય છે જ, પરન્તુ તત્સ્પર્શાદિજનિત અનિર્વચનીયાનન્દઘનસ્વરૂપસુખાવાપ્તિ જેવી વ્રજવરઘોષેન્દુવદના શ્રીગોપીજનને થાય છે તેવી તે કોઇને પણ નથી, કારણ કે સ્વરૂપાનુભવજ્ઞાનક્રિયાતારતમ્યપૂર્વકત્વથી જ સાધનતારતમ્યે સ્વયં પ્રકટ કરેલા સાક્ષાદ્ભગવન્મુખારવિન્દફલવિયોગાગ્નિભક્તિમાર્ગમાં સાક્ષાત્સ્વરૂપાનુભવસમ્બન્ધ ફલદાન છે, તેથી પ્રથમ સ્વરૂપભાવનાનો આશ્રય કરીને ભક્તિમાર્ગીયોએ દ્વિધાશૃઙ્ગારરસાત્મક ત્રિતયાત્મકસંખ્યાપ્તનું વિચિન્તન કરવું, તદનન્તર લીલાભાવનાનો આશ્રય કરીને ભાવભાવનાના પરામર્શના અતિપ્રાચુર્યવ્યાસંગસાધને જ સ્વરૂપસંઘાતવ્યાપ્તિએ તેઓ

સ્વતન્ત્ર થાય છે, શ્રીવલ્લભનીલાગ્નિપર્યન્ત ગતિમાન્ થાય છે એમ ભાવ છે, તેથી તદીયોને પુષ્ટિમાર્ગીય મુક્તિદાનના પ્રસ્તાવમાં સાક્ષાત્સ્વરૂપાનુભવ જ પ્રધાનભૂત છે. આ પ્રકારે જ ભજનપરની ભજનમાર્ગમાં સ્થિતિ છે, તેથી પ્રાકૃતાનુકૃતિદર્શનથી મોહ તો આસુરોને અથવા તદ્ધર્મા-વેશીઓને જ થાય છે, તદીયોને તો સાક્ષાદ્ભગવન્મુખાર-વિન્દફલરસાસ્વાદનિરોધિકાવશ્યક તદેકસ્ફૂર્તિએ કરીને તદ-તિરિક્તભાવનાવિષયગતિ જ અસમ્ભવિત જાણવી. તદીયને પ્રાકૃતધર્માનુકૃતિદર્શનથી અન્યથાબુદ્ધિ થતી નથી. જેવી રીતિએ રસાત્મબ્રહ્મ ભગવાન્માં વ્રજભક્તોને અલૌકિક દર્શન થયાં, અનુભવ થયો, તદ્વત્ અત્ર પણ શ્રીમદાચાર્ય-સ્વરૂપજ્ઞાનવાન્ શ્રીપદ્મનાભદાસાદિને સ્વોદ્ધારકજ્ઞાનત્વે લૌકિકાનુકરણદર્શનમાં પણ સાક્ષાત્સન્મનુષ્યાકૃતિ હુતાશનની જ પ્રતીતિ થાય છે, આસુર જીવવત્ અન્યથાપ્રતીતિ થતી નથી. આ પ્રકારે એતાવત્સર્વ બાહ્યાભ્યન્તર ધર્મની તુલ્યતા શ્રીમદાચાર્યચરણમાં જણાવવાને આ ‘પ્રાકૃતાનુકૃતિ-વ્યાજમોહિતાસુરમાનુષઃ’ નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું. યદ્યપિ આ પ્રકારે લૌકિકાનુકૃતિનો અંગીકાર કરીને દૈવસૃષ્ટયુદ્ધા-રાર્થ આ જગત્માં વિહરવાથી પ્રાકૃતાનુકૃતિનો અંગીકાર દૃશ્યમાન થાય, તથાપિ વસ્તુવિચારે તત્પ્રાકૃતાનુકૃતિના અંગીકારનો પણ હેતુ ભક્ત પ્રતિ અનુગ્રહ જ છે, તદતિ-રિક્ત હેતુ જ નથી. તે ભક્તો નિજ ધામ ત્યજીને પ્રાકૃત મનુષ્ય લોકમાં આવ્યા, તેથી ભગવાને પણ તેમની ઉદ્ધૃત્યર્થ પ્રાકૃતાનુકરણાદિક કર્યું, તેથી તત્ર આસુરોને અને તદ્ધર્મા-

વેશીને જ મોહાદિક થયો, ભકતોને નહિ, તદ્વત્ અત્ર પણ શ્રીમદ્‌વહ્નિભાગ્નિના પ્રાદુર્ભાવપ્રસંગમાં પણ જાણવું. પ્રાકૃતની –લૌકિક–જીવની અનુકૃતિ–તદ્વત્ કાયકલેશાદિસહન-તદ્-વ્યાજે–તે મિષે–મોહિત કર્યા છે અસુર માનુષ જેમણે એવા 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' શ્રીમદાચાર્ય-ચરણ છે. અનુકરણ વિના તેમની ઉદ્ધૃતિ ન થાય, તેથી જ પ્રાકૃતાનુકરણ છે.

પૂર્વ નામમાં શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી એ પ્રકારે સ્વસર્વસ્વનિધિદાનકર્તા મહોદારચરિત્રવાન્ શ્રીમદાચાર્યચરણ હોવાથી શ્રીમદાચાર્યચરણનું પણ અલૌકિકસ્વરૂપ હોવાથી લૌકિક વિષે પ્રાકટ્ય કરીને તત્સાધારણાનુકરણ શ્રીમદા-ચાર્યચરણમાં ઘટતું નથી એમ શંકા થાય તો તેના સમા-ધાનાર્થ શ્રીમત્પ્રભુચરણ 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુર-માનુષઃ' એમ શ્રીમદાચાર્યચરણનું નામ ધરે છે. આ તો આસુરમોહાર્થ અનુકરણ વ્યાજમાત્ર જ છે, સ્વરૂપ તો તેવું અલૌકિક જ છે. વળી પ્રાકૃત અનુકરણમાં પણ દૈવોને, તેમાં પણ વિશેષતઃ ભકતોને તેવું અલૌકિક સ્વરૂપ અનુભૂત થાય છે, તેમને તેવા જ સ્વરૂપનાં દર્શન થાય છે, તેઓને તેવો જ અનુભવ થાય છે, તેથી આસુરોને જ સર્વદા મોહ થાય છે. મોહ તો તમોરૂપ જ છે, તેથી તામસ આસુરને શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનો પ્રકાશ થતો નથી. દૈવોને તો જેવો કૃપાતિશય તેવો સ્વરૂપજ્ઞા-નાનુભવ, તેથી ભકતોને તો અલૌકિક સ્વરૂપનો પ્રકાશ જ છે એમ સૂચન કર્યું.

એતાદૃશપૂર્વનામસૂચિત સ્વરૂપ જો શ્રીમહાચાર્યચરણનું હોય તો તેમનામાં માનુષત્વપ્રતીતિ કેમ થાય છે એ શઙ્કાના નિરાસાર્થે શ્રીમત્પ્રભુચરણે આ 'પ્રાકૃતાનુકૃતિવ્યાજ-મોહિતાસુરમાનુષઃ' નામની આજ્ઞા કરી છે. પ્રાકૃતોની અનુકૃતિનું–તેમના અનુકરણનું જે વ્યાજ–મિષ–તેણે કરીને મોહિત કર્યા છે આસુરો અને માનુષો જેમણે. જેવું આસુર-વ્યામોહત્વ ભગવાનનું દૃષ્ટિશ્રુતિગોચર છે તેવું જ શ્રીમહા-ચાર્યચરણનું પણ, એમ અર્થ છે. અથવા પ્રાકૃતના અનુકરણે મોહિત કર્યા છે–મુક્ત્યાદિદાને કહીને સ્વીકૃત કર્યા છે–અસુરભાવ પ્રાપ્ત માનુષો જેમણે, અથવા સ્વીકૃત કર્યા છે આસુરો અને માનુષો જેમણે, એમ અર્થ છે.

પૂર્વ નામમાં આજ્ઞા કરી એવા અલૌકિક હોય તો પ્રાકૃત પ્રતીતિ કેમ થાય છે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થે શ્રીમત્પ્રભુચરણ આ નામની આજ્ઞા કરે છે. પ્રાકૃતાનુકરણ તો સ્વભાવતઃ આસુરોના–પ્રાવાહિક જીવોના–મોહાર્થે જ છે, અન્યથા પ્રાવાહિક જીવોને પણ સ્વરૂપજ્ઞાને કરીને ફલ પ્રાપ્ત થાય.

'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના વિંશતિતમ અધ્યાયાર્થનું બોધક છે. પ્રાકૃતની–સાધારણ મનુષ્યોની–અનુકૃતિના–'લૌકિક[1] ગતિનું દર્શન કરાવતાં ભગવાને પુનઃ ગોપોને કહ્યું' ઇત્યાદિના–વ્યાજે–મિષે વિમોહિત કર્યા છે આસુર માનુષો–માથુરસ્થ બ્રાહ્મણો–જેઓશ્રીએ એવા, આ

१. व्याजहार पुनर्गोपान् दर्शयंल्लौकिकीं गतिम् ॥ श्रीभा. द. पू. २०, १३.

પ્રસઙ્ગની આજ્ઞા 'ખરે[1] ભગવાનૂની માયા યોગીઓને પણ મોહિકા છે, જેથી નરોના ગુરુઓ અમે દ્વિજો નિજ સ્વાર્થમાં મોહીએ છીએ' 'અન્ય[2] બ્રહ્માદિને ત્યજીને તથા ચાંચલ્ય-ગર્વાદિ દોષો પણ ત્યજીને જેમના પાદસ્પર્શની આશાએ ચરણુસેવામનોરથે–જેમને નિરન્તર લક્ષ્મી ભજે છે, તેમની ઓદનયાચના–જનોની–વિજ્ઞ જનોની–પણ મોહિની છે' એ શ્લોકમાં કરી છે. અથવા પ્રાકૃતની ગોપોની–વિજ્ઞપ્તિરૂપ કૃતિથી અનુ–પછી–યાચનારૂપા કૃતિ તે વ્યાજે–વિષે મોહિત કર્યાં છે, ઇત્યાદિ પૂર્વવત્. અથવા પ્રાકૃતને વિષે અનુકૃતિ જેમની છે તે પ્રાકૃતાનુકૃતિના [ 'તેનું[3] (સર્વ) અનુકરણ કરે છે' એ સૂત્રના ભાષ્યમાં સર્વની ભગવદનુકૃતિ સિદ્ધ છે ] વ્યાજે મોહિતાસુરમાનુષ, આથી અનુકરણ પણ લોકશિક્ષાર્થ છે એમ કહેવાય છે. આ પ્રસઙ્ગની આજ્ઞા 'દેશકાલ-પૃથગ્દ્રવ્ય[4]' ઇત્યાદિ શ્લોકમાં કરી છે.

**वैश्वानरः**—યદ્યપિ પૂર્વ 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ' એ નામની આજ્ઞા કરીતે લૌકિકાનુકૃતિત્વમાં પણ સોપપત્તિક–યુક્તિપૂર્વક–પુરુષોત્તમત્વ નિરૂપણ કર્યું, તથાપિ તેમનું ફલરૂપશુદ્ધપુષ્ટિમાર્ગપ્રવર્તકત્વ શ્રુતિસ્મૃત્યાદિ

१. नूनं भगवतो माया योगिनामपि मोहिनी । यद्वयं गुरवो नृणां स्वार्थे मुह्यामहे द्विजाः ॥ श्रीभा. द. पू. २०, ४०.

२. हित्वान्यान्भजते यं श्रीः पादस्पर्शाशयासकृत् । आत्मदोषापवर्गेण तद्याच्ञा जनमोहिनी ॥ श्रीभा. द. पू. २०, ४६.

३. अनुकृतेस्तस्य च ॥ उ. मी. १, ३, २२.

४. देशः कालः पृथग्द्रव्यम् ॥ श्रीभा. द. पू. २०, ४७.

અનેક પ્રમાણે કરીને સર્વાધિકત્વજ્ઞાપન તથા સ્વભક્તિમાર્ગમાં અઙ્ગીકૃત જીવોનું એતન્માર્ગના બોધે કૃતાર્થીકરણ ઇત્યાદિક પુરુષોત્તમસ્વરૂપમાં પણ અપ્રતીત છે, તથાપિ તે સર્વ શ્રીમહાચાર્યચરણમાં કેમ પ્રતીત થાય છે, તેમાં શો હેતુ છે એમ આશઙ્કીને તત્પ્રતીતિમાં પુરુષોત્તમમુખ્યાવયવસ્વરૂપત્વ પણ અત્ર શ્રીમદાચાર્યમાં છે એમ જણાવવામાં તદ્ધેતુભૂત આ શ્રીમદાચાર્યચરણનું 'વૈશ્વાનરઃ' નામ શ્રીમત્પ્રભુચરણે ધર્યું છે. 'વૈશ્વાનર' પદથી-'અગ્નિ[1] મુખ છે' એ શ્રુતિએ અગ્નિનું પુરુષોત્તમમુખસ્વરૂપત્વ કહ્યું છે, તેથી તન્મુખસ્વરૂપાગ્નિનું આધિદૈવિકત્વ આનન્દસ્વરૂપત્વ અને મુખમાં વાક્ પણ હોય છે, તેથી-વાગ્રૂપત્વ પણ સિદ્ધ છે. શ્રીમહાચાર્યચરણના શુદ્ધ-પુષ્ટિમાર્ગપ્રવર્તકત્વમાં જે અનુપપત્તિઓ આશઙ્કી હતી તે સર્વનો પરિહાર પુરુષોત્તમવાગ્રૂપત્વથી થયો એમ જાણવું. 'તત્ર અધિકનો અનુપ્રવેશ થયો, ન તો તેની હાનિ'[2] એ ન્યાયે કાંઇ અનુપપત્તિ નથી. અત્ર પરામર્શવિષય અપેક્ષણીય છે, તદ્ધેતુ 'વૈશ્વાનર' પદ વડે પુરુષોત્તમમુખારવિન્દ-ફલવિયોગસમ્બન્ધ્યન્ત અલૌકિકાગ્નિત્વનું નિરૂપણ હોવાથી, અગ્નિશબ્દવાચ્યાર્થનો પરામર્શમાં મધ્યપાત હોવાથી અગ્નિ-તુલ્યત્વનો જ વિચાર હોવાથી, અલૌકિક અગ્નિનું જ અભિભાવન હોવાથી, કેવલ લૌકિક અગ્નિમાં પૂર્વોક્ત પુષ્ટિભક્તિ-માર્ગપ્રવર્તકત્વાદિ અખિલ સામર્થ્યનો અસમ્ભવ હોવાથી 'વૈશ્વાનર' પદે કશ્ચન અનિર્વચનીય આનન્દાનુભવાનુરૂપ-

१. अग्निर्मुखम् ।

२. अधिकं तत्रानुप्रविष्टं, न तु तद्धानिः ।

વિશેષ વક્તવ્ય થાય છે, '[1]તે આ અગ્નિ વૈશ્વાનર જેથી પુરુષ જે આ પુરુષવિધને પુરુષાન્તરમાં પ્રતિષ્ઠિત જાણે' ઇત્યાદિ શ્રુતિમાં અગ્નિથી જ પુરુષપ્રાકટ્યની આજ્ઞા કરી છે, તેથી શ્રીમત્સ્વામિનીના વિરહાગ્નિથી જ 'કૃષ્ણ' પદાર્થનું પ્રાકટ્ય 'પુષ્ટિમાર્ગમાં તત્ત્વ ગૂઢ સ્ત્રીભાવ કૃષ્ણપદાર્થ છે એમ કવચિદ્–શ્રીવેણુગીતની શ્રીસુબોધિનીજીમાં–વિવૃત કરેલું છે' ઇત્યાદિ વાકયોએ તત્ર તદગ્નિના સ્વરૂપાદિકની લૌકિકાગ્નિવદ્ ભાવના ન કરવી. એતદ્વિષયક જ શ્રીવલ્લભાષ્ટકમાં શ્રીમત્પ્રભુચરણે પણ 'જે [2] સન્મનુષ્યાકૃતિ અતિકરુણ છે તે હુતાશને પ્રપન્ન થાઉં છું" એમ હુતાશત્વની અને સન્મનુષ્યાકૃતિઉક્તિએ પૂર્વોક્ત શ્રુત્યર્થ જ દઢ કર્યો છે. 'તે આ અગ્નિ તે વૈશ્વાનર જેથી પુરુષ' શ્રુતિમાં 'જેથી પુરુષ' શબ્દે કરીને રસાત્મક પૂર્ણાનન્દસ્વરૂપે સ્વયં પુરુષોત્તમનું કથન છે. અત્ર પુરુષાન્તર પુરુષવિધનું પુરુષોત્તમાકૃતિનું અધિષ્ઠાન છે એમ અર્થ છે. એથી પરમાર્થતઃ આકૃતિમત્ત્વ આ વૈશ્વાનર અગ્નિમાં જ છે, સાક્ષાદ્ભજનાનન્દસ્વરૂપની રાસાધનેક લીલાદિનું સાવયવત્વ મુખાગ્નિમાં જ નિશ્ચિત કરતી શ્રુતિ 'પુરુષવિધ' ઇત્યાદિથી આજ્ઞા કરે છે કે તે પુરુષ જેમ વિવિધલીલાભાવાત્મક છે તેમ જ તદગ્નિમાં પણ અવયવાદિનું નાનાત્વ તથાવિધત્વે જ જાણવું. તે અગ્નિથી જ્યારે

१. स ह एषोऽग्निर्वैश्वानरो यतः पुरुषः, यो हैनं पुरुषविधं पुरुषान्तरे प्रतिष्ठितं वेद ।

२. यः सन्मनुष्याकृतिरतिकरुणस्तं प्रपद्ये हुताशम् । श्रीवल्लभाष्टक, १.

બહિઃ પ્રાદુર્ભાવ થાય છે ત્યારે દ્વિધાશૃઙ્ગારરસાત્મક બાહ્યાભ્યન્તરલીલાનુકરણે વિશિષ્ટ નટવરવપુઃસ્વરૂપ નિગૂઢ-ભાવરૂપ કૃષ્ણપદાર્થનું જ સમ્પાદન કરે છે, તેથી 'વૈશ્વાનર' પદનો ભાવાર્થ અત્યન્તસ્વીયસ્વભાવસમ્પત્તિમતી ગહન-ગતિરૂપાએ કરીને અત્યન્ત સાન્દ્ર છે, શુદ્ધસાકારબ્રહ્મા-ખિલરાજધાનીસાહિત્યે રાજે છે, પ્રકાશે છે, શોભે છે. આમ હોવાથી યદ્યપિ લૌકિકાનુકૃતિત્વમાં લૌકિકાનુકરણ છે, તથાપિ પૂર્વોક્તપ્રકારવિશિષ્ટ સ્વરૂપાનુભવીને તજ્જનિત–લૌકિકાનુકૃતિત્વજનિત–સંસર્ગની સમ્ભાવના પણ નથી, એમ જણાવવાને 'વૈશ્વાનર' નામ ધર્યું છે. 'વૈશ્વાનર' પદે કરીને 'અગ્નિ મુખ છે' એ શ્રુત્યુક્ત દ્વિધાશૃંગારરસરૂપપુરુષોત્તમ-મુખત્વ આ લૌકિક અગ્નિનું કહ્યું, તેથી તન્મુખાગ્નિ શ્રી-મદાચાર્યચરણના સ્વરૂપાનુભવાદિથી, તેવી સન્મનુષ્યાકૃતિ વિદ્યમાન છે, તથાપિ તદીય જનને સાક્ષાન્મુખારવિન્દફલ-વિયોગાગ્નિમાંથી ઉદ્ભૂત નટવરવપુઃસ્વરૂપનો જ અનુભવ થાય છે.

શ્રીમદાચાર્યસ્વરૂપમાં અન્ધકારનિવારણપૂર્વક પ્રકાશ-ધર્મનું કેવી રીતે નિરૂપણ થાય છે એમ શંકા થાય તેના નિરાસાર્થ શ્રીત્મપ્રભુચરણે શ્રીમદાચાર્યચરણનું 'વૈશ્વાનરઃ' નામ ધર્યું છે. વૈશ્વાનરત્વે કરીને સાક્ષાત્પુરુષોત્તમમુખાર-વિન્દાધિષ્ઠાતૃ અલૌકિક અગ્નિરૂપનું નિરૂપણ થયું, તેથી અન્ધકારનિવારણપૂર્વક જ્ઞાનપ્રકાશત્વ સિદ્ધ થયું.

આસુરોને તો મુક્ત્યભાવ છે. તેમને મુક્તિનું દાન કેવી રીતે કરે છે એમ શંકા થાય તેના નિરાસાર્થ 'વૈશ્વાનરઃ' નામની આજ્ઞા કરી છે. શ્રીમદાચાર્યચરણ વૈશ્વાનર છે,

અગ્નિસ્વરૂપ છે, તેથી જેવી રીતિએ અગ્નિ સર્વને દહે છે તદનન્તર જેનું દહન કરે છે તેનું અગ્નિત્વ પણ સંસિદ્ધ કરે છે, સર્વસેવ્ય પણ અગ્નિ છે, અગ્નિથી કાંઈ પણ હાનિ થતી નથી, તેમ શ્રીમદાચાર્યચરણ પણ કલ્મષવાનૂના પણ આસુર ભાવને દૂર કરીને તેમને મોક્ષ દાન કરે છે, ઇત્યાદિ ભાવ છે.

દૈવ જીવને સ્વતઃસ્વરૂપજ્ઞાન થાય છે તદ્ધર્મસૂચક આ 'વૈશ્વાનરઃ' નામ છે. યદ્યપિ 'અગ્નિ'પદે કરીને પણ તદ્ધર્મવત્ત્વ પ્રાપ્ત થાય છે, તથાપિ 'વૈશ્વાનર'પદે કરીને આનન્દમય અલૌકિક અગ્નિ કહેવાય છે, ન તો પ્રાકૃત-દેવતારૂપ. વૈશ્વાનરના અલૌકિકત્વનું, આનન્દમયત્વનું તથા વિરુદ્ધધર્માશ્રયત્વનું નિરૂપણ '[1]વૈશ્વાનરશબ્દવાચ્ય સાધારણ શબ્દથી વિશેષ હોવાથી પરમાત્મા છે' એ અધિકરણમાં '[2]જે તો આ પ્રાદેશમાત્ર અભિવિમાન આત્મા વૈશ્વાનરને ચિન્તે છે' એ વિષયવાકયમાં ભાષ્યમાં નિરૂપણ કર્યું છે. વિશ્વનું-જડનું-તથા નરનું-જીવનું—ભગવદંશત્વે કરીને દેવતાત્વ હોવાથી [3]દેવતાદ્વન્દ્વસમાસથી 'વિશ્વાનરૌ' પદ

૧. वैश्वानरः साधारणशब्दविशेषात् । ब्र. सू. १, २, २४.

२. यस्त्वेनं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते । श्री. अ. भा. पृष्ठ ३४६, छां. ५, १३, २; ५, १४, २; ५, १५, २; ५, १६, २; ५, १७, २.

३. विश्वस्य जडस्य नरस्य जीवस्य च भगवदंशत्वेन देवतात्वाद् 'देवताद्वन्द्वे' चेति विश्वानरौ, तौ निवासो यस्येति 'तस्य निवास' इत्यण्, तेन परमेश्वर एव वैश्वानरो भवति । श्री. अ. भा. पृष्ठ ३५०.

સિદ્ધ થાય છે અને વિશ્વાનરી નિવાસ જેના એમ નિવાસાર્થક અણ્ પ્રત્યયે કરીને સિદ્ધ 'વૈશ્વાનર'પદનો અર્થ ભગવાન્ જ થાય છે. દૈવ જીવમાં ગૂઢતાપોદ્ભાવનાર્થ ભગવાન્ જ આ વૈશ્વાનર છે.

'વૈશ્વાનર' એ નામ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધ પૂર્વાર્ધના એકવિંશાધ્યાયાર્થનું બોધક છે. 'વૈશ્વાનર'નો અર્થ વિશ્વ–સર્વ–નરના સ્વામી, આ પ્રસંગની આજ્ઞા '[1]ભગવાન્ સર્વાત્મા સર્વદર્શન છે' એ શ્લોકમાં કરી છે 'વૈશ્વાનર'નો અર્થ સર્વભોક્તા અગ્નિરૂપ. ભોગ હસ્તે કરીને થાય છે તેથી જ બહુરૂપ ઇન્દ્રની યાગસામગ્રીથી જ સ્વભોગ સમ્પાદિત કર્યો. આ પ્રસંગની આ '[2]ઇન્દ્રયાગના જે સમ્ભાર સામગ્રી–છે તેથી જ આ યજ્ઞ સાધો' એ શ્લોકમાં કરી છે અથવા વૈશ્વાનરનો અર્થ સર્વપાચક અગ્નિ છે. આ પ્રસંગની આજ્ઞા '[3]પક્તવ્ય વિવિધ પદાર્થો પકવ કરો' એ શ્લોકમાં કરી છે. અથવા 'વૈશ્વાનર'નો ધર્મ હવિર્ભોક્તા. આ પ્રસંગની આજ્ઞા '[4]બ્રહ્મવાદી વેદજ્ઞ બ્રાહ્મણો આહવનીય અગ્નિને આહુતિ આપો' એ શ્લોકમાં કરી છે. અથવા 'વૈશ્વાનર' ગોવિપ્રાનલપર્વતરૂપ જ છે. આ પ્રસંગની આજ્ઞા '[5]ગો

---

१. भगवान् सर्वात्मा सर्वदर्शनः । श्री. भा. द. पू. २१, २.

२. य इन्द्रयागसम्भारास्तैरयं साध्यताम्मखः । श्री. भा. द. पू. २१, २५.

३. पच्यन्तां विविधाः पाकाः । श्री. भा. द. पू. २१, २६.

४. हूयन्तामग्नयः सम्यग्ब्राह्मणैर्ब्रह्मवादिभिः । श्री. भा. द. पू. २१, २७.

५. प्रदक्षिणां कुरुत गोविप्रानलपर्वतान् । श्री. भा. द. पू. २१, २[illegible]

વિપ્ર, અનલ, અને પર્વતની પ્રદક્ષિણા કરો' એ શ્લોકમાં કરી છે. હવિર્જન્યત્વથી ગાયોનું, ભગવત્કૃત જન્મત્વથી[૧] બ્રાહ્મણનું,[૨] અને મણિજનકત્વથી અથવા આકરવત્ત્વથી પર્વતનું અગ્નિત્વ છે. અથવા 'વૈશ્વાનર'નો અર્થ સર્વતાપક અગ્નિ. આ પ્રસંગની આજ્ઞા 'આ [૩]ગિરિરાજની અવજ્ઞા કરતા મર્ત્યોને' ઇત્યાદિ શ્લોકમાં કરી છે.

**वल्लभाख्यः**—વૈશ્વાનરત્વે પુરુષોત્તમમુખારવિન્દસમ્બન્ધિ અગ્નિસ્વરૂપત્વે અસહ્ય તેજોસ્વરૂપત્વથી ભક્તોને સેવામાં બાધક હોવાથી સેવા સિદ્ધ ન થાય એમ આશઙ્કી તેજોરૂપત્વ છે, તથાપિ સેવાસિદ્ધિમાં બાધકત્વાભાવ છે એમ દર્શાવવાને શ્રીમત્પ્રભુચરણ આ આ 'વલ્લભાખ્યઃ' નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા—નામ—છે જેમનું તે 'વલ્લભાખ્યઃ'; પૂર્વ નામમાં વૈશ્વાનરત્વની આજ્ઞા કરીને અગ્રિમ નામમાં વલ્લભાખ્યત્વની આજ્ઞા કરી તેનો આશય આ છે. જેમ શીત કાલમાં સ્વભાવથી જ શીતનિવારકત્વે અગ્નિ સર્વને પણ પ્રિય થાય છે, ન વા તદતિરિક્ત કાલમાં પણ; તદ્વદ્ શ્રીમદાચાર્યચરણસેવકોને પણ શ્રીમદાચાર્યચરણમાં સદા અલૌકિક તેજના પ્રાકટ્યે લૌકિકાગ્નિસેવનવત્ કદાચિત્ સુખદત્વ અને કદાચિત્ સુખદત્વ નહિ, એમ આશંકા થાય તે આશંકાના પણ નિરાકરણાર્થે 'વલ્લભાખ્ય' નામની આજ્ઞા

૧. एष वा अग्निर्वैश्वानरः यद्ब्राह्मणः ।

૨. તૃતીયાષ્ટક બ્રાહ્મણમાં 'આ અગ્નિ વિશ્વાનર છે અથવા બ્રાહ્મણ છે' એમ શ્રુતિ છે.

३. एवोवज्ञामतो मर्त्यान् । श्री. भा. द. पू. २१, ३७.

કરી છે. અત્ર આ આશય છે. લૌકિકાગ્નિ પ્રાકૃત છે, તેથી તેના તેજમાં તારતમ્યથી અલ્પત્વે બહુત્વે કદાચિત્ પ્રિયત્વ અને કદાચિત્ પ્રિયત્વ નહિ, એમ અંવ્યવસ્થા જ સાર્વદિકી છે, શ્રીમદાચાર્યચરણ તો પુરુષોત્તમાસ્ય હોવાથી તેમનું તેજ પણ આનન્દરૂપ હોવાથી સર્વદા અતિપ્રિય જ છે, કદાચિત્ પણ પ્રિયત્વમાં તારતમ્ય થતું નથી, એ જણાવવાને પણ 'વલ્લભાખ્યઃ' નામની આજ્ઞા કરી છે.

વલ્લભ છે આખ્યા-માતાપિતૃકૃત નામ-જેમનું તે 'વલ્લભાખ્યઃ', ભક્તપ્રિયત્વથી પણ અર્થસંજ્ઞા જાણવી.

'વૈશ્વાનર'નામથી સાક્ષાત્પુરુષોત્તમમુખારવિન્દના અધિષ્ઠાતા શ્રીમદાચાર્યચરણનું અલૌકિકાગ્નિસ્વરૂપત્વ નિરૂપિત કર્યું, તેથી અન્ધકારનિવૃત્તિપૂર્વક જ્ઞાનપ્રકાશકત્વ કેમ ઘટે? પ્રકટિત અગ્નિ તો એકના પ્રકાશ અર્થે છે, અન્યના નહિ, એમ શંકા થાય તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ 'વલ્લભાખ્ય'નામની આજ્ઞા કરે છે. આપ 'વલ્લભાખ્ય' છે તેથી સર્વ ભક્તોના પ્રિયસ્વરૂપ હોવાથી ભક્તોના પ્રિયરૂપત્વમાં સ્વજ્ઞાનપ્રકાશન જ હેતુ છે. એમ ન હોય તો તદભાવે-સ્વજ્ઞાનપ્રકાશનના અભાવે-પ્રિયત્વ થાય તો આસુરોને પણ પ્રિયરૂપ પ્રકાશે, પરન્તુ તેમ થતું નથી, તેથી તે સ્વજ્ઞાનપ્રકાશન જ પ્રિયરૂપત્વમાં હેતુ છે. તજ્જ્ઞાનપ્રકાશ તો ભક્તોદ્ધારક પ્રિયત્વમાં હેતુ છે. લોકમાં જેને પ્રિય પ્રિયરૂપ છે તે તેના પ્રિયત્વાધિકયે કરીને થાય છે, તેથી ભક્તોના સ્વપ્રિયતાધિકયે જ શ્રીમદાચાર્યચરણનું પ્રિયરૂપત્વ સમ્પન્ન થયું. જેમ જેમ સ્નેહાતિશય તેમ તેમ શ્રીમદાચાર્ય-

ચરણ પણ પ્રિયરૂપત્વનો અંગીકાર કરે છે. તેથી ભક્તોના સ્નેહે જ શ્રીમહાચાર્યચરણનું પ્રકાશકત્વ છે. આસુરોમાં તો સ્નેહ જ નથી, તેથી તેમને વિષે શ્રીમહાચાર્યચરણનું તેવું પ્રકાશકત્વ પણ નથી. આ પ્રકારે આસુરોમાં અન્ધકાર-સ્થાપન કરીને ભક્તોમાં પ્રકાશ કરવાથી શ્રીમહાચાર્યચરણ-નું આચ્છાદિત અગ્નિરૂપત્વ સિદ્ધ થયું. તેથી ભસ્મથી આચ્છન્ન અગ્નિ છે એમ જાણીને જો ઇન્ધનથી સન્ધુક્ષણ કરીને તે અગ્નિને પ્રકટ કરે ત્યારે પ્રકાશ થાય, તદજ્ઞાનમાં આચ્છન્ન અગ્નિના અજ્ઞાનમાં—તો અપ્રકાશ જ છે. લૌકિ-કાગ્નિનું સર્વ તત્ત્વે જ્ઞાન થયું હોય તો જ લૌકિક સ્નેહ-રૂપ ઇન્ધને લૌકિક પ્રકાશરૂપ થાય છે, અત્ર તો બાહ્યાભ્ય-ન્તર પ્રકાશરૂપ છે અને તેમાં પણ અન્યથી અદૃશ્ય જ. આ પ્રકારે શ્રીમહાચાર્યચરણાગ્નિની અલૌકિકતા સિદ્ધ કરી, તેથી સમીપ સ્થિત હોય તથાપિ આસુરોને પ્રથમ તો જ્ઞાન જ થતું નથી, પરન્તુ મોહ જ થાય છે, અર્થાત્ સર્વ અર્થ અવદાત છે.

વૈશ્વાનર અવિચારે જ સર્વનો દાહ કરે છે તેમ શ્રીમહાચાર્યચરણ પણ વૈશ્વાનર હોવાથી સ્વીયાસ્વીયના અવિચારે સર્વને જ મુક્ત કરશે એમ આશંકીને તત્સમા-ધાનાર્થં શ્રીમત્પ્રભુચરણ 'વલ્લભાખ્યઃ' નામની આજ્ઞા કરે છે. વલ્લભ છે આખ્યા—નામ—જેમનું તે 'વલ્લભાખ્યઃ', તેથી વૈશ્વાનરત્વમાં પણ વલ્લભત્વોક્તિએ નિજ જનના જ વલ્લભ, એમ અર્થ છે. વલ્લભત્વકથનથી વલ્લભ જેવી રીતિએ સ્વપ્રિ-યાને વિષે જ એવા પ્રકારની રતિ કરે છે કે જેથી અપ્રિ-

યત્વ ન થાય, તેવી રીતિએ શ્રીમહાચાર્યચરણ પણ નિજ જનને વિષે રતિ કરે છે એમ અર્થ, અથવા ભગવાનની વલ્લભા-પ્રિયા-છે આખ્યા જેમની તે 'વલ્લભાખ્ય' શ્રીમહાચાર્યચરણ. આથી શ્રીમહાચાર્યચરણ સ્વામિનીસ્વરૂપત્વે વલ્લભા-ભગવત્પ્રિયા છે.

અવતારમાં લોકપ્રસિદ્ધિ અન્ય છે, તેથી શ્રીમત્પ્રભુચરણ, 'વલ્લભાખ્ય' નામથી લોકપ્રસિદ્ધિ જણાવે છે. વલ્લભ છે આખ્યા-પ્રસિદ્ધ નામ-જેમનું તે 'વલ્લભાખ્યઃ; આ નામને સાકાંક્ષત્વ હોવાથી 'હરિના' એમ શેષ લેવું, અર્થાત્ હરિના વલ્લભ. શ્રીમહાચાર્યચરણે સ્વયં જ આ આજ્ઞા શ્રીયમુનાષ્ટકના અન્તિમ **वदति वल्लभः श्रीहरेः** પદ્યમાં કરી છે. તદભીપ્સિતકરણથી તદ્વલ્લભત્વ સદાતન-સનાતન-છે એમ જણાયું.

'વલ્લભાખ્યઃ' એ નામ શ્રીમદ્ભાગવતના દશમ સ્કન્ધના પૂર્વાર્ધના દ્વાવિંશાધ્યાયાર્થનું બોધક છે. મુખ્ય નામનો તો પર્યાય જ પ્રથમ કહેવો યુક્ત છે, તેને સ્થલે હવે તદુપન્યાસ કેમ કરવામાં આવે છે એ પ્રકારની શંકાનું સમાધાન કરવામાં આવે છે કે લીલાઓમાં પણ આ લીલા અર્થાત્ ઇન્દ્રકોપથી ગોકુલરક્ષા મુખ્ય છે તેમ નામમાં પણ આ મુખ્ય છે, તેથી તે લીલાના અભિધાનથી દોષ નથી. વલ્લભ છે આખ્યા-નામ જેનું તે 'વલ્લભાખ્યઃ'; વેદને-અવ્યક્ત વાચાએ-જે વદે છે તે વદ્, તેમને લાતિ-સ્વીકારે છે-તે વલ્લઃ, પ્રકાશે છે તે ભઃ, વલ્લ એવા ભઃ તે વલ્લભઃ. આ પ્રસંગની આજ્ઞા 'કૃષ્ણ,[1] કૃષ્ણ, મહાભાગ' એ શ્લોકમાં

---

1. कृष्ण कृष्ण महाभाग । श्री. भा. द. पू. २२, १३.

કરી છે, અથવા लभ्यते–પ્રાપ્ત કરાય છે–તે लभः, વહા—વાચાએ કરીને લભઃ તે 'વલ્લભ':, આ પ્રસંગની આજ્ઞા 'પાદમૂલની[1] નિકટ આવ્યા' એ શ્લોકમાં કરી છે, અથવા वल् ધાતુ સંવરણના અર્થમાં પ્રયોજાય છે, તેથી वलन्ते–સંવરણ કરીને સ્થિતિ કરે છે–તે वलः અર્થાત્ ભક્તો, તેમનો સ્વીકાર કરે તે वल्लः, અને वलः એવા भः તે वल्लभः; આ પ્રસંગની આજ્ઞા 'તેથી[2] –ઇન્દ્રમાનભંગકરણ આવશ્યક હોવાથી–હું જ જેનું શરણ–રક્ષક–છું, હું જ જેનો નાથ–સ્વામી–છું, મેં સ્વકીયત્વે જેનો પરિગ્રહ કર્યો છે એવા ગોષ્ઠનું–વ્રજનું–હું સ્વાત્મયોગે–સ્વસામર્થ્યે–રક્ષણ કરીશ, એમ મેં વ્રત–સંકલ્પ–કર્યું છે' શ્લોકમાં કરી છે. અથવા वल्लायति અર્થાત્ संवारयति છે–તે वल्लः; वल्लः એવા भः તે वल्लभः. આ પ્રસંગની આજ્ઞા 'એમ[3] કહીને એક શ્રીહસ્તે શ્રીગોવર્ધનાચલને ઊર્ધ્વ કરીને' શ્લોકમાં કરી છે, અથવા જે વેષ્ટિત થઇને સ્થિતિ કરે છે તે वल्लः નામ શ્રીગોવર્ધન, તેનાથી પ્રકાશે છે તે वल्लभः, આ પ્રસંગની આજ્ઞા 'તદ્દર્શનાનન્દે ક્ષુત્તૃષાવ્યથા તથા નિદ્રાદિસુખાપેક્ષા ત્યજીને[4] ' એ શ્લોકમાં કરી છે, અથવા મેઘોનું સંવરણ કરે છે તે वल्लः નામ ઇન્દ્ર, તેને ભયદાન કરે છે તે વલ્લભઃ,

---

१. पादमूलमुपाययुः । श्री. भा. द. पू. २२, १२.

२. तस्मान्मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम् । गोपाये स्वात्मयोगेन सोयं मे व्रत आहितः ॥ श्री. भा. द. पू. २२, १८.

३. इत्युक्त्वैकेन हस्तेन कृत्वा गोवर्धनाचलम् । श्री. भा. द. पू. २२, १९.

४. क्षुत्तृड्व्यथां सुखापेक्षां हित्वा । श्री. भा. द. पू. २२, २३.

આ પ્રસંગની આજ્ઞા 'જેનો[1] મદ નાશ પામ્યો છે, જેનો વ્રજવિનાશસંકલ્પ ભ્રષ્ટ થયો છે એવા ઇન્દ્રે સ્વમેઘોને વાર્યા' શ્લોકમાં કરી છે. અથવા વલ્લનો અર્થ સંચરતા ગોપો, તેનાથી પ્રકાશે છે તે વલ્લભઃ, આ પ્રસંગની આજ્ઞા 'ભગવદુક્તિથી[2] અનન્તર તે સર્વે ગોપો બહાર નીસર્યા' એ શ્લોકમાં કરી છે. અથવા 'વલ્લભ' શબ્દ પ્રિયતમમાં જ રૂઢ છે. આ પ્રસંગની આજ્ઞા 'રક્ષણ[3] કર્યું છે જેમણે એવા તે શ્રીકૃષ્ણને પ્રેમવેગે પૂર્ણ' ઇત્યાદિ શ્લોકમાં કરી છે. વલ્લ-સઞ્ચરનાર-અને ભ-પ્રકાશમાન-એવા વલ્લભાઃ-દેવો-જેની આખ્યા—સ્તુતિ—કરે છે તે વલ્લભાખ્યઃ, આ પ્રસંગની આજ્ઞા 'સ્વર્ગમાં[4] દેવગણસાધ્ય' એ શ્લોકમાં કરી છે,' અથવા 'વલ્લભા': નામવ્રજસીમન્તિનીઓ છે જેમનાં તે વલ્લભઃ, આ પ્રસંગની આજ્ઞા 'એ[5] શ્રીકૃષ્ણનાં શ્રીગોવર્ધનોદ્ધરણતુલ્ય અન્ય પણ કર્મો ગાતાં મુદિત થતાં પ્રેમે શ્રીકૃષ્ણના હૃદયનો સ્પર્શ કરતાં શ્રીગોપીજને ગોષ્ઠમાં ગમન કર્યું' એ શ્લોકમાં કરી છે.

**સદ્રૂપઃ**—લોકમાં સદાપ્રિય પદાર્થમાં પણ કોઇ નિમિત્તે કદાચિત્ અપ્રિયતા પણ ભાસે છે, તેમ પ્રકૃત વિષયમાં

---

१. निस्तम्भो भ्रष्टसङ्कल्पः स्वान् मेघान् स न्यवारयत्। श्री. भा. द. पू. २२, २४.

२. ततस्ते निर्ययुर्गोपाः। श्री. भा. द. पू २२, २७.

३. तं प्रेमवेगान्निभृता व्रजौकसः। श्री. भा. द. पू. २२, २९.

४. दिवि देवगणाः साध्याः। श्री. भा. द. पू. २२, ३१.

५. तथाविधान्यस्य कृतानि गोपिका गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृशः। श्री. भा. द. पू. २२, ३३.

પણ કદાચિત્ નિમિત્તવશાત્ થતું હશે—અપ્રિયતા ભાસતી હશે—એ આશઙ્કાના નિરાસાર્થે શ્રીમત્પ્રભુચરણ શ્રીમદાચાર્યચરણનું 'સદ્રૂપઃ' નામ ધરે છે. એ નામનો આ અર્થ છે. વસ્તુવિચાર કરવામાં આવે તો સ્વતઃ સુખ છે એ જ પ્રિય છે, અન્ય કાંઈ પણ પ્રિય નથી. અન્યનું જે પ્રિયત્વ છે તે તો માત્ર સુખના હેતુત્વે કરીને છે, સુખરૂપત્વે જ નથી. લૌકિક પદાર્થો પ્રકૃતિસમ્બન્ધથી સ્વતઃ સુખરૂપ ન હોવાથી સમયવિશેષમાં જ સુખહેતુ છે, ન તો સુખાત્મકત્વે જ કરીને સર્વદા તે પદાર્થો પ્રિય છે. શ્રીમદાચાર્યચરણ તો પુરુષોત્તમાસ્યત્વે આનન્દરૂપ હોવાથી સ્વતઃ સ્વભાવતઃ જ પ્રિય છે, અને તેથી શ્રીમહાપ્રભુજીમાં લૌકિકપદાર્થવત પ્રિયહેતુત્વની સમ્ભાવના જ નથી એમ જણાવવાને આ 'સદ્રૂપ' નામની આજ્ઞા શ્રીમત્પ્રભુચરણે કરી છે. સદ્રૂપતાએ કરીને કેવલ સત્તામાત્રની જ આજ્ઞા કરી નથી, કિન્તુ ઉપલક્ષણત્વે આજ્ઞા કરી છે, તેથી અત્ર લૌકિકપૂર્વપક્ષાવસર સમ્ભવતો નથી. આ સર્વ હૃદયમાં રાખીને આ 'સદ્રૂપ' નામનુ કથન કર્યું છે, અથવા सद्रूपत्वे કરીને કેવલ રસસત્તામાત્રની આજ્ઞા કરી છે, ન તો ચિદાનન્દરૂપત્વે.

પુરુષોત્તમશબ્દનો અર્થ રસગત સત્તામાત્ર—સાક્ષાદ્ રસાત્મકતા—છે, સચ્ચિદાનન્દત્વમાં પરાઙ્ગત્વે, અને અત્ર તો સ્થાયિ વિપ્રયોગરસસત્તાતિમાત્રકત્વથી સદ્રૂપતા છે.

સત્—સુન્દર—રૂપ જેમનું છે તે 'સદ્રૂપઃ,' સદ્—અવિનાશિ—રૂપ જેમનું છે તે 'સદ્રૂપઃ,' સર્વ પ્રપઞ્ચજાત જે સત્વે પ્રકટ થાય છે અથવા સર્વ પ્રપઞ્ચજાતને જે સત્વે

પ્રકટ કરે તે **सद्रूपः**. અથવા સ્વરૂપાભિન્ન ભક્તજનસ્વરૂપ જેમનું રૂપ તે 'સદ્રૂપ:,' અથવા સત્‌માં–યજ્ઞાદિમાં–સ્થિત રૂપ છે જેમનું તે **सद्रूपः**, 'યજ્ઞમાં, તપમાં તથા દાનમાં સ્થિતિ[1] સત્ કહેવાય છે' એમ ભગવદ્વચન હોવાથી આ કહ્યું.

ભગવદ્વલ્લભત્વમાં શું પ્રમાણ, એમ કોઈ શઙ્કા કરે તો તેના નિરાસાર્થં શ્રીમત્પ્રભુચરણ **सद्रूपः** નામની આજ્ઞા કરે છે. જેવા ભગવાન્ સત્યાત્મક છે તેવા જ સત્યાત્મક શ્રીમદાચાર્યચરણ પણ છે, ત્યાં તદ્વલ્લભત્વમાં તો કહેવું જ શું એમ ભાવ છે. અથવા સત્યાત્મકત્વે ભગવાદાજ્ઞાપૂર્વક ભગવદ્વિચારિતમાર્ગપ્રાકટ્યપૂર્વક સ્વપ્રાકટ્યનું જ્ઞાન કરાવે છે તેથી સદ્રૂપત્વ છે એમ ભાવ છે.

એમ પૂર્વોક્ત પ્રકારે શ્રીમદાચાર્યચરણ ભક્તોના પ્રકાશક ભલે થાઓ, પરન્તુ જેમ ઇન્ધન ન્યૂન થયે અગ્નિ-પ્રકાશ ન્યૂન થઈ જાય છે તેમ ભક્તોની સ્નેહન્યૂનદશામાં તત્તેજ–શ્રીમદાચાર્યચરણનું તેજ–પણ ન્યૂન જ થતું હશે એમ શઙ્કા થાય તેના નિરાસાર્થં શ્રીમત્પ્રભુચરણ **सद्रूपः** નામની આજ્ઞા કરે છે. **सद्रूपः** એટલે સદાનન્દસ્વરૂપ, તેથી સ્વયં તાદૃક્ સ્નેહસ્વરૂપત્વે સર્વદા સ્વતઃ પ્રકાશાત્મક છે, કોઈ ઇન્ધનથી–સાધનથી–પ્રકાશક નથી, તથાપિ તેના –ભક્તના–પ્રકાશક થાય છે એમ ભાવ છે.

અત્ર પણ તદ્વલ્લભરૂપે જ પ્રકટ થયા છે એમ **सद्रूपः** નામથી શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. **सन्तः** નામ શુદ્ધ-

---

१. यज्ञे तपसि दाने च स्थितिः सदिति । श्री. भ. गी. १७. ७.

પુષ્ટિમાર્ગીય ભક્તો, તેમના સ્વભાવગુણક્રિયાઓથી રૂપ-વત્ રૂપ છે જેમનું તે सद्रूपः, પરમભગવદીયત્વે સ્વયં જો પ્રકટ ન થાય તો અન્ય પણ તેવા ભગવદીય ન થાય તેથી સદ્રૂપ પ્રકટ થયા છે.

સદ્રૂપ એ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધપૂર્વાર્ધના ત્રયો-વિંશાધ્યાયાર્થનું બોધક નામ છે. સન્તોથી–સાધુઓથી–જેમનું નિરૂપણ થાય છે તે 'સદ્રૂપઃ,' આ પ્રસંગની આજ્ઞા 'હે ગોપો,[1] મારા વચનનું શ્રવણ કરો' એ શ્લોકમાં કરી છે. સત્–વિદ્યમાન–રૂપો છે જેમનાં તે सद्रूपः; આ પ્રસંગની આજ્ઞા 'બહુ[2] નામ અને રૂપ છે' એ શ્લોકમાં કરી છે. અથવા સત્–સમીચીન–રૂપ છે જેમનું તે सद्रूपः, આ પ્રસંગની આજ્ઞા 'એમ[3] હોવાથી, હે નન્દ, આ કુમાર ગુણાદિએ નારાયણસમ છે' એ શ્લોકમાં કરી છે. અથવા સન્તોમાં–નન્દાદિમાં–રૂપ છે જેમનું તે सद्रूपः, આ પ્રસં-ગની આજ્ઞા 'મુદિત[4] થઈને નન્દની અર્ચા કરી' એ શ્લોક-માં કરી છે.

**हितकृत् सताम्**—પૂર્વ નામમાં સદ્રૂપત્વોક્તિએ સ્થાયિવિપ્રયોગોત્તરકૃત્ત્વનું શૃંગારરસરૂપતામાત્રકત્વ કહીને સદાનન્દત્વે તથા પરમાનન્દત્વે સર્વદા ભક્તપ્રિયત્વપ્રતિપાદન કર્યું, અર્થાત્ સચ્ચિદાનન્દરૂપત્વે નિરૂપધ્યાનન્દરૂપત્વે

---

१. श्रूयतां मे वचो गोपाः । श्री. भा. द. पू. २३, १५.
२. बहूनि सन्ति नामानि रूपाणि च । श्री. भा. द पू. २३, १८.
३. तस्मान्नन्द कुमारोयं नारायणसमो गुणैः । श्री. भा. द. पू. २३, २१.
४. मुदिता नन्दमानर्चुः । श्री. भा. द. पू. २३, २४.

શ્રીમહાચાર્યચરણ ભક્તોના સદા પ્રિય છે એમ પ્રતિપાદન કર્યું, તથાપિ સ્વસ્વભાવનાનુસારે મનોરથની ઉત્પત્તિ આવશ્યક હોવાથી તત્પૂર્તિના અભાવે થતા ખેદે તદંશમાં પ્રિયત્વાંશનો તિરોભાવ સમ્ભવે, એમ આશંકા થાય તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ **हितकृत् सताम्** એ નામની આજ્ઞા કરે છે. **सताम्**—તદ્વિપ્રયોગસ્થાયિરસસત્તામાત્રૈકાનુભવી ભક્તોના—**हितकृत्**—તત્તદ્ભાવભેદતારતમ્યે તત્તન્મનોરથપૂર્તિએ અભીષ્ટનું જ સમ્પાદન કરે છે, તત્સમ્પાદનમાં વિલમ્બ પણ સહન કરતા નથી, એમ જણાવવાને **हितकृत् सताम्** નામની આજ્ઞા કરી છે. આથી સર્વદા પ્રિયત્વાનુપપત્તિપૂર્વપક્ષનો નિરાસ કર્યો. જેમ 'વૈશ્વાનર' અને 'વલ્લભાખ્ય' એ નામદ્વયે કરીને પૂર્વોક્ત પ્રકારે પરમ સૌન્દર્યસાકારાદિમાત્રત્વે સૌન્દર્યાદિનો નિત્યત્વે કરીને પ્રિયત્વનું પણ અનવિચ્છિન્નત્વ સમર્થાયું તેમ આ નામે સર્વદા પ્રિયત્વાનુપપત્તિરૂપ પૂર્વપક્ષનો નિરાસ થયો એમ ભાવ છે. **सताम्**—ભક્તોનાં—**हितकृत्**—સદા હિત જ કરે છે, અહિત કરતા જ નથી, તે **हितकृत् सताम्** એમ અર્થ છે. સવિશેષણ એક નામ જાણવું.

જો શ્રીમહાચાર્યચરણ સ્વયં સ્વતઃપ્રકાશાત્મક સચ્ચિદાનન્દરૂપ છે તો પછી દુષ્ટ લૌકિક વિષે શા માટે પ્રકટ થયા છે એમ શંકા થાય તો તેના નિરાસાર્થ શ્રીમત્પ્રભુચરણ આ 'હિતકૃત્ સતામ્' નામની આજ્ઞા કરે છે. સ્વીય સાધુઓના—ભક્તોના—અર્થે પ્રકટ થયા છે, નહિ તો તેઓ પણ આસુરસંગે દુષ્ટ જ થાય.

ભક્તોના હિતકરણાર્થ જ શ્રીમહાચાર્યચરણનું પ્રાકટ્ય છે.

સ્વભાવગુણક્રિયાના ઉપદેશે ભક્તના હિતકર્તા શ્રીમદા-
ર્યચરણ છે,

'હિતકૃત્ સતામ્' એ શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધ-
ર્ધના ચતુર્વિંશાધ્યાયાર્થબોધક નામ છે. સતામ્-વ્રજ-
ીઓના-હિત-ઇન્દ્રકોપમાંથી રક્ષણ-કૃત્-કરે છે તે
કૃત્ સતામ્, આ પ્રસંગની આજ્ઞા 'આસારથી[1]-ધારા-
ાથી-વ્રજનું રક્ષણ થયું ત્યારે' એ શ્લોકમાં કરી છે.
ાવા સતામ્-સ્વસૃષ્ટ જગતોનાં-હિતકૃત્, આ પ્રસંગની
ા 'સ્વેચ્છાતનુએ[2]-લીલાવતારે-હિતાર્થ ચેષ્ટા કરો છો'
શ્લોકમાં કરી છે. અથવા સતામ્-ઇન્દ્રાદિઓના-હિતકૃત્,
પ્રસંગની આજ્ઞા 'સ્તમ્ભથી-ગર્વથી[3] રહિત થઈને સ્વ-
્યમાં સાવધાન થઈને સ્વાધિકારમાં તમે રહો' એ
કમાં કરી છે. અથવા સતામ્-વિદ્યમાનના-હિતકૃત્; આ
ગની આજ્ઞા 'તત્ર[4]-ભગવાનના અભિષેકસ્થાનમાં-તુમ્બુ-
ારદાદિ આવ્યા' એ શ્લોકથી આરમ્ભી અધ્યાયસમાપ્તિ
ન્ત કરી છે.

[ અપૂર્ણ ]

અનુ.—ગો. વા. શ્રીમગનલાલ શાસ્ત્રી

१. आसाराद्रक्षिते व्रजे । श्री. भा. द. पू २४, १.

२. हिताय स्वेच्छातनुभिः समीहसे । श्री. भा. द. पू. २४, ६.

३. स्थीयतां स्वाधिकारेषु युक्तैः स्तम्भविवर्जितैः । श्री. भा. द. पू. १७.

४. तत्रागतास्तुम्बुरुनारदादयः । श्री. भा. द. पू. २४, २५.

## ૯. શ્રીસર્વોત્તમસ્તોત્ર

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥**

અર્થ—'પ્રાકૃતધર્માનાશ્રયં' પ્રાકૃતધર્મના આશ્રય વગરનું અને 'અપ્રાકૃત' અલૌકિક 'નિખિલ' સઘળા 'ધર્મ-રૂપ' ધર્મનું રૂપ 'ઇતિ' એ પ્રકારે 'નિગમ' વેદ 'પ્રતિ-પાદ્ય' પ્રતિપાદન કરેલું (વેદમાં સિદ્ધ કરેલું) 'સાકૃતિ' આકારવાળું (સાકાર) અને 'શુદ્ધ' (જ્ઞાન સ્વરૂપ) એની (પરમાત્માના સ્વરૂપની) 'સ્તૌમિ–સ્તુતિ' કરું છું. ૧

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।**
**संप्रत्य विषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥ २ ॥**

અર્થ—'વિદુષાં'–જ્ઞાતા પુરુષોની 'અપિ'–પણ 'કલિ-કાલતમશ્છન્ન' 'દૃષ્ટિત્વાત્'–કલિકાલ રૂપ અંધકારથી ઢંકાયેલી દૃષ્ટિ હોવાથી 'તસ્ય'–તે રૂપનું 'માહાત્મ્યં' 'ભુવિ'–પૃથ્વીમાં 'સંપ્રતિ'–હાલમાં 'અવિષયઃ'–અજાણ્યું 'સમભૂત્'– થયું છે. ૨

**दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ।**
**वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥ ३ ॥**

અર્થ—'યદા'–જ્યારે 'દયયા'–દયાવડે 'હરિઃ'–ભગવાન 'નિજમાહાત્મ્યં' પોતાના માહાત્મ્યને 'વાણ્યા'–વાણી વડે 'પ્રકટં'–પ્રકટ 'કરિષ્યન્'–કરવાની ઇચ્છાવાળા થયા 'તદા'–ત્યારે 'સ્વાસ્યં (સ્વ–આસ્યં)' પોતાના મુખને (હરિએ) 'પ્રાદુર્ભૂતં–પ્રાદુર્ભાવ'–પ્રગટ 'ચકાર'–કર્યું 'હિ–' નિશ્ચય. ૩

**तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।**
**तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥ ४ ॥**

**અર્થ**—'અપિ'-પણ 'તદુક્તં'-તે મુખે કહેલું 'દુર્બોધં' –દુર્બોધ છે (માટે) 'યથા–જેવી રીતે 'સુબોધં'–સુબોધ (સારી રીતે સમજાય તેવું) 'સ્યાત્'–થાય 'તથા,–તેવી રીતે 'અખિલાઘહૃત્'–સમગ્ર પાપને હણનાર (એવાં) 'તન્નામાષ્ટોત્તરશત'–તે શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ એકસો આઠ નામ 'પ્રવક્ષ્યામિ' કહું છું. ૪

**ऋषिरग्निकुमारस्तु नाम्नां छंदो जगत्यसौ ।**
**श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः ॥ ५ ॥**

**અર્થ**—'નામ્નાં'–(આચાર્ય મહાપ્રભુજીનાં એકસો આઠ) નામો (શ્રી સર્વોત્તમ સ્તોત્ર)ના 'ઋષિઃ'–ઋષિ 'તુ'–તો 'અગ્નિકુમારઃ'–અગ્નિકુમાર છે, 'ચ'–અને 'જગતિ'–જગતમાં વ્યાપક અનુષ્ટુપ્ 'છંદઃ'–છંદ છે, તથા 'શ્રીકૃષ્ણાસ્ય'–શ્રીકૃષ્ણમુખ શ્રીમહાપ્રભુજી 'દેવતા' દેવતા છે. અને 'કારુણિકઃ'–દયાળુ 'પ્રભુઃ'–પ્રભુ (પરમાત્મા) 'બીજં'–બીજ છે.

**विनियोगो भक्तियोगः प्रतिबंधविनाशने ।**
**कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥ ६ ॥**

**અર્થ**—આ સ્તોત્રમાં 'પ્રતિબંધવિનાશને'–બંધન નાશ કરવામાં 'વિનિયોગ'–પ્રયોજન 'ભક્તિયોગઃ'–ભક્તિયોગ છે. 'અત્ર'–અહીં (સ્તોત્રમાં) 'કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિઃ'–(ભક્તિયોગથી) શ્રીકૃષ્ણના અધરામૃતના સ્વાદની સિદ્ધિ છે (પરમાત્માની કૃપા થાય છે), એ બાબતમાં 'ન સંશયઃ'–સંશય નથી. ૬

**आनंदः परमानंदः श्रीकृष्णास्यं कृपानिधिः ।**
**दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥**

**અર્થ**—'આનંદઃ'–આનંદરૂપ, 'પરમાનંદઃ'–પરમાનંદરૂપ, 'શ્રીકૃષ્ણાસ્યં' શ્રીકૃષ્ણના મુખારવિંદ રૂપ અને 'કૃપાનિધિઃ' કૃપાના ભંડાર રૂપ અને 'દૈવોદ્ધારપ્રયત્નાત્મા'–દૈવી(દૈવીજીવો)નો ઉદ્ધાર કરવામાં પ્રયત્નવાળો જેમનો આત્મા છે અને 'સ્મૃતિમાત્રાર્તિનાશનઃ'–સ્મરણથી જ દુઃખોને નાશ કરનારા (શ્રીમહાપ્રભુજી) છે. ૭

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ॥**
**साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ॥ ८ ॥**

**અર્થ**—'શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ'–શ્રી ભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ (જાહેર) કરવામાં તત્પર, 'સાકારબ્રહ્મવાદૈકસ્થાપકઃ'–સાકાર બ્રહ્મવાદના અદ્વિતીય સ્થાપક અને 'વેદપારગઃ'–વેદની સીમાને પહોંચેલા (શ્રીઆચાર્ય મહાપ્રભુજી). ૮

**मायावादनिराकर्ता सर्ववादिनिरासकृत् ।**
**भक्तिमार्गाब्जमार्त्तंडः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ॥ ९ ॥**

**અર્થ**—'માયાવાદનિરાકર્તા'–માયાવાદનો નિરાસ કરનારા અને 'સર્વવાદિનિરાસકૃત્'–સર્વવાદીઓનો નિરાસ કરનારા અને 'ભક્તિમાર્ગાબ્જમાર્ત્તંડઃ'–ભક્તિમાર્ગરૂપ કમળમાં સૂર્યરૂપ (એટલે સૂર્ય જેમ કમળને પ્રફુલ્લ કરે છે તેમ ભક્તિમાર્ગરૂપ કમળને પ્રફુલ્લ કરવામાં–ભક્તિમાર્ગને પ્રવર્ત્તાવવામાં સૂર્ય સરખા), 'સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ'–સ્ત્રીઓ તથા શૂદ્રોનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા. ૯

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।**
**अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥ १० ॥**

અર્થ—'અંગીકૃત્યૈવ'—અંગીકાર કરીને જ 'ગોપીશવલ્લભીકૃતમાનવઃ'—કૃષ્ણ પરમાત્મામાં મનુષ્યોને વાત્સલ્ય (પ્રેમ) કરવાનારા અથવા પરમાત્માને વહાલા કરાવ્યા છે મનુષ્યો જેમણે; 'અંગીકૃતૌ' અંગીકાર કરવામાં 'સમર્યાદઃ'—મર્યાદાવાળા, 'મહાકારુણિકઃ'—અત્યંત દયાળુ અને 'વિભુઃ'—સમર્થ (શ્રીમહાપ્રભુજી). ૧૦

**अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ।**
**प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥ ११ ॥**

અર્થ—'અદેયદાનદક્ષશ્ચ'—ન આપી શકાય તેવાં દાન દેવામાં સમર્થ, 'મહોદારચરિત્રવાન્'—અત્યંત ઉદાર ચરિત્રવાળા, 'પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ'—અને પ્રાકૃત (મનુષ્યને) અનુકરણ કરવાના બહાનાથી મોહિત કર્યા છે આસુરી જનો જેમણે (આસુરી જનોને મોહ કરનાર). ૧૧

**वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।**
**जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥ १२ ॥**

અર્થ—'વૈશ્વાનરઃ'—અગ્નિરૂપ, 'વલ્લભાખ્યઃ'—વલ્લભ જેમનું નામ છે (વલ્લભ એવા નામના), 'સદ્રૂપઃ'—ઉત્તમ રૂપવાળા, 'સતામ્'—સત્પુરુષોનું (ભક્તોનું) 'હિતકૃત્'—ભલું કરનારા, 'જનશિક્ષાકૃતે'—મનુષ્યોને શીખવવા સારુ 'કૃષ્ણભક્તિકૃત્'—શ્રીકૃષ્ણની ભક્તિ કરનાર,'નિખિલેષ્ટદઃ'—(મનુષ્યો)ને પરિપૂર્ણ ઇચ્છેલું આપનારા. ૧૨

**सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ।**
**स्वानंदतुंदिलः पद्मदलायतविलोचनः ॥ १३ ॥**

**અર્થ**—'સર્વલક્ષણસંપન્નઃ'–સર્વ લક્ષણોથી યુક્ત, 'શ્રીકૃષ્ણજ્ઞાનદઃ'–શ્રીકૃષ્ણ સંબંધી જ્ઞાનના આપનાર (શ્રીકૃષ્ણને ઓળખાવનાર), 'ગુરુઃ'–અજ્ઞાનને દૂર કરનારા, 'સ્વાનંદતુંદિલઃ'–સ્વરૂપના આનંદમાં મગ્ન, 'પદ્મદલાયતવિલોચનઃ'–કમળના દળ સરખાં વિશાળ નેત્રવાળા. ૧૩

**कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ।**
**रोषदृक्पातसंप्लुष्टभक्तद्विट् भक्तसेवितः ॥ १४ ॥**

**અર્થ**—પોતાની 'કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ'–દયાવાળી દૃષ્ટિના વરસાવવાથી પ્રસન્ન થયેલા દાસદાસી (ભક્ત) જનોને વહાલા, 'પતિઃ'–પાલક (રક્ષક); 'રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્'–રોષવાળી દૃષ્ટિથી નાશ કર્યા છે ભક્તોના દ્વેષી જેણે,'ભક્તસેવિતઃ'-ભક્તોએ સેવેલા (શ્રીમહાપ્રભુજી).૧૪

**सुखसेव्यो दुराराध्यो दुर्लभाङ्घ्रिसरोरुहः ।**
**उग्रप्रतापो वाक्सीधुपूरिताशेषसेवकः ॥ १५ ॥**

**અર્થ**–'સુખસેવ્યઃ'–સુખ વડે સેવવા યોગ્ય,'દુરારાધ્યઃ' દુઃખ વડે આરાધના કરવાને શકિતમાન થવાય એવા, 'દુર્લભાઙ્ઘ્રિસરોરુહઃ'–દુઃખ વડે મેળવી શકાય તેવાં છે ચરણકમળ જેમનાં એવા, 'ઉગ્રપ્રતાપઃ'–અતિશય પ્રતાપી, 'વાકસીધુપૂરિતાશેષસેવકઃ'–વચનામૃતથી પૂર્ણ (સંતુષ્ટ) કર્યા છે સેવકો જેમણે એવા. ૧૫

**श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ।**
**तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥**

**અર્થ**—'શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ'–શ્રી ભાગવતરૂપી અમૃતના સાગરને મંથન કરવામાં સમર્થ (ભાગવતનો સાર કાઢવામાં કુશળ), અર્થાત્ શ્રીસુબોધિનીજીના કર્તા અને 'તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ'–તે જ ભાગવતના સારરૂપ થયેલી રાસની સ્ત્રીઓ (ગોપિકાઓ) ના ભાવ વડે પૂર્ણ છે દેહ (સ્વરૂપ) જેમનો. ૧૬

**सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ।**
**रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥**

**અર્થ**—'સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા'–પોતાના સાન્નિધ્ય વડે જ અર્પણ કર્યો છે શ્રીકૃષ્ણમાં પ્રેમ જેમણે, 'વિમુકિતદઃ'–વિશેષ મુકિતને આપનારા, 'રાસલીલૈકતાત્પર્યઃ' –રાસલીલામાં એક તાત્પર્યવાળા અને 'કૃપયા'–કૃપાએ કરીને 'એતત્કથાપ્રદઃ'–શ્રીકૃષ્ણની કથાને આપનારા. ૧૭

**विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।**
**भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्त्तकः ॥ १८ ॥**

**અર્થ**—'વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ'–વિરહના અનુભવને જ માટે બધા ત્યાગનો બોધ કરનારા, 'ભક્ત્યાચારોપદેષ્ટા'–ભક્તિ અને આચારનો ઉપદેશ કરનારા, 'ચ'– અને 'કર્મમાર્ગપ્રવર્ત્તકઃ'–કર્મમાર્ગને પ્રવર્તાવનારા. ૧૮

**यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।**
**पूर्णानंदः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥ १९ ॥**

અર્થ—'યાગાદૌ'-યાગાદિ (કર્મો)માં 'ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ'-ભક્તિમાર્ગ એ જ એકના સાધનપણાનો ઉપદેશ કરનારા, 'પૂર્ણાનંદઃ'-પૂર્ણ આનંદવાળા, 'પૂર્ણકામઃ'-સંપૂર્ણ મનોરથવાળા, 'વાક્પતિઃ'-વિદ્યાઓના અધિપતિ, 'વિબુધેશ્વરઃ'-પંડિતોના અધિપતિ એવા. ૧૯

**कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ।**
**भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरूपकः ॥ २० ॥**

અર્થ—'કૃષ્ણનામસહસ્રસ્ય'-શ્રીકૃષ્ણનાં હજાર નામના અર્થાત્ શ્રીપુરુષોત્તમ સહસ્રનામ ગ્રંથના 'વક્તા'-વક્તા (કહેનારા), ભક્તપરાયણઃ'-ભક્તોને શરણરૂપ અને 'ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ'-ભક્તિ અને આચારોનો ઉપદેશ કરવા માટે નાના પ્રકારનાં વાક્યનું નિરૂપણ કરનારા. ૨૦

**स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः ।**
**स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥ २१ ॥**

અર્થ—'સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયઃ'-પ્રભુને માટે (પ્રભુમાં) અર્પણ કર્યા છે સમગ્ર પ્રાણ જેમણે એવા પુરુષોને પ્રિય-વહાલા, 'તાદૃશવેષ્ટિતઃ'-તાદૃશ પુરુષોથી વીંટાયેલા, 'સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ'-પોતાના દાસને માટે કર્યાં છે સમગ્ર સાધનો જેમણે અને 'સર્વશક્તિધૃક્'-સર્વ (પ્રકારની) શક્તિને ધારણ કરતા. ૨૧

**भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्पिता ।**
**स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥२२॥**

અર્થ—'ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે'-પૃથ્વીમાં ભક્તિના પ્રચારને જ માટે 'સ્વાન્વયકૃત્'-પોતાનો વંશ કરનાર, 'પિતા'-

રક્ષક (પાલક), 'સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ'–પોતાના વંશને વિષે સ્થાપન કર્યું છે પોતાનું સમગ્ર માહાત્મ્ય જેમણે, 'સ્મયાપહઃ–ગર્વનો નાશ કરનાર એવા શ્રીમહાપ્રભુજી. ૨૨

**पतिव्रतापतिः पारलौकिकैहिकदानकृत् ।**
**निगूढहृदयोऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥**

અર્થ—'પતિવ્રતાપતિઃ'–પતિવ્રતાના પોષક, 'પારલૌકિકૈહિકદાનકૃત્'–પરલોક અને આ લોક સંબંધી (સુખનું) દાન (કરનારા), 'નિગૂઢહૃદયઃ'–અતિશય ગુહ્ય હૃદયવાળા અને 'અનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ'–અનન્ય (શ્રીકૃષ્ણમાં જ ભક્તિવાળા) ભક્તોમાં જણાવ્યા છે પોતાના (અંતઃકરણના) હેતુઓ જેમણે. ૨૨૩

**उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।**
**भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ॥ २४ ॥**

અર્થ—' ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ'–ઉપાસના–માર્ગ વગેરે માર્ગોથી મુગ્ધ (ભોળા) પુરુષોના મોહને મટાડનાર અને 'ભક્તિમાર્ગે'–ભક્તિમાર્ગમાં 'સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્'–સર્વ માર્ગથી વિલક્ષણપણા વડે અનુભવ કરનાર. ૨૪

**पृथक् शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ।**
**प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥ २५ ॥**

અર્થ—' પૃથક્ ' જુદી રીતે ' શરણમાર્ગોપદેષ્ટા '–(પરમાત્માનું) શરણ (પ્રાપ્તિ)ના માર્ગનો ઉપદેશ કરનાર, 'શ્રીકૃષ્ણહાર્દવિત્'–શ્રીકૃષ્ણના હાર્દ (હૃદયના ભાવ)ને જાણનાર,

'પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ'-ક્ષણે ક્ષણે નિ
(લતામંડપ)માં લીલાના રસ વડે પરિપૂર્ણ. ૨૫

**तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ।**
**प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहःप्रियः ॥ २६ ॥**

અર્થ—(લતામંડપમાં) 'તત્કથાક્ષિપ્તચિત્તઃ'-શ્રી
ભગવાનની લીલાકથા વડે ખેંચ્યું છે ચિત્ત જેમણે
અને (શ્રીકૃષ્ણની લીલાકથા સિવાય) 'વિસ્મૃતાન્યઃ'-ભુલ
છે અન્ય (પ્રભુકથાથી વિરોધી કાર્ય) જેમણે એવા
'વ્રજપ્રિયઃ'-વ્રજને આહ્લાદ આપનારા (વ્રજ જેમને
છે), 'પ્રિયવ્રજસ્થિતિઃ'-વહાલો છે વ્રજનિવાસ જે
'પુષ્ટિલીલાકર્તા'-ભગવત્કૃપારૂપ લીલાઓના કર્તા અને 'ર
પ્રિયઃ'-ઐકાન્તિક (ભક્ત) છે પ્રિય જેમને (અનન્ય ભક્ત
પ્રીતિવાળા). ૨૬

**भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।**
**सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥ २७ ॥**

અર્થ—'ભક્તેચ્છાપૂરકઃ'-ભક્તોની મનઃકામનાને
કરનારા, 'સર્વાજ્ઞાતલીલઃ'-સર્વ (મનુષ્યો) વડે અજાણી
લીલા જેમની અને 'અતિમોહનઃ'-અત્યંત મોહ પમાડ
એવા અને 'સર્વ+અસક્તઃ=સર્વાસક્તઃ-સર્વને વિષે આસ
વગરના અને 'ભક્તમાત્રાસક્તઃ'-ભક્તમાં જ આસ
(પ્રીતિવાળા),'પતિતપાવનઃ'-પતિતને પવિત્ર કરવાવાળા.

**स्वयशोगानसंहृष्टहृदयाम्भोजविष्टरः ।**
**यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥ २८ ॥**

અર્થ—'સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરઃ'-પોતાનો યશ ગાવાથી પ્રસન્ન થઇને (ભક્તોના) હૃદયકમળમાં છે આસન જેમનું એવા અને 'યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ'-યશરૂપી અમૃતની છોળોથી ડુબાવ્યા છે અન્ય રસો જેમણે એવા અને 'પરઃ'—શ્રેષ્ઠ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

**लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**
**गोवर्द्धनास्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥ २९ ॥**

અર્થ—'લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત'—લીલારૂપી અમૃતના રસાર્દ્ર (રસિક ભાવ)વડે રસિક કર્યા છે સમગ્ર દેહધારીઓને જેમણે એવા અને 'ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહઃ'—શ્રીગોવર્ધનની સ્થિતિમાં (ગોવર્ધનમાં નિવાસ કરવામાં) ઉત્સાહવાળા—અને 'તલ્લીલાપ્રેમપૂરિતઃ'—તે ભગવાનની લીલામાં પ્રેમરસ વડે પરિપૂર્ણ એવા. ૨૯

**यज्ञभोक्ता यज्ञकर्त्ता चतुर्वर्गविशारदः ।**
**सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥**

અર્થ—'યજ્ઞભોક્તા'—યજ્ઞોને ભોગવનારા—'યજ્ઞકર્તા' 'ચતુર્વર્ગવિશારદઃ'—ચતુર્વર્ગ (એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થો)માં કુશલ, 'સત્યપ્રતિજ્ઞઃ'—સાચી પ્રતિજ્ઞાવાળા, 'ત્રિગુણાતીતઃ'—ત્રણ ગુણો (સત્ત્વ, રજ, તમ)થી પર અને 'નયવિશારદઃ'—નીતિમાં ચતુર, અર્થાત્ સંપૂર્ણ નીતિવાળા. ૩૦

**स्वकीर्तिवर्द्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ।**
**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥ ३१ ॥**

અર્થ—'સ્વકીર્તિવર્દ્ધનઃ'-પોતાની કીર્તિને વધારનારા, 'તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ'-ઉત્તરમીમાંસાનાં વ્યાસકૃત સૂત્રોના ભાષ્યના નિરૂપક, 'માયાવાદાખ્યતૂલાગ્નિઃ'-માયાવાદરૂપ કપાસમાં અગ્નિરૂપ અર્થાત્-માયાવાદનું ખંડ કરનારા, 'બ્રહ્મવાદનિરૂપકઃ'-બ્રહ્મવાદના નિરૂપક એવા શ્રીમહાપ્રભુજી.

**अप्राकृताखिलाकल्पभूषितः सहजस्मितः ।**
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुंदरः ॥३२॥**

અર્થ—'અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતઃ'-અલૌકિક સમગ્ર શૃંગારો વડે અલંકૃત અને 'સહજસ્મિતઃ'-સ્વાભાવિક હાસ્યવાળા, 'ત્રિલોકીભૂષણમ્'-ત્રિલોકી (ભૂર્, ભુવર્, સ્વર્ લોક)ને શોભાવનારા, 'ભૂમિભાગ્યમ્'-પૃથ્વીના ભાગ્યરૂપ, 'સહજસુંદરઃ'-સ્વાભાવિક રીતે સુંદર, અર્થાત્ વગર અલંકારે પોતાના સ્વરૂપથી જ શોભતા. ૩૨

**अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ।**
**इत्यानंदनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥ ३३ ॥**

અર્થ–'અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ'-સમગ્ર ભક્તોએ ઉત્તમ રીતે પ્રાર્થના કરવા લાયક છે ચરણકમળનું રજરૂપી ધન જેનું, અર્થાત્-જેના ચરણકમલનું રજરૂપી ધન બધા ભક્તોને ઉત્તમ પ્રકારે (મેળવવાની) ઇચ્છા કરવા યોગ્ય છે એવા શ્રીઆચાર્ય મહાપ્રભુ છે. 'ઇતિ' એ પ્રકારે 'આનંદનિધેઃ'-આનંદસાગર, આનંદના દરિયારૂપ શ્રીમહાપ્રભુજી)નાં 'નામ્નાં'-નામોનું 'અષ્ટોત્તરમ્'-આઠ છે. વધી જેમાં એવું 'શતમ્'-સો અર્થાત્ એકસો ૧૦૦ અને આઠ

૮ 'પ્રોક્તમ્' કહ્યું. (શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ નામ સારી રીતે કહ્યાં). ૩૩

**श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।**
**स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः ॥ ३४ ॥**

અર્થ—'યઃ'–જે 'જનઃ'–મનુષ્ય 'શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિઃ'–શ્રદ્ધા વડે અત્યંત શુદ્ધ બુદ્ધિવાળો થઈને 'અનુદિન' હંમેશાં 'પઠતિ' પાઠ કરે છે એવો 'તદેકમનાઃ' તે પરમાત્મામાં એક જેનું મન છે, અર્થાત્–પરમાત્માને વિષે નિશ્ચયવાળો છે, 'સઃ' તે મનુષ્ય 'ઉક્તાં'–આ સ્તોત્રના છઠ્ઠા શ્લોકમાં કહેલી 'સિદ્ધિ'–સિદ્ધિ (કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ)–ને 'પ્રાપ્નોતિઃ'–પ્રાપ્ત થાય છે; (આ વાતમાં) 'અસંશયઃ'–કાંઈ સંશય નથી. ૩૪

**तदप्राप्तौ वृथा मोक्षस्तदाप्तौ तद्गतार्थता ।**
**अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ॥३५॥**

અર્થ—'તદપ્રાપ્તૌ'–તે સિદ્ધિ (કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિ)ની પ્રાપ્તિ સિવાય 'મોક્ષઃ' (અપિ) મોક્ષ પણ 'વૃથા' વ્યર્થ છે. 'તદાપ્તૌ' તે (સિદ્ધિ) ની પ્રાપ્તિ થાય તો 'તદ્ગતાર્થતા'–તે (સાયુજ્યાદિક મોક્ષ)નું નિરર્થકપણું છે, અર્થાત્ તે જ સિદ્ધિ મેળવનારાઓને સાયુજ્યાદિકની જરૂર પડતી નથી. 'અતઃ'–એટલા માટે 'શ્રીકૃષ્ણરસાર્થિભિઃ'–શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રીતિની ઈચ્છાવાળા પુરુષોએ 'સર્વોત્તમં'–સર્વમાં ઉત્તમ એવું 'સ્તોત્ર'–'જપ્યમ્'–જપ કરવા યોગ્ય છે. ૩૫

અનુ:—શ્રી વાસુદેવ જયશંકરાચાર્ય શાસ્ત્રી

## ૧૦. શ્રીવલ્લભ પ્રભુનું ધ્યાન

### (જપ સમયે મનન યોગ્ય)

હે વલ્લભ પ્રભો, સર્વલીલા સમાન આકૃતિવાળા છો, સર્વ અલૌકિક લીલા ભોગવવામાં આશ્રયરૂપ છો. શ્રીકૃષ્ણચંદ્રના મુખારવિન્દસ્વરૂપ છો. વ્રજસ્ત્રીના મધ્યમાં બિરાજનારા છો. પુષ્ટિમાર્ગ (કૃપામાર્ગ)ના પ્રકાશક છો. રાસસ્ત્રીના હૃદયમાં સ્થાયિભાવાત્મક વિપ્રયોગાગ્નિસ્વરૂપ છો. શ્રીકૃષ્ણસ્વરૂપ છો. સર્વ લીલાના આશ્રયરૂપ છો. સર્વ લીલારસથી ભરપૂર છો. જેમના હૃદયમાં શ્રીકૃષ્ણની લીલાનો ક્ષીર સમુદ્ર છે, જે સ્વાનંદરસથી ભરેલા છો, અમારા નાથ છો એવા શ્રીવલ્લભ પ્રભુ, અમારા હૃદયમાં બિરાજો. આપ પધારીને સાક્ષાત્ ભક્તિનો સંબંધ કરાવો છો. સેવાફળમાં જે પ્રતિબંધ આવતા હોય તે દૂર કરો છો. કૃષ્ણાધરામૃતનો સ્વાદ કરાવવાનું ઉત્તમ ફળ આપો છો. એ ફળ આપવું, આપશ્રીનો સ્વભાવ જ છે. દૈવી નિઃસાધન જીવોનો ઉદ્ધાર કરવા આપ પધાર્યા છો. અમારા ભાગ્યઉદયના નિધિરૂપ છો. પોતાના દૈવી જીવોના ઉદ્ધારમાં તત્પર છો. પોતાના દૈવી જીવોના સ્વપક્ષનું પોષણ કરો છો. અપાર દયાસિંધુ છો. ભક્તિમાર્ગ પ્રકટ કરનારા છો. શ્રુતિના સંદેહને હરનારા છો. મહાઉદાર છો. આપ અનવતારદશાના ભગવાન છો. આપ સદાનંદ સર્વેશ્વર સર્વાત્મા છો. શ્રીકૃષ્ણ વિષે પ્રેમનું દાન કરનારા છો; કારણ આપ સ્નેહ અને તેથી થતા વિયોગાગ્નિનું મૂર્તિમાન સ્વરૂપ

છો. સ્નેહનો–વિપ્રયોગનો–અલૌકિક લીલાઓનો અનુભવ કરાવવાની તિજોરીની કૂંચી પ્રભુએ આપને આપી દીધી છે.[1] માટે દાન કરવું ન કરવું એ આપના હાથમાં છે. યજ્ઞભોકતા ને યજ્ઞકર્તા (યજ્ઞ કરાવનાર ને કરનાર) આપ છો. એવા આપના નામનો જપ કરવાથી ભકિતમાર્ગમાં આવતાં વિઘ્નો નાશ થાય છે, એવો આપના નામનો[2] પ્રભાવ છે. પણ તે નામ ફલરૂપ જાણીને જપવું જોઈએ. શ્રીયમુનાજીના પદમાં કહ્યું છે કે "ફલ ફલિત હોય ફલરૂપ જાને" એટલે નામ અને સેવા પણ ફલરૂપ જાણી કરે; ત્યારે જ ફળે છે, જ્યારે આપણે માનીએ કે એ ફલરૂપ છે. હવે મારે બીજું કાંઈ મેળવવાનું નથી. પણ વલ્લભ નામ જ શ્રીમહાપ્રભુજી જ છે. જે સ્વરૂપે અહીં ભૂતલ પર બિરાજે છે, દર્શન આપે છે, એ જ સ્વરૂપનું સ્મરણ કરવાથી પોતે અધિકાર પ્રાપ્ત થયે આધિદૈવિક સ્વરૂપનાં દર્શન કરાવશે. આ જ સ્વરૂપમાં સ્વામિનીભાવ પુંભાવ તથા સાક્ષી પણ ખરા. ત્રણે આ સ્વરૂપમાં જ છે. રાતદિવસ દીનતા અને નિઃસાધનતા સાથે એમનું નામ લીધા જ કરવું. અષ્ટાક્ષર[3] પંચાક્ષર,

---

૧ જુઓ પાંડુરંગ અને શ્રીવિઠ્ઠલનાથનો પ્રસંગ.

૨ શ્રીવલ્લભ શ્રીવલ્લભ વિના ધ્યાન મુખ ગાય,
સ્વેચ્છાયે તેને હદે આવે વ્રજરાય. (પુષ્ટિપથરહસ્ય)

૩ અષ્ટાક્ષર પંચાક્ષર સભાગવત ગ્રંથસહિત,
શ્રીવલ્લભના નામમાં જો છે પૂર્ણ પ્રતીત.
વ્રજ સંબંધી સહુ વસ્તુ સહ, કૃષ્ણરાધિકા રાણી,
શ્રીવલ્લભના નામમાં સહુ આવ્યું વરવાણી. ( ,, )

સુબોધિનીજી, ષોડશગ્રંથ, વ્રજલીલા[1], નિકુંજલીલા બધું મારે આ નામમાં જ છે. ધ્યાન પણ આ નામમાં જ રહેવું જોઇએ. આ નામમાં જ સાક્ષાત્ સ્વરૂપ જ બિરાજી રહ્યું છે. તે કૃપા કરશે ત્યારે પ્રગટ થઇને દર્શન દેશે. હવે મારું બીજું કર્તવ્ય જ નથી. તાપ ક્લેશ વા વિરહ થાય એ બધું મારે આ નામમાં જ છે. નામમાં જ રૂપ છે, એટલે નામના અર્થનું અનુસંધાન રાખવું. તેથી હવે મારે બીજે શોધવા જવાની જરૂર નથી. નામ પણ તાપ-ક્લેશ-રૂપ અને ફલરૂપ છે. એ પણ એ કરાવે ત્યારે; એટલે મારા જીવની સત્તાથી કાંઈ પણ બને તેમ નથી. લૌકિક જીભથી આવું અલૌકિક નામ શી રીતે દેઇ શકાય? પણ જેને પોતાનો કરવાની ઇચ્છા કરે છે, તેનાથી જ આ નામ દેઇ શકાય છે. પોતે જ પ્રવેશ કરી પોતે પોતાનું નામ દેઇ રહ્યા છે; નામામૃતનું પાન કરાવી રહ્યા છે. "આપ સેવા કરી શીખવે શ્રીહરિ" પોતે જ પોતાનો આનંદ લેઈ રહ્યા છે. નામરૂપે અંદર પોતે જ બિરાજી રહ્યા છે. પણ બ્હાર પ્રકટ થઇને સ્વરૂપાનંદનું દાન ક્યારે કરાવશે, આ પ્રમાણે ભાવનાપૂર્વક નામસ્મરણ કરવું; કારણ શ્રીમહાપ્રભુજીનું માહાત્મ્ય હૃદયમાં ઠસે નહિ ત્યાંસુધી જપનું ઉત્તમ ફળ મળતું નથી. બાકી મંત્રરૂપે છે તેથી સમયે હૃદય તૈયાર થાય ત્યારે દાન થાય છે. (લોહચુંબક ને સોઇનો દાખલો). વચમાં કાંઇ વ્યવધાન વાસના વગેરે હોવું ન જોઇએ.

---

૧ શ્રીજીસ્વામિની સહિત-લલિતાદિક સહરૂપ
શ્રીમહાપ્રભુમાં સમજવું મહાપ્રભુ તદરૂપ. (પુષ્ટિપથરહસ્ય)

ભાવ સમજ્યા વિના રખડતે[1] ચિત્તે પણ નામ લેવાથી દોષ દૂર થાય છે, એવા વિશ્વાસપૂર્વક નામ લેવું જોઇએ.

---

હવે પ્રથમ પરમકૃપાળુ શ્રીગુસાંઇજીકૃત "શ્રીસર્વોત્તમનામાવલી" અને પછી શ્રીહરિરાય મહાપ્રભુજીકૃત "શ્રીમહાપ્રભુજીની અષ્ટોત્તર શતનામાવલી"નો જપ કરવો.

## ૧૧. શ્રીસર્વોત્તમનામાવલી

૧. આનંદાય નમઃ
૨. પરમાનન્દાય નમઃ
૩. શ્રીકૃષ્ણાસ્યાય નમઃ
૪. કૃપાનિધયે નમઃ
૫. દૈવોદ્ધારપ્રયત્નાત્મને નમઃ
૬. સ્મૃતિમાત્રાર્તિનાશનાય નમઃ
૭. શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણાય નમઃ
૮. સાકારબ્રહ્મવાદૈકસ્થાપકાય નમઃ
૯. વેદપારગાય નમઃ
૧૦. માયાવાદનિરાકર્ત્રે નમઃ

---

૧ કૃષ્ણ સેવા તો છે ફળ સર્વતણું—
—ગુરુકૃપા બળે બને કઠિણ તો ઘણું;
પંચવર્ણ અર્થ સકળ સાર છે ભટકતે,
મને જપતાં પણ બેડો પાર છે.
ચિત્ત ભટકતું જો ભોજન કીજીએ,
સ્વાદ ઓછો તદપિ ઉદર ભરી લીજીએ;
મન સ્થિર થવા શોચ રખે રાખતા,
સદાકાળ રહેજો શ્રીકૃષ્ણ નામ ભાખતા. (દયારામભાઇ)

૧૧. સર્વવાદિનિરાસકૃતે નમઃ
૧૨. ભક્તિમાર્ગાબ્જમાર્તંડાય નમઃ
૧૩. સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમાય નમઃ
૧૪. અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવાય નમઃ
૧૫. અંગીકૃતૌ સમર્યાદાય નમઃ
૧૬. મહાકારુણિકાય નમઃ
૧૭. વિભવે નમઃ
૧૮. અદેયદાનદક્ષાય નમઃ
૧૯. મહોદારચરિત્રવતે નમઃ
૨૦. પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષાય નમઃ
૨૧. વૈશ્વાનરાય નમઃ
૨૨. વલ્લભાખ્યાય નમઃ
૨૩. સદ્રૂપાય નમઃ
૨૪. સતાં હિતકૃતે નમઃ
૨૫. જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃતે નમઃ
૨૬. નિખિલેષ્ટદાય નમઃ
૨૭. સર્વલક્ષણસંપન્નાય નમઃ
૨૮. શ્રીકૃષ્ણજ્ઞાનદાય નમઃ
૨૯. ગુરવે નમઃ
૩૦. સ્વાનન્દતુન્દિલાય નમઃ
૩૧. પદ્મદલાયતવિલોચનાય નમઃ
૩૨. કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયાય નમઃ
૩૩. પતયે નમઃ
૩૪. રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિષે નમઃ
૩૫. ભક્તસેવિતાય નમઃ
૩૬. સુખસેવ્યાય નમઃ
૩૭. દુરારાધ્યાય નમઃ

૩૮. દુર્લભાંઘ્રિસરોરુહે નમઃ
૩૯. ઉગ્રપ્રતાપાય નમઃ
૪૦. વાક્સીધુપૂરિતાશેષસેવકાય નમઃ
૪૧. શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમાય નમઃ
૪૨. તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહાય નમઃ
૪૩. સાંનિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમ્ણે નમઃ
૪૪. વિમુક્તિદાય નમઃ
૪૫. રાસલીલૈકતાત્પર્યાય નમઃ
૪૬. કૃપયૈતત્કથાપ્રદાય નમઃ
૪૭. વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકાય નમઃ
૪૮. ભક્ત્યાચારોપદેષ્ટ્રે નમઃ
૪૯. કર્મમાર્ગપ્રવર્તકાય નમઃ
૫૦. યાગાદૌ ભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકાય નમઃ
૫૧. પૂર્ણાનન્દાય નમઃ
૫૨. પૂર્ણકામાય નમઃ
૫૩. વાક્પતયે નમઃ
૫૪. વિબુધેશ્વરાય નમઃ
૫૫. કૃષ્ણનામસહસ્રસ્ય વક્ત્રે નમઃ
૫૬. ભક્તપરાયણાય નમઃ
૫૭. ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકાય નમઃ
૫૮. સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયાય નમઃ
૫૯. તાદૃશાવેષ્ટિતાય નમઃ
૬૦. સ્વદાસાર્થકૃતાશેષસાધનાય નમઃ
૬૧. સર્વશક્તિધૃષે નમઃ
૬૨. ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃતે નમઃ
૬૩. પિત્રે નમઃ
૬૪. સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યાય નમઃ
૬૫. સ્મયાપહાય નમઃ

૬૬. પતિવ્રતાપતયે નમઃ
૬૭. પારલૌકિકૈહિકદાનકૃતે નમઃ
૬૮. નિગૂઢહૃદયાય નમઃ
૬૯. અનન્યભક્તેષુ જ્ઞાપિતાશયાય નમઃ
૭૦. ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકાય નમઃ
૭૧. ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃતે નમઃ
૭૨. પૃથક્શરણમાર્ગોપદેષ્ટ્રે નમઃ
૭૩. શ્રીકૃષ્ણહાર્દવિદે નમઃ
૭૪. પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતાય નમઃ
૭૫. તત્કથાક્ષિપ્તચિત્તાય નમઃ
૭૬. તદ્વિસ્મૃતાન્યાય નમઃ
૭૭. વ્રજપ્રિયાય નમઃ
૭૮. પ્રિયવ્રજસ્થિતયે નમઃ
૭૯. પુષ્ટિલીલાકર્ત્રે નમઃ
૮૦. રહઃપ્રિયાય નમઃ
૮૧. ભક્તેચ્છાપૂરકાય નમઃ
૮૨. સર્વાજ્ઞાતલીલાય નમઃ
૮૩. અતિમોહનાય નમઃ
૮૪. સર્વાસક્તાય નમઃ
૮૫. ભક્તમાત્રાસક્તાય નમઃ
૮૬. પતિતપાવનાય નમઃ
૮૭. સ્વયશોગાનસંહૃષ્ટહૃદયામ્ભોજવિષ્ટરાય નમઃ
૮૮. યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસાય નમઃ
૮૯. પરાય નમઃ
૯૦. લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃતે નમઃ
૯૧. ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહાય નમઃ
૯૨. તલ્લીલાપ્રેમપૂરિતાય નમઃ

૯૩. યજ્ઞભોક્ત્રે નમઃ
૯૪. યજ્ઞકર્ત્રે નમઃ
૯૫. ચતુર્વર્ગવિશારદાય નમઃ
૯૬. સત્યપ્રતિજ્ઞાય નમઃ
૯૭. ત્રિગુણાતીતાય નમઃ
૯૮. નયવિશારદાય નમઃ
૯૯. સ્વકીર્તિવર્દ્ધનાય નમઃ
૧૦૦. તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકાય નમઃ
૧૦૧. માયાવાદાખ્યતૂલાગ્નયે નમઃ
૧૦૨. બ્રહ્મવાદનિરૂપકાય નમઃ
૧૦૩. અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતાય નમઃ
૧૦૪. સહજસ્મિતાય નમઃ
૧૦૫. ત્રિલોકીભૂષણાય નમઃ
૧૦૬. ભૂમિભાગ્યાય નમઃ
૧૦૭. સહજસુન્દરાય નમઃ
૧૦૮. અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનાય નમઃ

---

## ૧૨. શ્રીમહાપ્રભુની ૧૦૮ નામાવલી

श्रीवल्लभाख्यस्वस्वामिनामानि स्वीयतुष्टये ।
यथामति वदिष्यामि तदाश्रितजनाश्रयः ॥१॥

શ્રીમહાપ્રભુજીના આશ્રિત ભગવદીયોનો આશ્રિત હું પોતપોતાના સંતોષને માટે પોતાના સ્વામી શ્રીવલ્લભાધીશ્વરના નામોને કહીશ. ૧

૧. શ્રીવલ્લભાય નમઃ ।

स्नेहवद्भिर्लभ्यते इति वल्लभः અથવા वल्लति—चेष्टयतीति वल्लभः । નેહવાળા ભક્તોને મળી શકે માટે વલ્લભ અથવા પોતાનાઓને કૃપાથી પોતામાં તલ્લીન કરે તે વલ્લભ, આવા શ્રીવલ્લભાચાર્યને પ્રણામ. ૧

**૨. શ્રીમહાલક્ષ્મીપતયે નમઃ ।**

શ્રીમહાલક્ષ્મીજીના પતિને નમન. ૨

**૩. શ્રીગોપીનાથજનકાય નમઃ ।**

શ્રીગોપીનાથજીના પિતાશ્રીને નમસ્કાર. ૩

**૪. શ્રીવિઠ્ઠલેશે સ્વાખિલમાહાત્મ્યસ્થાપકાય નમઃ ।**

શ્રીવિઠ્ઠલનાથજીમાં પોતાનું બધું માહાત્મ્ય સ્થાપન કરનારને પ્રણામ. ૪

**૫. તીર્થયાત્રાચરણસઞ્ચારકર્ત્રે નમઃ ।**

તીર્થયાત્રામાં ચરણથી સંચાર કરનારને નમન. ૫

**૬. વાદિવૃન્દમુખધ્વંસકાય નમઃ ।**

વાદિજનોના મુખને નિરુત્તર કરનારને પ્રણામ. ૬

**૭. માયામતખણ્ડકાય નમઃ ।**

માયાવાદરૂપી મતનું ખંડન કરનારને નમસ્કાર. ૭

**૮. ભક્તિપથપ્રવર્તકાય નમઃ ।**

ભક્તિમાર્ગના પ્રવર્તકને પ્રણામ. ૮

**૯. શુદ્ધબ્રહ્મવાદબોધકાય નમઃ ।**

શુદ્ધ બ્રહ્મવાદનો બોધ કરનારને પ્રણામ. ૯

**૧૦. સ્વજનહૃદયશોધકાય નમઃ ।**

સ્વકીય જનોના હૃદયને શુદ્ધ કરનારને નમન. ૧૦

**૧૧. સન્નિધિમાત્રદત્તસ્વભાવાય નમઃ ।**

સાન્નિધ્ય માત્રથી પોતાના પ્રેમનું દાન કરનારને પ્રણામ. ૧૧

**૧૨. સ્વતન્ત્રભક્તિરૂપાય નમઃ ।**

સ્વતન્ત્ર ભક્તિસ્વરૂપને પ્રણામ. ૧૨

**૧૩. સર્વોદ્ધારકાય નમઃ ।**

સર્વનો ઉદ્ધાર કરનારને નમન. ૧૩

**૧૪. શ્રીકૃષ્ણાજ્ઞામાત્રપ્રકટાય નમઃ ।**

શ્રીઠાકોરજીની આજ્ઞા માત્રથી પ્રકટ થયેલાને નમસ્કાર. ૧૪

**१५. करुणानिधये नमः ।**
દયાના ભંડારને પ્રણામ. ૧૫

**१६ श्रीकृष्णास्याय नमः ।**
સદાનન્દ શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુના મુખારવિન્દને પ્રણામ. ૧૬

**१७. कृष्णविरहविरक्ताय नमः ।**

શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુના વિરહને જણાવવા વિરક્ત સંન્યાસાશ્રમ ગ્રહણ કરનારને પ્રણામ, ('વિરહના અનુભવ માટે સર્વ ત્યાગનો ઉપદેશ કરનાર' આવું નામ શ્રીસર્વોત્તમજીમાં છે.) ૧૭

**१८. सदानन्दासक्ताय नमः ।**

સદાનન્દ શ્રીકૃષ્ણચન્દ્રમાં આસક્ત એવા શ્રીમહાપ્રભુજીને પ્રણામ; ("कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परं ब्रह्म 'कृष्ण' इत्यभिधीयते ॥" આમ સત્ અને આનન્દનો અર્થ "कृष्ण" એ થાય છે, જેથી सदानन्द શ્રીકૃષ્ણ જ છે.) ૧૮

**१९. दैवजीवजनिसार्थकतासम्पादकाय नमः ।**
દૈવી જીવોના જન્મને સાર્થક કરનારને નમસ્કાર. ૧૯

**२०. अतिकरुणाय नमः ।**
અતિ દયાળુને નમસ્કાર. ૨૦

**२१. अलौकिकवह्नये नमः ।**

શ્રીપ્રભુના મુખારવિન્દના અધિષ્ઠાતા અલૌકિક દીવ્ય અગ્નિ-સ્વરૂપને નમસ્કાર. ૨૧

**२२. विषयासक्तिविदूषकाय नमः ।**
જીવોની વિષયાસક્તિનો નાશ કરનારને પ્રણામ. ૨૨

**२३. निजजनहृदयविभूषकाय नमः ।**
પોતાના જનોના હૃદયને શણગારનારને નમન. ૨૩

**२४. तापात्मने नमः ।**
વિરહાગ્નિસ્વરૂપને નમસ્કાર. ૨૪

**૨૫. સર્વનિરપેક્ષાય નમઃ ।**

સર્વ વસ્તુથી નિરપેક્ષને નમસ્કાર. ૨૫

**૨૬. ભક્તરક્ષકાય નમઃ ।**

ભક્તોની રક્ષા કરનારને નમન. ૨૬

**૨૭. પતિતસંગ્રહણાય નમઃ ।**

પતિતજનોને પાવન કરનારને પ્રણામ. ૨૭

**૨૮. અશરણશરણાય નમઃ ।**

નિરાધારના આધારને પ્રણામ. ૨૮

**૨૯. સર્વકારણાય નમઃ ।**

સર્વના હેતુરૂપને નમન. ૨૯

**૩૦. અન્તઃસ્થિતકૃષ્ણાય નમઃ ।**

જેમના અન્તઃકરણમાં શ્રીકૃષ્ણ વિરાજે છે એવા શ્રીમહાપ્રભુજીને પ્રણામ; (આ હકીકત "नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम्" આ શ્રીમહાપ્રભુજીના વચનામૃતથી સ્પષ્ટ સમજાય છે.) ૩૦

**૩૧. અખિલલીલારસભરાક્રાન્તાય નમઃ ।**

સમગ્ર ભગવલ્લીલાના રસના ભારથી ભરપૂર એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૩૧

**૩૨. અનુગૃહીતભ્રાન્તાય નમઃ ।**

ભ્રાન્ત જીવો ઉપર અનુગ્રહ કરનારને નમન. ૩૨

**૩૩. આનન્દમાત્રાય નમઃ ।**

માત્ર આનન્દસ્વરૂપને નમન; (પ્રભુ જેમ "આનન્દમાત્રકરપાદમુખોદરાદિ" છે તેવા.) ૩૩

**૩૪. નિજાનન્દહેતવે નમઃ ।**

પોતાનાઓના આનન્દના કારણ-રૂપને નમસ્કાર. ૩૪

**૩૫. રતિપથકેતવે નમઃ ।**

ભગવાન્‌માં રમણ-રતિ-આનન્દના માર્ગના ધ્વજ-રૂપને નમસ્કાર. ૩૫

**૩૬. ભગવદ્ધર્મસેતવે નમઃ ।**

શ્રીષડૈશ્વર્યસમ્પન્ન શ્રીઠાકોરજીના ધર્મોની મર્યાદારૂપ શ્રીવલ્લભાધીશને નમન. ૩૬

**૩૭. બ્રહ્મસમ્બન્ધકરણાય નમઃ ।**

દૈવીજીવોને બ્રહ્મસમ્બન્ધ કરાવનારને નમન. ૩૭

**૩૮. સર્વદોષનાશકાય નમઃ ।**

સર્વના દોષોનો નાશ કરનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૩૮

**૩૯. શુદ્ધભાવવિકાસકાય નમઃ ।**

શુદ્ધ ભાવને પ્રકટ કરનારને પ્રણામ. ૩૯

**૪૦. શ્રીભાગવતતામરસતરણયે નમઃ ।**

શ્રીભાગવતરૂપ કમલને ખીલવવાને સૂર્યરૂપને નમન. ૪૦

**૪૧. સ્થાપિતભક્તિસરણયે નમઃ ।**

ભક્તિમાર્ગનું સ્થાપન કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૪૧

**૪૨. સ્વજનભાગ્યરૂપાય નમઃ ।**

પોતાના જનોના ભાગ્યરૂપને નમસ્કાર. ૪૨

**૪૩. નિજજનદત્તવૈરાગ્યાય નમઃ ।**

પોતાના જનોને વૈરાગ્યનું દાન કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર.૪૩

**૪૪. રસજ્ઞશિરોમણયે નમઃ ।**

રસરૂપ શ્રીકૃષ્ણ અથવા ભક્તિરસ અથવા નવ રસોના જ્ઞાતા-શિરોમણિ શ્રીમહાપ્રભુજીને પ્રણામ; ( रसो वै सः એમ શ્રુતિ શ્રીકૃષ્ણ-ચન્દ્ર પ્રભુને રસરૂપ કહે છે, તેમ "मल्लानामशनिः" આ પદ્યમાં ૧૦ રસ કહેવામાં આવ્યા છે તે રસ સમજવા.) ૪૪

**૪૫. નિઃસાધનસ્વકીયાર્થકૃતાખિલપ્રયત્નાય નમઃ ।**

પોતાના નિઃસાધન જીવો માટે સર્વ પ્રયત્ન કરનારને નમન. ૪૫

**૪૬. અસ્મત્પતયે નમઃ ।**

અમારા ધણીને નમસ્કાર. ૪૬

૪૭. સ્વજનૈકગતયે નમઃ ।

સ્વજનોના એક ગતિરૂપને નમન. ૪૭

૪૮. રહોરતયે નમઃ ।

એકાન્તમાં પ્રીતિવાળાને નમન; ("अरतिर्जनसंसदि" આ જ્ઞાની પુરુષોનું અસાધારણ લક્ષણ છે.) ૪૮

૪૯. ભાવભાવનૈકમતયે નમઃ ।

ભગવત્સેવાના ભાવની ભાવના કરવામાં જેમની એક મતિ છે તેઓશ્રીને નમન. ૪૯

૫૦. શુદ્ધપુષ્ટિપતયે નમઃ ।

શુદ્ધ પુષ્ટિજીવોના પતિને નમન. ૫૦

૫૧. વિયોગયોગિને નમઃ ।

વિયોગ કરીને મેળાપ કરનારને નમન; ("विरहय्य काङ्क्षे" વિરહ કરીને ઇચ્છુ છું, આ વૃત્રવાકય સ્ફુટ છે.) ૫૧

૫૨. ભાવરસભોગિને નમઃ ।

પ્રેમરસના ભોક્તાને પ્રણામ. ૫૨

૫૩. ભાવાત્મકાનન્દાય નમઃ ।

ભાવાત્મક આનન્દરૂપને નમન. ૫૩

૫૪. ભાવવદાશ્રયાય નમઃ ।

પ્રેમીજનોના આશ્રયને નમન. ૫૪

૫૫. ભાવદાત્રે નમઃ ।

ભાવ પ્રેમનું દાન કરનારને નમન. ૫૫

૫૬. સ્ત્રીશૂદ્રાદિહિતકર્ત્રે નમઃ ।

સ્ત્રી-શૂદ્રાદિના હિતકર્તાને પ્રણામ. ૫૬

૫૭. ફલરૂપાય નમઃ ।

ફલસ્વરૂપ શ્રીમહાપ્રભુજીને નમન. ૫૭

૫૮. ફલસેવાપ્રદર્શકાય નમઃ ।

ફલરૂપ સેવા બતાવનારને નમન. ૫૮

૫૯. મનોમાત્રસેવ્યાય નમઃ ।
મનપૂર્વક સેવવા યોગ્યને નમન. ૫૯
૬૦. મનોવિનોદહેતવે નમઃ ।
મનના આનન્દના હેતુરૂપને નમન. ૬૦
૬૧. અખિલસ્મારકાય નમઃ ।
સમગ્રલીલાનું સ્મરણ કરાવનાર શ્રીમહાપ્રભુજીને પ્રણામ. ૬૧
૬૨. પતિતતારકાય નમઃ ।
પતિત જનોના તારણહારને નમન. ૬૨
૬૩. શ્રુતિપથમર્યાદાધારકાય નમઃ ।
વેદમાર્ગની મર્યાદાને ધારણ કરનાર શ્રીમહાપ્રભુને નમસ્કાર. ૬૩
૬૪. નિજજનક્લેશહારકાય નમઃ ।
પોતાના જનોના ક્લેશને હરણ કરનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૬૪
૬૫. અપારસુખકારકાય નમઃ ।
અપાર સુખના કર્તાને નમન. ૬૫
૬૬. કૃપાપૂર્ણાય નમઃ ।
કૃપાથી પૂર્ણ એવા શ્રીવલ્લભને નમન. ૬૬
૬૭. વિવિધાપરાધક્ષમાય નમઃ ।
વિવિધ અપરાધોને માફ કરનારને નમન. ૬૭
૬૮. ભક્તવશ્યાય નમઃ ।
ભક્તાધીન પ્રભુને નમસ્કાર. ૬૮
૬૯. ભક્તકૃપાર્થકૃતકૃષ્ણાજ્ઞાદ્વયોલ્લઙ્ઘનાય નમઃ ।
ભક્તો ઉપર કૃપા કરવા સારુ શ્રીકૃષ્ણપ્રભુની બે આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર; ("आज्ञा पूर्वन्तु या जाता गङ्गासागरसङ्गमे । यापि पत्तान्मधुवने न कृतं तद्द्वयं मया ॥" શ્રીઅન્તઃકરણ પ્રબોધમાં આ હકીકત સ્પષ્ટ છે.) ૬૯
૭૦. રસઘનાય નમઃ ।
રસથી ભરપૂર એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૭૦

૭૧. સ્વજનજીવનસાધનાય નમઃ ।

સ્વકીય જનોના જીવનના સાધનરૂપ શ્રીવલ્લભાધીશ્વરને નમસ્કાર. ૭૧

૭૨. વિહિતસ્વજનાવનાય નમઃ ।

પોતાના જનોનું રક્ષણ કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૭૨

૭૩. સ્મરણમાત્રાર્તિનાશનાય નમઃ ।

સ્મરણ માત્રથી પીડાને નાશ કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૭૩

૭૪. હરિપ્રિયાય નમઃ ।

પ્રભુને પ્રિય તેમ પ્રભુ જેને વહાલા છે એવા શ્રીમદ્વલ્લભાધીશ્વરને નમસ્કાર. ૭૪

૭૫. યમુનાપ્રાર્થકાય નમઃ ।

શ્રીમહારાણીજીની સ્તુતિ કરનારને નમસ્કાર. ૭૫

૭૬. તત્સમ્પાદિતનૂતનતનવે નમઃ ।

તે શ્રીયમુનાજીએ સિદ્ધ કરેલ છે નવીન શ્રીઅંગ જેનું એવા શ્રીવલ્લભને નમસ્કાર. ૭૬

૭૭. રાજીવલોચનાય નમઃ ।

કમળનેત્ર શ્રીમહાપ્રભુજીને નમન. ૭૭

૭૮. ભક્તદુઃખવિમોચકાય નમઃ ।

ભક્તનાં દુઃખનો નાશ કરનારને નમન. ૭૮

૭૯. રાસલીલારસપરાયણાય નમઃ ।

શ્રીપ્રભુની રાસલીલાના રસમાં પરાયણ શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૭૯

૮૦. નિજજનસમૂહસેવિતચરણાય નમઃ ।

પોતાના જનોના સમૂહે જેમના ચરણની સેવા કરેલ છે એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૮૦

૮૧. ફુલરૂપચરણરેણવે નમઃ ।

ફુલરૂપ જેમના ચરણની રજ છે એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૮૧

૮૨. કૃષ્ણાશ્રયહૃદયાય નમઃ ।

શ્રીભગવદાશ્રયમાં અથવા શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં જેમનું હૃદય છે એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૮૨

૮૩. લીલામયાય નમઃ ।

ભગવલ્લીલામય એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૮૩

૮૪. લીલાશ્રયસ્વહૃદયૈકવિચારકાય નમઃ ।

ભગવલ્લીલાના આશ્રયરૂપ પોતાના હૃદયમાં એક લીલાસંબન્ધી વિચાર કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૮૪

૮૫. આનન્દમૂર્તયે નમઃ ।

આનન્દ સ્વરૂપ શ્રીમહાપ્રભુજીને નમન. ૮૫

૮૬. વિરચિતસ્વજનમનોરથપૂર્તયે નમઃ ।

સ્વજનોના મનોરથની પૂર્તિ કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૮૬

૮૭. સ્વજનદ્વેષિદાહકાય નમઃ ।

સ્વજનોના દ્વેષીઓનો દાહ કરનાર શ્રમહાપ્રભુજીને નમન. ૮૭

૮૮. સ્વપક્ષપોષકાય નમઃ ।

સ્વકીય પક્ષના પોષક એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૮૮

૮૯. વાક્પીયૂષવૃષ્ટિકર્ત્રે નમઃ ।

વાણીરૂપી અમૃતની વૃષ્ટિ કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૮૯

૯૦. સ્વજનહૃદયસન્તોષકાય નમઃ ।

સ્વજનોનાં હૃદયને સન્તુષ્ટ કરનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૯૦

૯૧. મદનાભિરામાય નમઃ ।

કામદેવ કરતાં પણ સુન્દર શ્રીમહાપ્રભુજીને નમન. ૯૧

૯૨. પૂર્ણકામાય નમઃ ।

પૂર્ણકામનાવાળા શ્રીમહાપ્રભુજીને નમન. ૯૨

૯૩. કૃતદિગ્વિજયાય નમઃ ।

દિશાઓનો વિજય કરનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૯૩

૯૪. વિહિતસ્વજનદુરિતવિલયાય નમઃ ।

પોતાના જનોના દુરિત–પાપનો નાશ કરનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૯૪

૯૫. અભયપ્રદાય નમઃ ।

અભયદાન દેનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૯૫

૯૬. કાલાદિભયહેતવે નમઃ ।

કાળ વગેરેને ભયના કારણરૂપ એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૯૬

૯૭. નિઃસાધનાવલમ્બનાય નમઃ ।

નિઃસાધન જીવોના આલમ્બન–આશ્રયરૂપી શ્રીમહાપ્રભુજીને નમન. ૯૭

૯૮. ભાવભૂષણભૂષિતાય નમઃ ।

શ્રીભાગવતજીના ભાવરૂપી ભૂષણથી શણગારેલ શ્રીમહાપ્રભુજીને નમન. ૯૮

૯૯. સૌભાગ્યભાજનસ્વજનાય નમઃ ।

જેમનાં સ્વજનો સૌભાગ્યનું પાત્ર છે એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૯૯

૧૦૦. દાસ્યકરણોચિતસ્વરૂપાય નમઃ ।

દાસ્ય કરવાને યોગ્ય જેમનું સ્વરૂપ છે, (તાત્પર્ય કે જો દાસ્ય કરવું યોગ્ય હોય તો તે શ્રીમહાપ્રભુજીનું જ) એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૧૦૦

૧૦૧. ફલરૂપદાસ્યાય નમઃ ।

ફલરૂપ છે દાસ્ય જેમનું એવા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર; (તાત્પર્ય કે શ્રીમહાપ્રભુજીએ જે દાસ્યધર્મ બતાવ્યો છે તે ફલરૂપ છે.) ૧૦૧

૧૦૨. મુખશોભિતમન્દહાસ્યાય નમઃ ।

મુખારવિન્દમાં શોભાયુક્ત છે મન્દહાસ્ય જેમને એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૧૦૨

**૧૦૩. સાનુકમ્પનયનાય નમઃ ।**

અનુકમ્પા–દયાયુક્ત છે નયન–નેત્રકળ જેમનાં એવા શ્રીમહાપ્રભુજીને નમન. ૧૦૩

**૧૦૪. વિસ્મૃતલૌકિકાય નમઃ ।**

લૌકિકને ભૂલી જનાર શ્રીમહાપ્રભુજીને નમન. ૧૦૪

**૧૦૫. વારિતસ્વજનસંસારાય નમઃ ।**

સજ્જનોના સંસારને નિવૃત્ત કરનાર શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૧૦૫

**૧૦૬. નિત્યનિવૃત્તલોકવેદકૃતસ્મૃતયે નમઃ ।**

લોક તથા વેદનું સ્મરણ જેમને નિરન્તર નિવૃત્ત થઈ ગયેલ છે એવા ભગવદ્ભાવમગ્ન શ્રીમહાપ્રભુજીને નમન. ૧૦૬

**૧૦૭. પરમાનન્દસુધાભરભરિતમૂર્તયે નમઃ ।**

પરમાનન્દરૂપ અમૃતના ભારથી ભરપૂર મૂર્તિવાળા શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૧૦૭

**૧૦૮. અસ્મત્સર્વસ્વરૂપાય નમઃ ।**

અમારા–આપણા સર્વસ્વરૂપ શ્રીમહાપ્રભુજીને નમસ્કાર. ૧૦૮

**इति नामानि जप्यानि श्रीवल्लभमहाप्रभोः ।**
**तत्पदाम्भोजयुगले भक्तिमात्रार्थिभिः सदा ॥ १ ॥**

તે શ્રીમહાપ્રભુજીના યુગલ ચરણકમળમાં માત્ર-ભક્તિની ઇચ્છાવાળા ભક્તોએ શ્રીમાન્ વલ્લભાધીશ–મહાપ્રભુજીનાં આ ઉપર કહેવામાં આવેલાં એકસો આઠ નામોનો હમેશાં જપ કરવો. ૧

**ઇતિ શ્રીહરિરાયમહાપ્રભુજી–વિરચિત શ્રીમહાપ્રભુજીની**
**૧૦૮ નામાવલી સંપૂર્ણ**

---

## ૧૩. જપફૂલ

શ્રીકૃષ્ણરસ પ્રાપ્ત કરવાની જેઓની ઇચ્છા હોય
તેઓએ આ નામાવલીનો જપ કરવો. પ્રથમ મૂળ સ્તોત્રને
પાઠ કરવાનું કહેવામાં આવ્યું છે અને હવે જપ કરવાનું કહે
વામાં આવે છે, તેનો આશય એવો છે કે જ્યાંસુધી સ્તો
સંદેહરહિત ન આવડે ત્યાંસુધી તો પાઠ જ કરવો; પા
જ્યારે સારી રીતે સ્તોત્ર આવડી જાય ત્યારે ગુપ્ત રી
તેનો જપ કરવો; પણ પ્રકટ રીતે પાઠ ન કરવો. ચ
ભાવાર્થ જણાવવા શ્રીગુસાંઇજીએ જપ કરવાની આજ્ઞ
કરેલી છે. આ નામાવલીઓનો જપ કરવાનો અધિકા
શ્રીકૃષ્ણરસના અર્થીઓનો છે. જેઓને શ્રીકૃષ્ણ પ્રાપ્ત કરવા
ઇચ્છા હોય તેઓએ આ નામાવલીઓનો જપ કરવો.

પુષ્ટિમાર્ગમાં સર્વ લીલાઓ ભાવાત્મક પ્રભુની છે.
વ્રજ ભક્તોના હૃદયસ્થ છે. આ ભાવ સર્વથા સ્વામિનીઓમ
સહજ સિદ્ધ છે. પણ જો નિઃસાધનતાનું દૈન્ય દેખી પ્ર
કૃપા કરે તો તે ભાવનાત્મક સ્વરૂપ પધારે, માટે વિ
યોગાત્મક સ્વરૂપ શ્રીમહાપ્રભુજીને શરણે જઇ નિઃસાધનતા
દૈન્ય દર્શાવવું, તે સર્વ કાંઈ સિદ્ધ કરશે. આ સ્વામિનીહૃદયસ
ભાવનાત્મક સ્વરૂપનુંજ મુખારવિન્દ શ્રીમહાપ્રભુજી જ
ભાવાત્મક સ્વરૂપનાં અવયવો પણ ભાવાત્મક રસાકાર આનં
ઘન છે. શ્રીમહાપ્રભુજીનું ધ્યાન શ્રીસ્વામિનીજીના હૃદયમ
બિરાજનાર વિપ્રયોગભાવાત્મક શ્રીકૃષ્ણ સ્વરૂપ વિચારી
કરવું. વ્રજાંગનાના હૃદયમાં બિરાજનાર વિપ્રયોગ ભાવાત્મ

સ્વરૂપનુંજ મુખારવિન્દ શ્રીમહાપ્રભુજી છે, તે વાત ભૂલવી નહિ. વ્રજસ્રીઓના સમૂહમાં જે આનંદ અનુભવાય છે તે આનંદનું દાન શ્રીમહાપ્રભુજી જ કરે છે; બીજાની સત્તા નથી. તેથી શ્રીમહાપ્રભુજી ભક્તને માટે ભાવાત્મક ભક્તિનો પ્રચાર કરવા ભૂતલ પર પધાર્યા છે. "પોતે શ્રીકૃષ્ણનું મુખારવિન્દ છે." શ્રીકૃષ્ણ એટલે સ્વામિનીજી સાથે બિરાજતા નિકુંજનાયક પ્રભુ જ્યારે સુંદરતાની સીમારૂપ શ્રીપ્રિયાજી સાથે બિરાજે છે અને અનેક પ્રકારની અલૌકિક રસમય લીલા કરે છે ત્યારે શ્રીપ્રભુના શ્રીમુખની શોભા પણ કાંઈ ઓર જ બને છે. એવું સુંદરતાથી ભરેલું શ્રીમુખ એ જ શ્રીવલ્લભાધીશ્વરનું સ્વરૂપ છે. શ્રીકૃષ્ણ પ્રભુના વિરહ વખતનો સ્રીઓનો વિરહભાવરૂપી જે અગ્નિ તે શ્રીમહાપ્રભુજી છે. આ સ્વરૂપનું ધ્યાન કરવાથી અધરામૃતની સિદ્ધિ થાય છે.

પુષ્ટિજપકોએ શ્રીમહાપ્રભુજીનાં નામનો આ ભાવથી જપ કરવોઃ

**जपस्तु तापक्लेशैर्विगाढभावेन कीर्तनं नाम्नाम् ।**
નામકીર્તન તાપકલેશ–પૂર્વક વિગાઢ ભાવથી થાય, તેનું નામ જપ.

## ૧૪. શ્રીમહાપ્રભુજીના માહાત્મ્યના પ્રસંગોનું દિગ્દર્શન

૧. શ્રીમહાપ્રભુજી પુરુષોત્તમનું મુખારવિન્દ હોવાથી પુરુષોત્તમરૂપે હોઈ આધિદૈવિક અગ્નિસ્વરૂપે પણ છેઃ કારણ, વેદમાં પણ **मुखादग्निरजायत** આ શ્રુતિથી મુખારવિન્દ અગ્નિનું પ્રાકટ્ય કહ્યું છે. વળી **आचार्यं मां विजानीयात्** ઇત્યાદિ વાકયોથી આપને ભાગવતાદિકમાં પુરુષોત્તમસ્વરૂપે પણ કહ્યા છે. તેથી શ્રીગુસાંઇજી શ્રીવલ્લભાષ્ટકમાં **वस्तुतः कृष्ण एव** ઇત્યાદિ વાકયથી પુરુષોત્તમત્વ પ્રતિપાદન કરે છે. અને એનો અનુભવ શિષ્ય કરવાની ઇચ્છાવાળા એક વૃદ્ધ મહા-પુરુષને થયો છે. નિજવાર્તા પ્રસંગ હવે.

૨. તેમ જ દામોદરદાસના ભાઇઓએ પણ શ્રીમહા-પ્રભુજીનું તેજોમય અગ્નિસ્વરૂપ જોયું હતું, છતાં દૈવી નહિ હોવાથી શરણે ગયા નહિ. નિજ. પ્રસંગ ૩.

૩. તેમ જ કૃષ્ણદેવરાજાને પણ વિદ્યાનગરમાં પોતાનું ઐશ્વર્ય દેખાડયું છે.

૪. શ્રીમહાપ્રભુજીએ પોતાના ભક્તમાં પણ અલૌકિક સામર્થ્યનું દાન કર્યું હતું. જુઓ પ્રભુદાસની વાર્તા. દહીંના બદલામાં મુક્તિ આપી. તેમ જ વાસુદેવદાસ છકડા, કૃષ્ણદાસ મેઘન, જીવણદાસ વગેરે

૫. શ્રીમહાપ્રભુજીએ ઠકરાણી ઘાટ પર વાટવાના પ્રસંગમાં એક વેરાગીને પોતાનું ઐશ્વર્ય બતાવ્યું હતું. નિજ. પ્રસંગ. ૧૩.

૬. શ્રીજગન્નાથજીમાં એકાદશીને દિવસે હસ્તમાં મહાપ્રસાદ આવતાં મહાપ્રસાદનું માહાત્મ્ય દ્વાદશીના

પ્રાતઃકાળ સુધી કર્યું. એકાદશી સાચવી મહાપ્રસાદ લીધો. એ ઇશ્વર વિના કોણ કરી શકે? નિજ. પ્રસંગ ૧૫.

૭. વળી શ્રીજગન્નાથજીમાં ધર્મના ઝગડા માટે રાજાએ વિનંતી કરી કે આનું સમાધાન કરો. ત્યારે આપે કહ્યું કે કોરો કાગળ તથા ખડિયો શ્રીજગન્નાથરાયજી આગળ મૂકો. એ આજ્ઞા કરે તે આપણે કબૂલ છે. એ પ્રમાણે કરવાથી શ્રીજગન્નાથરાયજીએ નીચેનો શ્લોક લખ્યોઃ

एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।
मंत्रोप्येकस्तस्य नामानि यानि, कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

આથી સર્વેનું સમાધાન થયું ને સર્વે રાજી થયા. આ કેવી ઇશ્વરતા! વિશેષ જાણવા માટે પ્રસંગ ૧૫.

૮. શ્રીમહાપ્રભુજીએ સિદ્ધપુરમાં હાકેમને પોતાનું અગ્નિસ્વરૂપ બતાવ્યું (ચકડોળનો પ્રસંગ) નિજ વાર્તા પ્રસંગ ૧૭.

૯. શંખોદ્ધારમાં આપ કથા કહેતા હતા ત્યારે વરસાદ ચઢીને આવ્યો, ત્યારે આપે આજ્ઞા કરી કે કથાની આજુબાજુ વર્ષજે; એટલે જેટલામાં શ્રોતાઓ બેઠા હતા તેટલામાં એક ટીપું પડયું નહિ. કેવી ઈશ્વરતા! નિજ. પ્રસંગ ૧૯.

૧૦. ગોવિન્દઘાટ પર રાઘવદાસ નામના સાધુને ચમત્કાર બતાવ્યોઃ તેના શાલિગ્રામના ટૂકટૂક થઈ ગયા. ત્યારે તે સાધુએ ઠાકોરજી ને શાલિગ્રામ જુદા પોઢાવવાનું નક્કી કર્યું, જેથી શ્રીશાલિગ્રામજી હતા તેવા ને તેવા અસલ સ્થિતિમાં થઇ ગયા. કેવી ઇશ્વરતા! નિજ. પ્રસંગ ૨૪.

૧૧. ઓડીસા દેશમાં બ્રાહ્મણોએ પ્રસન્ન કરેલી ઘટ-સરસ્વતીની વાણી બંધ કરીને પોતાનું વાક્પતિપણું સિદ્ધ કર્યું. વળી જ્યારે શ્રીકૃષ્ણ ચૈતન્યને શ્રીમહાપ્રભુજીનો સમાગમ થયો ત્યારે શ્રીકૃષ્ણ ચૈતન્યે કહ્યું કે એક ક્ષણ પણ શ્રીઠાકોરજીના ચરણારવિન્દમાં ચિત્ત લગાડે તો જીવ કૃતાર્થ થાય. ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે એક ક્ષણવાર જો ભગવન્નામ ભૂલે તો આસુરાવેશ થાય. નિજ. પ્રસંગ ૨૬.

૧૨. એક વખત શ્રીમહાપ્રભુજીએ નિજ સેવક કૃષ્ણ-દાસને ગોવિંદકુંડ પાસે શ્રીગિરિરાજની કંદરામાં મોકલી લીલાશુકદ્વારા ભગવન્નામ કેવી રીતે લેવું એ પ્રસંગ સમજાવ્યો હતો. નિજ. પ્રસંગ ૨૭.

૧૩. વ્રજલીલાનાં દર્શન કરાવવાં એ સત્તા શ્રીમહાપ્રભુજીની છે. તેથી જ પાંડુરંગ શ્રીવિઠ્ઠલનાથજીએ સ્વભક્ત પુંડરીકને પણ વ્રજલીલાનાં દર્શન શ્રીમહાપ્રભુજી દ્વારા કરાવ્યાં. આથી સિદ્ધ થાય છે કે વ્રજલીલાનો અનુભવ કરાવવો એ શ્રીમહાપ્રભુજીના હાથમાં છે. આજ પણ ગવર્નમેન્ટ કમિશ્નર કલેક્ટર વગેરેને આપેલી સત્તામાં વચમાં આવતી નથી. નિજ. પ્રસંગ ૨૮.

૧૪. એક વખત મથુરામાં વિશ્રામઘાટ પર એક એવો મંત્ર મુસલમાનો તરફથી ટાંગવામાં આવ્યો કે જે હિન્દુ ત્યાં થઈને નીકળે તેની ચોટલી કપાઈ જાય. એવામાં શ્રીમહાપ્રભુજી ત્યાં પધાર્યા. ત્યારે એ મંત્રનું કાંઈપણ ચાલ્યું નહિ. અને આપે (શ્રીમહાપ્રભુજીએ) એક ચોબા દ્વારા દિલ્લી શહેરના દરવાજે એવો મંત્ર ચોઢવાવ્યો કે

જે મુસલમાન ત્યાં થઈને જાય તેની દાઢી કપાઇ ચોટલી થઈ જાય. એ પ્રમાણે થતાં બાદશાહ બીનો અને પોતે મૂકેલો મંત્ર ઉઠાવી લેવા હુકમ કર્યો. કેવી ઇશ્વરતા! બેઠક ચરિત્ર ૫ મો.

૧૫. ગુજરાતમાં તગડી ગામમાં શ્રીમહાપ્રભુજી પધારી એક બ્રાહ્મણના ઓટલા પર બિરાજ્યા. તે બ્રાહ્મણની સ્ત્રી વલોણું કરીને કૂવા પર જલ ભરવા ગઈ. પાછળથી બન્ને બાળકો ઊઠ્યા અને વલોણાની ગોળીમાંથી માખણ કાઢીને ખાવા લાગ્યા. તે જોઇને બ્રાહ્મણને શ્રીમહાપ્રભુજીનાં દર્શનથી બન્ને પુત્રોમાં "કૃષ્ણ બલદેવ" જેવો ભાવ ઉત્પન્ન થયો. તે બાળકોનું કૌતુક શ્રીમહાપ્રભુજીને ઘરમાં પધરાવીને બ્રાહ્મણે બતાવ્યું. તે જોઇ આપે આજ્ઞા કરી કે સ્ત્રીઓ સ્વભાવથી દુષ્ટ હોય છે, માટે તું સામો જઈને તારી સ્ત્રીને કહે કે આવીને બાલકોને ખિજાય નહિ. આપની આજ્ઞાથી બ્રાહ્મણે તેમ કર્યું અને સ્ત્રીએ પણ આવીને બાળકોનું લાલન કર્યું. આ ઉપરથી સમજવાનું કે મહાન પુરુષોના સાન્નિધ્યથી જ લૌકિકમાં અલૌકિક ભાવ પ્રગટ થાય છે. નિજવાર્તા પ્રસંગ ૪૨.

૧૬. શ્રીમહાપ્રભુજીની કૃપાથી શ્રીઠાકોરજી આન્યોરમાં એક બાઇને યશોદાવત્ બાલભાવનું સુખ આપતા હતા. એક વખત શ્રીગોવર્ધનનાથજીએ તે બાઇને ઘેર રાત્રે પધારી બારણું ઉઘાડવાનું કહ્યું; ત્યારે તે બાઇએ ના પાડી કે મારા બાળકની પાસેથી ઊઠીને હું બારણું ઉઘાડવા આવું તો બાળક બીહે; માટે સવારે પધારજો. એ પ્રમાણે સ્વ-

સેવ્ય સ્વરૂપ ઉપર આસક્તિવાળી વાણી સાંભળી શ્રીગો
ર્ધનધર પ્રસન્ન થયા અને કહ્યું કે તું માગ. ત્યારે
બાઈએ પ્રભુનું જ સુખ માગ્યું. શ્રીમહાપ્રભુજીએ એ બાઈ
કેવા નિષ્કામ, નિરપેક્ષ ભાવનું દાન કર્યું હતું! આ કે
દયાળુ અને મહોદાર ચરિત્રવાન ! નિજવાર્તા પ્રસંગ ૪

૧૭. એક વખત એક વૈષ્ણવ તરફથી આવે
મિશ્રીની સામગ્રી શ્રીયમુનાજીમાં પધરાવી દીધી; એટ
તે વૈષ્ણવનું ચિત્ત દુખાયું. તે જોઈને વૈષ્ણવને દિવ્ય દ
આપી વ્રજભક્તો સાથે મિશ્રી આરોગતા શ્રીઠાકુરજી
દર્શન શ્રીયમુનાજીમાં કરાવ્યાં; એટલે વૈષ્ણવ પ્રસન્ન થયે
પુરાણમાં શ્રીઠાકુરજીએ શ્રીયમુનાજીને કહ્યું છે કે "તમ
સામીપ્ય કદાપિ નહિ છોડું." આ ઉપરથી સિદ્ધ થ
છે કે લીલાપરિકર સાથે શ્રીઠાકુરજી શ્રીયમુનાજી
સદા બિરાજમાન છે. નિજવાર્તા પ્રસંગ. ૪૪

૧૮. ઉજ્જેનમાં સંધ્યાવંદન કરતાં એક પીપળ
પાન ઊડીને આવ્યું; તેને પૃથ્વીમાં રોપી સંધ્યાનું જ
છાંટતાં એક મહાન વૃક્ષ થયું. કેવી ઇશ્વરતા! નિજવા
પ્રસંગ. ૪૬

૧૯. એક વખત સંધ્યાવંદન કરતાં જલથી મૃત્તિ
ભીની થતાં એ મૃત્તિકાનું ભગવત્સ્વરૂપ એક વૈષ્ણવ
દેખતાં નિર્માણ કરી એક વૈષ્ણવને માથે પધરાવી આપ
અને તે મૃત્તિકાના સ્વરૂપને સ્નાન અભ્યંગ કરવાની આ
કરી તે વૈષ્ણવના મનનો સંદેહ દૂર કર્યો. કેવી ઇશ્વરતા
નિજ. પ્રસંગ ૪૯.

૨૦. અડેલમાં શ્રીઆચાર્યજીની આશ્રિત તેમની જ્ઞાતિની એક બાઈ રહેતી હતી તે જલઘરિયાને રોજ પજવતી, ગાગર છોવરાવતી; છતાં જલઘરિયે ઘણા દિવસ નભાવ્યું. જ્યારે એ રીતની પજવણી થતાં ઘણા દિવસ થયા ત્યારે એક દિવસ શ્રીઆચાર્યજીને વિનંતી કરી કે અમુક બાઈ રોજ ગાગર છોવરાવી પજવે છે. એ સાંભળી આપે આજ્ઞા કરી કે એની કોઇ **વસ્તુ લાવો.** ભગવદિચ્છાથી બીજ દિવસે એક લૂગડાનું પોતું છાણવાળું ગાગર ઉપર નાખ્યું. તેને ધોવરાવી સૂકવી તેના કાકડા શ્રીઠાકોરજીની રસોઇમાં કર્યા. આ રીતે **તેની વસ્તુ અંગીકાર કરાવી** તેની બુદ્ધિ નિર્મળ કરી. પછી કોઈ દિવસ તે પજવતી નહિ. આ ઉપરથી સમજાય છે કે સત્તાના અંગીકાર વિના બુદ્ધિ નિર્મળ થતી નથી. આ પ્રસંગમાં કેવી દયાળુતા ને ક્ષમા બતાવી છે ! ઘરુવાર્તા પ્રસંગ. ૪.

૨૧. એક વખત ગોપીવલ્લભ ભોગમાં અવાર થઈ, તેથી શ્રીસ્વામિનીજી સામગ્રી લેઇને પધાર્યાં જાણી સેવકોને શિક્ષા આપી કે ગોપીવલ્લભ ભોગમાં અવાર ન કરવી. આ પ્રસંગથી **त्वमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम** આ વાત સિદ્ધ કરી. ઘરુવાર્તા પ્રસંગ ૫.

૨૨. એક વખત મસ્તકમાં પીડા થતી હતી ત્યારે દવા મંગાવી, સ્વહસ્તે સન્મુખ મૂકેલી સગડીમાં નાખી, એટલે પીડા દૂર થઈ. આ ઉપરથી પોતે પોતાનું અગ્નિસ્વરૂપ સાબિત કર્યું. ઘરુવાર્તા પ્રસંગ ૯.

૨૩. કાશીમાં આસુરવ્યામોહ લીલાનાં દર્શન કરી

એક વૈષ્ણવ ખૂબ ઉદાસ થયા; ત્યારે ભગવાનદાસે પોતાને ત્યાં ટેરો ખોલી સાક્ષાત્ દર્શન કરાવ્યાં. નિજ જનો માટે સદા દર્શન છે. આ રીતે નિજ જનો માટે અદ્યાપિ નિત્ય બિરાજે છે. ઘરુવાર્તા પ્રસંગ ૧૧.

૨૪. એક વખત શ્રીઆચાર્યજી શ્રીગોકુલ શ્રીયમુના-તટ પર પધારતાં ગોવિન્દઘાટ તથા ઠકરાણીઘાટના સ્વરૂપ-જ્ઞાન માટે ઈચ્છા થઈ, એટલે તત્કાળ શ્રીયમુનાજીએ પધારી ગોવિન્દઘાટ તથા ઠકરાણીઘાટનો નિર્ણય આપ્યો.

૨૫. મહાપુરુષ યોગેશ્વરના અપરાધથી શ્રીદ્વારકા-નાથજીના પ્રસાદમાં કૃમી થયા, માટે ભગવદ્ભક્તોનો અપરાધ કરવો નહિ. બેઠક ચરિત્ર શ્રીગોકુલની શય્યામંદિરની.

૨૬. શ્રીવૃન્દાવનના બેઠકચરિત્રમાં પ્રભુદાસને 'વૃક્ષેવૃક્ષે વેણુધારી' ઇત્યાદિ શ્લોકથી વૃન્દાવનનું તેમ જ વૃન્દાવનની રજનું પણ માહાત્મ્ય બતાવ્યું.

૨૭. ભગવદ્વિગ્રહને જે ભાવથી સેવીએ, તેવું દર્શન આપી મનોરથ પૂર્ણ કરે છે. જુઓ કૃષ્ણ ચૈતન્યના સેવકનો શાલિગ્રામનો પ્રસંગ (શણગાર કરવાની ઈચ્છા થઇ. બીજું સ્વરૂપ પધરાવી આપો; પણ પધરાવી આપ્યું નહિ અને કહ્યું કે તારો સાચો ભાવ હશે તો તેમાંથી સ્વરૂપ પ્રગટ થશે.) બેઠક ચરિત્ર ૪થું.

૨૮. મથુરાજીમાં વિશ્રામઘાટ પર બેઠક છે. ત્યાં ઉજજડ વન હતું અને વસ્તી ભૂતેશ્વર પાસ હતી. સ્મશાન નજીક હતું, એટલે આપને ગ્લાનિ થઈ; તેથી કૃષ્ણદાસદ્વારા જેટલામાં જળ છાંટવામાં આવ્યું તેટલામાં વસ્તી થઈ ગઇ.

(અસકુંડથી સૂર્યકુંડ સુધી વસ્તી થઈ ગઈ.) કેવી ઈશ્વરતા ! બેઠક ચરિત્ર ૫મું.

૨૯. કમોદવનની બેઠકમાં નિજ સેવકોને અલૌકિક દૃષ્ટિ આપી કુમુદકુમુદિની સહિત જલસ્નાનની લીલા અને મહેલનાં દર્શન કરાવ્યાં. કેવી ઈશ્વરતા !

૩૦. બહુલાવનની બેઠકે "સત્"માં (જડમાં) ચેતન્ય પ્રગટ કરી પત્થરની ગાયને ઘાસ દાણો ખવડાવ્યો. કેવું અલૌકિક સામર્થ્ય !

૩૧. રાધાકુંડની બેઠકમાં વેણુથી ખોદેલો કૃષ્ણકુંડ છે અને સ્વામિનીજીના નખથી ખોદેલો રાધાકુંડ છે. તેની અંદર સ્વામિનીજીનો રત્નજડિત મહેલ છે. તેમાં સ્વામિનીજી સદા રમણ કરે છે. તેનાં અલૌકિક દર્શન નિજ સેવકોને કરાવ્યાં.

૩૨. રાધાકુંડથી આગળ જતાં કુસુમોખર ઉપર ઉદ્ધવજી ગુલ્મલતા ઔષધિમાં બિરાજે છે. તેમના (ઉદ્ધવજીના) પ્રશ્નથી भुजमगुरुसुगन्धं मूर्ध्न्यधास्यत् कदा नु આ ભ્રમરગીતના શ્લોકના ચતુર્થપાદ પર ત્રણ પહોર વ્યાખ્યાન કર્યું. કેવી ઈશ્વરતા !

૩૩. માનસીગંગા દૂધમય છે, એવાં દર્શન સેવકોને કરાવ્યાં. બેઠક ચરિત્ર ૧૦મું.

૩૪. ગોવિન્દકુંડની બેઠકમાં કૃષ્ણદાસને ગિરિરાજની કંદરામાં મોકલી લીલા સામગ્રી તથા ભગવન્નામ દેતા પોપટનાં દર્શન કરાવ્યાં અને સ્વામિનીજીના હસ્તાક્ષર વાંચ્યા, અને તે ગ્રંથ કૃષ્ણચૈતન્યને આપ્યો. બેઠકચરિત્ર ૧૩મું.

૩૫. પરાસોલીની બેઠકમાં નિજ સેવકોને રાસલીલા દર્શન કરાવ્યાં અને એક વૈષ્ણવને શ્રીગિરિરાજજીની પરિક્ર દ્વારા શ્વેત સર્પગ્વારિયા–સિંહ અને ગાયરૂપે શ્રીગિ રાજજીનાં દર્શન કરાવ્યાં.

૩૬. જતીપુરા–ગિરિરાજ–સુંદર શિલાના બેઠકચરિત્ર પ્રભુ કરતાં ગુરુમાં અધિક ભાવ રાખવો, એ વાત ક નાથજી અને દામોદરદાસના પ્રસંગથી સમજાવી છે. બે ચરિત્ર ૧૪મું.

૩૭. કામવનની બેઠકમાં સુરભિકુંડ પર એક બ્રહ્મપિશ રહેતો હતો. તેને પોતાની ધોતીના છાંટા દેવડાવી મુ કર્યો. કેવી ઇશ્વરતા !

૩૮. કામવનની બેઠકમાં અજગર ને મંકોડાના દૃષ્ટાં થી ગુરુ અને શિષ્યનું કર્તવ્ય સમજાવી, અંગુષ્ટજલ તેનો ઉદ્ધાર કર્યો. બેઠકચરિત્ર ૧૭મું.

૩૯. નંદગામની બેઠકમાં મુગલના ઘોડાને દૃષ્ટિદ્ધ મુક્ત કરી વૈકુંઠમાં મોકલ્યો અને મુગલ આગલા જન્મ મોચી થયો ને શ્રીગુસાંઈજીનો સેવક થયો, તેના પ્રસંગ બ્રહ્મસંબંધનું માહાત્મ્ય દેખાડયું. બેઠકચરિત્ર ૧૯.

૪૦. કોકિલાવનની બેઠકમાં પાંચ શેર દૂધની ખ દૃષ્ટિદ્વારા અક્ષય કરી, હજારો વેરાગીને જમાડયા. ચમત્કાર જોઇ ચતુરાનાગાએ શરણે લેવા કહ્યું. ત્ર આપે આજ્ઞા કરી કે અમારા નાતી (લાલજીના લાલ તમને સેવક કરશે.

૪૧. સોરમજીની બેઠકમાં કૃષ્ણદાસે હાથમાં અગ્નિ લેઇ પોતાના પહેલાંના ગુરુને શ્રીમહાપ્રભુજીનું માહાત્મ્ય દેખાડયું.

૪૨. કાશીમાં હનુમાનઘાટ પર લીલામાં પધારતી વખતે પોતાના તેજોમય અગ્નિસ્વરૂપનું દર્શન કરાવી પોતાનું અગ્નિરૂપ સિદ્ધ કર્યું.

૪૩. ગંગાસાગરની બેઠકમાં પદરજગંધથી અનેક તામસી જીવોનો ઉદ્ધાર કર્યો.

૪૪. ચંપારણ્યની બીજી બેઠકમાં અઠ્ઠાવીસ વર્ષના તપને અંતે માધવાનંદજી બ્રહ્મચારી તથા પુષ્કરસ્થ મુકુન્દદાસ સંન્યાસી ઉભયને આજ્ઞા થવાથી ચંપારણ્ય ગયા અને ત્યાં છઠ્ઠીપૂજન સમયે શ્રીમહાપ્રભુજીએ વ્રજલીલાનાં દર્શન કરાવ્યાં.

૪૫. તામ્રપર્ણી નદીના તીર પર શ્રીઆચાર્યજીની બેઠક છે. ત્યાંથી ત્રણ ગાઉ ઉપર એક શહેર હતું. ત્યાંનો રાજા જ્યારે માંદો પડયો ત્યારે બ્રાહ્મણોએ આયુષને માટે સુવર્ણના પૂતળાનું દાન કરવા કહ્યું, પણ તે દાન લેવા કોઈની હિંમત ચાલી નહિ. પોતાનું મરણ નિશ્ચય ધારી તે શ્રીમહાપ્રભુજી પાસે આવ્યો અને કહ્યું કે મહારાજ, આજ કાલ બ્રહ્મતેજ બ્રાહ્મણમાં રહ્યું નથી. એ સાંભળી આપે આજ્ઞા કરી કે હે રાજન, શું પૃથ્વી નિર્બીજ છે? અર્થાત્ નહિ. અત્યારે તો તમો ઘેર જાઓ. સવારે અમો તમારું દાન લેઈશું. એમ કહી રાજાને વિદાય કરી સવારે પોતે રાજાને ત્યાં પધારી (પૂતળાએ એક આંગળી ઊંચી કરી ત્યારે પોતે ત્રણ આંગળી ઊંચી કરી જણાવ્યું કે હું

ત્રિકાળ સંધ્યા ગાયત્રી કરું છું એમ કહી ) દાન લીધું. અને સુવર્ણકાર દ્વારા પૂતળાના ખંડ (ટૂક) કરાવી તે સુવર્ણ બ્રાહ્મણોને વહેંચી આપી પોતાનું સામર્થ્ય બતાવ્યું અને બ્રાહ્મણોની લાજ રાખી. કેવું સામર્થ્ય ! બેઠક ચરિત્ર ૪૪.

૪૬. ખંભાળિયાની બેઠકમાં આંબલીના વૃક્ષ પર રહેતા પ્રેતનો ચરણોદકથી ઉદ્ધાર કર્યો અને તે વૈકુંઠમાં ગયો. બેઠક ચરિત્ર ૫૭.

૪૭. મૂળ ગોમતીજીમાં શ્રીગોવર્ધનવાસ અને બાલ-લીલાનાં દર્શનની ઇચ્છાથી સાતસો વર્ષથી બેઠેલા સંન્યા-સીને ગિરિરાજમાં હરજી ગ્વાલ થવાનું વરદાન આપ્યું. બેઠક ચરિત્ર ૫૯.

## નીચેના પ્રસંગો ૮૪ વૈષ્ણવની લીલાવાર્તામાંથી લીધા છે.

૪૮. વિદ્યામાં બધેથી જીતેલા રાણા વ્યાસ અભિ-માનને લઈ જ્યારે કાશીમાં પંડિતોથી હાર્યા ત્યારે ગંગામાં પડી મરવા તૈયાર થયા; તેટલામાં શ્રીમહાપ્રભુજી સંધ્યા-વંદન કરવા પધાર્યા. ત્યારે કોઈ વૈષ્ણવે શ્રીમહાપ્રભુજીને પૂછ્યું કે આત્મહત્યા કરે તેને શું થાય ? ત્યારે આપે કહ્યું કે સાત જન્મ લેવા પડે. એ સાંભળી રાણા વ્યાસ પગે લાગ્યા અને પોતાની વિપત્તિ નિવેદન કરી. પછી આપે કૃપા કરી ચતુઃશ્લોકી ગ્રંથ ભણાવી પંડિતોની સભામાં જિતાડ્યા.

૪૯. કૃષ્ણદાસ તથા પ્રભુદાસ તથા દામોદરદાસ સંભરવાળાને તેમનું નામ દેઇ ( પ્રથમ જ સમાગમમાં આવેલા) બોલાવ્યા. કેવી સર્વજ્ઞતા ! તથા દામોદરદાસ પાસે

તાંબાનું પત્ર માગ્યું. (તાંબાનું પત્ર જે વાંચે તેને શરણે જજે). તેવી જ રીતે રામદાસની પાસે પણ ગંગાસાગરમાંથી મળેલું ભગવત્સ્વરૂપ માગ્યું. તેમ નારાયણદાસ બ્રહ્મચારીને પણ તેમના હૃદયની વાત કહી બતાવી. (તમોએ દ્રવ્ય માટે બહુ સાધન કર્યાં છે). તેમ ગોપાલદાસને પણ નામ દેઈને બોલાવ્યા પછી તે શરણે આવ્યા.

૫૦. કૃષ્ણદાસની સ્ત્રી માટીની ભેખડમાં દટાઇ ગઈ હતી તેને જલ છાંટીને જીવતી કરી.

૫૧. મુકુન્દદાસને સર્પનું ઝેર ચઢયું હતું તે શ્રીમહાપ્રભુજીનું ચરણામૃત મૂકતાં જ ઝેર ઊતરી ગયું.

૫૨. પૂર્ણમલ્લ ક્ષત્રિયને પોતાનો ઉપરણો ઓઢાડી બધું શરીર અલૌકિક માનસી સેવાને યોગ્ય બનાવી દીધું. તેથી તેમને માથે સેવા ન પધરાવાતાં તેઓ માનસી સેવામાં મસ્ત રહેતા હતા.

૫૩. વાંસવાળા ગોપાલદાસને પ્રયાગમાં જલ છાંટી તેમના તથા પોતાનું સ્વરૂપના ભાન કરાવ્યું.

૫૪. પદમા રાવળને રણછોડજીના સ્વરૂપથી દર્શન કરાવ્યાં. વળી પદમા રાવળને ચરણામૃત આપ્યું જે મુખમાં મેલતાં સઘળા શાસ્ત્રનું જ્ઞાન થઇ ગયું.

૫૫. જગન્નાથ જોશીની માતા શરણે આવી ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે તને બે પુત્ર થશે અને પછી પાંચ વરસે તારો પતિ મરી જશે. તે જ પ્રમાણે થયું એટલે સેવક થયા. અને પોતાના દીકરાને એક મહોર આપી શ્રીમહાપ્રભુજી પાસે શરણે અડેલ જવાને મોકલ્યો;

પણ શ્રીમહાપ્રભુજી જગન્નાથપુરીમાં પધાર્યા હતા તેથી ત્યાં જઇને દર્શન કર્યાં; એટલે માતાએ આપેલી મહોર માગી લીધી. અને નિજ બેઠકમાં દર્શન કરી જગન્નાથજીનાં દર્શન કરવા ગયા. ત્યાં પણ શ્રીમહાપ્રભુજીનાં દર્શન થયાં. કેવું ઐશ્વર્ય !

૫૬. રામદાસને પોતાનાં પાદુકાજીમાં "આનંદમાત્ર-કરપાદમુખોદરાદિ" સ્વરૂપનું દર્શન કરાવ્યું.

૫૭. ગોવિન્દ દુબેને ગીતાનો એક શ્લોક ભણાવ્યો; જેથી સમગ્ર ગીતા અર્થ સહિત આવડી અને સમગ્ર વ્યાકરણ આવડી ગયું.

૫૮. રાજા દુવે ને માધો દુવેને નિરોધલક્ષણનો ગ્રંથ ભણાવી નિરોધનું દાન કર્યું.

૫૯. શ્રીમહાપ્રભુજીએ આનંદદાસ, વિશ્વંભરદાસને સંન્યાસનિર્ણય ગ્રંથ ભણાવી લીલારસનું દાન કર્યું.

૬૦. શ્રીમહાપ્રભુજીએ મીરાંબાઇના પુરોહિત રામદાસ દ્વારા તેમના પિતાને અનેક ચમત્કાર બતાવ્યા. (બળેલો હાથ સારો થઇ ગયો. રામદાસે શ્રીમહાપ્રભુજીનું ચરણામૃત આંખે લગાડયું તેથી રામદાસના પિતા સૂઝતા થઇ ગયા વગેરે.)

૬૧. રામાનંદ પંડિત ઉપર સરસ્વતી પ્રસન્ન હતાં; પરંતુ શ્રીમહાપ્રભુજી આગળ રામાનંદ પંડિતથી કાંઈ પણ બોલી શકાયું નહિ; કારણ કે આપ વાક્પતિ છે, તેથી બીજાથી શી રીતે બોલી શકાય ?

૬૨. વિષ્ણુદાસ છીપાને શ્રીમહાપ્રભુજીના દર્શન માત્રથી જ આચાર વિચાર અને સમગ્ર શાસ્ત્રનું ભાન થયું હતું. કેવો અનુગ્રહ !

૬૩. ભગવાનદાસને પણ ચતુઃશ્લોકી ગ્રંથ ભણાવી સકળ શાસ્ત્રનું ભાન કરાવ્યું હતું. કેવી દયાળુતા !

૬૪. શ્રીમહાપ્રભુજીએ અચ્યુતદાસ સારસ્વત બ્રાહ્મણને ઉદાસીન દેખી તેમના મનની વાત કહી, નિવેદન કરાવી હાથમાં જળ લેઈ વેદમંત્ર ભણી છાંટી વિવેક ધૈર્યને આશ્રય દઢ કરાવી, પોતાનાં પાદુકા પધરાવી આપે કહ્યું કે તમને નિત્ય સાક્ષાત્ દર્શન થશે અને સંદેહ થાય તે પૂછી લેજો; હું પ્રત્યુત્તર આપીશ; એમ કહીને સેવાનું માહાત્મ્ય સમજાવી ઘેર મોકલ્યો.

૬૫. નારણદાસ કાયસ્થને જુગારના વ્યસનને લીધે તેમના પિતાએ તેમને કાઢી મૂકયા હતા; તેથી તેઓ દક્ષિણમાં જઈ છોકરાં ભણાવતા. તેમાં એક છોકરાને માર્યો, એટલે તે મરી ગયો. તે વખતે શ્રીમહાપ્રભુજી ત્યાં બિરાજતા હતા. ત્યાં જઇને વિનંતી કરી એટલે શ્રીમહાપ્રભુજીએ મંત્રિત જળ આપ્યું, જે છાંટવાથી છોકરો જીવતો થયો અને શરણે ગયા પછી તેમની આજ્ઞાથી દેશમાં ઘેર આવ્યો અને શ્રીમહાપ્રભુજીની કૃપાથી માતાપિતા અનુકુળ થઇ ગયાં. કેવો અનુગ્રહ !

૬૬. નારણદાસ ભાટને ધ્રુવઘાટ પર દ્રવ્યના ઢગલા બતાવ્યા. તે નારણદાસ લીલામાં વાંદરા હતા. અસમર્પિત

આવાથી લીલામાં પડયા હતા તે બધી પૂર્વની હકીકત કહી બતાવી. કેવી ઇશ્વરતા !

૬૭. નારણદાસ ઠઠ્ઠાના વાસીને પાંચ વરસની ઉમરમાં શરીરે ફોલ્લા થયા હતા. તેમને માથે શ્રીમહાપ્રભુજીએ હાથ મૂક્યો, તેથી શરીર અને મન નિર્મળ થઈ ગયું.

૬૮. દામોદરદાસની માતા વીરબાઈને ચોરોએ લૂંટી દાટેલું ધન બતાવ્યું. કેવી સર્વજ્ઞતા !

૬૯. લઘુ પુરુષોત્તમદાસને નિવેદન કરાવી ચરણામૃત આપી લીલાનું ભાન કરાવ્યું.

૭૦. ગોપાલદાસ ક્ષત્રિયને કાશી જતાં રસ્તામાં શ્રીમહાપ્રભુજીનો સંગ થયો. માર્ગમાં ચોરોથી લૂંટાયો. ત્યારે શ્રીમહાપ્રભુજીને પૂછતાં પોતે આજ્ઞા કરી કે તેં દશ વરસ ઉપર ચોરી કરીને જતા ચોરને મારી ધન પડાવી લીધું હતું, તેનું ફળ તને મળ્યું છે. આવી રીતે ભૂતકાળની વાત કહી તેથી સેવક થયો. તેને પોતાનું ચરણામૃત આપી સિદ્ધાંતરહસ્ય ગ્રંથ ભણાવ્યો; તેથી માર્ગનું બધું જ્ઞાન થઇ ગયું.

૭૧. જનાર્દનદાસે રસ્તાની જડેલી મહોર શ્રીમહાપ્રભુજીને ભેટ ધરી, ત્યારે કહ્યું કે આ મહોર તો તને રસ્તામાંથી જડી છે, તે અમારે કામની નથી.

૭૨. ગડુસ્વામીને વિરહ બહુ હતો, તેથી શ્રીઠાકોરજીના કહેવાથી શ્રીમહાપ્રભુજીને શરણે ગયા. શ્રીમહાપ્રભુજીએ ચરણામૃત આપી, ત્રિવિધનામાવલીનો પાઠ કરાવ્યો. તેની સાથે લીલાનું ભાન થઈ ગયું.

૭૩. કનૈયાસાલ વ્રજનાં દર્શનથી બાવરા થઇ ગયા.
[ત]ને જલ છાંટી સાવધાન કર્યા; કારણ કે તે ઉચ્છલિત
[ર]સ હતો. પછી સેવક કરીને સ્થાયી ભાવનું દાન કર્યું.

૭૪. સંતદાસને શ્રીમહાપ્રભુજીએ પુરુષોત્તમસહસ્ર
[ન]ામનો પાઠ ભણાવી માર્ગનું દૃઢ જ્ઞાન કરાવ્યું.

૭૫. એક વખત શ્રીરામચંદ્રજી મળવા આવ્યા, ત્યારે
"મર્યાદાપુરુષોત્તમાય નમઃ" કહ્યું; તેથી શ્રીહનુમાનજીને ખોટું
[લ]ાગ્યું. પછી શ્રીરામચંદ્રજીએ શ્રીમહાપ્રભુજીના મુકામ પર
[શ્ર]ીહનુમાનજીને મોકલ્યા. ત્યાં શ્રીમહાપ્રભુજીમાં શ્રીરામ-
[ચ]ંદ્રજીનાં દર્શન થયાં. પછી આવીને કહ્યું કે મને આવાં
[દ]ર્શન થયાં. ત્યારે કહ્યું કે એ મારું સ્વરૂપ ધરી શકે છે;
[ક]ારણ કે તે પુરુષોત્તમનું મુખારવિન્દ છે. કેવી ઇશ્વરતા!

ઉપરના પ્રસંગો શ્રીમહાપ્રભુજીનું કોઈમાં સર્વજ્ઞપણું,
[ક]ોઈમાં સર્વકરણસમર્થપણું, કોઈમાં દયાળુતા તથા કોઈમાં
[ક્ષ]મા વગેરે દૃષ્ટિગોચર થાય છે. અને તે માહાત્મ્યનો
[સ]ાક્ષાત્ અનુભવ તો ૮૪ ભક્તોએ કર્યો છે. માટે ૮૪-
[૨]૫૨ ભક્તોના પ્રસંગો **સામાન્ય નથી**; પણ માર્ગીય
[સિ]દ્ધાંત સમજવાને દૃષ્ટાંત રૂપે છે. આજ પણ આપણને
[શ્ર]દ્ધાપૂર્વક ૮૪-૨૫૨નું મનન કરવાથી તેવો જ લાભ
[પ્ર]ાપ્ત થાય. એ નિર્વિવાદ. સુજ્ઞેષુ કિંબહુના ?

---

# ૧૫. શ્રીમદ્વલ્લભાષ્ટક

**श्रीमद्वृन्दावनेन्दुप्रकटितरसिकानन्दसन्दोहरूप-**
**स्फूर्जद्रासादिलीलामृतजलधिभराक्रान्तसर्वोपिशश्वत्**
**तस्यैवात्मानुभावप्रकटनहृदयस्याज्ञया प्रादुरासीद् ।**
**भूमौ यः सन्मनुष्याकृतिरतिकरुणस्तं प्रपद्ये हुताशम् १**

**ભાવાર્થ**:—શ્રીમદ્‌વૃન્દાવનચન્દ્રે અર્થાત સાક્ષાત્ રસાત્મક પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્રે, રસિક—અન્તરંગ ભક્તોને વિષે જે આનન્દનો સમૂહ પ્રકટ કર્યો, તે આનન્દના સન્દોહ-સ્વરૂપ પોતે શ્રીઆચાર્યજીમહાપ્રભુજી છે. રાસાદિલીલાના જે અમૃત સમુદ્રો સ્ફુરી રહ્યા છે તેના ભારથી—આધિક્યથી સદા સર્વદા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનાં સર્વ દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા અન્તઃકરણાદિ આક્રાન્ત થઈ રહ્યાં છે, અર્થાત્ ઊછળી રહ્યાં છે.

ભગવાન્‌નો અસાધારણ લીલા કરવારૂપી જે પોતાનો આત્માનુભાવ છે, તે ભલે પ્રકટ થાય એવી ઇચ્છાવાળા પ્રભુની આજ્ઞાથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અતિકરુણ થઈ સન્મનુષ્યાકૃતિરૂપે ભૂતલ ઉપર પ્રાદુર્ભાવ પામ્યા. એવા અગ્નિ-સ્વરૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને હું શરણ જાઉં છું.

**વિવેચનઃ**—શ્રીગોકુલનાથજી આ સ્તોત્રની વિવૃતિ કરતા પહેલાં નિજપિતૃચરણ શ્રીગુસાંઇજીને નમન કરી પ્રથમ શ્લોકને ઉતારવા સન્દેહ ઉપસ્થિત કરે છે.

શ્રીવલ્લભાચાર્યજીનું સ્વરૂપ, એમના ધર્મો, તથા એમના તદીયો ઉત્તમ સેવકો—એ સર્વ અલૌકિક છે. એવા અલૌકિક

ધર્મ તથા સ્વરૂપવાળા શ્રીઆચાર્યજીનાં જન્માદિ લોકોને વિષે સમ્ભવે નહિ, છતાં જન્માદિ પ્રતીત તો થાય છે; તેથી મન્દમધ્યમ એવા તદીયોને સન્દેહ થાય તો પિતૃચરણ શ્રીગુસાંઇજી એમના સન્દેહનું નિરાકરણ કરવા કહે છે કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને વિષે ઇતર સાધારણ પ્રાકૃત મનુષ્યોના જેવાં જન્માદિની કલ્પના કરવી નહિ.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો પ્રાદુર્ભાવ થયો છે, અર્થાત્ એમનું પ્રાકટ્ય થયું છે. તે પ્રાકટ્ય પણ અસાધારણ કાર્ય કરવાને સાથે જ થયું છે. એમના સ્વરૂપના ધર્મો પણ અસાધારણ છે. શ્રીઆચાર્યજીના સ્વરૂપાદિનું વર્ણન આ પ્રથમ શ્લોકથી **श्रीमद्वृन्दावनेन्दु**–થી કરે છે.

હવે વૃન્દાવન શ્રીમત્ છે એમ કહેવાનું તાત્પર્ય એ છે કે અન્ય વનોમાં શ્રીમત્ત્વનો અભાવ છે, જ્યારે વૃન્દાવન એવું તો સુન્દર છે કે ઇતર સર્વ વનથી એ વિલક્ષણ છે. કદાચ એમ કહેવામાં આવે કે અન્ય વનોમાં શ્રીમત્ત્વ અર્થાત્ શોભાયમાનપણું છે તો પણ વૃન્દાવનની વિલક્ષણતા જતી નથી, કારણ કે વૃન્દાવનમાં તો નિરન્તર [१]લક્ષ્મીજી સાક્ષાત્ નિવાસ કરી રહ્યાં છે. આ પ્રકારે વૃન્દાવનની અન્ય વનો સાથે તુલના થઈ શકે નહિ. વૃન્દાવન અલૌકિક છે, અન્ય વનો લૌકિક છે એમાં કારણ શું? તો કહે છે કે જેમ લૌકિક [२]વનનો અધિપતિ લૌકિક ચન્દ્ર છે અને તે

२ श्रयत इन्दिरा शश्वदत्र हि ॥ (श्रीभागवत. स्कं. द. पू. गोपिकागीत)માં કહ્યું છે કેઃ—અત્ર વૃન્દાવનમાં લક્ષ્મીજી નિરન્તર આશ્રય લે છે.

१ सोम ओषधीनामधिपतिः અર્થઃ—" ચન્દ્ર વનસ્પતિનો અધિપતિ છે," એમ શ્રુતિ છે.

જેમ પોતાના વનને અમૃતના બિન્દુથી સિંચે છે અને તેને પ્રસન્ન રાખે છે, તેમ અત્ર વૃન્દાવનનો કોઇ લૌકિક ચન્દ્ર અધિપતિ નથી. વૃન્દાવનના ચન્દ્ર તો સાક્ષાત્ રસાત્મક પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર છે અને તે પોતે જ એ વનના આહ્લાદક–આનન્દદાયક છે. મૂલશ્લોકમાં इन्दु શબ્દથી એવું સૂચન થાય છે કે શ્રીકૃષ્ણચન્દ્ર પોતે એ વનમાં સર્વત્ર વેણુનાદદ્વારા નિજસ્વરૂપામૃતનો પ્રવેશ કરાવી એ વનને આર્દ્ર આર્દ્ર કરી દે છે. इन्दु એ શબ્દમાં इन्द् ધાતુ છે અને એ इन्द् ધાતુનો અર્થ 'ભીંજવવું' 'ક્લેદન' એવો થાય છે. આ ધાતુનો અર્થ તપાસતાં પણ ઉપર કહેલા સ્વરૂપામૃતથી વનને આર્દ્ર કરવું–ભીંજવવું–એ અર્થને પુષ્ટિ મળે છે. આ પ્રકારે વૃન્દાવનને વિષે ભગવાન્નું અધિપતિત્વ છે, તેથી પણ વૃન્દાવનનું મહત્ વૈલક્ષણ્ય સિદ્ધ થાય છે.

એવા વૃન્દાવનચન્દ્રે, રસિક કહેતાં અન્તરંગ ભક્તોને વિષે જે આનન્દસન્દોહ પ્રકટ કર્યો તે આનન્દના સમૂહરૂપે પોતે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. રાસાદિલીલારૂપ અમૃતના સમુદ્રો ને લીલારૂપી અમૃતના માધુર્યનું પાન એ લીલામાં પ્રવેશ કરનારા જ કરી શકે છે. લીલારૂપી સમુદ્ર અગાધ છે અને તેથી તેમાં તરંગો આવે છે. જેમ મહાસાગરમાં ઉત્તરોત્તર તરંગો અધિક થાય છે તેમ આ લીલારૂપી સમુદ્રોમાં ઉત્તરોત્તર રસભાવો અધિક થાય છે. એવા સમુદ્રોના ભારથી–આધિક્યથી શ્રીઆચાર્યજીનાં સર્વ દેહ, ઇન્દ્રિય, પ્રાણ તથા અન્તઃકરણાદિ નિરન્તર ઉચ્છલિત થઈ રહ્યાં છે. આ પ્રકારે શ્રીઆચાર્યજીના બાહ્ય તથા

આન્તર ધર્મોનું નિરૂપણ કર્યું. એવા શ્રીઆચાર્યજીનાં ઈતરજનસમાન જન્માદિક સમ્ભવતાં નથી; તેથી જ 'એમનો પ્રાદુર્ભાવ થયો' એમ શ્લોકમાં કહ્યું છે. એમનું પ્રાકટ્ય પણ થાય નહિ, તોપણ ભગવદિચ્છાને અધીન થઈ પોતે પ્રાદુર્ભૂત થયા.

ભગવદાજ્ઞા શી થઈ? તો કહે છે કે ભગવાનનો આત્માનુભાવ અસાધારણ લીલા કરવાનો છે. એવો પોતાનો અનુભાવ ભલે લોકોમાં પ્રકટ થાય, એવી ઈચ્છા ભગવાનને થઇ. ત્યારે પ્રભુએ પોતે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને આજ્ઞા કરી કે તમે ભૂતલ પર પ્રકટ થઈ એ કાર્ય કરો. શ્રીઆચાર્યજીને જ આજ્ઞા કેમ થઈ? એમ પ્રશ્ન થયો તો ઉત્તર આપે છે કે, આજ્ઞા આત્માનુભાવ પ્રકટ કરવા થઈ હતી. આત્માનુભાવ લીલાત્મક હોઈ એ ભાવો કેવલ અનુભવથી જણાય એવા હોય છે. અને તેથી લીલામાં પડેલા (ભક્તો)જ તેમને સમજી શકે છે. લીલામાં નહિ પડેલા એવા કોઈથી પણ તે ભાવો જણાતા નથી. અને તેથી શ્રીઆચાર્યજી પોતે લીલાન્તઃપાતી હોઈ એમને જ આજ્ઞા થઇ. प्रादुरासीत्—એ પદથી એમ સૂચન થાય છે કે એમના સ્વરૂપના અજાણ એવા જીવોને જ શ્રીઆચાર્યજીને વિષે લૌકિક સાધારણ ધર્મોની સ્ફૂર્તિ થાય છે; વસ્તુતઃ તો એમનો પ્રાદુર્ભાવ જ થયો; કારણ કે એમનું સ્વરૂપ જ અલૌકિક છે. વળી શ્રીમહાપ્રભુજીની આકૃતિ સન્મનુષ્યના જેવી હોય છે; કારણ કે જો એમ સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ આકૃતિ એમની ન હોય તો ભક્તોની સન્તોષપૂર્વક પ્રવૃત્તિ થાય નહિ. શ્રી-

આચાર્યજી એવા અતિકરુણ છે કે જીવનો ઉદ્ધાર કરતી વખતે જીવના સ્વભાવને પરાવૃત્ત કરવાનો—નિવૃત્ત કરવાનો—અતિશય શ્રમ પણ પોતે સહન કરી લે છે. શ્રીઆચાર્યજી પોતે અગ્નિસ્વરૂપ છે, એમ **हुताशम्** પદથી સૂચવાય છે. એ અગ્નિ પણ સાધારણ લૌકિક અગ્નિ નથી; પરન્તુ ભગવન્-મુખારવિન્દનો અધિષ્ઠાતારૂપ અલૌકિક આધિદૈવિક તથા આનન્દમય એવો અગ્નિ, એમને વિષે છે. આ પ્રકારે એમનું સ્વરૂપ સમજી શ્વેતાશ્વતર ઉપનિષદે જે ગુરુભક્તિ દર્શાવી છે તે સિદ્ધ કરવા જીવોએ એમને શરણે જવું.

શ્રીરઘુનાથજી વિશેષમાં નીચે પ્રમાણે વિવેચન કરે છેઃ—

'**विक्रीडितं व्रजवधूभिः**'—એ શ્રીમદ્ ભાગવતના રાસ-પંચાધ્યાયીના શ્લોકમાં રાસક્રીડાદિજનિત એવો જે પોતાનો અનુભવ તેનું વ્યક્તીકરણ—પ્રાકટ્ય કરવાની આજ્ઞા પ્રભુએ શ્રીઆચાર્યજીને જ કરી; કારણ કે વાક્પતિ વૈશ્વાનર એવો જે અગ્નિ છે તેના વિના અન્ય કોઈ રાસાદિલીલાનું વર્ણન કરવા સમર્થ નથી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતે ભગ-વન્મુખારવિન્દના અધિષ્ઠાતૃરૂપ અગ્નિસ્વરૂપ છે, અને તેથી એમને જ ભૂતલ પર પ્રકટ થવા આજ્ઞા થઈ. ત્યારે પોતે 'સન્મનુષ્ય' કહેતાં સારા બ્રાહ્મણના સત્કુલમાં અવતાર લીધો. અગ્નિત્વ હોય તો રસસમુદ્રનો સમ્બન્ધ વિરુદ્ધ થાય એમ પણ ન કહેવાય; કારણ કે અલૌકિકપણાને લીધે વડવાનલની માફક અવિરોધ સિદ્ધ થાય છે.

જેમ વડવાનળ તથા સમુદ્રનો જલસમૂહ—એ ઉભયા

એકી વખતે સાથે અવિરુદ્ધ પ્રકારે સ્થિતિ કરે છે, તેમ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને વિષે પણ અલૌકિક અગ્નિત્વ તથા રસસમૂહ કોઇ પણ પ્રકારના વિરોધ વિના યુગપત્ —એકી વખતે સ્થિતિ કરી રહ્યાં છે. શ્રીમહાપ્રભુજીને વિષે વિરુદ્ધધર્માશ્રયત્વથી આ ઘટી શકે છે.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતે અગ્નિસ્વરૂપ છે અને ભગવાને જ કૃપાપૂર્ણ થઇ એમને શ્રીમદ્‌ભાગવતના અર્થનું વિવેચન કરવા આજ્ઞા કરી એ વાત પ્રથમ સ્કન્ધના શ્રીસુબોધિનીજીના પ્રારમ્ભની કારિકાથી પણ સિદ્ધ થાય છે. ત્યાં આપશ્રી કહે છેઃ

अर्थं तस्य विवेचितुं न हि विभुर्वैश्वानराद्वाक्पते-
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

અર્થઃ—તે શ્રીમદ્ ભાગવતના અર્થનું વિવેચન કરવા વૈશ્વાનર વાક્પતિ વિના અન્ય કોઈ સમર્થ નથી. તેથી મને માનુષશરીરયુક્ત કરી, કૃપાદૃષ્ટિ કરવામાં ચતુર એવા શ્રીપતિએ વ્યાસવત્ મને આજ્ઞા આપી. અને તેથી જ હું આનન્દથી શ્રીમદ્‌ભાગવતનો ગૂઢ અર્થ જે વ્યાસને તથા વિષ્ણુને પ્રિય છે તે પ્રકટ કરીશ.

એક બીજા ટીકાકાર વિવેચન કાંઈક જુદે જ પ્રકારે આપે છેઃ—શ્રીવલ્લભાષ્ટકમાં અષ્ટ શ્લોક છે. તેમાં પ્રથમ બે

શ્લોકથી ધર્મીનું અને અન્ય છ શ્લોકથી છ ધર્મનું નિરૂપણ કરવામાં આવે છે. ધર્મી રસરૂપ છે. અને રસનાં બે દલ હોય છે, એક સંયોગ રસરૂપ પુંભાવાત્મક દલ અને બીજું સ્ત્રીભાવાત્મક વિપ્રયોગ રસાત્મક દલ. પ્રથમ શ્લોકમાં પુંભાવાત્મક રસરૂપ દલથી ધર્મીનું કથન છે. વૃન્દા સ્ત્રી અને તેના વનનો ઇન્દુ તે 'વૃન્દાવનેન્દુ' એ વૃન્દાવનેન્દુ 'શ્રીમાન્' છે, એટલે અલૌકિક ભગવદર્થે જે આનન્દનો સાર પ્રકટ થયો તે આનન્દના સારરૂપ રાસાદિલીલાત્મક અમૃતનો સમુદ્ર છે. તેમાં જે અલૌકિક જીવ પડયા તેમનાથી આચાર્યશ્રીનું સર્વ સ્વરૂપ સર્વતઃ સેવ્યમાન છે. આત્માનુભાવ એટલે શ્રીમદાચાર્યજીનો નિવેદનમન્ત્રાર્થની આધિદૈવિક શક્તિરૂપે સ્વાત્મામાં પ્રવેશ થવો. એ આત્માનુભાવ રમણરૂપ છે. અને તે પ્રકટ કરવાની રસરૂપ આજ્ઞા પ્રભુએ શ્રીઆચાર્યજીને કરી. પોતે અતિ કરુણ છે, તેથી વૃન્દાવન પર જ પ્રકટ ન થતાં ભૂમિ પર પ્રકટ થયા એમ કહ્યું, અને તે પણ જીવોને સ્વરૂપરસનું દાન કરવાના અર્થે. શ્રીઆચાર્યજી પોતે એવા અતિકૃપાલુ છે કે હુત=લૌકિક સ્વરૂપને ભસ્મીભૂત કરે છે, એમ **હુતાશં** પદથી સૂચવાય છે. **હુતાશં** પદથી શ્રીઆચાર્યજીનું સ્વરૂપ વિપ્રયોગતાપાત્મક છે, એવો પણ અર્થ નીકળી શકે છે.

ભગવન્મેલનને અર્થે તાપક્લેશની આવશ્યકતા છે. તેથી તાપાત્મક સ્વરૂપ એવા શ્રીઆચાર્યજીને શરણ જવાથી શરણાગત જીવને તાપક્લેશનું પણ દાન થાય, એ સ્વા-

ભાવિક છે, તેથી શ્રીગુસાંઇજી પોતે કહે છે કે 'હું એમને શરણ જાઉં છું.' આમ છે તો આપણે એટલે આ સ્તોત્રના પાઠ કરનારાઓએ તો અવશ્ય શ્રીઆચાર્યજીને શરણ જવું જોઇએ. (૧)

પ્રથમ શ્લોકમાં આચાર્યશ્રીનું સ્વરૂપ, એમના પ્રાદુર્ભાવમાં નિમિત્ત તથા પ્રાદુર્ભાવનો પ્રકાર કહ્યો. હવે આ શ્લોકમાં એમણે કરેલાં અસાધારણ કાર્યો દર્શાવે છે:

**नाविर्भूयाद्भवांश्चेदधिधरणितलं भूतनाथोदितास-**
**न्मार्गध्वान्तान्धतुल्यानिगमपथगतौ देवसर्गोपि जाताः**
**घोषाधीशं तदेमे कथमपि मनुजाः प्राप्नुयुर्नैव दैवी**
**सृष्टिर्व्यर्था च भूयान्निजफलरहिता देव वैश्वानरैषा ।२।**

ભાવાર્થ:—હે વૈશ્વાનર–અગ્નિસ્વરૂપ દેવ! જો આપ શ્રીધરણિતલ પર પ્રકટ ન થયા હોત તો દેવસર્ગમાં પણ જન્મ પામેલા એવા આ મનુષ્યો, ભૂતનાથ–મહાદેવથી પ્રકટ થયેલા પાષણ્ડમાર્ગરૂપ પ્રતિબન્ધથી વેદમાર્ગગતિમાં અન્ધતુલ્ય થાત; અને ત્યારે આ મનુષ્યો ઘોષાધીશ–વ્રજાધીશ–નન્દરાજકુમારને શું કોઇ પણ પ્રકારે પ્રાપ્ત કરી શકત? નહિ જ. એટલું જ નહિ પણ દૈવી સૃષ્ટિ વ્યર્થ એટલે પોતાના મુખ્ય ફલ વિનાની થઈ જાત.

વિવેચન:—શ્રીગોકુલનાથજી તથા શ્રીપુરુષોત્તમજીની ટીકાનુસાર:–જો આપશ્રી–આચાર્યશ્રીનો આવિર્ભાવ ભૂતલને વિષે ન થયો હોત તો શ્લોકમાં દર્શાવેલાં બે કાર્યો ન થાત. જો કે ભગવન્મુખારવિન્દને વિષે એટલે સ્વાધિકરણ

ભગવાન્‌ને વિષે આચાર્યશ્રીનો પ્રાદુર્ભાવ સર્વદા છે જ, તો પણ ત્યાં સ્થિતિ કરનારાથી ભગવદાજ્ઞપ્ત કાર્ય થઈ શકતું નથી. જો પોતે ભૂમિ પર પ્રાદુર્ભૂત થાય તો જ તે કાર્ય થઈ શકે એમ હતું. તેથી મૂળ શ્લોકમાં **अचिधरणितलम्** એવું પદ મૂકયું. એ બે કાર્ય તે મર્યાદા તથા પુષ્ટિ એમ બે માર્ગનાં પ્રાપ્ત થતાં ફલ છે. હવે કોઇ એમ શંકા કરે કે મર્યાદા માર્ગનું મૂળ તો વેદ છે, અને એ માર્ગનાં સાધનનો ઉપદેશ તો વેદમાં કર્યો છે, તો પછી તત્સાધ્યફલ મુક્તિનો અભાવ કેમ સમ્ભવે? આ શંકાનું સમાધાન કરે છેઃ–તમારી શંકા સત્ય છે. જો વેદોક્ત પ્રકારે સાધન અને ફલનું જ્ઞાન થાય તો તો ફલ થાય જ; પણ વેદમાં કહેલા પ્રકારનું જ્ઞાન થતું નથી અને તેથી ફલનો અભાવ થાય છે. વેદોક્ત પ્રકારના જ્ઞાનનો અભાવ કેમ થાય છે તો ઉત્તર આપે છે કે આ પ્રકારેઃ—ફલસાધક વેદ વાકયોનો અર્થ સર્વે મનુષ્યોએ પોતપોતાના મતને અનુસરીને કલ્પ્યો અને તેથી મુક્તિ પણ એકરૂપ રહી નહિ. આ પ્રકારે સાધન તથા મુક્તિના પ્રકારમાં ભેદ પડયા. ભૂતનાથ મહાદેવજીએ મોહક શાસ્ત્રો જેવાં કે માયાવાદ, ન્યાય, મીમાંસા વગેરે પ્રકટ કર્યાઃ તે તે શાસ્ત્રમાં સ્વસ્વમતાનુસાર સાધન તથા ફલનું નિરૂપણ થયું અને તેથી સાધન તથા ફલનું એકવિધત્વ રહ્યું નહિ. આ વાત નીચે પ્રમાણે સ્પષ્ટ થશેઃ–

**'ब्रह्मविदाप्नोति परम्' 'ब्रह्मणः सायुज्यं सलोकतामाप्नोति'**

**અર્થ**ઃ—'બ્રહ્મવિદ્‌ પરને પામે છે,' 'બ્રહ્મના સાયુજ્ય સાલોકયને પામે છે.' આ પ્રકારે વેદમાં અનેક શ્રુતિથી

)વનો બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષપ્રકાર કહ્યો. તેમ જ ગીતામાં
ણ 'विशते तदनन्तरम्' ત્યારપછી તે (મારામાં પ્રવેશ
રે છે' એમ ભગવાને જ શ્રીમુખે જીવની પોતામાં પ્રવેશ-
પ મુક્તિનું કથન કર્યું, અને ઉપર્યુક્ત પરપ્રાપ્તિનું સમર્થન
ર્યું. મુક્તિનું આવું લક્ષણ છે તો પણ એની વિરુદ્ધ માયા-
ાદાદિમતવાળાઓ કલ્પિત જીવનાશને મુક્તિ કહે છે.
ક્તિ તો પુરુષાર્થ છે, આત્મનાશ કાંઇ પુરુષાર્થ નથી; તેથી
ાત્મનાશ મુક્તિ કહેવાય નહિ. આ પ્રકારે એમનો મત
દવિરુદ્ધ છે, અને તેથી અસદ્રૂપ છે.

વળી નૈયાયિકોના મત પ્રમાણે ષોડશ પદાર્થનું
ત્વજ્ઞાન મુક્તિનો હેતુ છે. તેમ જ સુખદુઃખનો અત્યન્તા-
ાભાવ એનું નામ મુક્તિ, એમ એ લોકોનો મત છે. પણ
દમાં મુક્તિ આનન્દરૂપ છે એમ નિરૂપણ છે; તેથી નૈયા-
ાક મત ખોટો છે.

વળી મીમાંસકો યાગ તથા યાગના સાધન પ્રયા-
ાદિથી સાધ્ય એવા સ્વર્ગલોકના સુખને મુક્તિ કહે છે;
રન્તુ 'यन्न दुःखेन संभिन्नम्' 'જે દુઃખથી મિશ્ર નથી' એ
ાતાવાકયમાં 'સ્વર્ગ' પદનો અર્થ બ્રહ્માનન્દાનુભવ જ એટલે
્રહ્માનન્દનો અનુભવ' એવો જ થાય છે. અને આ લક્ષણ
ીમાંસકોના સ્વર્ગલોક પદમાં આવતું નથી; તેથી સ્વર્ગલોક
ાટલે મુક્તિ એમ જે મીમાંસકો કહે છે તે યુક્ત નથી.
થી એ મતને અનુસરનારાઓને વેદોક્ત મુક્તિમાર્ગમાં
તિબન્ધ નડે છે. માર્ગમાં પ્રતિબન્ધ હોય તો નિશ્ચિત
ાળે જવાતું નથી; તેથી ઉપર્યુક્ત પાષણ્ડ માર્ગમાં જવાથી

અન્ધ તુલ્ય થવાય છે. મૂલમાં **अन्धतुल्य** એવું પદ મૂકયું; કારણ કે ગીતામાં બતાવેલા આસુર લોકોને પ્રવૃત્તિમાર્ગ તથા નિવૃત્તિમાર્ગનું અજ્ઞાન હોવાથી વેદોક્ત મુક્તિમાર્ગમાં સ્વાભાવિક અન્ધત્વ પ્રાપ્ત થાય છે. પણ દૈવી જીવો જો ઉપર કહેલા અસન્માર્ગમાં ઝડપાય તો એઓ આંધળા જેવા જ છે. એ દૈવી જીવો આસુરી લોકોની માફક સ્વાભાવિક રીતે આંધળા નથી. એવા અસન્માર્ગમાં પ્રવેશ કરનાર જીવોને પણ જો સત્સંગ થાય તો એમના પ્રતિબન્ધ દૂર થાય છે. એમને જો શ્રુત્યુક્ત ભક્તિમાર્ગનું જ્ઞાન થાય તો એમને ફલ પણ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે મર્યાદામાર્ગમાં સાધન તથા ફળનું અજ્ઞાન અસત્સંગના દોષથી થાય છે એમ બતાવ્યું. હવે પુષ્ટિમાર્ગના જીવો પણ ઉપર્યુક્ત પાષણ્ડ માર્ગના સમ્બન્ધમાં આવીને સ્વમાર્ગીય જ્ઞાન વિસ્મરે છે, અને તેથી સાક્ષાત્ ભગવત્સમ્બન્ધરૂપી ફલને પ્રાપ્ત કરી શકતા નથી, એમ બતાવવા **इमे मनुजाः** 'આ મનુષ્યો' એવાં પદો મૂલશ્લોકમાં પોતે મૂકયાં છે. આ પ્રકારે પુષ્ટિ તથા મર્યાદા એ ઉભય સૃષ્ટિ ફલરહિત થઈ જાય એ ઉદ્દેશથી **व्यर्थ** પદ મૂલમાં આવે છે. મર્યાદામાર્ગમાં મુક્તિ એ જ ફલ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ પુરુષોત્તમનો સમ્બન્ધ એ ફલ થાય છે. તેથી પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ પુરુષોત્તમની જ સેવા કરવી જોઈએ એમ બતાવવા '**घोषाधीशम्**' પદ મૂકયું. **घोषाधीश** એટલે ઘોષ=ગોશાલા +અધીશ=પતિ=ગોશાળાના પતિ–ગાયો ચરાવનાર નન્દપુત્ર શ્રીકૃષ્ણ એ ઘોષાધીશ; અર્થાત્ વ્રજાધીશ જ સાક્ષાત્ પુરુષોત્તમ

છે. નન્દગૃહમાં જ પુરુષોત્તમ પ્રકટ થાય છે. એવા સાક્ષાત્ પુરુષોત્તમ વ્રજાધીશનો સમ્બન્ધ કરાવી આપનાર વલ્લભાચાર્યજી જ છે એમ બતાવવા 'देव वैश्वानर' એવું સંબોધન મૂલમાં મૂક્યું છે. देव શબ્દ दिव्=ક્રીડા કરવી એ ધાતુમાંથી આવે છે. वैश्वानर એટલે 'સર્વજનોને દોરનાર' 'विश्वान् नरान् नयति' એમ 'યાસ્ક' મુનિ નિરુક્ત ગ્રન્થમાં અર્થ કરે છે. એટલે કે અગ્નિસ્વરૂપ શ્રીમહાપ્રભુજી સર્વજનોને દોરવાનું સામર્થ્ય ધરાવે છે. અગ્નિ મુખનો અધિષ્ઠાતા છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી 'વૈશ્વાનર' અલૌકિક અગ્નિસ્વરૂપ હોઈ ભગવન્મુખના અધિષ્ઠાતા છે અને તેથી અંગીકૃત જીવને ફલનો સમ્બન્ધ કરાવી શકે છે. આચાર્યજી મહાપ્રભુજી પ્રકટ થયા ત્યારે જ પુષ્ટિ તથા મર્યાદા એ ઉભય માર્ગના ફલ તથા સાધનનો ભેદ લોકોમાં પ્રતીત થયો, એમના પ્રાકટ્ય પહેલાં એ ઉભય માર્ગનો ભેદ તથા તેતે માર્ગના સાધન તથા ફળનો ભેદ લોકો જાણતા નહતા, એમ જણાવવા 'नाविर्भूयास्' અર્થાત્ 'જો આપ પ્રકટ ન થયા હોત તો' એમ પદ મૂક્યું છે.

શ્રીપુરુષોત્તમજીનું વિવેચન:—શ્રુત્યુક્ત ભગવાને પોતે જ શ્રીમુખથી પોતાને વિષે જ શ્રુત્યુક્ત પરત્વનો નિશ્ચય કરી આપ્યો છે. એમાં પ્રમાણવાક્યો ગીતામાં નીચે પ્રમાણે:—

"अहं सर्वस्य प्रभवः—" "હે અર્જુન, હું (શ્રીકૃષ્ણ) સર્વનો હેતુ છું.

'**मन्मना भव**'—'હે અર્જુન, તું મારામાં (શ્રીકૃષ્ણમાં) મન પરોવ.

'**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**' હે અર્જુન, તું સર્વ ધર્મનો પરિત્યાગ કરી, મને એકલાને જ શરણ આવ.

આ પ્રકારે ગીતાના અન્તમાં ભગવાન્ શ્રીમુખે ગુહ્યતમ ઉપદેશ તરીકે પણ એક શ્રીકૃષ્ણનો આશ્રય જ ઉપદેશે છે. તેથી શ્રીકૃષ્ણ જ પર વસ્તુ છે; એમાં કાંઈપણ વિવાદ નથી.

સાધનનો વિચાર કરીએ તો પણ નીચેના શ્લોકમાં પૂર્વ પદ્યથી સ્વમાહાત્મ્ય પ્રતિપાદિત કરી, ઉત્તરાર્ધમાં ભારપૂર્વક ભજનને સાધન તરીકે દર્શાવે છેઃ—

**अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्त्तते ।**
**इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥**

[भ. गी. १०–८]

હે અર્જુન, હું સર્વનો પ્રભવ છું; 'મારામાંથી સર્વ પ્રવર્ત્તે છે', એમ માની ડાહ્યા લોકો ભાવથી સારી રીતે સમ્બદ્ધ થઇ મને (શ્રીકૃષ્ણને) ભજે છે.

હવે આ જે ભાવ બતાવ્યો તેનો અર્થ 'રતિ' થાય છે. એ રતિ પણ દેવાદિ–શ્રીકૃષ્ણવિષયક હોવી જોઇએ. એ યોગાદિ સાધનથી અસાધ્ય છે. 'ગોપી, ગાય, મૃગ, નાગ, (હાથી) વગેરે જીવોએ યોગાધિસાધન કર્યાં નહતાં, તો પણ કેવલ[1] ભાવથી શ્રીકૃષ્ણને પામ્યાં હતાં, એમ શ્રીમદ્ભાગવતમાં વચન છે. આ ભાવરૂપ સાધનથી જે પરપ્રાપ્તિ થઇ

१. केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः — [श्री. भा.]

તે [2]લક્ષ્મીજીને પણ સુદુર્લભ થઈ પડી છે. 'વ્રજવધૂઓને જે રાસોત્સવમાં સુખ મળ્યું તે તો લક્ષ્મીજીને પણ દુર્લભ છે, એ પ્રસાદ સ્વર્ગની અપ્સરાઓને પણ પ્રાપ્ત થતો નથી તો પછી અન્ય કોઇને તો કેવી રીતે પ્રાપ્ત થઈ શકે?' ઈત્યાદિ વચન શ્રીમદ્ભાગવતમાં છે. ઉદ્ધવજી જેવા ભક્તને ભગવાન્ કહે છે કે 'ઉદ્ધવજી, જેવા તમે મને પ્રિયતમ છો તેવું પ્રિય તો મને કોઇ પણ નથી! મારી યોનિ શંકર, સંકર્ષણ, તેમજ શ્રી પણ તમારા સમાન મને પ્રિય નથી!' એવા ભગવત્પ્રિય ઉદ્ધવજી પણ, ગોપીજનોના (તાપક્લેશાત્મક) અનન્ય ભગવદ્ભાવથી આશ્ચર્ય પામી કહે છે કે 'આ [1]ગોપીજનોના ચરણરેણુઓને સેવનાર વૃન્દાવનનાં લતા, ઓષધિ, ગુલ્મ, વૃક્ષાદિમાંનો કોઇ પણ હું થાઉં તો કેવું સારું' (કે જેથી મને પણ ગોપીજનની ચરણરેણુ પ્રાપ્ત થાય અને મારામાં પણ એમનો ભગવદ્ભાવ આવે!) આ પ્રકારે ફલ સાધનનું પર્યવસાન ભગવાનમાં જ થાય છે એવો સિદ્ધાન્ત શ્રીમદાચાર્યચરણે જ પ્રકટ કર્યો છે.

રામાનુજાચાર્ય તથા મધ્વાચાર્ય વગેરેએ માયાવાદનું નિરાકરણ કરી ભગવત્સાયુજ્ય તથા લક્ષ્મીસાયુજ્યાદિરૂપ

---

२. नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः । रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठलब्धाशिषां य उदगाद् व्रजवल्लवीनाम् ॥ श्री. भा. १०-४७-६०.

१. आसामहो चरणरेणुजुषामहं स्यां
वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ॥ श्री. भा. १०-४७-६१.

મોક્ષનું સ્થાપન કર્યું, તો પણ તેઓએ 'સોઽશ્નુતે' એ અર્થમાં જે ચતુર બ્રહ્મની સાથે ભક્તનો કામોપભોગ બતાવ્યો છે તેનું પ્રતિપાદન કર્યું નથી. તે આચાર્યોએ, આનન્દમયાધિકરણમાં જે વ્રજાધીશ-ઘોષાધીશની પ્રાપ્તિને ઉત્કૃષ્ટ ફળરૂપે બતાવી છે, તેનું પ્રતિપાદન કર્યું નથી, તેમ જ તેઓએ લિંગભૂયસ્ત્વાધિકરણમાં કહેલી રીતિએ સર્વાત્મભાવરૂપ સાધનનું વિવેચન કર્યું નથી, તેથી તેઓના મતને અનુસરવાથી ઉત્કૃષ્ટ ફળ રૂપ ઘોષાધીશની પ્રાપ્તિ થતી નથી એમ નિશ્ચય થાય છે. અને તેથી જ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો આવિર્ભાવ સાર્થક છે એમ સમજવું.

**શ્રીરઘુનાથજી વિશેષમાં કહે છેઃ—**

ભૂતનાથ-મહાદેવ-શંકરનો માર્ગ તામસ મનુષ્યોને ઉપદેશ કરવાને અર્થે છે. વારાહ પુરાણમાં, પાષણ્ડી જનોની ઉત્પત્તિ બતાવ્યા પછી તેવા આસુર લોકોને મોહ પમાડવા મોહ ઉત્પન્ન કરે એવાં શાસ્ત્રો પ્રકટ કરવા શંકરને ભગવાને આજ્ઞા કરી એવું વચન છેઃ—**त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय।** હે રુદ્ર મહાબાહુ, તું શાસ્ત્રો ઉત્પન્ન કરાવ, જેથી આસુરી સૃષ્ટિ મોહ પામી નષ્ટ થાય.

આ પ્રકારે શંકરપ્રણીત માયાવાદાદિ શાસ્ત્રો અસત્ છે અને તેમની અસત્‌થી પુષ્ટિમાર્ગીય દૈવી જીવોએ દૂર રહેવું એમ સૂચન પોતે કરે છે.

**ચતુર્થ ટીકામાં શ્રીગોકુલનાથજી નીચે પ્રમાણે વિશેષ પ્રતિપાદન કરે છેઃ—**

**વૈશ્વાનર પદથી થતું સૂચનઃ—**

જેમ ભગવાન્ ગીતામાં બતાવ્યા પ્રમાણે વૈશ્વાનર—જઠરાગ્નિ થઈ ચાર પ્રકારનું અન્ન પચાવે છે, તેમ હે વૈશ્વાનર—અગ્નિસ્વરૂપ શ્રીઆચાર્યજી ! આપ પણ તાપાત્મક થઇ સર્વ જીવોના ચતુર્વિધ રસરૂપ પુરુષાર્થો પકવ કરો ! આ પ્રકારે સ્વરૂપભોગ કરવામાં દ્વિતીય દલ—શ્રી ભાવાત્મકની જ શક્તિ છે. તેથી આ દ્વિતીય પદ્યમાં શ્રીભાવાત્મક ધર્મીનું નિરૂપણ છે એવો ભાવ નીકળી શકે છે. (૨)

**न ह्यन्यो वागधीशाच्छ्रुतिगणवचसां भावमाज्ञातुमीष्टे**
**यस्मात्साध्वी स्वभावं प्रकटयति वधूरग्रतः पत्युरेव ।**
**तस्माच्छ्रीवल्लभाख्य त्वदुदितवचनादन्यथा रूपयन्ति**
**भ्रान्ता ये ते निसर्गत्रिदशरिपुतया केवलान्धंतमोगाः ।३।**

**ભાવાર્થ**ઃ—વાણીના અધીશ એવા શ્રીવલ્લભાચાર્યજી વિના શ્રુતિસમૂહનાં વચનોનો ભાવાર્થ અન્ય કોઇ સર્વ પ્રકારે જાણવા સમર્થ નથી; કારણકે સાધ્વી વહુ પોતાનો સ્વભાવ પતિના આગળ જ પ્રકટ કરે છે. તેથી 'શ્રીવલ્લભ' એવું નામ ધારણ કરનારા એવા હે શ્રીઆચાર્યજી ! આપે જે શ્રુતિવચનનો ભાવાર્થ કહ્યો તેનાથી વિપરીત રૂપે જેઓ વ્યાખ્યાન કરે છે તેઓ ભ્રાંત છે. (એટલું જ નહિ પણ) એવા લોકો સ્વભાવથી જ અસુરપણાને લીધે કેવલ અન્ધતમઃને પ્રાપ્ત થાય છે.

**केवलान्धंतमोगाः** ને બદલે શ્રીરઘુનાથજીની પ્રતમાં **केवलं नित्यदुःखाः** એવો પાઠ ઉપલબ્ધ થાય છે. ત્યાં અર્થઃ—એવા વિપરીત વ્યાખ્યાન કરનારા નિરન્તર દુઃખી હોય છે.

**વિવેચનઃ**—હવે જો કોઈ એમ શંકા કરે કે સન્માર્ગોનું પ્રતિપાદન શ્રુતિઓ કરે છે અને તે શ્રુતિઓના વ્યાખ્યાન કરનારાઓને તેના અર્થનું જ્ઞાન હોઈ શકે તો પછી આ (દૈવી જીવોના) માર્ગનું અજ્ઞાન છે એમ તમે કેમ કહો છો, તો સમાધાન કરે છેઃ—

તમારી શંકા ખરી છે, પણ વ્યાખ્યાન કરનારાઓને શ્રુતિના તાત્પર્યની ખબર નથી, તેથી એ (દૈવી જીવના) માર્ગનું ભાન ન જ હોય એ સત્ય છે.

**શંકાઃ**—એ વ્યાખ્યાન કરનારા અન્ય આચાર્યોને તાત્પર્યનું ભાન નથી એમાં શો હેતુ આપો છો?

**સમાધાનઃ**—'**निःश्वसितमस्य वेदाः**' 'વેદો એ (ભગવાન્)ના નિઃશ્વાસરૂપ છે' એ વચનાનુસાર શ્રુતિઓ ભગવાનની વાણીરૂપ છે; અને વાણીનો અધિષ્ઠાતા અલૌકિક અગ્નિ છે. હવે શ્રીવલ્લભાચાર્યજી અલૌકિક અગ્નિસ્વરૂપ હોવાથી તત્પર શ્રુતિઓ પોતાનું તાત્પર્ય એમની પાસે જ પ્રકટ કરે છે. (વાગ્રૂપ શ્રુતિઓ પોતાનો ગૂઢ ભાવાર્થ પોતાના અધિષ્ઠાતા એવા અલૌકિક અગ્નિ પાસે જ પ્રકટ કરે છે.) તેથી અલૌકિક અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી જ શ્રુતિઓનું હાર્દ સર્વ પ્રકારે જ્ઞાપિત કરી શકે છે, અન્ય આચાર્યોને તો તેનું અજ્ઞાન હોય છે એવા અભિપ્રાયથી મૂળ શ્લોકમાં કહ્યું કે 'વાગધીશ વિના અન્ય કોઈ શ્રુતિસમૂહનો ભાવાર્થ સર્વ પ્રકારે જ્ઞાપિત કરવા સમર્થ નથી.' [1]વાણી અગ્નિનો

[1] मुखमस्य विनिर्भिन्नं लोकपालोऽनलोऽविशत् ।
वाचा स्वांशेन येनासौ वक्तव्यं प्रतिपद्यते ॥

અંશ છે, તેથી અગ્નિ વાગીશ કહેવાય છે. શ્રીવલ્લભાચાર્યજી અગ્નિસ્વરૂપ હોઈ વાગીશ—વાક્પતિ કહેવાય છે. (શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનું એક નામ **वाक्पतिः** એવું છે.)

શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાન્ કહે છે કે **वेदैश्च सर्वैरहमेव वेद्यः**' અર્થાત્ સર્વ વેદથી જાણવાનું તત્ત્વ પણ હું જ છું. આ પ્રમાણાનુસાર વેદરૂપ એવી શ્રુતિઓ કેવલ ભગવદેકપરત્વે જ પોતાનું તાત્પર્ય ઘટાવી રહી છે. તેથી તેઓ (શ્રુતિઓ) સાધ્વી કહેવાય છે. અને સાધ્વી સ્ત્રીનું લક્ષણ એ છે કે તે નિજ પતિની પાસે જ પોતાનો ગૂઢ સત્ય આશય પ્રકટ કરે છે. આ પ્રકારે શ્રુતિઓ પોતાનું ગૂઢ તાત્પર્ય વાગધીશ અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી પાસે પ્રકટ કરે એમાં આશ્ચર્ય નથી. જેમ સાધ્વી સ્ત્રી નિજ પતિ વિના અન્ય શ્વશ્રૂ શ્વશુરાદિ ગુરુજનો પાસે પોતાનું હાર્દ પ્રકટ કરતી નથી, તેમ સાધ્વી શ્રુતિઓ પણ સ્વપતિ વાગધીશ શ્રીવલ્લભાચાર્યજી પાસે જ સત્ય હાર્દ પ્રકટ કરે છે.

આથી સિદ્ધ થાય છે કે શ્રીવલ્લભાચાર્યજીથી વિપરીત વ્યાખ્યાન જેઓ કરે છે તેઓ ભ્રાન્ત છે; કારણ કે તેઓને વિષે સ્વાભાવિક આસુરત્વ હોવાથી શ્રુતિઓ સ્વહાર્દ તેમનાથી છુપાવે છે. એવાં વિપરીત વ્યાખ્યાન કરનારાઓનું ફલ શું ? તો કહે છે કે તેઓ આસુરી મુક્તિ અર્થાત્ અન્ધં-

**અર્થ**:—એ વિરાટ્ સ્વરૂપનું મુખ ફાટયું, તેમાં લોકપાલ અગ્નિએ પ્રવેશ કર્યો. જે અગ્નિની અંશરૂપ વાણી વડે આ જીવ બોલવાને સમર્થ થયો. [જુઓ શ્રી. ભાગવત, દ્વિતીય સ્કન્ધ.]

તમસ્‌ને પ્રાપ્ત થાય છે. શ્રુતિ પણ કહે છે કે '**अन्धंतमः प्रविशन्ति ये संभूतिमुपासते**' અર્થાત્ 'જેઓ સંભૂતિ–માયાને ઉપાસે છે તેઓ અન્ધતમસ્‌માં પ્રવેશ કરે છે.'

'**सम्यक् प्राप् भवन्ति जायन्ते आसुरा अनयेति संभूतिर्माया।** અર્થાત્ "જે વડે આસુરો સારી રીતે ઉત્પન્ન થાય છે તે સંભૂતિ કહેતાં માયા હોય છે." તેથી 'સંભૂતિ' પદનો અર્થ 'માયા' થાય છે. આસુર લોકો જ માયાની ઉપાસના કરે છે અને એ ઉપાસનાના ફલ તરીકે અન્ધંતમસ્‌ પ્રાપ્ત કરે છે.

'**नित्यदुःखाः**' એ પાઠ પ્રમાણે જો કે એમની મુક્તિમાં કદાચ દુઃખનો અભાવ હોય તો પણ સુખ–આનન્દ ન હોવાથી કેવળ દુઃખનો અભાવ કાંઇ પુરુષાર્થ કહેવાતો નથી, તેથી દુઃખાભાવરૂપી મુક્તિ પણ દુઃખ જ છે.

શ્રીવલ્લભાચાર્યજીએ કહેલા તાત્પર્યના જ્ઞાન પછી પણ જેઓની વિપરીત ભાવના નિવૃત્ત થઇ નથી એવા વ્યાખ્યાતાઓના સંગનો પુષ્ટિમાર્ગીયોએ ત્યાગ કરવો જોઈએ. આ ઉદ્દેશથી એમના ઘોર ફલનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ( શ્રી પુરુષોત્તમજી. )

પૂર્વના શ્લોકમાં તો દૈવી જીવો વેદમાર્ગમાં જાય તો પણ ફલ પ્રાપ્ત થતું નથી, એમ બતાવ્યું, હવે આ શ્લોકમાં વેદમાર્ગમાં ગતિ જ અશક્ય થઇ પડી છે; કારણ કે આસુરજનોના વિપરીત વ્યાખ્યાનો પ્રતિબન્ધરૂપ થઈ પડે છે; તેથી તત્ત્વતઃ પરિજ્ઞાન થઈ શકતું નથી. તેથી હે શ્રી-

વલ્લભ પ્રભુ! અમારી ગતિ તમારે અધીન છે. એ ઉદ્દેશથી આ તૃતીય શ્લોક ઉત્પન્ન છે. (શ્રીરઘુનાથજી.)

**શ્રીગોકુલેશજીની ટીકાઃ**—પ્રથમ બે શ્લોકથી ધર્મીનું નિરૂપણ થયું. હવે ધર્મભાવનું નિરૂપણ કરવા પ્રથમ ઐશ્વર્યરૂપ ધર્મનું પ્રતિપાદન આ તૃતીય શ્લોકમાં કરે છે. ભગવન્મુખારવિન્દરૂપ શ્રીવલ્લભાચાર્યજી જ શ્રુતિગણ કહેતાં વ્રજસૌભાગ્યવતીઓનાં વાક્યોનો ભાવ અભિપ્રાયપૂર્વક જાણવાને સમર્થ છે, અન્ય કોઇ સમર્થ નથી; કારણ કે નવોઢા વધૂ (નૂતન સ્ત્રી) સ્વપતિની પાસે જ પોતાનો સ્વભાવ પ્રકટ કરે છે.

'શ્રી' એટલે 'સ્વામિનીજી.' શ્રીસ્વામિનીજીના વલ્લભ તે 'શ્રીવલ્લભ.' અને તે જ શ્રુતિરૂપ વ્રજવધૂ–શ્રીસ્વામિનીજીના ભાવ જાણવા સમર્થ છે. શ્રીવલ્લભાચાર્યજીથી વિપરીત વ્યાખ્યાન કરનારાઓ તામસ આસુર હોય છે. તેમને સ્વભાવથી જ સાત્ત્વિક ભાવથી ભજન કરનારા લોકોની સામે દ્વેષ હોય છે. તેઓ ભગવદ્ભજન સહી શકતા નથી; તેથી તેમને નિત્ય દુઃખ પ્રાપ્ત થાય છે. શ્રીવલ્લભાચાર્યજી ભગવાનના મુખારવિન્દ હોવાથી એમનું ઐશ્વર્ય સ્પષ્ટ જ છે.

ભગવાનનો ઐશ્વર્યભાવ તો એ જ વ્રજવધૂઓના વચનાનુસાર વર્ત્તવું. શ્રીમહાચાર્યજી પણ શ્રુતિરૂપ વ્રજવધૂના વચનોનો ભાવ જાણતા હોવાથી એમને વિષે પણ રસરૂપ ઐશ્વર્ય ભાવ સિદ્ધ થાય છે. ૩

(ભક્તિરસજલધિ)

**प्रादुर्भूतेन भूमौ व्रजपतिचरणाम्भोजसेवाख्यवर्त्म-**
**प्राकट्यं यत् कृतं ते तदुत निजकृते श्रीहुताशेति मन्ये ।**
**यस्मादस्मिन्स्थितोयत्किमपिकथमपिक्काप्युपाहर्तुमिच्छ-**
**त्यद्धा तद्गोपिकेशः स्ववदनकमले चारुहासे करोति ४**

**ભાવાર્થ:**—આપે પ્રકટ થઈ ભૂમિ પર 'શ્રીવ્રજપતિના ચરણકમલની સેવા' એ માર્ગથી ઓળખાતો જે સેવામાર્ગ પ્રકટ કર્યો તે નિજ (ભક્તો) ના (કલ્યાણ) અર્થે છે. એમ હે શ્રીહુતાશ (=યજ્ઞભોક્તા)! મારો નિશ્ચય છે; કારણ કે (આપે પ્રકટ કરેલા) એ (સેવા)માર્ગમાં સ્થિતિ કરીને રહેનાર કોઇ પણ જીવ, જે કાંઈ (પત્રપુષ્પાદિક) પણ, ગમે તે પ્રકારે પણ (=શાસ્ત્રોક્ત માર્ગથી કે અન્ય પ્રકારે પણ), અને ગમે તે સ્થલે પણ, ભગવાન્‌ને સમર્પિત કરવા ઈચ્છે છે, તે સર્વનો શ્રીગોપીજનવલ્લભ, સાક્ષાત્, સુન્દરહાસયુક્ત મુખકમલમાં (રુચિથી) ઉપભોગ કરે છે. (૪)

**ઉદ્દેશ:**—શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્યનું એક અસાધારણ કાર્ય (=શ્રુતિના વચનનો ભાવ પ્રકટ કરવારૂપી કાર્ય) પૂર્વ શ્લોકમાં દર્શાવ્યું; હવે આ શ્લોકમાં તે કાર્યથી પણ અધિક અસાધારણ કાર્યનું નિરૂપણ કરે છે. એ અસાધારણ કાર્ય એવું છે કે શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીવ્રજાધીશની સેવા કરવારૂપ માર્ગ પ્રકટ કર્યો છે. એ શ્રીગોપીજનવલ્લભની સેવાનો માર્ગ એવો છે કે તેથી શ્રીકૃષ્ણને વિષે અત્યન્ત પ્રીતિ ઉત્પન્ન થાય છે.

**વિવેચનઃ**—આપે પ્રકટ થઇને શ્રીવ્રજપતિના ચરણ-કમલની સેવા કરવાનો માર્ગ ભૂમિ પર પ્રકટ કર્યો તે આપના પોતાના સન્તોષને અર્થે છે. જો કે લોકમાં પૂજાદિમાર્ગ પ્રકટ હતો જ, તો પણ પોતે જે ભક્તિમાર્ગીય સેવામાર્ગ પ્રકટ કર્યો તે પોતાના આત્માના સન્તોષને અર્થે છે. શ્રીમહાપ્રભુજીને પૂજાદિમાર્ગમાં આત્માસન્તોષ થતો ન હતો. કારણ શું ? તો કહે છેઃ—' સેવામાર્ગમાં પુરુષોત્તમ જ સેવ્ય છે, જ્યારે પૂજામાર્ગમાં વિભૂતિરૂપની પૂજા કરવી પડે છે. સેવામાં ભક્તિ નિયામક હોય છે, જ્યારે પૂજામાં વિધિ નિયામક હોય છે. પૂજામાં કાલ પણ નિયામક હોય છે જ્યારે સેવામાં કાલનો નિયમ નથી. સેવા ભક્તના મનોરથને અધીન હોવાથી ગમે તે કાલે સેવા થઇ શકે છે ( એ સેવામાર્ગની પૂજામાર્ગ કરતાં સુગમતા છે. ) પૂજામાર્ગમાં પૂજ્ય વિભૂતિને સન્તોષ આપવા નૈવેદ્યાદિ ઉપચારો અદૃષ્ટને ઉત્પન્ન કરે છે, જ્યારે સેવામાર્ગમાં તો સમર્પિત વસ્તુનો પ્રભુ સાક્ષાત્ ઉપભોગ કરે છે અને તેથી સેવામાર્ગમાં સર્વને દુર્લભ એવો પુરુષાર્થ સિદ્ધ થાય છે.' આ રીતે સેવામાર્ગ સર્વ પ્રકારે વિલક્ષણ છે. શ્રીવલ્લભાધીશને પૂજામાર્ગમાં અસન્તોષ લાગ્યો અને તેથી પોતે સેવામાર્ગ પ્રકટ કર્યો.

મૂલશ્લોકમાં સેવ્ય સ્વરૂપના ચરણને ' અમ્ભોજ ' એટલે ' કમલ 'ની સાથે ઉપમા આપી છે. તેથી ' કમલ જેમ સુખ આપે છે તેમ વ્રજાધીશના ચરણની સેવા કરવામાં અત્યન્ત સુખ પ્રાપ્ત થાય છે' એમ સૂચન થાય છે.

'**निजकृते**' એ પદથી એમ પણ સૂચવાય છે કે સ્વીય ભક્તો જો શ્રીમહાપ્રભુજીની દર્શાવેલી રીતિએ સેવા કરે તો તેઓ પણ કૃતાર્થ થાય.

સર્વ કોઈ સ્વાર્થને માટે પ્રવૃત્તિ કરે છે. શ્રીવલ્લભાચાર્યજી એવા તો પરમકૃપાલુ છે કે પોતે, પરાર્થે પણ (=પારકાને અર્થે પણ–સ્વીય ભક્તોને અર્થે પણ) સ્વાર્થના જેવી પ્રવૃત્તિ કરી સેવા માર્ગ પ્રકટ કર્યો. (શ્રીપુરુષોત્તમજી.)

મૂલમાં '**श्रीहुताश**' એવું સંબોધન છે તેથી આપશ્રીમાં માર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય છે, એમ સ્પષ્ટ થાય છે.

શ્રીમહાપ્રભુજી અગ્નિસ્વરૂપ હોઈ યજ્ઞભોક્તા છે; એટલે કે પોતે શ્રીઠાકોરજીના મુખારવિન્દરૂપ હોઈ શ્રીઠાકોરજીનો ભોગ સિદ્ધ કરી આપવાનું સામર્થ્ય ધરાવે છે. જેમ મુખારવિન્દ વિના ભોગ થઇ શકતો નથી, તેમ અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી વિના શ્રીઠાકોરજી ભોગ અંગીકાર કરતા નથી, એમ 'શ્રીહુતાશ' પદનું તાત્પર્ય દીસે છે.

આપણે શ્રીમહાપ્રભુજીએ પ્રતિપાદિત કરેલા સેવામાર્ગમાં વિશ્વાસ રાખવો જોઇએ. એ માર્ગ એવો (સરલ) છે કે ગમે તે કોઈ જીવ એમાં કાયાથી, વાણીથી તથા મનથી સ્થિતિ કરી શકે છે, કોઈ પણ પ્રકારની ભારે યા હલકી વસ્તુ હોય–પછી તે પત્ર પુષ્પાદિક હોય તો પણ તેનો અંગીકાર પ્રભુ કરે છે. વળી એ માર્ગમાં શાસ્ત્રોક્ત પ્રકારે જ વસ્તુનું સમર્પણ થાય છે એમ પણ નથી; શાસ્ત્રમાં ન કહ્યો હોય એવા પ્રકારે પણ જો વસ્તુ પ્રભુને

સમર્પવામાં આવે તો તેનો પણ અંગીકાર પ્રભુ કરી લે છે. વળી એ માર્ગમાં ભૂમિ અથવા અન્તરિક્ષાદિ સ્થલનો પણ નિયમ નથી, ગમે તે કોઈ દેશમાં કોઇ પણ જીવ કોઇ પણ વસ્તુ પ્રભુને સમર્પી શકે છે; અને ગોપિકાના ઈશ-શ્રીગોપીજનવલ્લભ પ્રભુ તે વસ્તુનો સાક્ષાત્ ઉપભોગ પોતાના સુન્દર હસતા મુખકમલમાં રુચિપૂર્વક કરે છે.

મૂલમાં अद्धा=સાક્ષાત્ પદ મૂકયું છે, તેથી એમ સૂચવાય છે કે આ માર્ગમાં પ્રભુ સાક્ષાત્ અંગીકાર કરે છે. અન્યમાર્ગની માફક કેવલ ભાવનામાત્રનો અંગીકાર નથી, તેમ બ્રાહ્મણ મુખાદિદ્વારા અંગીકાર નથી. 'गोपिकेश' એ પદથી એમ સૂચન થાય છે. આ માર્ગમાં પ્રભુનું સેવન 'શ્રીગોપિકા' સહિત થવું જોઈએ.

**ભક્તિરસજલધિઃ**—તૃતીય શ્લોકમાં ઐશ્વર્યનું નિરૂપણ કરી હવે વીર્યધર્માત્મક કીર્તિના સ્વરૂપનું પ્રતિપાદન આ ચતુર્થ શ્લોકમાં કરે છે.

'कथमपि' એટલે 'ભાવાત્મક સ્વરૂપથી અથવા આપના દાસ્યથી.

'क्वापि' એટલે વૃન્દાવનમાં સ્વગૃહમાં પણ પ્રભુ વસ્તુનો અંગીકાર કરે છે.

'व्रजपति' એ પદથી પુરુષોત્તમત્વનો બોધ થાય છે. ચરણને કમલ સાથે ઉપમા આપી છે તેથી 'આ માર્ગની સુદિરૂપતા સિદ્ધ થાય છે. વદનને કમલની ઉપમા આપી છે તેથી એવા ભાવનું કથન થાય છે કે જેમ કમલ

સૂર્યના કિરણોના સંબંધથી પ્રફુલ્લ થઈ સ્વરસનો પ્રકાશ કરે છે, તેમ (વિપ્રયોગરૂપ) તાપાત્મક એવા આપશ્રી મહાપ્રભુજીની સાથે સંબંધ ધરાવતી સામગ્રીનું ભોજન કરવામાં પ્રભુ અતિ પ્રસન્ન થાય છે અને સ્વરસનું દાન કરે છે, અને તેથી જ '**चारुहास**' સુંદર રસનું મુખકમળ એવું પદ મૂક્યું છે.

ભગવાનની કીર્તિ તો એ જ કે પોતે ભક્તોને વિષે કૃપા કરે છે.

શ્રીમહાપ્રભુજી વપ્રયોગનું સ્વરૂપ છે. વિપ્રયોગ તાપાત્મક છે. વિપ્રયોગમાં પ્રભુથી વિખૂટા પડયાનું ભાન રહે છે, એવા તાપકલેશ સહિત જો પ્રભુને ભોગ સમર્પવામાં આવે તો પ્રભુ અતિ પ્રસન્ન થાય છે. કોની માફક, તો કે સૂર્યકમલવત્; તેથી પ્રભુને ભોગ ધરવામાં તાપ કલેશ થવો જોઈએ, એમ ફલિત થાય છે. (૪)

**उष्णत्वैकस्वभावोऽप्यतिशिशिरवचःपुञ्जपीयूषवृष्टि-**
**रार्त्तेष्वत्युग्रमोहासुरनृषु युगपत्तापमप्यत्र कुर्वन् ।**
**स्वस्मिन्कृष्णास्यतां त्वं प्रकटयसि च नो भूतदेवत्वमेत-**
**द्यस्मादानन्ददं श्रीव्रजजननिचये नाशकं चासुराग्नेः ५**

**ભાવાર્થઃ**—જો કે આપશ્રીનો 'ઉષ્ણત્વ' એ જ એક (અસાધારણ) સ્વભાવ છે, તો આપ એકીવખતે (સંસારના તાપથી તપ્ત એવા) આર્ત્ત જનોને વિષે અત્યન્ત શીતલ (તાપહારક) વચનોના પુંજની અમૃતવૃષ્ટિ કરો છો, તેમ જ અત્યુગ્ર સાંસારિક મોહથી મુગ્ધ થયેલા આસુર જીવોને વિષે તાપ (દાહ) પણ ઉત્પન્ન કરો છો; અને એ રીતે

આપ આપને વિષે ભૂતદેવત્વ (રુદ્રત્વ—મહાદેવત્વ) નહિ પ્રકટ કરતાં, શ્રીકૃષ્ણની મુખારવિન્દતા પ્રકટ કરો છો, કારણ કે એ (આપનું ભગવન્મુખારવિન્દપણું) શ્રીવ્રજજનોના સમૂહમાં આનંદનું દાન કરે છે, તેમ જ (પાખણ્ડ માર્ગરૂપ) આસુરાગ્નિનો નાશ (પણ) કરે છે. (૫)

**અવતરણિકાઃ**—પૂર્વશ્લોકમાં શ્રીમહાપ્રભુજીને '**हुताश**' એવું નામ આપ્યું. હવે જેમ '**हुताश**' નો અર્થ અગ્નિ થાય છે તેમ '**रुद्रो वा एष यदग्निः**' અર્થાત્ "આ રુદ્ર અગ્નિ છે," એ વચનાનુસાર રુદ્રમાં પણ અગ્નિત્વ છે, તો શંકા ઉદ્ભવે છે કે શ્રીવલ્લભાચાર્યજીનું અગ્નિત્વ પણ રુદ્રના અગ્નિત્વ જેવું હોઇ શકે; તમે કહો છો તેવું અગ્નિત્વ એમને વિષે હોય એવો નિયમ નથી. તો સમાધાન કરે છે કે શ્રીવલ્લભાધીશનું અગ્નિત્વ રુદ્રના અગ્નિત્વથી ભિન્ન જાતિનું છે, એ સંબંધી હેતુઓ હવેના ચાર શ્લોકોમાં આપવામાં આવશે. એ હેતુઓ એવા છે કે તેથી રુદ્રત્વની સાથે વિરોધ આવે છે, તેથી શ્રીમહાપ્રભુજીમાં ઉષ્ણુત્વને લીધે રુદ્રત્વની શંકા ન કરવી.

**વિવેચનઃ**—શ્રીમહાપ્રભુજીના ઉષ્ણુત્વરૂપને લીધે જો એમને વિષે રુદ્રત્વની શંકા કરો તો એ રુદ્રત્વનો આગળ કહેવામાં આવતા હેતુઓ સાથે અત્યન્ત વિરોધ આવશે. શ્રીમહાપ્રભુજીનું ઉષ્ણુત્વ તથા રુદ્રનું ઉષ્ણુત્વ એક જાતિનું નથી. તેઓમાં સામ્ય પણ નથી, એ સિદ્ધ કરવા રુદ્રત્વનો અભાવ સાધે એવા વિરુદ્ધ ધર્મો આ શ્લોકમાં કહ્યા છે. શ્રીમહાપ્રભુજી વિરુદ્ધ ધર્મોના આશ્રય

હોઈ અલૌકિક છે. જો કે પોતાનો અસાધારણ સ્વભાવ 'ઉષ્ણત્વ' નો છે, તો પણ પોતે એકી વખતે સંસાર-તાપથી તપ્ત થયેલા આર્ત્ત જીવોને પોતાનાં અત્યન્ત શીતલ વચનામૃતની વૃષ્ટિથી શાંત કરે છે–તેમના તાપ હરી લે છે. અને તે જ સમયે અત્યુગ્ર સંસારરૂપ મોહ વા અજ્ઞાનથી જે લોકો આસુર હોય છે તેમને સંતાપે છે–દહન કરે છે. આમ એકી વખતે પોતે બે વિરુદ્ધ કાર્યં તાપનિવૃત્તિ તથા તાપકરણ કરી રહ્યા છે; તેથી પોતે અલૌકિક છે અને પોતાને વિષે શ્રીકૃષ્ણનું મુખારવિન્દપણું પ્રકટ કરે છે. પોતે *ભૂતદેવત્વ કહેતાં રુદ્રત્વને પ્રકટ કરતા નથી. રુદ્ર પોતાના ઉપાસક અસુર લોકોનો તાપ નિવૃત્ત કરવાની શક્તિ ધરાવે છે, પણ તાપકરણની શક્તિ ધરાવતા નથી. શ્રીમહાપ્રભુજીમાં તો આ ઉભય શક્તિ એકી વખતે રહે છે. શ્રીમહાપ્રભુજી પોતે કૃષ્ણનુ આસ્ય–વદનકમલ હોઈ વ્રજભક્તોના સમૂહની આર્ત્તિ હરી લઈ તેમને [1]આનન્દનું દાન કરે છે, તેમ જ પાષણ્ડમાર્ગરૂપ [2]આસુર અગ્નિનું અથવા દાવાગ્નિનું પાન કરે છે.

**ભક્તિરસજલધિઃ**—આ પંચમ શ્લોકમાં યશ=સ્વરૂપનું પ્રતિપાદન છે.

---

* ભૂતદેવત્વ–પ્રાકૃત અગ્નિરૂપત્વ એવો અર્થ શ્રીરઘુનાથજી કરે છે.

१ पीत्वा मुकुन्दमुखसारघम् (श्री म. ભાગવત) "મુકુન્દના મુખના અમૃતનું પાન કરીને તેમનો વિરહાગ્નિ નષ્ટ થયો.

२ "तमग्निमपिबत्' તે અગ્નિનું પાન પોતે કર્યું. (શ્રી. મ. ભા.)

શ્રીમહાપ્રભુજીમાં ઉષ્ણુત્વ છે એટલે કે પોતે વિપ્રયોગ-ફલાત્મક તાપરૂપ છે. પોતે, આર્ત્ત એટલે કે જેઓ દાસીભાવ પ્રાપ્ત કરી ભગવન્મિલનની પ્રાર્થના કરી રહ્યા છે તેવા નિજ ભક્તોને ભગવન્મિલન કરાવે એવાં અતિશીતલ વચનની અમૃત વૃષ્ટિથી શાન્ત કરે છે.

શ્રી=સ્વામિનીજી. 'શ્રીવ્રજજનનિચય' એ પદમાં 'શ્રી'-નો અર્થ ધ્યાનમાં લેતાં વ્રજ જનનો સમૂહ, સ્વામિનીજી સહિત છે. જે વ્રજનોને આનન્દનું દાન થાય છે તે શ્રીસ્વામિનીજીના સમ્બન્ધથી જ થાય છે. અને તેથી જ શ્રીસુબોધિનીજીમાં કહ્યું છે કે 'तद्द्वारा पुरुषे भवेत्' 'તે (સ્વામિનીજી) દ્વારા પુરુષમાં રસ ઉદ્ભવે છે.

મુખારવિન્દથી વ્રજજનોને આનન્દનું દાન કરવું અને દાવાગ્નિનું પાન કરવું—આ ઉભય ધર્મ ભગવન્મુખના જ હોઈ શકે, મહાદેવજીના ન હોઇ શકે. શ્રીમહાપ્રભુજીમાં આ ઉભય ધર્મ છે તેથી પોતે કૃષ્ણનું આસ્ય—વદનરૂપ છે.

ભગવાન્નો યશ તો એ જ કે ભક્તોને આનન્દનું દાન કરી પોષણ કરવું અને અન્યનો નાશ કરવો. તેથી આ શ્લોકમાં યશોરૂપત્વ સિદ્ધ થાય છે.

आम्नायोक्तं यदम्भोभवनमनलतस्तच्च सत्यं विभो यत्
सर्गादौ भूतरूपादभवदनलतः पुष्करं भूतरूपम् ।
आनन्दैकस्वरूपात्त्वदधिभु यदभूत्कृष्णासेवारसाब्धि-
रानन्दैकस्वरूपस्तदखिलमुचितं हेतुसाम्यं हि कार्ये ६

ભાવાર્થ:—વેદમાં અગ્નિમાંથી જળની ઉત્પત્તિ કહી

છે; તે હે વિભુ (=સર્વકરણસમર્થ)! સત્ય છે. સર્ગના આરમ્ભમાં ભૂતરૂપ અગ્નિમાંથી ભૂતરૂપ જલ થયું. આનન્દૈકસ્વરૂપ એવા આપશ્રીમાંથી ભૂતલ પર આનન્દૈકસ્વરૂપ એવો જે કૃષ્ણસેવારસરૂપ મહાસાગર પ્રગટ થયો તે સર્વ ઉચિત છે; કારણ કે કાર્યને વિષે હેતુનું સામ્ય છે. (અર્થાત્ કાર્યમાં કારણના ગુણો હોવા જોઈએ. તદનુસાર જ્યારે આપશ્રીથી પ્રકટ થતો કૃષ્ણસેવારસ માત્ર આનન્દૈકસ્વરૂપ છે તો તેથી સિદ્ધ થાય છે કે કારણરૂપ એવા આપશ્રી પણ આનન્દૈકસ્વરૂપ હોવા જોઇએ.) (૬)

**અવતરણિકાઃ**—ઉપરના શ્લોકમાં આચાર્યશ્રીની કૃષ્ણાસ્યતા દર્શાવી, હવે આ શ્લોકમાં એ કૃષ્ણાસ્યતાને લીધે પોતે અલૌકિક કાર્યના કર્તા હોઈ આનન્દમય છે એ સિદ્ધ કરવામાં આવે છે.

**વિવેચનઃ**—વેદમાં સર્ગના આરમ્ભમાં ભૌતિકપદાર્થોની ઉત્પત્તિના ક્રમનું નિરૂપણ કરવામાં આવ્યું છે; જેમકે **‘तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः, आकाशाद्वायुः, वायोरग्निः अग्नेराप इति.’** અર્થઃ–તેવા આ આત્મામાંથી આકાશ થયું, આકાશમાંથી વાયુ થયો, વાયુમાંથી અગ્નિ થયો, અને અગ્નિમાંથી જલ થયું. આ શ્રુતિમાં ભૂતરૂપ જલની ઉત્પત્તિ કહી છે. કાર્ય અને કારણ એક જાતિનાં હોવાં જોઇએ એવો નિયમ છે. તેથી જો કાર્ય–જલ ભૂતરૂપ છે તો કારણ–અગ્નિ પણ ભૂતરૂપ હોવું જોઈએ. તેથી ઉભય જલ તથા અગ્નિ ભૌતિક છે. તે જ પ્રકારે આચાર્યજી મહાપ્રભુજીએ ભૂતલ પર કૃષ્ણસેવારસમાર્ગ પ્રકટ કર્યો. એ કૃષ્ણ-

સેવામાર્ગ આનન્દૈકસ્વરૂપ છે; અર્થાત્ પરમાનન્દનો સાગર છે. આ પ્રમાણે જો કાર્ય કહેતાં પોતે પ્રકટ કરેલો કૃષ્ણ-સેવારસમાર્ગ આનન્દમય છે તો એને પ્રકટ કરનાર કારણ-રૂપ શ્રી વલ્લભાધીશ આનન્દમય હોવા જોઈએ. આ કથન ઉચિત છે. કારણ શું? તો કહે છે કે 'हेतुसाम्यं हि कार्ये'- કાર્યમાં હેતુનું– કારણનું સામ્ય છે. અર્થાત્ કાર્યમાં જે ગુણ હોય છે તે કારણમાંથી આવેલા છે. કાર્ય આનન્દમય હોય તો કારણ પણ આનન્દમય હોવું જોઇએ.

આ પ્રકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ અતિ-શય આનન્દઘન છે અને તેથી એમણે પ્રકટ કરેલો સેવા-રસમાર્ગ પણ આનન્દપ્રચુર છે. એમ આપશ્રીની આનન્દ-મયતા ફલિત થઈ.

પુરુષોત્તમજીઃ—પ્રામાણ્યવાદીઓ તથા તાર્કિકો જલનું ભૂતત્વ સ્વીકારે છે, સત્કાર્યવાદી પણ સત્માંથી જ સત્‌ની ઉત્પત્તિ સ્વીકારે છે, હેતુસામ્ય સર્વને સંમત છે. આયસપાત્ર–લોઢાનાં પાત્રો કરવામાં કારણ આયસ–લોઢું જ હોય છે. કટક કુણ્ડલાદિ કાર્યમાં સુવર્ણ હોય તો એનું કારણ પણ સુવર્ણ હોવું જોઇએ. ઉપાદાન અને ઉપાદેયનું –કારણ અને કાર્યનું ઐકજાત્ય લોકમાં તથા વેદમાં સંમત છે. કૃષ્ણસેવારસમાં આનન્દરૂપત્વનો અનુભવ થાય છે તો તે માર્ગના કારણભૂત શ્રીઆચાર્યજીને વિષે આનન્દરૂપ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે. અને તેથી જ મૂલમાં 'हि' શબ્દ મૂક્યો છે.

વસ્તુતઃ 'रसो वै सः' 'તે નિશ્ચય રસ છે' ઇત્યાદિ

શ્રુતિઓનો આનન્દમયાધિકરણ તથા લિંગભૂયસ્ત્વાધિકરણમાં કહેલે પ્રકારે વિચાર કરીએ તો ભગવાન્ જ રસ છે તે રસરસશાસ્ત્રની મર્યાદા પ્રમાણે વિભાવ, અનુભાવ તથા વ્યભિચારિભાવરૂપ કરણના સામર્થ્યથી અભિવ્યક્ત થાય છે. જો આ કારણો લૌકિક હોય તો તેથી અભિવ્યક્ત થતો રસ ચાક્ષુષાદિજ્ઞાનવત્ લૌકિક જ છે અને અંશતઃ પ્રકટ થાય છે. જો એ કારણો અલૌકિક હોય તો તેથી પ્રકટ થતો રસ, શાસ્ત્રીય યોગથી ઉત્પન્ન થતા ભગવત્કૃત જ્ઞાનવત્ ઉત્તરોત્તર અત્યન્ત અલૌકિક અને પૂર્ણ જ હોય છે. એ અલૌકિક રસ, માયાનું અપસારણ કરી વેણુગીત તથા પંચાધ્યાયી વગેરેમાં કહેલી રીત પ્રમાણે પ્રકટ થાય છે એવો નિશ્ચય થાય છે. દ્વાપર યુગને અન્તે એ જ પ્રકારે ભગવાને વેણુગાનાદિ કરી યથાર્થ રસમાર્ગ પ્રકટ કર્યો હતો. તે પ્રકારે આધુનિક સમયમાં પણ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ (શ્રીસુબોધિનીજી આદિના) ઉપદેશ દ્વારા રસમાર્ગ પ્રકટ કર્યો છે. એમ આ કાર્યમાં પણ સપરિકર હેતુસામ્ય છે એ જણાવવા 'हि' શબ્દ મૂલમાં છે. શ્રીમહાપ્રભુજીનો સપરિકર વિચાર કરીએ તો પણ પોતે આનન્દમય છે. સેવામાં સમર્પિત વસ્તુનો પ્રભુ જ્યારે અંગીકાર કરે છે ત્યારે તે તે જીવને સ્વસ્વાધિકાર–અનુસાર સેવામાં આનન્દનો વિશેષ અનુભવ થાય છે, તેથી એવી આનનંદમય સેવા જે વલ્લભાધીશે પ્રકટ કરી તેમના આનન્દમયત્વને વિષે મંદ મધ્યમ બુદ્ધિવાળાઓએ પણ વિશ્વાસ રાખવો એ યોગ્ય છે.

**ભક્તિરસજલધિઃ**—એતન્માર્ગીયોએ સેવા આનંદ-

થી કરવી જોઇએ. રસાબ્ધિમાં શયન કરતા પ્રભુનું સેવન શ્રીરૂપ જ છે. (૬)

**स्वामिन् श्रीवल्लभाग्ने क्षणमपि भवतः सन्निधाने कृपातः**
**प्राणप्रेष्ठव्रजाधीश्वरवदनदिदृक्षार्तितापो जनेषु ।**
**यत्प्रादुर्भावमाप्नोत्युचिततरमिदं यत्तु पश्चादपीत्थं-**
**दृष्टेप्यस्मिन्मुखेन्दौ प्रचुरतरमुदेत्येव तच्चित्रमेतत् ॥७॥**

**ભાવાર્થ:**—હે સ્વામી, શ્રીવલ્લભ, અગ્નિ,! એક ક્ષણ પણ જો આપનું સામીપ્ય થાય, તો આપની કૃપાથી, પ્રાણથી પણ પ્રેષ્ઠ એવા શ્રીવ્રજાધીશ્વરના મુખનું દર્શન કરવાની (તીવ્ર) આર્તિથી જે તાપ જનોમાં પ્રકટે છે, તે તો ઉચિતતર (=વધારે યોગ્ય) છે. પરન્તુ એ (આપના) મુખચન્દ્રનું દર્શન થઈ રહે, ત્યાર પછી (=આપના અસન્નિધાનમાં પણ), આ (પૂર્વોક્ત) પ્રકારે જ એ આર્તિતાપ પ્રચુરતર (=વધારે તીવ્રતાથી) ઉદય પામે છે જ એ (તો) (ખરેખર) આશ્ચર્યજનક છે! (૭)

**અવતરણિકા:**—લૌકિકાગ્નિનું નિરાકરણ કરીને અલૌકિક અગ્નિનું હવે નિરૂપણ કરે છે. શ્રીવલ્લભાધીશને વિષે પૂર્વના શ્લોકમાં આનન્દરૂપત્વને નિર્ધાર કર્યા પછી હવે એમને વિષે તાપાત્મક-આનંદ-જનકત્વરૂપ ધર્માન્તર સિદ્ધ કરે છે, અને તેથી પૂર્વોક્ત અગ્નિધર્મનું નિરાકરણ કરી આનંદ સારભૂત અગ્નિરૂપત્વ સિદ્ધ થાય છે.

**વિવેચન:**—મૂલમાં ત્રણ સંબોધન છે. પ્રથમ સંબોધન 'સ્વામિન્' ઐશ્વર્યનું ખ્યાપન (=જ્ઞાપન) કરે છે, કારણ કે

સ્વામી=ઈશ્વર એમ કોશ કહે છે. શ્રીવલ્લભ સ્વામી ઈશ્વર સમાન હોઈ જો કૃપા કરે તો એમનું સ્વરૂપ સત્વર જણાય, કારણ કે સ્વામી=ઈશ્વર સર્વંકરણસમર્થ છે. દ્વિતીય સંબોધન 'શ્રીવલ્લભ' આપશ્રીનું નામ છે તો પણ ભગવદ્ભેદની સ્ફૂર્તિથી તે યોગ્યતા સમ્પાદન કરી આપી શકે એમ છે. તૃતીય સંબોધન 'अग्ने' એમના સ્વરૂપનો બોધ કરે છે. જો જીવો સ્વામી શ્રીવલ્લભાગ્નિના સામીપ્યમાં એક ક્ષણ પણ આવે તો એમની કૃપાથી તેમને પ્રાણપ્રેષ્ઠ વ્રજાધીશ શ્રીગોપીજનવલ્લભ-શ્રીઠાકોરજીનાં દર્શન કરવાની તીવ્ર લાલસા થાય છે. પ્રાણપ્રેષ્ઠ શ્રીવ્રજાધીશ્વરનાં દર્શન કરવામાં અંતરાય પડે તો આર્ત્તિ થાય છે, અને તે આર્ત્તિ તે જીવને વિષે એક પ્રકારનો તાપ પ્રકટ કરે છે. જે જીવ પર શ્રીમહાપ્રભુજીની કૃપા હોય છે, તેને આવો તાપ-ક્લેશ થાય છે. જેમ લૌકિક અગ્નિની સમીપમાં રહેનારને તાપ થાય છે, તેમ આપશ્રીની નિકટમાં રહેનારને તાપ ક્લેશ થાય થાય એ તો યોગ્ય જ છે-ઉચિતતર છે. એમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ વધારે વિચિત્ર તો એ છે કે એક સમય આપશ્રીના મુખચન્દ્રનું દર્શન થયા પછી આપશ્રીના અસન્નિધાનમાં પણ, પૂર્વવત્ પ્રચુરતર-અતિ તીવ્ર-તાપ ક્લેશ જીવને થયા વિના રહેતો નથી. (આપશ્રીના મુખચન્દ્રનું દર્શન જ એવું છે કે તેથી આપશ્રીના સામીપ્યમાં વા અસન્નિધાનમાં શ્રીવ્રજાધીશનાં દર્શનની આર્ત્તિનો તાપ તીવ્રતાથી જીવને વિષે પ્રકટ થાય જ છે, એ એક વિચિત્રતા છે.)

ઇન્દુ=ચન્દ્ર જલની પ્રકૃતિનો હોઇ તાપહારક હોય

છે. શ્રીવલ્લભાધીશનો મુખચન્દ્ર તાપ ક્લેશ જીવને પ્રકટ કરે છે, તેથી એમનો મુખચન્દ્ર સામાન્ય ચન્દ્રથી વિલક્ષણ છે, એમ પ્રતિપાદન કરવા મૂલમાં 'अस्मिन्' આ પદ' 'मुखेन्दौ' ની સાથે મૂક્યું છે.

શ્રીવલ્લભાધીશનો અગ્નિ વિલક્ષણ છે એ સિદ્ધ કરવા પુર્વ શ્લોકમાં અનુમાન પ્રમાણ આપ્યું, પણ આ શ્લોકમાં પ્રત્યક્ષ પ્રમાણ આપે છે કે મહાપ્રભુજી એવા આનન્દ-રસાત્મક તાપથી પૂર્ણ છે કે એમના મુખના દર્શન માત્રથી જીવને એ આનન્દરસાત્મક તાપનું દાન થયા વિના રહેતું નથી, એ વાત પ્રત્યક્ષ સિદ્ધ છે.

ભક્તિરસજલધિઃ—શ્રીરૂપતાનું નિરૂપણ પૂર્વશ્લોક-માં કરી હવે વૈરાગ્યરૂપ કહે છે. 'श्रीवल्लभ' નો અર્થ 'શ્રી અને વલ્લભ' એવો થાય છે. એ ઉભય તાપાત્મક અગ્નિરૂપ હોવાથી એમના સમીપમાં આવનારને વધારે તાપ લાગે છે, લક્ષણનું સંનિધાન તે સમર્પણ સમયનું સન્નિધાન સમજવું. ત્યારે શ્રીના—સ્વામિનીજીના સ્વરૂપનું તથા પ્રભુના સ્વરૂપનું સ્મરણ થવાથી અધિક તાપ લાગે છે.

આપશ્રીના મુખને ચન્દ્રની ઉપમા આપી તેથી જેમ ચન્દ્ર પાણ્ડુર હોય છે તેમ આપશ્રીનું મુખ પણ વિપ્રયોગ તાપને લીધે પાણ્ડુર—ગૌરશ્વેત છે એવું સૂચન થાય છે.

શ્રીવલ્લભાધીશ વિપ્રયોગ તાપથી પૂર્ણ છે. જો કોઈ જન્માદિક ક્લેશયુક્ત જીવ એમના મુખચન્દ્રનું એક સમય પણ દર્શન કરે, તો તેને પોતે કૃપા કરી વિપ્રયોગ તાપનું દાન કરી દે છે. એ વિપ્રયોગ તાપનું દાન થયા પછી તે

જીવને પ્રભુમિલનને અર્થે તીવ્ર આર્તિ થયા કરે છે. પુષ્ટિમાર્ગમાં તાપ ક્લેશ આવશ્યક છે. તો એ તાપ ક્લેશ પ્રાપ્ત કરવા પુષ્ટિમાર્ગીય જીવોએ તે તાપ ક્લેશનું દાન કરનારા શ્રીવલ્લભાધીશનાં દર્શન અવશ્ય કરવાં જોઇએ, એમ આ શ્લોકમાંથી ફલિત થાય છે.

**अज्ञानाद्यन्धकारप्रशमनपटुताख्यापनाय त्रिलोक्या-**
**मग्नित्वं वर्णितं ते कविभिरपि सदा वस्तुतः कृष्ण एव।**
**प्रादुर्भूतो भवानित्यनुभवनिगमाद्युक्तमानैरवेत्य**
**त्वां श्रीश्रीवल्लभेमे निखिलबुधजना गोकुलेशं भजन्ते ८**

**ભાવાર્થ:**—અજ્ઞાનાદિ અન્ધકારને દૂર કરતા એવા (આપના) સામર્થ્યની પ્રસિદ્ધિને અર્થે ત્રિલોકમાં કવિઓએ પણ આપના અગ્નિત્વનું સદા વર્ણન કર્યું છે. વસ્તુતઃ આપ કૃષ્ણ જ પ્રાદુર્ભૂત થયા છો—એમ અનુભવથી તથા નિગમાદિથી આપને જાણીને હે શ્રી શ્રી વલ્લભ ! સર્વ બુધજનો ગોકુલેશને ભજે છે !

**અવતરણિકા:**—પૂર્વશ્લોકથી ભગવન્મુખના અધિષ્ઠાતા એવા અગ્નિધર્મત્વથી શ્રીઆચાર્યજીના સ્વરૂપનું નિરૂપણ કર્યું, હવે આ શ્લોકમાં એમનું પ્રમાણુસિદ્ધ પૂર્ણત્વ કહેવામાં આવશે; અખણ્ડ બ્રહ્મવાદની દૃષ્ટિથી શ્રીકૃષ્ણ સાથે એમનો વાસ્તવ અભેદ સિદ્ધ થાય છે, તેથી આપને વિશે સાક્ષાત્ કૃષ્ણત્વ સિદ્ધ થાય છે. અનુગૃહીત (કૃપાપાત્રો)ને તે પ્રકારે જ્ઞાન થાય છે.

**વિવેચન:**—જેમ લૌકિક અગ્નિ, ગૃહનો અન્ધકાર નિવૃત્ત કરે છે, તેમ આપશ્રીનો અલૌકિક અગ્નિ તદ્વિજાતીય

અન્ધકારનું નિવારણ કરે છે, એ વિજાતીય અન્ધકાર કયા, તે ગણાવે છેઃ પ્રથમ તો અજ્ઞાનરૂપ અન્ધકાર જીવને વિષે હોય છે. તો તેની નિવૃત્તિ આપશ્રીનો અગ્નિ કરે છે. પછી આદિ પદથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્યાદિ અન્ધકાર સમજવા. તેનું પણ નિવારણ અગ્નિસ્વરૂપ શ્રી-મહાપ્રભુજી કરે છે. આ સર્વ અન્ધકાર નિવૃત્ત થાય એટલે તે જીવો શુદ્ધ બ્રહ્મવાદી અને ભાગવત (ભગવાનનું ભજન કરનારા, થાય છે—એમ પોતે તત્ત્વાર્થદીપ નામના પોતાના ગ્રન્થમાં કહે છે. એ અન્ધકારો ભગવન્માર્ગના જ્ઞાનમાં પ્રતિબન્ધ કરે છે. તેમને દૂર કરવાનું સામર્થ્ય ચાતુર્યયુક્ત હોવું જોઇએ. આપશ્રીનું એવું ચાતુર્યયુક્ત સામર્થ્ય ત્રિલોક-માં પ્રસિદ્ધ થાય એ ઉદ્દેશથી કવિઓએ—પૂર્ણજ્ઞાનીઓએ આપના અગ્નિત્વનું વર્ણન નિરન્તર કર્યું છે. કવિ એટલે? શ્રોતાના અધિકારાનુસાર તત્ત્વને અનેક પ્રકારે કહે તે કવિ. તે પૂર્ણ જ્ઞાની હોઈ શ્રીમદાચાર્યજીના સ્વરૂપનું તત્ત્વ જાણતો હોવો જોઇએ.

અગ્નિત્વનું વર્ણન તો આપશ્રીના સામર્થ્યનો બોધ કરવાને અર્થે છે. તેથી કાંઇ આપના સ્વરૂપ તત્ત્વનો પૂરેપૂરો ખ્યાલ આવી શકતો નથી. વસ્તુતઃ આપનું સ્વરૂપ શું? એમ થાય તો શ્રીગુસાંઇજી મૂલમાં કહે છે કે '**वस्तुतः कृष्ण एव**' અર્થાત્ 'વસ્તુતઃ આપ શ્રીકૃષ્ણ જ પ્રાદુર્ભૂત થયા છો.' એમ નિશ્ચય કરવામાં પ્રમાણ જોઇએ; તો પ્રમાણની ગણના કરવામાં આવી કે એક તો અનુભવ-પ્રમાણ છે. તે નીચે પ્રમાણે છેઃ—

આચાર્યશ્રીના સેવક કૃષ્ણદાસ ક્ષત્રિય હતા. તેમણે કરેલી અસાધારણ સેવાથી શ્રીઆચાર્યજી પ્રસન્ન થયા અને કહ્યું કે 'તને જે ઈષ્ટ વસ્તુ હોય તે માગ!' ત્યારે કૃષ્ણદાસે ત્રણ વસ્તુની પ્રાર્થના કરીઃ એક તો 'સર્વોત્તમથી આપશ્રીના (આચાર્યશ્રીના) સિદ્ધાન્તનું જ્ઞાન મને થાઓ.' બીજું 'મારામાં જે કાંઈ મૂર્ખતા હોય તેને માટે ક્ષમા આપો.' અને ત્રીજું 'હું આપશ્રીને શરણ આવ્યો તે પહેલાં મને એક ગુરુએ વૈષ્ણવ મન્ત્રનો ઉપદેશ આપ્યો, તેને ગૃહે આપશ્રી ચાલો.' આ પ્રમાણે આચાર્યશ્રીએ એ ત્રણ વરનું દાન કર્યું. પછી આચાર્યશ્રીના ગમન પૂર્વે કૃષ્ણદાસ પોતાના ગુરુને ગૃહે ગયા. તેમને નમસ્કાર કરી આસન લીધું. પછી તે ગુરુએ તેને પૂછયું કે 'મારો ત્યાગ કરી અન્ય ગુરુ કેમ કર્યા?' ત્યારે કૃષ્ણદાસે ઉત્તર આપ્યોઃ 'મારા ગુરુ તમે જ છો, અને તમારી કૃપા થઈ ત્યારે મને પુરુષોત્તમની પ્રાપ્તિ થઈ. ગુરુ તો તે જ કે જેની કૃપાથી ભગવાન્‌ની પ્રાપ્તિ થાય. અને મને તે જ પ્રકારે સાક્ષાત્ પુરુષોત્તમ તમારી ગુરુકૃપાથી પ્રાપ્ત થયા છે! મારા આચાર્ય (શ્રીવલ્લભાધીશ) પુરુષોત્તમ જ છે, ગુરુ નથી!'

તે ગુરુએ કહ્યુંઃ 'આચાર્ય (શ્રીવલ્લભાધીશ) પુરુષોત્તમ જ છે એમ જે તું કહે છે તેમાં શું પ્રમાણ?'

ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે હું મારા હસ્તની અંજલિમાં જ્વલંત—બળતો અગ્નિ રાખું છું. જો મારા આચાર્યશ્રી પુરુષોત્તમ હશે તો એ અગ્નિ મને બાળશે નહિ! નહિ તો એ અગ્નિ મને બાળશે!'

એ પ્રકારે કૃષ્ણદાસે મુહૂર્તપર્યન્ત બળતો અગ્નિ પોતાના હસ્તમાં ઝાલી રાખ્યો, ત્યારે તે ગુરુને તેના કહેવાનું સત્ય જણાયું અને ભયભીત થઇ તે અગ્નિને તેના યોગ્ય સ્થાનમાં પાછો મૂકવા આજ્ઞા કરી. આ પ્રમાણે આપશ્રીના પુરુષોત્તમત્વમાં અનુભવ એક પ્રમાણ છે.

હવે બીજા પ્રમાણમાં નિગમ કહેતાં વેદ અર્થાત્ શ્રુતિ પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન આ ચતુષ્ટય છે.

'आदि' પદથી પુરાણ તેમ જ તે સ્વરૂપનો અનુભવ કરતા ભક્તોનાં અંતઃકરણો પણ આ નિશ્ચય કરવામાં પ્રમાણરૂપ છે, એમ સૂચવાય છે.

શ્રી આચાર્યજીએ જે કૃષ્ણસેવારસ પ્રકટ કર્યો તેનું સ્વરૂપ આનન્દમય છે. આ ગુણ એમનું ભગવત્ત્વ સિદ્ધ કરે છે.

'શ્રી' પદ મૂલમાં બે વાર મૂકયું છે તેનું કારણ એ છે કે શ્રી પરમાનન્દની—પુરુષોત્તમની—શક્તિના ભેદથી દ્વિરૂપ શ્રીને 'વલ્લભ' પદની સાથે જોડી, તેથી આપશ્રીને વિષે પરમાનન્દત્વ અર્થાત્ પુરુષોત્તમત્વ જ્ઞાપિત થાય છે.

જેમના પર શ્રી આચાર્યજી મહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજીની પૂર્ણ કૃપા હોય છે તેમને જ ઉપર્યુક્ત અર્થાવબોધ થાય છે; કૃપાશૂન્ય જીવોને એવો બોધ થતો નથી.

(શ્રી ગોકુલનાથજી તથા શ્રીપુરુષોત્તમજી.)

**ભક્તિરસજલધિઃ**—ભગવાન્ ભક્તાતિરિક્તને વિષે વૈરાગ્ય રાખે છે અને ભક્તોને વિષે અનુરાગ રાખે છે, તેમ આપશ્રી પણ સમર્પિત ભક્તોની વસ્તુનો અંગીકાર કરે છે

અને તદતિરિક્ત વિષે વૈરાગ્ય રાખે છે. એ પ્રકારે ગત શ્લોકમાં વૈરાગ્ય-રૂપતાનું નિરૂપણ કરે છે. તેથી શ્લોકમાં કહે છે કે શ્રી આચાર્યજી અજ્ઞાનાદિ અન્ધકાર દૂર કરવાનું સામર્થ્ય ધરાવે છે. શબ્દાર્થરસિક કવિઓ પણ તેથી જ એમનું અગ્નિત્વ વર્ણવે છે.

'શ્રી વલ્લભાધીશ અગ્નિરૂપ છે' એમાં અનન્તદાસનો અનુભવ પ્રમાણ છે. અનન્તદાસ શ્રીમહાપ્રભુજીના ચરણ ચાંપતા હતા ત્યારે એમને આપશ્રીના અગ્નિત્વને વિષે સંદેહ થયો. તત્ક્ષણમેવ અનન્તદાસના બંને હાથમાં અગ્નિના દાહથી ફોલ્લા પડયા. આ વાત સુપ્રસિદ્ધ છે.

અનુભવાત્મક નિગમરૂપ વ્રજસીમન્તિની-શ્રુતિરૂપ ગોપીજન-ના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આપશ્રી તાપાત્મક અગ્નિસ્વરૂપે પ્રકટ થયા છે. બુધ જન એટલે ભગવત્સ્વરૂપને જાણનારા અને જેમણે પોતાના આત્માનું આપને સમર્પણ કર્યું છે એવા લોકો તાપાત્મક એવા આપને એટલે ગોકુલેશને ભજે છે.

અત્રોક્ત સ્વરૂપને જાણીને ભક્તોએ સદા ભજન કરવું. તેમના પર શ્રીઆચાર્યજી કૃપા કરશે. આવા પ્રકારના સ્વરૂપનું સેવન કરવાથી સર્વદા આપણે નિશ્ચિત થઇએ છીએ.

આપ શ્રીવલ્લભાષ્ટકમાં શ્રીવિઠ્ઠલેશ્વરજીએ શ્રી-આચાર્યજી મહાપ્રભુજીનું જે સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે તેમાં ભક્તોએ સદા નિમજ્જન કરવું.

**અનુઃ—શ્રી સુંદરલાલ મણિલાલ વકીલના**

---

# ૧૯. શ્રીસપ્તશ્લોકી

શ્રીગુંસાઇજીકૃત સપ્તશ્લોકીની શ્રીહરિરાયજીની ટીકાને અનુસરીને ગુજરાતીમાં આ અનુવાદ છે, શ્રીહરિરાયજી પ્રથમ મંગલાચરણમાં શ્રીમહાપ્રભુજીને પ્રણામ કરે છે.

શ્રીમહાચાર્યજીના ચરણકમલને હું નમું છું, જેની કૃપા વડે શ્રીગુસાંઇજીની કૃતિમાં બુદ્ધિનો પ્રવેશ થાય છે. ॥ ૧ ॥ શ્રીવિઠ્ઠલનાથજી (શ્રી ગુસાંઈજી) જે ક્લેશમાત્રને નિવૃત્ત કરનાર છે, તેને એટલા માટે નમું છું કે તેમના કરેલા આ સ્તોત્રમાં મને વિશેષ જ્ઞાન થાય. ॥ ૨ ॥ શ્રીગોવિંદરાયજી તથા શ્રીકલ્યાણરાયજી જે ગુંસાઈજીના દ્વિતીય પુત્ર અને પૌત્ર થાય છે તે મારા પિતા અને પિતાના પિતા થાય; તે બન્નેને હું નમું છું, જેમના આશ્રય વડે હું શ્રીઆચાર્યને શરણે થયો. ॥ ૩ ॥

શ્રીગુસાંઇજીએ શ્રીઆચાર્યચરણનું સ્વરૂપ શ્રીવલ્લભાષ્ટકમાં વર્ણવ્યું છે. ત્યાં આપ આજ્ઞા કરે છે કે "અજ્ઞાનરૂપી અંધકારને આપ દૂર કરનાર હોઈને આપને પંડિત લોકો અગ્નિરૂપે કહે છે; પરંતુ આપ ખરી રીતે તો કૃષ્ણ જ છો; તેથી બધા જાણકાર લોકો આપને ગોકુલેશરૂપે ભજે છે." એમ આપને કૃષ્ણરૂપ કહ્યા પણ લક્ષણરૂપ તેના ધર્મ વડે કૃષ્ણત્વ નક્કી કરવા માટે જેવા કૃષ્ણ છ ધર્મ વિશિષ્ટ ધર્મી-છે તેવાજ છ ધર્મ વિશિષ્ટ ધર્મિરૂપ શ્રીવલ્લભાચાર્ય છે, એ વાત આ સ્તોત્રમાં સાત શ્લોકથી કહે છે; તેથી આ સ્તોત્રનું નામ સપ્તશ્લોકી છે. શ્રીમહાચાર્યચરણ ધર્મથી પણ કૃષ્ણ

આપનાર છે, તેથી ઐશ્વર્યાદિ છ ધર્મો અને તે ધર્મવિશિષ્ટ સાતમું સ્વસ્વરૂપ, એમ સાત શ્લોકથી તેનું વર્ણન કરે છે. તેમાં પ્રથમ શ્લોકમાં છ ધર્મવિશિષ્ટ ધર્મીનું સ્વરૂપ સ્फुरत्- એ શ્લોકથી બતાવે છેઃ

**स्फुरत्कृष्णप्रेमामृतरसभरेणातिभरिता**
**विहारान् कुर्वाणा व्रजपतिविहाराब्धिषु सदा ।**
**प्रिया गोपीभर्तुः स्फुरतु सततं वल्लभ इति**
**प्रथावत्यस्माकं हृदि सुभगमूर्तिः सकरुणा ॥१॥**

**મૂલાર્થ**—સ્ફુરતા કૃષ્ણપ્રેમરૂપ અમૃતરસ વડે અત્યંત ભરેલી, વ્રજપતિ શ્રીકૃષ્ણના વિહારરૂપ સાગરમાં સદા વિહરનારી, ગોપીનાથની પ્રિયા, તેથીજ વલ્લભનામથી પ્રસિદ્ધિને પામેલી, દયાસહિતા, સુંદર મૂર્તિ અમારા હૃદયમાં સદા સ્ફુરો.

**ટીકાર્થ**—અમારા હૃદયમાં તે સુંદર મૂર્તિ હમેશાં સ્ફુર્યા કરો. અહીં 'મૂર્તિ'પદ કહ્યું છે, તેથી ધર્મિસ્વરૂપ સમજવું. सुभगा એટલે સુંદર. ઐશ્વર્ય, વીર્ય, યશ ,શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ધર્મો 'ભગ'શબ્દવાચ્ય છે તે મર્યાદા-માર્ગીય અને પુષ્ટિમાર્ગીય ભેદથી ભિન્ન છે. તેમાં અહીં પુષ્ટિમાર્ગીય ધર્મો ગ્રાહ્ય છે. તેમાં પુષ્ટિમાર્ગીય ઐશ્વર્ય એટલે રસશાસ્ત્રમાં કહેલ પ્રકારે રસાત્મા ભગવાનની રમણલીલા અને પૂર્ણબ્રહ્મત્વ એટલે પૂર્ણબ્રહ્મ છતાં ભક્તની સાથે રસરૂપ થઈને રસાત્મકલીલા કરનાર એવા વિરુદ્ધ ધર્માધાર કહેવાના છે. તે પ્રથમ વિશેષણથી કહે છે કે સ્ફુરતા કૃષ્ણપ્રેમરૂપ અમૃતરસથી અત્યંત ભરેલી. અમૃત

કહેવાનું કારણ એ જ કે તે મૃત્યુને દૂર કરનાર છે, દેહાદિને ભૂલાવનાર છે, પરમાનંદનો અનુભવ કરાવનાર છે, વિરહનો અનુભવ કરતાં જીવનને ટકાવી રાખે છે. સેવોપયોગી, વિરહને સહન કરવાના સામર્થ્યવાળો દેહ આપનાર તે અમૃત છે. અથવા જેથી રમણ નથી એ અમૃત નથી; કારણકે હૃદયમાં રસાત્માની સ્ફૂર્તિ થતાં મૃત્યુ વગેરે ત્યાં આવી શકતાં નથી. તેથી જ તેને અમૃત કહ્યું છે. અથવા ગુણગાનના સમયમાં એટલે ભગવાનના વિપ્રયોગમાં ગોપીજનોને ગુણગાન વડે કાલનિર્વાહ થાય છે ત્યારે ગાન કરતાં કૃષ્ણમાં પ્રેમ પ્રકટે છે. તે પ્રેમ સ્વામિનીના હૃદયમાં રહેલો ભાવવિશેષ છે. તેનાથી પ્રકટ જે સુધા એ સુધા ગુણગાન વડે અધરમાં આવી; તે બધી સ્વામિનીઓના મુખમાંથી ભેગી થતાં જેમ બીબામાં સોનાના રસને ઢાળે તેમ તે સુધારસની જે મૂર્તિ તે શ્રીઆચાર્યનું સ્વરૂપ બન્યું. તે ધર્મિરૂપે અહીં કહેવાય છે. તે સ્વરૂપમાં સુધા ભરી છે. તે સદા સ્થાયી છે, છતાં પ્રાકૃતના જેવું અનુકરણ કરી આસુરોને મોહ કરે છે; એથી 'ઐશ્વર્ય' ગુણ પ્રથમ વિશેષણથી કહ્યો. જ્યારે તેમાં બીજા રસનું મેલન થાય છે ત્યારે અંદર અને બહાર રસરૂપતા થાય છે, એ બતાવવા **अति** ઉપસર્ગ કહ્યો છે.

**विहारान्** એ વિશેષણથી 'વીર્ય'નું નિરૂપણ કરે છે. પ્રથમ વીર્યનો અર્થ કરે છે. પોતાની લીલારૂપી સુધાસિંધુમાં પડેલા ભક્તોને તેમાંથી જુદા પાડી પોતાના સ્વરૂપનો અનુભવ કરાવવો. સ્વરૂપ સંયોગ અને વિયોગ એમ બે

રૂપવાળું છે. તેમાં સંયોગ છોડાવી વિયોગનું દાન કરવું અને તે વિયોગ ભક્તના દેહને ભસ્મ ન કરે એવી રીતે વિરહનો અનુભવ કરાવવો અને જીવનનિર્વાહ કરવો એ ભગવદ્વીર્ય છે. તેજ બીજા વિશેષણથી કહે છે કે નિઃસાધન એવા વ્રજના પતિ એટલે રક્ષક ફલરૂપ અને નિયામક સર્વધર્મના આધાર ભક્તની અનન્યતાને રાખનાર અને સ્વધર્મના અને ભાવનો બોધ કરનાર તેના વિહારો વિશેષરૂપે મન હરવામાં સમર્થ, પોતાના સ્વરૂપ તથા ધર્મમર્યાદાના ત્યાગ-પૂર્વક જે રાસક્રીડા તે રસરૂપ હોઈને વિરહાવસ્થામાં સ્વામિનીઓના મુખારવિંદથી ગુણગાન કરતાં જે શબ્દો ઉચ્ચારવામાં આવે છે તે અમૃતના સમુદ્રરૂપ છે. તેમાં વિહાર કરતાં દેહ ઇન્દ્રિયોનું વિરહમાં અનુસંધાન ન રહેતાં જે તેના દેહ વગેરેને બચાવવા તે ભગવદ્વીર્ય આ વિશેષણથી કહ્યું.

ભગવાન પોતાના ભક્તની આર્તિ જોઈને પોતાનું ન દેવા યોગ્ય એવું સ્વરૂપ છે તેનું પણ કરુણાથી દાન કરે છે તે જ તેનું 'યશ' છે; તે प्रिया गोपीभर्तुः એ વિશેષણથી કહે છે; ગોપીઓ નિઃસાધન છે, તેને સર્વસ્વ એક ભગ-વાન જ છે. ભગવાનના તે પરિગ્રહરૂપ છે. એક ક્ષણના વિયોગમાં પણ પ્રાણવિયોગ થાય એવા ઉત્કૃષ્ટ ભાવવાળાં છે; તેથી જ ભગવાને તેનો સ્વીકાર કર્યો છે. પ્રભુને પણ તેમાં કોઈ સ્વાર્થ નથી; માત્ર તેના સુખનો જ વિચાર છે. તે પોતાના સ્વરૂપામૃતનું દાન કરીને જ તેનું ધારણ પોષણ કરે છે એવા ભગવાનને પણ પૂર્વોક્તાચાર્યચરણની

મૂર્તિ અતિપ્રિય છે. તેનું કારણ એટલું જ કે શ્રીમદાચાર્ય-ચરણ ભગવાનને ભક્તાર્તિ થાય ત્યારે નાનાવચન વડે તેના દુઃખને પણ દૂર કરી સુખવિશેષનો અનુભવ કરાવે છે, તેમજ સ્વલીલામાં અનેકવિધ તેમનો ઉપયોગ થાય છે; તેથી પણ તેને ક્ષણવાર દૂર કરતા નથી. તેથી प्रिया એ વિશેષણ મૂર્તિને આપી શ્રી આચાર્યચરણનું 'યશ' શ્રીગુસાંઈજીએ આ શ્લોકથી કહ્યું. અથવા गोपीभर्तुः એનો એવો અર્થ કરે છે કે ભગવાન્ વિપ્રયોગદશામાં बिभर्तीति भर्ता એમ વિગ્રહ કરવાથી ભગવાન પણ ગોપીને હૃદયમાં ધારણ કરે છે. તે વિપ્રયોગના સમયમાં શ્રીમદા-ચાર્યચરણ તેમની વાત કરી તેમના હૃદયના તાપને શમાવે છે; તેથી આચાર્યચરણ ગોપીભર્તાના પ્રીતિપાત્ર છે એમ કહેવાનું તાત્પર્ય છે.

वल्लभ इति प्रथावती એ વિશેષણથી 'શ્રી' ગુણનું કથન કરે છે. ભગવાન્ શ્રીયુક્ત છે; કેમકે તે ભૂષણના પણ ભૂષણરૂપ શ્રીઅંગવાલા છે. એવા રૂપથી પ્રકટ થાય છે કે જેના દર્શનથી કોટિકામ પણ લજ્જિત થાય છે. તેમ શ્રીવલ્લભના પ્રાકટ્યથી પણ વિશ્વનો ઉદ્ધાર થવાથી તેના નામની ખ્યાતિ વિશેષ થઈ તે પણ શોભારૂપ છે. એ કે ભગવાનને પ્રિય હોય છતાં તે પૃથ્વી ઉપર પધારે ત્યારે તેની ખ્યાતિ તો ભક્તોના સમુદાયમાં વિરાજવાથી વધારે થાય; તેથી ભગવાનનો પણ શ્રીરાસમાં આવિર્ભાવ થયો ત્યારે 'अरोचताधिकं तात पुरुषः शक्तिभिर्यथा' એમ શુકદેવજીએ ભક્તસહિત ભગવાનની શોભા કહી છે. અથવા 'વલ્લભ' અને

'પ્રથાવતી' એ એ વિશેષણથી શ્રીઆચાર્યચરણનાં પ્રાકટ્ય પછીની એ શોભા છે એમ કહે છે. જેમ ભગવાનના પ્રાકટ્ય સમયે 'त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत्' કહ્યું છે, તેમ શ્રીમહાચાર્યચરણના પ્રાકટ્ય સમયમાં પણ ભક્તસાહિત્ય છે. તેથી જ શ્રીઆચાર્યચરણ નિબન્ધ તૃતીયપ્રકરણના આરંભમાં કહે છે કે 'कृष्णशब्देन परं वस्तूच्यते । तदेव कदाचित्परमसौन्दर्यं स्वगतं प्रकटीकरिष्यामीतीच्छया प्रादुर्भूतं श्रीकृष्ण इत्युच्यते' કૃષ્ણશબ્દથી પરબ્રહ્મ કહેવાય છે. તે જ ક્યારેક હું સ્વરૂપમાં રહેલું પરમ સૌંદર્ય પ્રકટ કરું એવી પોતાની ઇચ્છાથી પ્રકટ થાય છે ત્યારે 'શ્રીકૃષ્ણ' કહેવાય છે.

સુભગમૂર્તિ એ વિશેષણથી આચાર્યચરણના સ્વરૂપમાં 'જ્ઞાન'ગુણનું વર્ણન કરે છે. વિયોગાવસ્થામાં જ્યારે કાંઈ પણ અંદર બહારનું જ્ઞાન ન રહે ત્યારે તેને સમાનશીલ-સખી રસશાસ્ત્રના માર્ગથી સમજાવે ત્યારે તેને જ્ઞાન થાય છે; તે પુષ્ટિમાર્ગીય જ્ઞાન કહેવાય. તેવું જ્ઞાન શ્રીઆચાર્યચરણ-માં છે તે ઉપરના વિશેષણથી બતાવે છે કે જ્યારે ભક્તો ભગવાનના વિયોગમાં અતિશય દુઃખ પામે છે અને હવે તેના પ્રાણ જશે એવી સંભાવના થાય છે ત્યારે ત્યાં પ્રકટ થઇ ભગવાનના વિચારને જણાવી તેને શાંત કરે છે. તે કેવલ જ્ઞાનને કહેનાર પણ 'ભગ'શબ્દ છે; તેથી જ વ્યાજીને 'ભગવાન્' કહે છે. તેમાં ઐશ્વર્યાદિ નથી છતાં ભગવચ્છબ્દ-વાચ્ય તે પણ થઈ શકે છે. એમ પ્રકૃતમાં નથી, તેથી સુભગ એમાં સુશબ્દ અહીં વધાર્યો છે સુષ્ઠુ સારું એવું જ્ઞાન તો ભગવાનને પણ સ્વાસ્થ્યસંપાદક હોય છે. સારું

કહેવાય એવું જ્ઞાન શ્રીઆચાર્યચરણમાં છે; કેમકે પ્રભુને પણ વિપ્રયોગદશામાં સ્વાસ્થ્યસંપાદક શ્રીઆચાર્યચરણ છે. આ અર્થમાં તત્પુરુષ સમાસ કરવો. અથવા 'સુંદર મૂર્તિ' એવો અર્થ કરવો. 'यत्राकृतिस्तत्र गुणा वसन्ति' એ ન્યાયથી જ્યાં અલૌકિક સૌંદર્ય હોય ત્યાં અલૌકિક ગુણ પણ હોય. જ્યાં તે ભગવાનની સેવાને લાયક સૌંદર્ય હોય, તે ભગવાનના જેવા જ ગુણવાળો હોય, એવો આમાં ભાવ છે. અથવા જેમાં સુંદર પ્રકાશમાન ઐશ્વર્યાદિ ગુણો છે કે જેના સંબન્ધથી તે ગુણો બીજામાં પણ જોવામાં આવે છે, તો પછી સાક્ષાત્પ્રભુસ્વરૂપમાં તેવા ગુણો હોય તેમાં શું કહેવું ? એમ કૈમુતિક ન્યાયથી એ વાત સિદ્ધ થઈ.

હવે 'વૈરાગ્ય' ગુણ બતાવે છે. તે પણ લૌકિક વૈરાગ્યથી જુદા પ્રકારનો છે. ભગવાનનું વૈરાગ્ય એટલે ભક્તમાં પ્રીતિ અને તેનાથી બીજા સાધારણ લોકમાં પ્રીતિનો અભાવ. તે ગુણ શ્રીઆચાર્યચરણના સ્વરૂપમાં છે. તેને પણ પોતાના ભક્તોમાં પ્રીતિ છે ઇતરમાં રાગાભાવ છે. કરુણા એટલે દયા, તે તો સર્વમાં હોવી જોઇએ તો ઇતરમાં અભાવ કેમ સંભવે; એવી શંકાના ઉત્તરમાં કહેવાનું કે કરુણા એટલે નિઃસ્વાર્થ પરદુઃખ દૂર કરવાની ઇચ્છા. તે તો શ્રીઆચાર્યચરણને પોતાના સેવકોમાં છે; કેમકે તેને માટે ભૂતળ ઉપર પધારીને તેને જે બીજાઓ બીજીરીતે સમજાવી માર્ગાન્તરમાં લઈ જતા હતા તેનું અજ્ઞાન દૂર કરી ભગવત્સમીપમાં લીધા; તેથી જ બીજામાં રાગાભાવ સિદ્ધ થાય છે. તેથી જ 'दोषदृक्पातसंप्लुष्टभक्ताद्विट् એવું આપનું સર્વોત્તમસ્તોત્રમાં

નામ છે. અથવા કરુણાવાળા ભગવાન્ તેની સાથે રહે છે; તેથી 'સકરુણ' એટલે ભગવાનની દયા અને તદધિષ્ઠાનરૂપ આચાર્યની દયા, તેથી બેવડી દયાથી શુદ્ધ પુષ્ટિમાર્ગને પ્રકટ કરીને આપે ભગવાનથી પણ વિશેષ દયા બતાવી છે. અથવા ભગવાનના બધા ધર્મો શ્રીઆચાર્યચરણમાં છે, છતાં તેનો ઉલ્લેખ અહીં ન કરતાં કેવલ દયાનો ઉલ્લેખ કર્યો, તેથી એમ સમજાય છે કે બધા ભગવાનના ગુણો શ્રીઆ-ચાર્યચરણમાં છે; પરંતુ તે બધા ધર્મો કરતાં કરુણા વધારે છે, તેથી શ્રીઆચાર્યચરણે ભગવાનની આજ્ઞાથી ભૂતળ ઉપર શ્રીભાગવત સુબોધિની વગેરે કરી ભગવાનનું અભિમત કાર્ય કર્યું; તેમાં પણ પુષ્ટિમાર્ગને પ્રકટ કરીને ભકતની ઉપર મોટો ઉપકાર કર્યો. એ તેમણે નિરુપધિ કરુણાનું કાર્ય કર્યું છે. તેથી જ તેમનું સર્વોત્તમજીમાં 'महाकारुणिक' એવું નામ વિરાજે છે.' અમારા હૃદયમાં મૂર્તિ વિરાજો,' એમ છઠ્ઠી વિભક્તિથી કહ્યું છે. એ વિભક્તિ સંબંધવિવક્ષામાં થાય છે; તેથી જે ભકતના હૃદમાં તે મૂર્તિ વિરાજે તેના સંબંધી-ઓના હૃદયમાં પણ તે વિરાજે, એવો ભાવ છઠ્ઠી વિભકિતથી વ્યકત થાય છે. ૧

એમ અન્તરંગ છ ધર્મો સહિત ધર્મીનું સ્વરૂપ પ્રથમ શ્લોકથી નિરૂપણ કરીને હવે બહિરંગ ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ છ ધર્મો હવે પછીના છ શ્લોકથી કહેવાય છે. તેમાં પ્રથમ અખિલ જનોદ્ધારક શ્રીઐશ્વર્યરૂપ ગુણનું નિરૂપણ કરતાં શ્રીભાગવતમો વ્યાસાભિપ્રેત અર્થ કરીને સર્વજનોદ્ધારક શ્રીઆચાર્યચરણ થાય છે એ વાત

વાત કહેવા માટે શ્રીભાગવતનાં પદોના ભાવરૂપ કિરણોનો પ્રકાર જો તે પોતે ભકતના હૃદયમાં પ્રવેશે તો જ થઈ શકે; તેથી શ્રી આચાર્યચરણના દાસ્યની પ્રાર્થના આ શ્લોકથી કરે છેઃ

**श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषिता मूर्तिः ।**
**श्रीवल्लभाभिधा नस्तनोतु निजदास्यसौभाग्यम् ॥२॥**

**મૂલાર્થ**:—શ્રીભાગવતનાં દરેક પદો ઉત્તમ મણિઓ છે. તેના ભાવોએ મણિઓમાંથી પ્રકટ થતાં કિરણો વડે જે સ્વરૂપની શોભામાં વધારો થાય છે જે વલ્લભ એવા નામથી બોલાય છે એવા શ્રીવલ્લભાચાર્યચરણ પોતાના સૌભાગ્યને ઉત્તરોત્તર વધારો.

**ટીકાર્થ**:—ભાગવતને શ્રીયુક્ત કહ્યું તે શોભાયુક્ત ભાગવત; એટલે તેમાં શબ્દ અને અર્થ એ બન્નેની એવી સુંદરતા છે કે જેને વાંચતાં સાંભળતાં મન પ્રસન્ન થાય છે. તે ભાગવતનો આશ્રય કરનાર જે લૌકિક અલૌકિક ઈચ્છા કરે તેને પૂર્ણ કરવાની શક્તિ શ્રીભાગવતમાં છે. વળી પ્રભુનું સ્વરૂપ જે કાર્ય કરે તે કાર્ય પુરુષોત્તમના નામસ્વરૂપાત્મક ભાગવત કરી શકે છે. જ્યારે જ્યારે પ્રભુ અવતાર ધરે ત્યારે નામસ્વરૂપ પણ અવતરે છે. ગુણગાનરૂપ એકતાન જેમાં છે, પરમકાષ્ટાપન્ન ષડ્ગુણયુક્ત પ્રભુનું ચરિત્ર જેમાં વર્ણવ્યું છે, તેને ધારણ કરનાર પણ તે રવિરૂપને હૃદયમાં નિરુદ્ધ કરી શકે છે. તેથી ભાગવતને શ્રીયુક્ત કહ્યું છે. અથવા **भगवतः इदं** એવી વ્યુત્પત્તિ કરીએ

તો ભગવાન રૂપનામ વડે ઉદ્ધાર કરે છે; તેમાં આ નામાત્મક ભગવત્સ્વરૂપ છે. તેથી જેમ જગદુદ્ધારક સ્વરૂપ છે તેમ જગદુદ્ધારક શ્રીભાગવત છે. તેથી જ વ્યાસે પુરાણો અને ભારત વગેરે કર્યાં, પણ ચિત્ત પ્રસન્ન ન થતાં નારદના ઉપદેશથી સમાધિમાં લીલાનાં દર્શન કરીને તે જ લીલા ગ્રન્થરૂપે કહી તેનું નામ ભાગવત, જેના વડે વ્યાસજીને સંતોષ થયો તેથી તે સર્વોદ્ધારક છે. અથવા શ્રી એટલે સ્વામિનીઓ અને ભગવાનની લીલાને પ્રતિપાદન કરનાર તે ભાગવત બન્નેને શોભા આપનાર છે, તે શ્રીભાગવતનાં પદો તે ઉત્તમોત્તમ મણિઓ–માયિક અંધકારને સ્વપ્રકાશથી નિવારણ કરનાર છે. સ્વપ્રકાશ વડે વસ્તુના ખરા સ્વરૂપને બતાવનાર છે; ક્ષુદ્ર દીપ જેવા સાધારણ જ્ઞાનની અપેક્ષા-વાળા નથી. એ મણિઓ સુવર્ણમાં જડાય ત્યારે વધારે શોભે છે, તેમ અહીં સુવર્ણથી ભક્તો સમજવા. ભક્તોને લઈને તે મણિઓના ભાવરૂપી કિરણો પ્રકાશે છે. પ્રભુ ભૂષણપ્રિય છે, તે ભક્તના ભાવરૂપ કિરણોને સ્વરૂપમાં ધારી પ્રસન્ન થાય છે. તે પદરૂપ મણિનાં ભાવરૂપ કિરણો અત્યંત પ્રભાવશાલી હોવાથી પ્રભુને પણ ભક્તવશ્ય બનાવે છે, જોનાર માણસને તેમા અત્યંત લોભ કરાવે છે. જોનારને ગ્રહણ કરવામાં સુકરતા રહે છે, કેમકે સ્વલ્પ પ્રમાણવાળા છે. પરમભાગ્યવાનને તેનો પરિચય થાય છે. અત્યંત મૂલ્ય-વાળા હોઈને નામાત્મક ભગવદ્વચરૂપ હોવાથી અત્યંત શોભાવાળા છે. તેના ભાવરૂપ તેજ સર્વત્ર ફેલાય છે. બધાના હૃદયમાં પ્રવેશવાનું તેનામાં સામર્થ્ય છે. સ્વસંબંધવાળાના

હૃદયમાં અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરી પ્રભુના માહાત્મ્યનો પ્રવેશ કરે છે. તે પ્રકાશના સંબંધથી તે મણિઓ ભગવાનને પણ ધારણ કરવા લાયક અને પ્રિય થઈ પડે છે. વળી તે મણિઓનાં કિરણ કહ્યાં, તેથી તે મણિઓ ચંદ્ર સૂર્ય જેવા કિરણમાલી છે. તે કિરણોનો સંબંધ શ્રીઆચાર્યચરણને કહ્યો છે, તેથી શ્રીઆચાર્યચરણ પણ સંસારના તાપથી પીડિત જીવના સંસારને દૂર કરી ભગવાનનાં દર્શનનો તાપ તેના હૃદયમાં પ્રકટ કરે છે. અને એ તાપનું ભગવત્સાક્ષાત્કારથી નિવારણ કરાવી શકે છે; તેથી સૂર્ય અને ચંદ્ર બંનેનું કાર્ય તાપ અને શીતળતા તે બન્ને સામર્થ્ય વિરહ અને સંયોગરૂપે શ્રીઆચાર્યચરણ કરાવી શકે છે, તેથી તે મૂર્તિ જ ઉભય-ભાવવિશિષ્ટ છે. સૂર્ય તેજોમય છે તેવું સ્વરૂપ શ્રીઆચાર્યજીનું સ્વીકારીએ તો તેજનું રૂપ આકાર રહિત થશે. તમે આચાર્ય-ચરણને નિરાકાર કહી શકશો? આ શંકાના ઉત્તરમાં કહે છે કે તે સ્વરૂપ મૂર્તિમાન્ ભાવાત્મક છે. ભાવાત્મક મૂર્તિ-વાળું સાકાર સ્વરૂપ છે. रसरूप હોઈને આનંદાકાર સર્વાવયવ છે. લોકમાં જે સ્વરૂપ પ્રકટ્યું તે તો ભાવાત્મક નહિ, પણ સાધારણ જણાય છે! એવી શંકાના ઉત્તરમાં કહે છે કે પ્રકટ્યા છે છતાં લક્ષ્મીના આવેશવાળી ગોપીઓની મુખા-રવિન્દ ભક્તિરૂપ છે. તેથી જ वल्लभ છે. તેમના કૃપાપાત્ર હોઇને પ્રિય છે; અથવા પરમ શોભાયુક્ત હોવાથી 'વલ્લભ' એવું તેમનું નામ છ. તેથી જેને ભાવાત્મક કહ્યા તે જ મૂર્તિ 'વલ્લભ'નામથી લોકમાં પ્રસિદ્ધ છે. એ તો ભગવદ્રૂપ હોવાથી સાધનસાધ્ય ન હોઇને પ્રાર્થે છે કે 'તે વલ્લભ પોતાના દાસોના સૌભાગ્યને વિસ્તારો.' દાસોમાં પણ સાક્ષાત

પરંપરાથી निज पद કહ્યું છે. તેથી શ્રીઆચાર્યચરણના સંબંધવાળા સ્વતંત્ર ભક્તિવાળા સ્વલીલામાં સ્થિતિવાળા એવા દાસો; તેથી સાક્ષાત્ અને પરંપરાથી પણ દાસભાવથી પ્રાર્થના કરી છે. કેવલ દઈને બેસી રહેવાનું નહિ, પણ તેનો વિસ્તાર કરો, એમ કહેવા तनोतु કહ્યું છે. તેની ઉત્પતિ અને વૃદ્ધિ સાધનસાધ્ય નથી, પણ કૃપાસાધ્ય છે. અહીં ફલ આપો એમ ન કહેતાં દાસનું સૌભાગ્ય માગ્યું, તેથી એમ જાણવું કે સ્રીનો પતિ પ્રકટ હોય ત્યાંસુધી તેનું સૌભાગ્ય ગણાય છે, તેમ શ્રી આચાર્યચરણ અમારા મસ્તક ઉપર સદા પ્રકટ વિરાજો એવો ભાવ કહેવામાં તાત્પર્ય છે. ૨

એમ દ્વિતીય શ્લોકથી બહિરંગ 'ઐશ્વર્ય'નું નિરૂપણ કરીને હવે આ શ્લોકથી 'વીર્ય'નુ નિરૂપણ કરે છે. પરપક્ષનું ખંડન અને સ્વપક્ષનુ રક્ષણ એ 'વીર્ય' કહેવાય. वीर्यं मे दुश्चरं तपः કોઈથી ન થઈ શકે એવું તપ પણ 'વીર્ય' કહેવાય છે. તે બંને વીર્ય સૂર્યમાં સંભવે છે. તેથી શ્રીઆચાર્ય-ચરણને સૂર્યરૂપે વર્ણવે છેઃ

**मायावादतमो निरस्य मधुभित्सेवाख्यवर्त्मोद्भुतं**
**श्रीमद्गोकुलनाथसंगमसुधासंप्रापकं तत्क्षणात् ।**
**दुष्प्रापं प्रकटं चकार करुणारागातिसंमोहनः**
**स श्रीवल्लभभानुरुल्लसति यः श्रीवल्लवीशान्तरः ॥३॥**

શ્લોકાર્થઃ—દૈવજીવો ઉપર દયા અને ભગવાનના રાગમાં મુગ્ધ થઇને શ્રીઆચાર્યચરણે માયાવાદરૂપ અંધકારને હટાવીને દુઃખથી પણ ન મળી શકે એવી, શ્રીગોકુલનાથના

સંગ્રામની સુધાને મેળવી આપનાર, મધુ દૈત્યને મારનાર, ભગવાનની સેવાનો માર્ગ આપે પ્રકટ કર્યો એ ગોપીજનોના ઈશ શ્રીકૃષ્ણ જેના અંતરમાં છે, એવા શ્રીવલ્લભરૂપી સૂર્ય વિલસે છે.

**ટીકાર્થ**:—ખરું સ્વરૂપ છુપાવી બીજું સ્વરૂપ બતાવવું એ માયા, તેનો વાદ તે માયાવાદ. તે જ અંધકાર બધા વિષયના જ્ઞાનને ઢાંકી દેનાર માટે અંધકાર છે. તે અંધકાર તો ભગવચ્છાસ્ત્રના પ્રકાશથી દૂર થાય; તેથી આચાર્યચરણે ભગવચ્છાસ્ત્ર શ્રીભાગવતનો ખરો અર્થ પ્રકટ કરી તે અંધ-કારને દૂર કર્યો. તેને દૂર રાખીને તેના ખંડનને માટે દૂર રાખ્યો, પણ સ્વયં તેનો સંબંધ ન કર્યો, તેથી **निरस्य** એમ કહ્યું. પોતાને વાદ કરવાની ચેળ થતાં તે આની સામે કરીને બ્રહ્મવાદને સ્થાપન કરીને અંધકારને દૂર ફેંક્યો કે તે પુનઃ અંતરાય ન કરે. શ્રુતિના મળરૂપ મધુદૈત્યને માર્યો ત્યારે તે 'મધુભિદ્' કહેવાયા. તે ભગવાને સેવાનો માર્ગ પ્રકટ કર્યો, જેમાં ચાલનાર એની મેળે ભગવાનને પ્રાપ્ત થાય. તેથી જ તેમાં વિઘ્નરૂપ થતા આસુરોને માર્યા છે. તેથી તે માર્ગે ચાલનારને વિઘ્નનો ભય નથી. અથવા 'મધુ' એટલે અક્ષરબ્રહ્મ, મધુવિદ્યામાં **असौ वा आदित्यो देवमधु** ઇત્યા-દિથી વર્ણન છે. તે અક્ષરબ્રહ્મથી નિજજનને જુદા પાડી નિજા-નંદ અર્પ્યો એવો **मधुभिद्**શબ્દનો અર્થ છે. અથવા 'મધુ' એટલે યાદવો તેને બધાથી જુદા કરી પોતાની નિત્ય લીલામાં દાખલ કરનાર એવો અર્થ કરવો. એટલે યાદવો-એ ભગવાનની સેવા કરી, તેથી તેઓને સ્વલીલામાં લીધા; એટલે તે નિત્યસેવા કરતાં ભગવાનની જેમ નિત્ય સ્વરૂપ-

વાળા થયા. અથવા 'મધુ' એટલે ભગવદ્રસ, તેનું ભક્તને દાન કર્તવ્ય છે, તેથી પોતે વેણુનાદમાં મૂકવા માટે જુદું કરે છે. તે પુરુષોત્તમની સેવાનો માર્ગ જેમાં પૂજા નથી પણ સેવા છે એવો માર્ગ પ્રકટ કર્યો. એ માર્ગ એવો છે કે જેમાં ચાલતાં ક્લેશ નથી; પણ બગીચામાં ફરતાં આનંદ થાય તેવો તે છે; તેથી તેને **अद्भुत** માર્ગ કહ્યો છે. સાધન સ્વરૂપ અને ફલ સર્વથી શ્રેષ્ઠ તેથી આશ્ચર્ય કરનાર માર્ગ છે. જો ફલમાં સંદેહવાળો હોય તો તેવા માર્ગમાં પણ કોઇ ન ચાલે, એમ કોઈ કહે તો ત્યાં કહે છે કે 'શ્રીમદ્ગોકુલનાથની સુધાને આપનાર તે માર્ગ છે.' **रमाक्रीडमभूनृप, श्रयत इन्दिरा** ઇત્યાદિ વાકયથી એ માર્ગ લક્ષ્મીવાળો છે. અથવા 'શ્રી' એટલે શોભાવાળો તે માર્ગ છે. તેથી જ **तद्विष्णोः परमं पदम्** એમ શ્રુતિ કહે છે. અથવા **बहुव्रीहि** સમાસ કરી ઉત્તર પદને પ્રાધાન્ય આપો તો 'જ્યાં લક્ષ્મી પણ ગૌણ છે' એવો અર્થ થાય છે. એવા ગોકુલના પતિ તે ગોકુલસ્થ ભક્તની લૌકિક ક્ષુધાનિવૃત્તિ વગેરે ધર્મોનું પણ પોતે સંપાદન કરી આપે છે. તેને વિપ્રયોગ આપી તપાવે છે ને સંયોગમાં પોતાના ઐશ્વર્યથી તેને જિવાડે છે. દાવાગ્નિવિષપાન ગોવર્ધનોદ્ધરણાદિ વડે તેને બચાવે છે, તે બધું ભક્તોએ પ્રત્યક્ષ અનુભવ્યું છે. એ ભગવાનને મેળવી આપનાર માર્ગ. તે માર્ગમાં ચાલનારને જે સર્વભોગ્ય સુધાનું દાન પ્રભુ કરે છે ત્યારે સર્વ પ્રકારે તેની લીલાનો અનુભવ કરે છે. તેથી આ સૂર્ય લૌકિક સૂર્યથી વિલક્ષણ છે એમ સિદ્ધ થાય છે. એવો માર્ગ

હોય છતાં ચાલવાને એટલો શ્રમ કરે ત્યારે સુધા મળે તેમાં વિશેષ શું, એમ કોઈ કહે તો તેના ઉત્તરમાં કહેવાનું કે માર્ગમાં દાખલ થયો કે ફલ મળે છે; તેને બીજો શ્રમ કરવાની જરૂર નથી. ત્યારે તો બધા એ માર્ગમાં જ ચાલે એમ કેમ જોવામાં આવતું નથી; એ શંકાના ઉત્તરમાં કહે છે કે તે દુષ્પ્રાપ છે. તે એવી જાતનો ભગવાનનો અનુગ્રહ જેના ઉપર થાય તે જ તે માર્ગમાં ચાલી શકે છે; અનુગ્રહ વગર તે માર્ગમાં આવી જ શકાતું નથી. તે માર્ગ સ્વકૃતિસાધ્ય નથી, ભગવદનુગ્રહૈકસાધ્ય છે. અથવા બીજાને પ્રાપ્ય નથી તે સ્વભક્તને કૃપા વડે સુલભ છે. તેવા ભક્તોની કૃપાવાળાને પણ તે પ્રાપ્ય છે. સર્વથા અપ્રાપ્ય નથી એવો અહીં ભાવ છે, પણ ભગવાન કે ભક્ત તેની કૃપાથી જ પ્રાપ્ય છે. અથવા મુખારવિંદભક્તિ સુખસાધ્ય નથી; તેથી ભક્તને પણ તે માર્ગ દુષ્પ્રાપ છે. અથવા સેવારૂપ માર્ગ છે તે સેવા કરવામાં પણ સુખ છે. પ્રભુ સુખસેવ્ય છે છતાં સ્વયં સૂર્યરૂપ હોવાથી તે તાપનું દાન કરે છે; તેથી તાપકલેશરૂપ ત્યાં દુ:ખ છે. તેથી દુષ્પ્રાપત્વ કહ્યું છે. એવો માર્ગ છે એમાં પ્રમાણ શું છે, એમ કહે તો 'તે પ્રકટ છે' એટલે પ્રત્યક્ષ પ્રમાણ તેમાં મળે છે. તે ગોપીઓ કૌણ્ડિન્યમુનિ વગેરેનો અનુભવિત છે. આજે પણ અનુગ્રહવાળા જીવો તેમાં પ્રવેશે છે. તેથી તે નવીન માર્ગ નથી, પણ બહુ જૂનો છે. તમે શ્રીઆચાર્યને સૂર્ય કહ્યા, પણ સૂર્યમાં રાગ જોવામાં આવે છે તેવો રાગ શ્રી-આચાર્યમાં ક્યાં છે? 'તેના ઉત્તરમાં કહે છે કે શ્રીમદાચાર્ય-

ચરણમાં કરુણારૂપી રાગ છે.' સ્વાર્થ વિના પરદુઃખને દૂર કરવું તેનું નામ દયા–કરુણા. એ સર્વના મનનું રંજન કરનાર હોઈ ને 'રાગ' કહેવાય છે. તે રાગ બધું છોડીને સ્વીયને દુઃખમુક્ત કરે છે, ઈતરની ઉપેક્ષા કરે છે; તેથી સર્વને મોહ કરનાર છે. તેથી પ્રસિદ્ધ સૂર્ય કરતાં આચાર્યરૂપ સૂર્યમાં વૈલક્ષણ્ય પણ છે. સૂર્યમાં રાગ પ્રાતઃસાયં દેખાય છે, ત્યારે આચાર્યચરણમાં રાગ સર્વદા છે. અથવા કરુણા એટલે કૃપા. કૃપાથી પોતાના જન ઉપર ભગવદર્થે રાગ એટલે ઘરમાં પણ તેમના ભકતોને ભગવદીયપણાથી રાગ હોય છે તેથી મોહ કરે છે. **त्वन्माययात्मात्मजदेहगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात्** ઇત્યાદિથી એવા મોહની ભગવદીયો પ્રાર્થના કરે છે; તેથી જ **अतिकरुण** એવું શ્રીવલ્લભાષ્ટકમાં આપશ્રીનું નામ છે. લૌકિક રવિ તો વેદાત્મક છે એમ કહે ત્યાં કહેવાનું કે શ્રીઆચાર્યચરણ **वागधिपति**પણે પ્રસિદ્ધ છે. તેમની વાણી વેદાત્મક છે. સૂર્ય તો દૂર રહીને સર્વ કરે છે. ચાલતા પ્રસંગમાં તે સંભવતું નથી એમ કોઈ કહે તો તેને માટે કહે છે કે આ **श्रीवल्लभभानु** છે; સર્વત્ર પ્રકટ થઈને ફલ આપે છે; તે પ્રસિદ્ધ સૂર્યથી તેમાં વૈલક્ષણ્ય છે. તેથી એ પૃથ્વીના સૂર્ય છે, આકાશનો સૂર્ય જુદો છે. તેથી **भूमिभाग्यं** એવું સર્વોત્તમસ્તોત્રમાં આપશ્રીનું નામ છે. તેથી ભગવાનના નેત્રરૂપપણું કહ્યું છે. તેથી ભગવાનના નેત્રરૂપ સૂર્યરૂપે આચાર્ય પ્રકટ્યા અને સર્વ પ્રકાશ કર્યો છે એમ સમજવાનું છે. અહીં આચાર્યચરણ પ્રકટ્યા, પણ તેમાં ભગવાન ન જ વિરાજતા

હોય તો તે પ્રકાશ કેમ કરી શકે, એવી શંકાના સમાધાનમાં કહે છે કે श्रीबल्लवीशान्तर શ્રીગોપીપતિ જેના હૃદય કમળમાં વિરાજે છે તે ગોપીપતિ છે, એટલે તેમની ઇચ્છા પ્રમાણે સ્વૈશ્વર્ય પ્રકટ કરે છે. 'વલ્લવીશ' કહ્યા તેથી તેમની લીલાનું શયમ બતાવ્યું; તેથી સૂર્યમાં જેમ નારાયણ છે તેમ અહીં ભગવાન્ શ્રીઆચાર્યચરણના હૃદયમાં લીલા સહિત સ્થિતિ કરે છે. તેથી પણ પ્રસિદ્ધ સૂર્યથી વૈલક્ષણ્ય છે. અથવા बल्लवीश પદથી ભાવાત્મક પ્રભુ સમજવા. નારાયણ એટલે 'નાર'—જીવસમૂહ તેનું 'અયન' એટલે સ્થાન તે 'નારાયણ.' એવી વ્યુત્પત્તિ કરીએ તો બધા જીવમાં રહેનાર નારાયણ કહેવાય. તે ભક્તના હૃદયમાં રહે છે તેમ શ્રીઆચાર્યચરણના હૃદયમાં પણ बल्लवीश છે. તે ક્ષણ પણ શ્રીઆચાર્યચરણના હૃદયને છોડતા નથી. જેમ સહચારથી સૂર્ય નારાયણ કહેવાય છે તેમ અહીં પણ વલ્લવીશ વલ્લભનો નિત્ય સંયોગ જાણવો. અથવા એમ કહેવાથી તો તે આધિદૈવિક કહેવાય અને આ આધિભૌતિક થાય. તેથી એ અર્થમાં અરુચિ થતાં બીજો અર્થ કરે છે કે "ગોપીજનો અને તેમના પતિ શ્રીકૃષ્ણ એ બંનેના હૃદયમાં વિરાજનાર શ્રીઆચાર્યચરણ છે.' તે મુખારવિંદ ભક્તિ વડે બંનેમાં વિદ્યમાન છે. તેથી ભક્તસહિત ભગવાન્માં રહેનાર હોઇને તે આધિદૈવિકરૂપ છે, અથવા ગોપીજનોના ભાવરૂપ હોવાથી શ્રીકૃષ્ણ કોટિકંદર્પ લાવણ્યરૂપે પ્રકટ થયા છે, તેના 'અંતર'માં બિરાજી મુખારવિંદ ભક્તિરૂપે બંનેનો મેળ સાધે છે; તેથી મંડલની મધ્યમાં રહી બંધાના

હિતની વસ્તુ ઉપર પ્રકાશ પાડનાર શ્રીવલ્લભ છે. ૩

એમ 'વીર્ય'નું નિરૂપણ કરીને 'યશ'નું નિરૂપણ કરતા શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીમાં સમગ્ર અસાધારણ ગુણો છે એમ બતાવે છે:

**क्वचित् पाण्डित्यं चेन्न निगमगतिः, सापि यदि न**
**क्रिया, सा सापि स्याद्यदि न हरिमार्गे परिचयः ।**
**यदि स्यात् सोपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै-**
**र्गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् ॥४॥**

**શ્લોકાર્થ:**—કોઈમાં પાંડિત્ય હોય પણ તેને વેદનું જ્ઞાન ન હોય. તે બંને જાણનાર પણ કોઇ હોય છતાં તેમાં રહેલી વૈદિક ક્રિયા તેમાં ન હોય. તે બધું કવચિત્ કોઇમાં હોઈ શકે તો તે કર્મ જડ હોઇને ભગવન્માર્ગથી અપરિચિત રહી જાય. ક્યાંક વેદશાસ્ત્રને જાણીને ક્રિયા કરતાં છતાં ભગવન્માર્ગમાં પરિચયવાળો મળી શકે તો તેને વ્રજપતિમાં પ્રેમ ન હોય. એટલે બધા ગુણો એકત્ર જોવા જઈએ તો શ્રીવલ્લભવર વગર બીજો કોઇ એવો મળી જ ન શકે, એટલે વેદશાસ્ત્રને સારી રીતે જાણી તદુક્ત યજ્ઞયાગાદિ કરી ભગવન્માર્ગના મર્મને સમજી વ્રજાધીશમાં અલૌકિક પ્રેમ કરી બીજાને એ માર્ગે ચલાવનાર તો ભૂતળ ઉપર એક વલ્લભાધીશ જ છે.

**ટીકાર્થ:**—**क्वचित्** કહ્યું તેથી શાસ્ત્રીય પાંડિત્ય પણ બહુ થોડામાં હોય છે, એટલે ઘણા તો શાસ્ત્રની ગંધ પણ જાણતા નથી. 'પંડા' એવું બુદ્ધિનું નામ છે. તેવી બુદ્ધિ જેની હોય તે 'પંડિત' કહેવાય. કેટલાકમાં સહજ બુદ્ધિ હોય

અને કેટલાક અભ્યાસથી બુદ્ધિને કેળવે છે તે બન્ને 'પંડિત' ગણાય છે. એટલે ન્યાયશાસ્ત્ર વગેરે જાણે, પણ તેની વેદ જાણવાની ઇચ્છા ન હોય; જાણે તો પણ બુદ્ધિના સંસ્કારથી તેના ખરા અર્થ સુધી તે પહોંચે નહિ; એટલે વેદને યથાર્થ જાણે એવું પાંડિત્ય ઘણામાં હોતું નથી. અથવા વેદનું તાત્પર્ય જેમાં છે તે વસ્તુને તે જાણતા નથી, પણ તર્કના બળથી પોતાના મનમાં આવે તેવો તે અર્થ કરે છે. વેદનું તાત્પર્ય બ્રહ્મસ્વરૂપમાં છે તેવો અર્થ તે કરી શકતા નથી. અથવા વેદને જાણતા જ નથી. વેદનો અર્થ કરવામાં ન્યાયશાસ્ત્રની યુક્તિઓનો ઉપયોગ કરે તેને લોકોએ વેદબાહ્ય સમજવા. તે 'પંડિત' શબ્દથી વ્યવહાર્ય ન જ થઈ શકે. તેથી જ चेत् પદ કહ્યું છે. કોઈ કહે કે વિદ્વાનોમાં વેદવેદાન્તનો વિચાર કરનાર ઘણા છે તો કેમ કહેવાય કે વેદાદિનો ખરો અર્થ કરનાર નથી? ત્યાં કહેવાનું કે અમારો તો એ નિશ્ચય છે છતાં તમે એવો આગ્રહ રાખો તો અમે ઘડીભર એમ માની લઈએ તો પણ વેદને જાણે, છતાં તેમાં કહેલા ધર્મોને આચારમાં ઉતારનાર તો બહુ જ વિરલ હોય છે. લૌકિક કાર્યમાં દક્ષ હોય, વેદનો ક્રિયાકાંડ જાણતા હોય, છતાં તે ક્રિયા ન કરતાં લૌકિક વ્યવહારમાં રચ્યા પચ્યા રહે છે. કોઈ કહે કે શ્રુત્યુક્ત કર્મ કરનાર પણ લોકમાં ઘણા જોવામાં આવે છે તો પછી કોઈ વૈદિક કર્મ નથી કરતા, એમ કેમ કહેવાય? એના ઉત્તરમાં કહેવાનું કે જે તમને વૈદિક ક્રિયા કરનાર મળે છે તે તેના વિધિને જાણીને

કરનાર નથી, એટલે તેને વૈદિક ફલ થતું નથી, તથાપિ કોઇ સમજીને કરનાર પણ હોઈ શકે. અને તે બ્રહ્માર્પણ બુદ્ધિથી વેદમર્યાદાને જાળવીને કરે તેથી **स्यात्** એમ કહ્યું છે તો તેવા કર્મનિષ્ઠોને ભગવાનમાં નિષ્ઠા હોતી નથી, તેથી જ શ્રીભાગવતમાં કહ્યું છે કે **विमुखा हरिमेधसः कथायां कथनीयोरुविक्रमस्य मधुद्विषः।** કદાચ એવા હોય તો પણ '**धर्मः सत्योपेतो**' '**धर्मः स्वनुष्ठितः**' "**नैष्कर्म्यमप्यच्युतभाव**" ઇત્યાદિ વાકયોથી તે કરેલા ધર્મોને ભગવદર્પણ ન કરવાથી તે કર્મનું ફલ તેને મળતું નથી, તેથી તેનું કર્તવ્ય વ્યર્થ છે. તે જ કહે છે **न हरिमार्गे परिचयः** સર્વ પ્રકારે ભક્તના સર્વ દુઃખને હરનાર હરિનો માર્ગ, તેનો તેને પરિચય હોતો નથી. સામાન્ય ભગવાનનું જ્ઞાન પણ તેને હોતું નથી. ત્યાં કહે છે કે પૂજાદિ માર્ગમાં ઘણા પંડિતો જાણકાર હોય છે તો કેમ કહેવાય કે ભગવાનને સામાન્ય રીતે તે જાણતા નથી? ત્યાં કહે છે કે **यदि स्यात् सोपीति** તે પૂજા માર્ગ હરિમાર્ગ ન કહેવાય, કેમકે તે તો તેની વિભૂતિ છે, તેની પૂજા સેવા ન કહેવાય. એમ કહેવું તે એકને બદલે બીજું કહેવા જેવું થાય, તેમ કહેનાર પાપી ગણાય છે. ત્યાં કહે છે કે જેમ બધી નદીઓ સમુદ્રને મળે છે તેમ પરંપરાથી વિભૂતિનું પૂજન પણ ભગવાનમાં પર્યવસાન થશે, એમાં શો દોષ છે, એમ કહે તો તેના ઉત્તરમાં કહે છે કે **वज्रपातिरतिरिति** જે ભક્તના હૃદયમાં ભગવત્પ્રીતિ હોય તે હૃદય પણ વજ્ર કહેવાય. એ વજ્ર નિઃસાધન છે. પોતે કરેલા સાધનોથી પુરુષોત્તમ તાબે થતા નથી,

પણ પ્રીતિથી વશ થાય છે; એથી જ નિઃસાધનના પ્રભુ પતિ કહેવાય છે. તેથી જ વ્રજમાં ભગવાને સર્વ પ્રકારે ભક્તની રક્ષા કરી છે. તે બધાનું કારણ પ્રીતિ છે; તેથી પ્રથમ કહ્યું તે પૂજામાં પ્રીતિ નથી. અથવા રતિ એટલે રમણ, તેથી બીજે ક્યાંય ગતિ હોય છતાં ભગવાન સાથે રમણનો સંભવ તો ન જ હોય. તેથી વ્રજસ્થને ફલ તેવું બીજાને ફલ ન જ મળે; તેવું આચાર્યચરણનું પણ સમજવું. તેથીજ ભગવાનમાં પ્રેમ અને ભગવાન સાથે રમવાનું એ તો બીજામાં સંભવે જ નહિ. તેથી ઉપર ગણાવેલા બધા ગુણો વડે તો શ્રીવલ્લભાચાર્ય જ વિલસે છે. એમનો કોઇ થાય તો તેની કૃપા વડે વ્યાસજીની જેમ તેના હૃદયમાં ભગવદ્‌ગુણ પ્રકટે તો તે ગુણ વડે તેની શોભા દેખાય; પણ તેની કૃપા ન હોય તો તેનું નામ પણ લઇ ન શકે અને તે શોભે પણ નહિ. એવો ભાવ અત્રે સમજવો. અથવા આવા ગુણો બ્રહ્માજીમાં પણ છે? અર્થાત્ બ્રહ્મામાં ન મળે તો બ્રહ્મકૃત સૃષ્ટિમાં એ ગુણો ક્યાંથી આવે? ન જ આવી શકે; એથી પુષ્ટિસૃષ્ટિ જ બ્રહ્માની સૃષ્ટિથી જુદી છે. તેમાં તો ભગવાન પોતાની લીલા જેના વડે જેમ સિદ્ધ થાય તેવા ગુણો તેમાં પ્રકટ કરી લીલા સિદ્ધ કરે છે. તે વાત પુષ્ટિપ્રવાહમર્યાદા વગેરેમાં સ્પષ્ટ છે. **भिन्नव काचित्सा सृष्टिर्विधातुर्व्यतिरेकिणी** ઇત્યાદિથી પુરાણો પણ તે વાતને ટેકો આપે છે. કેટલાક ગુણોને લઇને પોતે પ્રસિદ્ધિ મેળવે છે એમ કહો તો ત્યાં કહે છે કે ગુણો વડે પોતાના હૃદયમાં દાખલ થઈ તે હૃદયમાં અનેક ભાવોને પ્રકટ કરી ભગવાનના વિરહની તીવ્ર વેદનાને

શાંત કરી તેને સ્વરૂપમાં સ્થિતિ કરાવી પોતાના ગુણોમાં એકત્ર કરીને ક્રીડા કરનાર વલ્લભ સિવાય બીજો કોણ છે? કોઈ એવો થયો નથી એ જ તેનું ઉત્તર છે. અથવા બીજાઓ તો ગુણો વડે શોભાવાળા છે, જ્યારે વલ્લભાચાર્યનું તો સ્વરૂપ એવું છે કે તે ગુણોને પણ શોભાવે છે. અથવા ગુણોથી વિલસે છે એટલે તે દોષરહિત અને ગુણોથી પૂર્ણ છે. અથવા સહાર્થક તૃતીયા લઈએ તો ગુણો અહીં અપ્રધાન છે અને સ્વરૂપનું પ્રાધાન્ય છે; તેથી તે ગુણો તો સ્વરૂપમાં દૂતની પેઠે સેવા કરનાર છે એવો પણ તે પદોમાંથી ભાવ નીકળે છે. તેથી જ स्वयशोगानसंहृष्टहृदयाम्भोजविष्टरः એવું અમારા સ્વામીનું સર્વોત્તમસ્તોત્રમાં નામ છે. અથવા ગુણની સાથે વિલસે છે એમ કહેવાથી સ્વરૂપ જેમ નિત્ય છે તેમ શ્રીઆચાર્યચરણના ગુણો પણ નિત્ય છે એવો ભાવ છે. ત્યાં કહે છે કે શ્રીવલ્લભમાં એવો ગુણ છે એમાં પ્રમાણ શું છે? તો ત્યાં કહેવાનું કે તે શ્રીવલ્લભવર છે. શ્રીઠાકોરજીના પ્રીતિપાત્રોમાં તે શ્રેષ્ઠ છે; એટલે તે જ પ્રમાણ. અન્યથા બધામાં શ્રેષ્ઠ થવું તેવો ગુણ ન હોય તો શ્રેષ્ઠ થવાય નહિ. જેમ સ્ત્રી વરને ન છોડી શકે તેમ ગુણો, શ્રીવલ્લભ વર હોવાથી તેને છોડી અન્યત્ર જઈ શકતા નથી. અથવા જાનમાં ઘણા આવ્યા હોય પણ કન્યા તો વરને વરે છે તેમ ગુણો શ્રીવલ્લભને વર્યા છે. ૫

એમ 'યશ'નું નિરૂપણ કર્યું. હવે 'શ્રી'નું નિરૂપણ मायावादि० એ શ્લોકથી કરે છે.

**मायावादिकरीन्द्रदर्पदलनेनास्येन्दुराजोद्गत-**
**श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ।**

**राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि**
**श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि॥८॥**

**શ્લોકાર્થ**:—માયાવાદીરૂપ મદોન્મત્ત ગજરાજના કુંભસ્થલને ભેદનાર ભગવન્મુખારવિંદરૂપી ઇન્દુરાજ પ્રકટ થઈ વેદને અનુકૂલ એવી ભાગવતરૂપી સુધાને વર્ષાવી, રાધાવલ્લભની સેવા કરી, તેમને લાયક પ્રેમ વડે ભક્તોને તેનો ઉપદેશ કરીને વલ્લભ નામને ધારણ કરનારો એવો આચાર્ય કોઈ બીજો થયો નથી, થશે નહિ અને છે પણ નહિ.

**ટીકાર્થ**:—માયાવાદીઓને મદવાળા હાથી જેવા એટલા માટે કહ્યા કે તે પોતાના પરાયાનું અનુસંધાન રાખતા નથી, આંખ વીંચીને ચાલે છે; તેથી તે વેદના માર્ગને જોતા નથી. જ્ઞાનદુર્બલ લોકને વ્યામોહ કરે તેવા તે છે. તે નૈયાયિકોમાં શ્રેષ્ઠ હોવાથી તેને **करींद्र** કહ્યા છે. તેમને ભક્તિમાર્ગનો વિરોધ કરવાનો ગર્વ છે. તેનું આચાર્યચરણ પ્રતિપદ ખંડન કરે છે એ તેના દર્પનું દલન છે. શત્રુનું માહાત્મ્ય વધારવું તે પોતાનું માહાત્મ્ય વધારવા જેવું છે; તેથી જ્ઞાન વડે તેનામાં અસત્પદાર્થ દૂર કર્યો તેથી તે દોષ ગુણ થઈ ગયો. માયાવાદીમાં 'કરીંદ્ર' એટલે મદવાળા અત્યંત તામસબુદ્ધિવાળા, ભક્તોને દુઃખ દેનાર તેઓને તેવા લોકો સહાય કરે તેથી તે ગર્વવાળા થાય છે. તેનું સ્વાસ્થ્ય ન રહેવા દેવું તે તેનું દલન સમજવું. તેથી સન્મતનું સ્થાપન કર્યું એ આચાર્યચરણમાં 'જ્ઞાન' ગુણ કહ્યો. ભગવાનનું શ્રીમુખ શ્રુતિગણને બેસવાનું સ્થાન, માટે તે **आस्य** કહેવાય. તે જ આધિદૈવિક ચંદ્રરૂપ છો; કેમકે જેમાંથી 'ઇન્દુ'શબ્દ બને છે તે **इदि** ધાતુ છે. તેનો પરમ ઐશ્વર્ય એવો અર્થ છે.

વળી ચંદ્ર તાપને દૂર કરનાર છે એ વાત પ્રસિદ્ધ છે. માયારૂપી અંધકારને દૂર કરી પ્રકાશ કરે છે. राजा કહ્યો તેથી પૂર્ણ છે. ભગવાનના મુખરૂપી ચંદ્ર છે. એટલે નિષ્કલંક છે; કોઈ દિવસ તેનો અસ્ત નથી. તે મુખારવિંદથી નીકળેલ વાણી એ ભાગવતરૂપ દુર્લભ સુધા વેદરૂપ કલ્પવૃક્ષના પાકેલા ફલરૂપ હોવાથી ૧૮ પુરાણોથી પણ અત્યંત શોભાવાળી તે ભાગવતના સારનો ઉદ્ધાર કરવાથી પ્રાપ્ત થઈ તે અભક્તને દુર્લભ અને ભગવદ્દભક્તને ભગવત્કૃપાથી સુલભ. કર્મ જ્ઞાન અને મર્યાદા ભક્તિમાર્ગવાળાને દુર્લભ, કેવલ ભગવદાર્તિથી તે મળે. પુણ્યાદિથી અપ્રાપ્ય છે એ સુધાનો ભગવન્મુખારવિંદરૂપ આચાર્યચરણે વર્ષાદ કર્યો, તેનાથી સ્વજનનાં સર્વ અંગો આર્દ્ર થયાં. એટલે સન્માર્ગનું બીજો પણ નિરૂપણ કરતો હોય તો ભક્તનું હૃદય આર્દ્ર થાય તો પછી સાક્ષાત્પ્રભુના મુખારવિંદથી વર્ણન થાય અને તેથી નિજ જન આર્દ્ર થાય તેમાં શું કહેવું, એવો કૈમુતિક-ન્યાય અહીં કહ્યો છે. ભાગવતનું આચાર્યચરણ નિરૂપણ કરે પણ વેદનું નિરૂપણ ન કરે ત્યાંસુધી તેનો ઉત્કર્ષ ન કહેવાય એમ કોઈ કહે તો તેના ઉત્તરમાં કહેવાનું કે શ્રીઆચાર્યજીએ ભાગવતનું નિરૂપણ વેદનાં વાકયો ટાંકીને જ કરેલ છે; એટલે વેદનો તેમાં લેશમાત્ર વિરોધ નથી. અથવા વેદ ભગવદ્વાણી છે તે જ ભગવાનનું મુખ શ્રીઆચાર્ય છે. તે બોલે તે પણ વેદરૂપ છે એથી એમ પણ કહેવામાં આવ્યું છે કે જેમ વેદ પ્રમાણમાં કોઈની અપેક્ષા કરતો નથી, પણ સ્વતઃ પ્રમાણ છે તેમ આચાર્યવાણી પણ પ્રમાણ-

મૂર્ધન્ય છે, બધા ફલને સિદ્ધ કરનાર છે, નિત્ય છે. અલૌકિક છે. આનો વિરોધ કરનાર બહિર્મુખ છે એમ પણ સમજવું. એમ 'જ્ઞાન'ની 'શોભા' કહી. હવે સ્વરૂપની 'શોભા' કહે છે કે રાધાવલ્લભ છે. સિદ્ધિરૂપ રાધાના પ્રિય છે. અત્યંત શોભાવાળાનો પ્રિય પણ અત્યંત સૌંદર્યવાળો હોય. તેથી **दर्शनीयतिलक** શ્લોકમાં સુંદરતાનાં પરીક્ષક પક્ષીઓ છે તે પણ ભગવાનને દર્શનીયમાં શ્રેષ્ઠ માની તેને વશ થાય છે, મૌન રાખી નેત્ર વીંચી વેણુનાદનું શ્રવણ કરે છે. ત્યારે તેમાં સૌંદર્યની સીમા છે. અથવા રાધા જેને અતિ પ્રિય છે એટલે લક્ષ્મી વગેરે છે પણ રાધાના સૌંદર્યથી તેને વશ થયા છે તેવી રીતે પ્રભુસેવકે પણ પ્રભુના સૌંદર્યમાં મુગ્ધ થઈ તેથી કોઇ શ્રેષ્ઠ નથી એમ જાણી સેવા કરવી એમ સૂચવ્યું છે. સ્વરૂપ સુંદર હોય પણ ભાવ ન હોય તો તે કાંઇ કામનું નહિ એમ કોઇ કહે, તેના ઉત્તરમાં કહેવાનું કે તેને લાયકનો પ્રેમ પણ છે. એ ફલરૂપ દાસ્યમાં ઉપયોગી પ્રેમ છે. તેનો પ્રમ કેવો છે એમ કોઇ પૂછે તો કહેવું કે ભગવાન **रसरूप** છે, તેવાં સ્વામિનીઓ પણ રસરૂપા છે. તે બન્નેના મધ્યસ્થ તરીકે શ્રીઆચાર્ય વાક્યો વડે બન્નેનું હિત કરે છે; તેથી નાયકા-નાયકનો સમાન પ્રેમ એ શ્રીઆચાર્યજીચરણનું સ્વરૂપ છે. એમ સ્વરૂપશોભા કહીને હવે ક્રિયાનો ઉત્કર્ષ કહે છે કે ભણાવવા કરતાં ઉપદેશ આપવો એ શ્રેષ્ઠ કાર્ય છે. ઉપદેશ આપે તેથી દયાલુતા પણ દેખાય છે. અથવા **उप** એટલે સમીપમાં રહી **देश** એટલે આપવું. સમગ્ર ઉપદેશનો અર્થ

એવો છે કે પોતે પાસે રહીને પરમફલનું દાન કરવું. એથી એમ બતાવ્યું કે બીજાઓ શિષ્યને ઉપદેશ કરે છે તે મંત્ર તેને સાધનરૂપ થાય છે તેવું અહીં નથી, પણ અહીં તે ઉપદેશ આપે છે તેમાં પરમ ફલનું દાન કરે છે. દાન એટલે પોતાની સત્તા છોડી તે પદાર્થમાં બીજાની સત્તા સ્થાપવી. એથી તેવા શ્રીઆચાર્યચરણના ઉપદેશ લેનારને કાંઇ કર્તવ્ય ન કરતાં પણ પરમ ફલ સિદ્ધ છે. જીવતાં સુધી સેવા કરવાનો ઉપદેશ તો બીજા દુઃસંગમાં ન પડવા માટે, ભગવત્ કર્તવ્યપરાયણતા માટે છે. એમ આચાર્ય-ચરણ સેવા, પ્રેમ અને ઉપદેશ એમ ત્રણ પ્રકારે શોભાય-માન છે, તેથી જ તેમનું 'વલ્લભ' નામ છે. તેના જેવો કોઈ થવાનો પણ નથી, કોઈ થયો પણ નથી, થયો હોય એમ આજ સુધી સાંભળવામાં નથી; છે પણ નહિ; હોય તો દેખાવો જોઇએ. આ બધું કહેનાર શ્રીગુસાંઇજી છે. તે શ્રીઆચાર્યચરણ જેવા જ છે, પણ પોતાની દીનતા બતાવવા માટે કહે છે કે 'કોઇ છે પણ નહિ.' તેથી જ તેમની સંભાવ-નાનો અભાવ કહેનાર अपि શબ્દ કહ્યો છે. તેમના નામ જેવો કોઇ નથી તો તેમના રૂપની હરીફાઇમાં તો કોણ ઊતરી શકે? અથવા સેવાની તો શી વાત? દાસોના આપ વલ્લભ છે; તેથી જેણે પૂર્વે પુણ્યપુંજ કર્યા હોય તેવાઓ જ આચાર્યચરણની સેવા કરી શકે. ૫.

એમ 'શ્રી'ગુણનું નિરૂપણ કરી 'જ્ઞાન'ગુણ કહેતાં જ્ઞાન અક્ષરાત્મક છે; અક્ષર દુઃખ દૂર કરે છે; કાલનો સંબંધ મટાડે છે; ભગવત્પ્રસાદવાળી ભક્તિ સિદ્ધ કરે છે; તે અક્ષર

આપના ચરણરૂપ પણ છે. તે ચરણમાં અક્ષરના ગુણને સાધનાર ધર્મને યદઙ્ઘ્રિ૰ એ શ્લોકથી કહે છે:

**यदङ्घ्रिनखमण्डलप्रसृतवारिपीयूषयुग्-**
**वराङ्गहृदयैः कलिस्तृणमिवेह तुच्छीकृतः ।**
**व्रजाधिपतिरिन्दिराप्रभृतिमृग्यपादाम्बुजः**
**क्षणेन परितोषितस्तदनुगत्वमेवास्तु मे ॥९॥**

**શ્લોકાર્થ**:—જેના ચરણનખમંડલમાંથી નીકળેલ જલરૂપ અમૃત જે ભક્તના મસ્તક અને હૃદયને પ્રાપ્ત થયું છે તેવા ભક્તો તૃણની જેમ કલિયુગને તુચ્છકારે છે. લક્ષ્મી સરખાં જેના ચરણની શોધમાં છે એવા વ્રજાધિપતિને જેણે ક્ષણવારમાં સંતુષ્ટ કર્યા છે તે આચાર્યચરણનું અનુચરપણું મને પ્રાપ્ત થાઓ.

**ટીકાર્થ**:—જે આચાર્યચરણના ચરણનખોનાં મંડલો કોમલ સ્નિગ્ધ હોવાથી જલ જેની ઉપર ન રહેતાં નીચે પડે છે તે જલરૂપ ચરણામૃત હૃદય અને મસ્તકને પુષ્ટ કરનાર હોવાથી અમૃત છે. વળી ચરણામૃતમાં રજ હોય તે અલૌકિક દેહ આપનાર હોવાથી પણ મૃત્યુને હરનાર છે. તેનો મસ્તકને અને હૃદયને સ્પર્શ થયો છે એવા અથવા ચરણનખરૂપ ભક્તોના મંડલમાં ભગવાનની કથારૂપ અમૃત-થી જેનાં ઉત્તમ અંગ સાર્થક થયાં છે એવા હૃદયવાળાએ કલિને તુચ્છ કર્યો છે; કેમકે તેમની ઇન્દ્રિયો સાક્ષાત્પ્રભુના સંબંધમાં છે, તેને કલિ શું કરી શકે? તેથી તેવાઓ કલિને તુચ્છ કરે એ વાત આશ્ચર્ય પામવા જેવી ન ગણાય.

અથવા ભગવન્નખમંડલ, માનો ચંદ્રમંડલ તેમાંથી જલરૂપ અમૃત ઝરે છે, તેનાથી જેનાં શ્રેષ્ઠ અંગો બન્યાં છે તેનાં હૃદયો કલિને તુચ્છ કરે એમાં કાંઈ આશ્ચર્ય ન ગણાય, એવો પણ ભાવ છે. અથવા ભગવાનના ચરણાદિઅવયવનું ચિંતન કરનાર તે ચરણામૃતથી એવું સામર્થ્ય મેળવે છે કે તે કલિને કોઇ હિસાબમાં ગણુતા નથી. અથવા ભગવાનના નખરૂપ ચંદ્રમંડલ લૌકિક ચંદ્રમંડલથી જુદું જ છે. તેમાંથી નીકળેલ જલ–અમૃતમાં ભગવદીય દેહસંપાદક ચરણરેણુ મળેલી હોય તેથી તે લેનારના ભગવત્સેવોપયોગી દેહ થાય છે. અથવા લાવણ્યામૃત નેત્રપેય હોવાથી તેનાથી જેનાં અંગો સિક્ત થયાં હોય તેનાં હૃદય પ્રભુની તરફ વળેલાં હોય તેવા પુષ્ટહૃદયભક્તો ભગવાનરૂપ આચાર્યચરણમાં પ્રવણ હોય તે જ કલિના દોષથી પરાભવ પામતા નથી એવો પણ ભાવ છે. અથવા જ્યારે નખ ચંદ્ર છે તો સ્નાન વખતે અથવા પાદપ્રક્ષાલન વખતે તે નખચંદ્રમાંથી જલ નીકળે છે તે જેના મસ્તક ઉપર પડયું છે એવા આચાર્યચરણના ભક્તો પણ જેના હૃદયમાં બિરાજે તે પણ કલિયુગને ગણુતા નથી એવો પણ એનો ભાવ છે. તે કલિકાળ બીજાઓને ભય કરે છે, પણ દાસાનુદાસો તેને ગણુતા પણ નથી. એટલે ભગવાન તેના સંબંધી ભક્તો અને તેના સંબંધીઓ પણ કલિને ન ગણે એ શ્રીઆચાર્યચરણનું માહાત્મ્ય કેટલું, તે ભક્તે વિચારવા જેવું છે. જેમ લડવૈયો કહેવાતો હોય તેની પાસે વાઘણુ આવી ચઢી તો તે ભય તો પામે, પણ બહાદુરી બતાવવા માટે,

લોકમાં બીકણુ ન ગણુાવા માટે ત્યાં ઊભો રહી સામનો
કરે, તેમ ભક્તો કલિથી કલેશ પામતા હશે પણુ ભક્ત થઈને
ડરવું એ દેહાભિમાન ગણુાય, તે ભકતને કલંકરૂપ ગણુાય,
તેથી તે કલિને નહિ ગણુતા હોય એમ કોઇ કહે ત્યાં કહે છે
કે ભક્તો તો કલિને વાઘ જેવો નથી જોતા પણુ તે તો તૃણુ-
વત્ તેને ગણે છે. ઘાસ જેમ પગે કચરાય તેમ તે કલિને
પગ નીચે કરીને ફરે છે. તેથી કાલનો સંબંધ જેમના ભક્તને
બાધક નથી, એમ કાલનું પ્રથમ કાર્ય કહ્યું. હવે ભગવાનની
કૃપા તે કાલમાં મેળવે છે એ કાલનું કાર્ય બીજું હવે
કહે છે કે વ્રજાધિપતિને ક્ષણુમાં પ્રસન્ન કરે છે. એ કહે છે
કે **व्रजाधिपतिः क्षणेन परितोषितः।** આથી અનિષ્ટનિવૃત્તિ
અને ઈષ્ટપ્રાપ્તિ કહ્યાં, એ જાણવું એ જ્ઞાનનું કાર્ય છે. વ્રજ
એ નિઃસાધન છે. તેના રક્ષક એટલે અનન્ય સ્વામી એક-
પત્નીવ્રતવાળા ભગવાન છે અથવા વ્રજના અધિપતિ ત્યાં
ઉદ્ધવને મોકલી તપ્ત ભક્તોને શાંત કરનાર એ ભગવાનને
શ્રીમદાચાર્યચરણુ ક્ષણુમાં પ્રસન્ન કરે છે. અથવા ક્ષણુ એટલે
ઉત્સવ. તેના વડે પ્રસન્ન કર્યા. કર્માદિ માર્ગમાં ભગવાનને
ગળે પડીને પ્રસન્ન કરે છેઃ કોઈ માથાં કાપીને પ્રસન્ન કરે
છે. વ્રક જેવા શરીરના માંસ કાપીને હોમે તેવો પ્રયાસ
અહીં નથી, તેથી શ્રીઆચાર્યચરણે નિબન્ધમાં **सहनं सननं**
શ્લોકમાં કહ્યું છે કે ભગવાનને પ્રસન્ન કરવા. એ તો પશુ
પક્ષી સુદ્ધાં ઉપર પ્રસન્ન થાય છે. એ પ્રસન્ન થયા તેમાં
આચાર્યચરણુની શી મોટાઇ છે એમ કોઇ કહે ત્યાં કહે
છે કે તે લક્ષ્મી ગોપીજનો વગેરે પણુ બહુ કષ્ટ ઉઠાવે,

વૃક્ષોને પૂછે, રાત સમય શોધે, તો પણ દેખાતા નથી. તે કૃપા કરે ત્યારે ચરણકમળનાં દર્શન થાય છે તો બીજાને તો તેનાં દર્શન થાય જ ક્યાંથી ? અથવા લક્ષ્મીથી ગોપીજન લેવાં અને પુરુષોત્તમના દર્શન કરવાં હોય તો તે ગોપીજન દ્વારા જ થાય, સ્વતંત્ર ન થાય એવો ભાવ **इन्दिरामृग्यपादाम्बुज** પદનો છે. તેથી જ ફલ પ્રકરણમાં કહ્યું છે કે **तद्द्वारा पुरुषे भवेत्**. હવે જ્ઞાનવાળાનું ભક્તિ કરવી એ કામ છે, તેથી પ્રાર્થના કરે છે કે **तदनुगत्वमेवास्तु**. પ્રભુની પાછળ ચાલનાર અંતરંગ સેવક જેના વગર પ્રભુ ક્યાંય પણ પધારતા નથી, તેથી ભગવાન્ હૃદયમાં ન આવે ત્યાંસુધી શ્રીમહાચાર્યચરણનું સ્વરૂપ કે શ્રીગુસાંઈજીનું દાસ્ય ન મળી શકે. દાસ્ય સિવાય બીજું આ માર્ગમાં ફલ નથી એમ બતાવવા માટે **एव** શબ્દ લખ્યો છે. તે ફલ સાધનથી પ્રાપ્ય નથી, તેથી પ્રાર્થના કરી છે. બીજો તો ફલદાસ્યનો મનોરથ પણ કરવાને લાયક નથી, પણ મને તે દાસ્ય આપો એમ શ્રીગુસાંઇજી કહે છે. મારી વિનંતી છે. આપની કૃપા હોય તો મળે. કૃપાનુ કાંઈ સાધન ન હોય. **मे अस्तु** એમાં છઠ્ઠી વિભક્તિ કહી છે તેથી મારાં બધાં સંબંધીનો દાસ્યનો જ મનોરથ છે, બીજું કાંઈ પ્રાર્થનીય નથી. અથવા હું માગું છું તેવી બધા મારા ભક્તોની પણ તે વિષયક પ્રાર્થના છે. તેથી મારા સંબંધથી તેઓને પણ તે ફલ હો. પ્રભુના ચરણકમળના આશ્રય વિના તે વસ્તુ દુર્લભ છે. ૬

'વૈરાગ્ય'નું નિરૂપણ કરતાં શ્રીપ્રભુચરણ કહે છે કે ભગવાનની કૃપાથી જ ભક્તોને બીજા માણસોમાં રાગનો

અભાવ હોય છે. ભગવદ્-ભક્તેતરમાં રાગાભાવ-વૈરાગ્ય તે કહેવા માટે પોતાના ફલરૂપ પ્રભુની કૃપાલુતા અઘૌઘતમસા૦ આ શ્લોકમાં કહે છે:

> अघौघतमसावृतं कलिभुजङ्गमासादितं
> जगद्विषयसागरे पतितमस्वधर्मे रतम् ।
> यदीक्षणसुधानिधिः समुदितोनुकम्पामृता-
> दमृत्युमकरोत्क्षणादरणमस्तु मे तत्पदम् ॥७॥

इति श्रीविठलेश्वरविरचिता (स्फुरत्कृष्णप्रेमामृतरसेत्यादि) सप्तश्लोकी संपूर्णा ॥

**શ્લોકાર્થ**—પાપના સમૂહરૂપ અંધકારથી છવાયેલું, કલિરૂપી સર્પથી ગ્રસ્ત થયેલ, વિષયસાગરમાં પડેલું, પોતાનો સ્વધર્મ છોડી અન્ય ધર્મમાં આસક્તિવાળું જગત જોઈને જેણે પોતાના નેત્રરૂપ ચંદ્રને પ્રકટ કર્યો અને કૃપારૂપ અમૃત-વડે તે જગતને મૃત્યુથી ક્ષણવારમાં બચાવી લીધું, તે શ્રી-વલ્લભાચાર્યનું ચરણ મારું શરણ હો.

એમ શ્રીગુસાંઈજીકૃત સપ્તશ્લોકીનો શ્લોકાર્થ સમાપ્ત થયો.

**ટીકાર્થ**—જેના ઈક્ષણરૂપ ચંદ્ર સારી રીતે ઉદય પામ્યો તેણે જગતને ક્ષણવારમાં મૃત્યુથી મુક્ત કર્યું, તે શ્રીઆચાર્યશ્રીનું ચરણકમલ અમારું રક્ષણ કરનાર હો, આવો શ્લોકનો સંબંધ છે. પાપો કાયિક વાચિક માનસિક એવા ભેદથી ત્રણ પ્રકારનાં હોય છે અથવા આધ્યાત્મિક આધિ-ભૌતિક આધિદૈવિક ભેદથી ત્રિવિધ સમજવાં. તે પાપના ઓઘ એટલે ઢગલા; તે જ અંધકાર. બધી વસ્તુને તેના

ખરા રૂપમાં જોવામાં પ્રતિબંધ કરનાર તે અંધકારથી જગત ઢંકાઇ ગયું અથવા 'અઘ' એટલે અનેક પ્રતિબંધો જે પુરુષોને બાહ્ય આભ્યન્તર અન્યથાભાવ કરાવે છે એવા માયાવાળાથી શાસ્રરૂપ અંધકાર અથવા પાપના સમુદાયથી 'તમ' એટલે ક્રોધ મોહાદિ તેનાથી જગત્ વ્યાપ્ત થયું. તમે પહેલાં કહ્યું કે તેને મટાડવાને આચાર્યચરણ પ્રકટ થયા અને તે અંધકારને મટાડયો તો પછી અહીં તેને ચંદ્રરૂપી કહેવાની શી જરૂર છે, એમ કોઇ કહે તેના ઉત્તરમાં કહેવાનું કે કલિકાલ મહા સર્પ જેવો છે, ફૂંક મારતાં જ સર્વના પ્રાણ લેનાર છે. તે જગતને ગળી ગયો છે, તેથી આપને ચંદ્રરૂપ કહ્યા. ચંદ્રમાં અમૃત છે તેનાથી જ મૃત્યુ પામેલું જીવતું થાય. અથવા કલિકાલમાં બધા ભુજંગમ છે. વિષને પ્રાપ્ત કરાવે તે 'વિષય' કહેવાય. તે ભુજંગમો વિષયમાં ખેંચી જાય છે. તે વિષયોમાં પડવાથી જગત્ છિન્ન ભિન્ન થઈ ગયું છે એવો અર્થ કરવો. અથવા કલિ જ ભુજંગમ, એટલે માણસ જ્યારે પગથી ચાલે છે ત્યારે ભુજંગમો પેટ ચાલનાર છે એટલે તે લોકો ભક્તને દુઃખ અને અભક્તોને સુખ આપનાર છે, એવા લોકોના હાથમાં જગત્ સપડાઈ ગયું છે; તેથી જગતને સન્માર્ગમાં વિશ્વાસ નથી. આવા જગતને મહાપુરુષની કૃપા વિના કૃતાર્થતાની સંભાવના જ નથી. અથવા 'કલિભુજંગમ'થી અસત્પુરુષો લેવા. તેવા પુરુષોથી જગત્ પીડિત છે; તેથી તેને કૃતાર્થતાની સંભાવના જ નથી. ત્યાં કોઇ કહે કે જો ભક્તોમાં વૈરાગ્ય હોય તો તેવા દુષ્ટ પુરુષો વિરક્ત ભક્તને કાંઈ વિઘ્ન કરી ન શકે; તેના ઉત્તરમાં કહે છે કે

લોકો વિષયરૂપી સાગરમાં ડૂબેલા છે. વિષયરૂપી અગાધ સાગર છે. જલ ખારું તેથી પાન કરી તૃષા છિપાવવાનો સંભવ નથી. કામક્રોધાદિ વાસનાના તરંગો ઊછળે છે. સુખના ભ્રમરૂપી મગરો પડતા માણસને ગળી જાય છે. સર્વદા નીચી ગતિવાળા છે એવા સમુદ્રમાં જગત્ ડૂબેલું છે. અથવા વિષયસાગર એટલે સંસારસમુદ્ર. તેમાં પડે તે બચી જ ન શકે. गर ઝેર તેની સાથે રહે તેનું નામ 'સાગર' એટલે ઝેરવાળા પદાર્થમાં પડવાથી ન મરે, તેમાં રહેલા ઝેરથી મરે. એવા સંસારસાગરમાં લોક પડયા છે. નીચું મુખ હોવાથી તે બહારનું કાંઈ પણ જાણી શકતા નથી. અથવા જગત્ શબ્દ બેવાર લેવો. જગતના વિષયો એ જ સાગર. એટલે વિષયમાં પડે તે ભગવન્માર્ગવિમુખ રહે. સાગરમાં પડે તે પણ તેમાં જ મરે, આવી જગતની હાલ દશા છે. ત્યાં કોઈ કહે કે વિષયમાં તો લોક પડે છે પણ તેમાં ભગવાન કૃપા કરશે એમ માને અથવા ભગવદુપયોગી બુદ્ધિ રાખે તો વિષયો બાધક ન થાય; એના ઉત્તરમાં કહેવાનું કે જગત્ પોતાનો ધર્મ છોડી અસ્વધર્મમાં, પારકાધર્મમાં આસક્ત થયું છે. તેથી તેને ભગવત્સંબંધી ભાવના થતી નથી. અથવા 'સ્વધર્મ' એટલે આત્મધર્મ તેને છોડી દીધો છે અને દેહના ધર્મોનું પ્રાધાન્ય આપ્યું છે. અથવા જેમાં આત્માનું પ્રાધાન્ય નથી એવા બાહ્ય ધર્મોને લઈ બેઠા છે. જો ભગવદ્ધર્મને સમજી ધર્મીને પકડી બધું છોડી દે તો તેને બાધ ન આવે; કેમકે તેવા ધર્મ છોડવાનું તો ભગવાન્ ગીતામાં सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज

એમ કહે છે. તે તો ભગવાનરૂપી સુધાને છોડે છે; એટલે અંધકારમાં ડૂબે છે, ત્યારે એવા જગતને બચાવવાનો ઉપાય શો કરવો એમ કહે તો **यद्दिक्षणसुधानिधि** ઇત્યાદિથી કહે છે કે શ્રીઆચાર્યચરણની કરુણાદૃષ્ટિ જો તેની ઉપર પડે તો તે સુધાયુક્ત ચંદ્રરૂપ હોવાથી પાપરૂપ અંધકારને દૂર કરે, કાલભુજંગમના વિષને અમૃતવર્ષણથી ઉતારે. ચંદ્રનો ઉદય થાય ત્યારે સાગરમાં મોટા તરંગો થાય, તેથી સંસારસાગરમાંથી તરંગદ્વારા તેને ફેંકી દે. એ કૃપારૂપ જોવું તે જ 'સુધાનિધિ.' તે કૃપાનું નામ અનુકંપા છે. **अनु** એટલે પાછળ. **कंपि चलने** અર્થમાં ધાતુ છે, એટલે જેની ઉપર દયા કરે તેની પાછળ પડી તેને અલૌકિક દેહ આપી માત્ર નેત્રથી પોષણ આપે છે. લૌકિક ભૂખ વગેરે દૂર કરે છે, બીજી ઇચ્છાઓને પ્રકટ થવા દેતા નથી અને તેના તાપને દૂર કરે છે. ચંદ્ર પણ પૂર્ણ હોય ત્યારે અમૃત વરસે, સાગરને ઉછાળે; પણ તે તો પાછો ક્ષીણ થાય છે; તેવે વખતે શું થાય, એમ કોઈ કહે ત્યાં કહે છે કે આ શ્રીવલ્લભાચાર્યની કૃપાદૃષ્ટિરૂપ ચંદ્ર કોઈ દિવસ ક્ષીણ થતો નથી. એ પૂર્ણ અને નિષ્કલંક છે; એટલે એવી શંકા અહીં સંભવતી નથી. તે ચંદ્ર મૃત્યુને દૂર કરે છે. તેનું મૃત્યુ દૂર કરી તેને લીલાસૃષ્ટિમાં દાખલ કરી નિત્યતા સંપાદન કરી આપે છે. અહીં જગત્ શબ્દને સાતમી વિભક્તિના અર્થમાં બીજી વિભક્તિવાળો સમજવો. ઉપલાં કારણોથી જગત મૃત્યુને પ્રાપ્ત થયું હતું; તેને આપની દૃષ્ટિસુધાથી તેનાથી વિપરીત ધર્મવાળું કર્યું. અથવા જેના

નેત્રરૂપ સુધાનિધિ જેમાં છે એવા શ્રીમુખના લાવણ્યામૃતનું પાન કરનાર મૃત્યુને, અંધકારને, સર્પગ્રાસને દૂર ફેંકી કૃતાર્થ અમૃત–નિત્ય થાય છે. અહીં **अकरोत्** એમ ભૂતકાલ કહ્યો છે. એવું જગત હતું તેને કૃપાચંદ્રાલોક સ્વતુલ્યતા આપીને સ્થાપન કર્યું છે; તેથી આધુનિક જીવોએ કૃપાબલમાં અવિશ્વાસ ન કરવો. **क्षणात्** કહેવાથી અમર કરવામાં આપને પરિશ્રમ કે વિલંબ નથી; પરંતુ દર્શનમાત્રથી જીવને કૃતાર્થ કરે છે. હવે ફલની પ્રાર્થના કરે છે કે 'તે આચાર્યશ્રીનું ચરણ અમારુ આશ્રય થાઓ.' 'શરણ'શબ્દનો અર્થ ઘર અને રક્ષણ કરનાર એવો થાય છે, એટલે તે અમારું નિવાસસ્થાન થાઓ અથવા અમારું રક્ષક થાઓ એવો 'શરણ'શબ્દનો અર્થ છે. અથવા ઇક્ષણચંદ્રનું સ્થાન તે અમારું શરણ થાઓ. એટલે જ્યાં તેનો ઉદય છે તે સ્થાનમાં અમો રહીએ કે જ્યાં તેનાં કિરણો અમને સહેલાઇથી મળી શકે. અથવા તેમનું પદ એટલે પુષ્ટિમાર્ગીય જીવોનું રહેવાનું સ્થાન થાઓ. અથવા તે આચાર્યચરણનું વાકય જ અમારું સર્વ કાર્ય સિદ્ધ કરનાર થાઓ. અથવા મારા સંબંધવાળાને આચાર્યચરણનું ચરણારવિંદ રક્ષકરૂપ થાઓ. અથવા શ્રીગુસાંઇજીનું કથન છે કે મારા આશ્રિતોને ચરણારવિંદ શરણ રૂપ હો. એમ પોતાના જીવોને માટે આપે પ્રાર્થના કરી છે.

હવે શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે જેને ભગવાનની કૃપા થઈ છે, શ્રીઆચાર્યચરણના ચરણનલિનમાં ભ્રમરની જેમ જેનું મન ભમે છે, શ્રીઆચાર્યની શરણાગતિ જ જેનું બળ છે, એવા ભક્તોએ ફલમાં સંદેહ ન રાખવો

અને તેમના ચરણમાં રહેવું. 'શ્રીવલ્લભાચાર્યની કૃપા જ જેને એક સાધન છે એવા શ્રીહરિરાયજીએ આ સપ્તશ્લોકીની ઉત્તમ વિવૃતિ રચી છે. શ્રીગુસાંઈજીએ કરેલા ગ્રંથની વ્યાખ્યા કરવી એમાં જીવની બુદ્ધિ ચાલતી નથી. પરંતુ દાસલોકો તેમની કૃપાના બલ વડે અશક્ય વસ્તુને પણ સિદ્ધ કરી શકે છે. શ્રીપ્રભુચરણની વાણીમાં મારાં વચનો મળી ગયાં છે, માટે તે સત્પુરુષને ગ્રહણ કરવા લાયક છે; કેમકે ગંગાજીમાં રસ્તાનું પાણી મળે તો તેની કોઈ ડાહ્યો માણસ નિંદા કરતો નથી. મને આ સ્તોત્રની ટીકા કરવાનું ઉચિત નહોતું, પણ બાલસ્વભાવથી કર્યું છે. તો હું દીન છું, તેમના વંશનો છું, એમ ધારી આપ અતિદયાલુ છે, તેથી ક્ષમા કરશે. જેવું મુખ તેવું તેનું ભાષણ હોય છે, તો પણ શ્રીઆચાર્યના સંબંધવાળી બધી વસ્તુ શોભાવાળી છે તેથી મારાં વચનો પણ તેને લગતાં હોવાથી જગતમાં શોભશે. મેં આપનું સ્વરૂપનિરૂપણ કર્યું તે મોટો અન્યાય કર્યો છે; કેમકે તેમાં રહસ્ય પ્રકાશ થયો છે. રહસ્યને ખુલ્લું કરવું એ પણ અપરાધરૂપ ગણાય છે, પણ તે મારા મોટા દોષોને શ્રીગુસાંઇજી કૃપા કરી ક્ષમા કરશે. મારી વિનંતી એટલી જ છે કે મારું મન અનન્ય થઈને શ્રીઆચાર્યચરણના પાદારવિંદમાં રહે. બાલકૃષ્ણના કહેવા માત્રથી બાલભાવથી આ બાલકે થોડું કહ્યું છે, તે વડે મારા પ્રભુચરણ મને પ્રસન્ન થાઓ.

ઇતિ શ્રીવલ્લભાચાર્યના ચરણરૂપી કમળની રજથી અભિષિક્ત થવાતાં જેને મહારાજ્ય પ્રાપ્ત થયેલ છે એવા શ્રીહરિરાયજીએ કરેલી સપ્તશ્લોકીની વિવૃતિ અહીં સંપૂર્ણ થાય છે.

પ્રકાશક—શ્રી. કેશવલાલ ગોરધનદાસ, સંખેડાવાળા

## ૧૭. શ્રીવલ્લભશરણાષ્ટક

[ અનુષ્ટુભ ]

'निःसाधनजनोद्धारकरणप्रकटीकृतः ।
गोकुलेशस्वरूपः श्रीवल्लभः शरणं मम ॥१॥

નિઃસાધન જનોનો ઉદ્ધાર કરવા માટે પ્રભુએ પ્રકટ કરેલી (વસ્તુતયા) શ્રીગોકુલેશસ્વરૂપ શ્રીવલ્લભ (શ્રીમહાપ્રભુજી) મારો આશ્રય છે.૧

भजनानन्ददानार्थं पुष्टिमार्गप्रकाशकः ।
करुणावरणीयः श्रीवल्लभः शरणं मम ॥२॥

(ભક્તોને) ભજનના આનન્દનું દાન કરવા સારુ (રસાત્મક) પોષણ–અનુગ્રહ–માર્ગનો પ્રકાશ કરનાર, કરુણાથી વરી શકાય એવા શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૨

स्वामिनीभावसंयुक्तभगवद्भावभावितः ।
अत्यलौकिकमूर्त्तिः श्रीवल्लभः शरणं मम ॥३॥

શ્રીસ્વામિનીજીના ભાવથી યુક્ત એવા ભગવદ્‌ભાવથી ભાવયુક્ત, અતિ અલૌકિક સ્વરૂપવાળા શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૩

श्रीकृष्णवदनानन्दो वियोगानलमूर्तिमान् ।
भक्तिमार्गाब्जभानुः श्रीवल्लभः शरणं मम ॥४॥

શ્રીસદાનન્દ પ્રભુના મુખારવિન્દના આનન્દરૂપ, વિયોગ જણાવવા અગ્નિસ્વરૂપ, ભક્તિમાર્ગરૂપી કમલને પ્રફુલ્લિત કરવામાં ભાનુ–સૂર્યરૂપ, શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૪

**रासलीलारसभर-समाक्रान्ताखिलाङ्गभृत् ।**
**भावरूपाखिलाङ्गः श्रीवल्लभः शरणं मम ॥५॥**

રાસીય લીલાના રસભારથી સર્વ દેહધારીઓને સારી રીતે રસબસ કરનાર, ભાવાત્મક અંગવાળા શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૫

**श्रीभागवतभावार्थाविर्भावार्थावतारितः ।**
**स्वामिसन्तोषहेतुः श्रीवल्लभः शरणं मम ॥६॥**

શ્રીભાગવતના[1] ભાવાર્થને પ્રકટ કરવા સારુ પૃથ્વીમાં જેમને અવતાર લેવરાવ્યો છે એવા અને સ્વામી શ્રીકૃષ્ણ-ચન્દ્રના સન્તોષના કારણરૂપ શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૬

**बल्लवीवल्लभान्तःस्थलीलानुभववल्लभः ।**
**अन्यास्फुरणरूपः श्रीवल्लभः शरणं मम ॥७॥**

ગોપાંગનાના વલ્લભ શ્રીકૃષ્ણચન્દ્રના અન્તઃકરણમાં રહેલ લીલાનો અનુભવ જેને વહાલો છે, અને આથી અન્ય વાર્તા જે સ્ફુરવા દેતા નથી, એવા શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૭

**जिताम्भोजपदाम्भोजाविभूषितवसुन्धरः ।**
**सदा गोवर्धनस्थः श्रीवल्लभः शरणं मम ॥८॥**

કમલને પોતાની સુષુમાથી જીતનાર ચરણકમલોથી પૃથ્વીને વિભૂષિત કરનાર, સદા શ્રીગિરિરાજમાં બિરાજમાન શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૮

---

૧ પ્રથમ સ્કન્ધ સુ. ના મંગલાચરણમાં **अर्थे तस्य**—આ પદ્યમાં શ્રીમહાપ્રભુજીએ આ હકીકત જણાવી છે.

अनन्यस्तन्मना नित्यं पठेद्यः शरणाष्टकम् ।
स लभेत् साधनाभावयुक्तोऽप्येतत्पदाश्रयम् ॥९॥

પ્રભુ સિવાય અન્ય જેને આલમ્બન નથી, તેવો જીવ પ્રભુમાં તદાકાર મનવાળો થઇને આ "શ્રીવલ્લભશરણાષ્ટક"નો પાઠ કરે, તે નિઃસાધન હોય તોપણ આ શ્રીમહાપ્રભુજીના ચરણકમલના દૃઢાશ્રયને પ્રાપ્ત થાય. ૯

इति श्रीहरिदासविरचितं श्रीवल्लभशरणाष्टकं सम्पूर्णम् ।

---

## ૧૮. શ્રીવલ્લભપઞ્ચાક્ષરસ્તોત્ર

[ અનુષ્ટુભ ]

श्रीवल्लवीवल्लभास्य वियोगाग्ने कृपाकर ।
अलौकिकनिजानन्द श्रीवल्लभ तवास्म्यहम् ॥१॥

હે શ્રીગોપીજનવલ્લભ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રજીના મુખારવિંદ-રૂપ, વિયોગાગ્નિરૂપ, હે કૃપા કરનારા અને અલૈકિક નિજ આનંદવાળા શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૧

कृष्णाधरसुधागारभरितावयवावृत ।
श्रीभागवतभावाब्धे श्रीवल्लभ तवास्म्यहम् ॥२॥

શ્રીકૃષ્ણચંદ્રજીની અધરસુધાના ધામથી ભરપૂર એવાં નિજ અંગોથી આવૃત અને શ્રીમદ્‌ભાગવતના તત્ત્વના મહાસાગરરૂપ હે શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૨

भावात्मकस्वरूपार्तिभावसेवाप्रदर्शक ।
भाववल्लभपादाब्ज श्रीवल्लभ तवास्म्यहम् ॥३॥

ભાવાત્મક જે પ્રભુ, તેમની આર્તિભાવ (તાપક્લેશ)થી જે સેવા, તે બતાવનારા અને તે ભાવને કારણે જ જેનાં ચરણકમળ વહાલાં બને છે, તેવા હે શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૩

करुणायुतदृक्प्रान्तपातपातकनाशक[1] ।
[2]निःसाधनजनाधीश श्रीवल्लभ तवास्म्यहम् ॥ ४ ॥

કરુણાવાળાં નેત્રોના અંતભાગથી દૃષ્ટિ કરતાંજ પાપોનો નાશ કરનારા અને નિઃસાધન જનોના સ્વામી હે શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૪

मधुरास्यातिमधुरदृगन्त मधुराधर ।
स्वरूपमधुराकार श्रीवल्लभ तवास्म्यहम् ॥५॥

હે મધુર મુખવાળા ! હે મધુર નેત્રોના અંતભાગવાળા ! હે મધુર અધરવાળા અને મધુર સ્વરૂપવાળા શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૫

दीनतामात्रसन्तुष्ट दीनतामार्गबोधक ।
दीनतापूर्णहृदय श्रीवल्लभ तवास्म्यहम् ॥६॥

માત્ર દીનતાથી સંતોષ પામેલા, દીનતાના માર્ગનો બોધ કરનારા અને દીનતાથી પૂર્ણ હૃદયવાળા શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૬

अङ्गीकृतकृतानेकापराधविहतिक्षम ।
गृहीतहस्तनिर्वाह श्रीवल्लभ तवास्म्यहम् ॥७॥

જે ભક્તોને આપે આપના કર્યા છે, તેવા ભક્તોના

1. करुणयुतदृक्पातादुपपातकनाशक । 2 साधनहीनपोषक ।

અનેક અપરાધોનો નાશ કરવાને શક્તિવાળા અને તેવા ભક્તોનાં યોગક્ષેમ વહાવનારા હે શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૭

**अशेषहरिदासैकसेवितस्वपदाम्बुज ।**
**अदेयफलदानार्थं श्रीवल्लभ तवास्म्यहम् ॥ ८ ॥**

ન આપી શકાય તેવા દાનને માટે સંપૂર્ણ ભાવે હરિદાસ માત્રથી જેમનાં ચરણકમલની સેવા કરવામાં આવી છે, તેવા હે શ્રીવલ્લભાચાર્યજી ! હું આપનો છું. ૮

**इति श्रीहरिदासोक्तं श्रीवल्लभपञ्चाक्षरस्तोत्रं सम्पूर्णम् ।**

---

## ૧૯. શ્રીવલ્લભભાવાષ્ટક

[ અનુષ્ટુપ ]

**पतिः श्रीवल्लभोऽस्माकं गतिः श्रीवल्लभः सदा ।**
**मतिः श्रीवल्लभे ह्यास्तां रतिः श्रीवल्लभेऽस्तु मे ॥१॥**

શ્રીવલ્લભાચાર્ય પ્રભુ અમારા સ્વામી છે. શ્રીવલ્લભાધીશ સદેવ અમારી ગતિ છે. અમારી બુદ્ધિ શ્રીવલ્લભમાં રહો; મારો પ્રેમ શ્રીવલ્લભાધીશમાં રહો. ૧

**वृत्तिः श्रीवल्लभीयैव कृतिः श्रीवल्लभार्थिनी ।**
**दर्शनं श्रीवल्लभस्य स्मरणं वल्लभप्रभोः ॥२॥**

મારું વલણ શ્રીવલ્લભ સંબંધી જ રહો. કાર્ય શ્રીવલ્લભ માટે જ થાઓ. દર્શન શ્રીવલ્લભપ્રભુનું અને સ્મરણ પણ શ્રીવલ્લભાચાર્યજીનું થાઓ. ૨

तत्प्रसादसुमाघ्राणवस्तूच्छिष्टरसाग्रहः ।
श्रवणं तद्गुणानां हि स्मरणं तत्पदाब्जयोः ॥३॥

એ પ્રભુનાં પ્રસાદી પુષ્પોને જ સૂંઘવાનું થાઓ. એમના ઉચ્છિષ્ટ રસમાં જ આગ્રહવાળો થાઉં. એમના ગુણોનું શ્રવણ અને એમના ચરણકમલનું સ્મરણ થાઓ. ૩

गृणनं तन्महित्त्वस्य सेवनं करयोर्भवेत् ।
तत्स्वरूपान्तरो भोगो गमनं तस्य सन्निधौ ॥४॥

એમના મહિમાનું ગાન અને એમના કરની સેવા થાઓ. તે શ્રીવલ્લભપ્રભુના સ્વરૂપમાં રહેતો જ ભોગ થાઓ અને તે પ્રભુની નિકટ જ મારું જવું થાઓ. ૪

तदग्रे सर्वदा स्थानं सङ्गस्तत्सेवकैः सदा ।
तद्वार्तातिरुचिर्निष्ठा भूयात्तद्वाक्यमात्रगा ॥५॥

તે શ્રીમહાપ્રભુજી આગળ હમેશાં રહેવાનું થાઓ અને તેમના સેવકોનો જ સદા સંગ થાઓ. શ્રીમહાપ્રભુજી-ની જ કથામાં ભારી રુચિ અને આપશ્રીનાં વચનોમાં જ નિષ્ઠા રહો. ૫

श्रद्धा तदेकसम्बन्धे विश्वासस्तत्पदाब्जयोः ।
दास्यं तदीयमेवास्तु भूयात्तच्चरणाश्रयः ॥६॥

તે શ્રીમહાપ્રભુજીના સંબંધમાં શ્રદ્ધા, આપશ્રીનાં ચરણકમળમાં વિશ્વાસ, એઓશ્રીનું જ દાસ્ય અને એઓશ્રીના ચરણમાં આશ્રય થાઓ. ૬

मस्तके श्रीवल्लभोऽस्तु हृदि तिष्ठतु वल्लभः ।
अभितः श्रीवल्लभोऽस्तु सर्वं श्रीवल्लभो मम ॥७॥

મારા મસ્તક ઉપર શ્રીમહાપ્રભુજી બિરાજો; મારા હૃદયમાં શ્રીઆચાર્યજી બિરાજો; મારી ચારે બાજુ શ્રીવલ્લભ રહો અને મારું સર્વ શ્રીવલ્લભ થાઓ. ૭

**नमः श्रीवल्लभायैव दैन्यं श्रीवल्लभे सदा ।**
**प्रार्थना श्रीवल्लभेऽस्तु तत्पदाधीनता मम ॥८॥**

શ્રીવલ્લભાચાર્યજીને નમસ્કાર હો. સદૈવ શ્રીવલ્લભાચાર્યજી વિશે જ મારી દીનતા થાઓ. પ્રાર્થના શ્રીવલ્લભ વિશે જ થાઓ અને તે શ્રીમહાપ્રભુજીના ચરણકમલમાં જ મારી પરવશતા રહો. ૮

**एतदष्टकपाठेन श्रीवल्लभपदाम्बुजे ।**
**भवेद्भावो विनायासं भक्तिमार्गवृतात्मनाम् ॥९॥**

આ અષ્ટકનો પાઠ કરવાથી ભક્તિમાર્ગમાં જેઓના આત્માનું વરણ થયું છે, તેવા જીવોને કોઇપણ જાતની મહેનત વિના શ્રીમદ્‌વલ્લભાચાર્ય પ્રભુના ચરણકમલમાં ભાવ થાઓ. ૯

इति श्रीहरिदासोक्तं श्रीवल्लभभावाष्टकं सम्पूर्णम् ॥

---

## २०. दैन्याष्टक

[ अनुष्टुभ ]

वृन्दावन–रजोयुक्तं यमुनाजलपङ्किलम् ।
कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥१॥

હે શ્રીમહાપ્રભુ ! શ્રીવૃન્દાવનની રજથી યુક્ત, શ્રીયમુનાજીના જલના પંકવાળું, આપનું ચરણતલ મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૧

सरागसार्द्रहृदये सर्वदापरिभावितम् ।
कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥२॥

હે શ્રીમહાપ્રભો ! પ્રેમ સહિત ભીના હૃદયમાં સર્વદા (સેવકોએ) વિચારેલું આપનું ચરણતલ મારા મસ્તક પર આપ ક્યારે પધરાવશો ? ૨

निजावनेजनजलामृतसञ्जीविताश्रितम् ।
कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥३॥

હે શ્રીમદ્વલ્લભ ! પોતાના ક્ષાલનના જલ રૂપી અમૃતથી આશ્રિતોને સારી રીતે જીવનદાન કરનાર આપના ચરણતલને મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૩

कृतपुण्यचयैः प्राप्तं सर्वदा परिसेवितम् ।
कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥४॥

હે શ્રીવલ્લભાધીશ ! પુણ્યના ગંજને કરનાર સેવકોએ પ્રાપ્ત કરેલા અને સર્વદા સેવેલા આપના ચરણતલને મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૪

सभक्तिपञ्चसङ्ख्याक–पुमर्थाङ्गुलिसंय्युतम् ।
कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥५॥

હે શ્રીવલ્લભાધીશ ! ભક્તિસહિત ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, આ પાંચ પુરુષાર્થરૂપી આંગળીઓથી યુક્ત આપના ચરણતલને મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૫

**स्वभक्तिरागसन्दोह–सततस्थितिरञ्जनम् ।**
**कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥६॥**

હે શ્રીવલ્લભાધીશ ! પોતાની ભક્તિરૂપી રાગ–લાલ-રંગના સમૂહથી હમેશાં સ્થિતિના–નિવાસના સ્થલને રંજન કરનારું આપનું પદતલ મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૬

**नखचन्द्रप्रकाशेन स्वतः स्वीयप्रकाशनम् ।**
**कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥७॥**

હે શ્રીવલ્લભાધીશ ! નખ–ચન્દ્રના પ્રકાશથી પોતાની મેળે પોતાનાઓનો પ્રકાશ કરનારા આપના ચરણતલને મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ? ૭

**पुष्टिकल्पद्रुमात्मत्वं मूलवद् भुवि सङ्गतम् ।**
**कदा पदतलं मूर्ध्नि श्रीमद्वल्लभ धास्यसि ॥८॥**

હે શ્રીમદ્વલ્લભપ્રભો ! પુષ્ટિમાર્ગરૂપી કલ્પવૃક્ષનું સ્વરૂપ મૂલની માફક જે પૃથ્વી ઉપર પ્રાપ્ત થયું છે, એવું આપનું ચરણતલ મારા મસ્તક ઉપર ક્યારે પધરાવશો ?

इति श्रीहरिदासोक्तं दैन्याष्टकं सम्पूर्णम् ।

## ૨૧. હાહાદૈન્યાષ્ટક

[ અનુષ્ટુભ ]

**हाहा श्रीवल्लभाधीश हाहा कृष्णमुखाम्बुज ।**
**हाहा वियोगभावाग्ने देहि मे निजदर्शनम् ॥१॥**

[ અત્ર **હાહા** શબ્દ વિયોગ સહી ન શકવાથી ખેદનો પ્રદર્શક છે, ] હે વલ્લભાધીશ ! હે શ્રીકૃષ્ણચન્દ્રના મુખારવિન્દ–સ્વરૂપ ! હે વિયોગના ભાવથી અગ્નિસ્વરૂપ ! મને આપનું દર્શન આપો. ૧

**हाहा विशालनयन हाहा फुल्लतमानन ।**
**हाहा सुनासिकाशोभ देहि मे निजदर्शनम् ॥२॥**

હે વિશાલ નેત્રવાળા ! હે પ્રફુલ્લિત નેત્રવાળા ! હે સુન્દર નાસિકાની સોભાવાળા પ્રભુ ! મને આપનું દર્શન આપો. ૨

**हाहालकावृतमुख हाहामितसुधाधर ।**
**हाहातिरम्यचिबुक देहि मे निजदर्शनम् ॥३॥**

હે કેશથી આવૃત મુખવાળા ! હે અમિત સુધા જેના અધરમાં છે એવા ! હે અતિ સુન્દર ચિબુક–દાઢીવાળા ! મને આપનું દર્શન આપો. ૩

**हाहा निजजनाधार हाहा दीनजनाश्रय ।**
**हाहा दयार्द्रहृदय देहि मे निजदर्शनम् ॥४॥**

હે નિજજનના આધાર ! હે દીનજનોના આશ્રયદાતા ! હે દયાથી પીગળેલ હૃદયવાળા શ્રીમહાપ્રભુજી ! મને આપનું દર્શન આપો.

हाहा स्वकीयसर्वस्व हाहाऽधनमनोधन ।
हाहातिमृदुलस्वान्त देहि मे निजदर्शनम् ॥५॥

હે સ્વકીય ભક્તોના સર્વસ્વરૂપ ! હે નિર્ધન જનોના મનના ધનરૂપ ! હે અતિ કોમલ અન્તઃકરણવાળા શ્રીમહાપ્રભુજી ! મને આપનું દર્શન આપો. ૫

हाहा कृतस्वकीयार्त्ते हाहा भावार्तिदायक ।
हाहा हृदयभावज्ञ देहि मे निजदर्शनम् ॥६॥

હે સ્વકીયોને આર્તિનું દાન કરનાર ! હે ભાવરૂપી આર્ત્તિ આપનાર ! હે હૃદયના ભાવને જાણનાર શ્રીમહાપ્રભુજી ! મને આપનું દર્શન આપો. ૬

हाहा निजजनप्राण हाहा निजजनावृत ।
हाह पुष्टिपथाचार्य देहि मे निजदर्शनम् ॥७॥

હે સ્વકીય જનોના પ્રાણ ! હે સ્વકીય જનોથી ઘેરાયેલા ! હે પુષ્ટિ–અનુગ્રહ માર્ગના આચાર્ય શ્રીમહાપ્રભુજી ! મને આપનું દર્શન આપો. ૭

हाहा विजितकन्दर्प हाहा स्वानन्दतुन्दिल ।
हाहा हरिविहारात्मन् देहि मे निजदर्शनम् ॥८॥

હે કામદેવને જીતનાર ! હે પોતાના આનન્દથી ભરપૂર ! હે શ્રીહરિના વિહારસ્વરૂપ મહાપ્રભુજી ! મને આપનું દર્શન આપો. ૮

इति श्रीहरिदासोक्तं हाहादैन्याष्टकं सम्पूर्णम् ।

## २२. श्रीवल्लभचरणविज्ञप्ति

[ અનુષ્ટુપ ]

निजाचार्यपदाम्भोजद्वयं सर्वसुखावहम् ।
वहामि शिरसा, तेन फलं मे सफलं ध्रुवम् ॥१॥

પોતાના આચાર્ય શ્રીમહાપ્રભુજીનાં બન્ને ચરણકમલો સર્વ સુખને આપનારાં છે, તેનું મારા મસ્તક ઉપર હું વહન કરું છું, જેથી મારું બધું ફળ નક્કી સફલજ છે. ૧

दुनोमि दीनदीनोऽहं भयाद्यवनसम्भवात् ।
ततो निवर्तयास्मांस्त्वमार्त्तानामार्त्तिनाशन ॥२॥

યવનોથી ઉત્પન્ન થયેલ ભયથી દીનમાં દીન એવો હું દુઃખી થાઉં છું; હે પીડિતોની પીડાનો નાશ કરનાર! (પ્રભુ!) તે દુઃખથી અમોને મુક્ત કરો. ૨

खेदकृत्यहृदुद्भेदे सुखसम्भेदवर्जिते ।
विगतस्वीयसम्भेदे भवानेव गतिः प्रभो ॥३॥

ખેદથી હૃદયને જેણે ભેદી નાખ્યું છે, જેમાં સુખનો ભેદ રહ્યોજ નથી, પોતાનાઓનો ભેદ પણ જેણે રહેવા દીધો નથી એવા સમયમાં, હે પ્રભો! આપજ અમારી ગતિરૂપ છો. ૩

न स्थातुं शक्यते, नैव गन्तुं वा, गोकुलेश्वर ।
मीनस्येव गतिर्जाता, ह्यस्माकं करुणाविभो ॥४॥

હે કરુણાનાથ! હે ગોકુલેશ્વર! અમારી ગતિ માછલાંના સમાન થઈ છે કે—સ્થિરતા પણ કરી શકાતી નથી કે કયાંય જઈ પણ શકાતું નથી. ૪

न सोढुं शक्यते नाथ धैर्यादिरहितैः स्वकैः ।
दुःखं भयसमुद्भूतं प्रभो त्वं संनिवर्त्तय ॥५॥

[ અથવા निवर्तस्व दयानिधे ! એવો પણ પાઠ છે. ]

હે નાથ ! ધૈર્યાદિ રહિત એવા આપનાઓથી, ભયથી ઉત્પન્ન થયેલું દુઃખ સહી શકાતું નથી. હે પ્રભો ! આપ તે દુઃખને નિવૃત્ત કરો. ૫

नाथ त्वत्स्मरणोपायः सर्वपापनिवर्त्तकः ।
नेदानीं सम्भवत्येतद्भयात्कात्र गतिर्मम ॥६॥

હે નાથ ! આપનું સ્મરણ એ રૂપી ઉપાય સર્વ પાપને દૂર કરનાર છે; પરન્તુ તેઓના આ ભયથી સ્મરણ થઇ શકતું નથી; માટે મારી અહીં શી ગતિ ?

इति श्रीहरिदासोक्ता श्रीवल्लभचरणविज्ञप्तिः समाप्ता ।

---

## ૨૩. શ્રીવલ્લભભાવાષ્ટક[1]

[ શિખરિણી ]

तरेयुः संसारं कथमगतपारं सुरजनाः
कथं भावात्मानं हरिमनुसरेयुश्च सरसाः ।
कथं वा माहात्म्यं निजहृदि नयेयुर्व्रजभुवां
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥१॥

હે શ્રીવાગીશ મહાપ્રભો ! જો આ ભૂતલમાં આપનું પ્રાકટ્ય ન થયું હોત તો દૈવી જીવો અપાર પારાવાર

---

૧ આ ૨૩-૨૪ એ બે ગ્રંથોનો અનુવાદ ઉમરેઠવાસી વે. શા. સં. શાસ્ત્રીજી જ્યેષ્ઠારામ હરજીવન જોશીએ કરેલો છે.

સંસારરૂપી સમુદ્રને કેવી રીતે તરી શકત? અને રસિક ભગવદીયો ભાવાત્મક શ્રીહરિને કેવી રીતે અનુસરી શકત? અને વ્રજભક્તોના માહાત્મ્યને પોતાના હૃદયમાં કેવી રીતે સ્થાપન કરી શકત? અર્થાત્ હે શ્રીમહાપ્રભો! આપ આ ભૂતલ ઉપર પ્રકટ ન થયા હોત તો દૈવી જીવો આ સંસારસમુદ્રને તરી શકત નહિ., અને રસિક ભગવદીયો શ્રીહરિને અનુસરી શકત નહિ, તેમજ વ્રજભક્તોના માહાત્મ્યને પણ પોતાના હૃદયમાં સ્થાપન કરી શકત નહિ, અતએવ આપશ્રીના પ્રાકટચની પૃથ્વીમાં આવશ્યકતા હતી. ૧

श्रयेयुः सन्मार्गं कथमनुभवेयुः सुखभरं
कथं वा सर्वस्वं निजमहह कुर्युश्च सफलम् ।
त्यजेयुः कर्मादेः फलमपि कथं दुःखखचितं
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः॥२॥

હે શ્રીવાગીશ મહાપ્રભો! જો પૃથ્વીમાં આપનું પ્રાકટચ ન થયું હોત તો દૈવી જીવો પુષ્ટિભક્તિમાર્ગનો આશ્રય શી રીતે કરત? સુખસાગરનો અનુભવ કેવી રીતે કરત? અને પોતાનું સર્વસ્વ (સ્ત્રી, પુત્ર, ઘર, કુટુંબ, દ્રવ્યાદિક) આત્મનિવેદનદ્વારા પ્રભુને સમર્પી અહંતા–મમતાનો ત્યાગ કરી માનવજન્મ–સાર્થકય શી રીતે કરત? જેમાં પુણ્યક્ષીણ થતાં જન્મમરણનું દુઃખ ભોગવવું પડે છે એવા દુઃખવાળા કર્માદિકના ફળને કેવી રીતે ત્યાગ કરી શકત? અર્થાત્ આપ ભૂતલમાં પ્રકટ ન થયા હોત તો દૈવી જીવો પુષ્ટિભક્તિનો આશ્રય કરી આનંદાનુભવ કરતાં સર્વસ્વ

સમર્પી કર્મમાર્ગના દુઃખવાળા ફલાદિકનો ત્યાગ કરી શકત નહિ. ૨

वदेयुः सद्वादं कथमपहरेयुश्च कुमतिं
कथं वा सद्बुद्धिं भगवति विदध्युः कृतधियः ।
कथं लोकासक्तिं सपदि शमयेयुः समयुता
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥३॥

હે શ્રીવાક્પતિ મહાપ્રભો ! જો ભૂતલ ઉપર આપનું પ્રાકટ્ય ન થયું હોત તો દૈવી જીવો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું કેવી રીતે વર્ણન કરી શકત ? અને માયાવાદાદિકથી કલુષિત બુદ્ધિને કેવી રીતે દૂર કરી શકત ? અને સુબુદ્ધિમાન્ ભક્તજનો ભગવાનમાં કેવી રીતે સદ્બુદ્ધિ ધારણ કરી શકત ? શાંતિયુક્ત ભગવદીયો તત્કાલ કેવી રીતે લૌકિકાસક્તિને શાંત કરત, અર્થાત્ ત્યજી શકત ? સારાંશ કે આપ પ્રકટ ન થયા હોત તો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું જ્ઞાન થાત નહિ, તેમજ લૌકિકાસક્તિ ત્યજાયે ભગવદાસક્તિ જીવોને થાત નહિ. ૩

व्रजेयुर्विश्वासं परमफलनिःसाधनपथे
कथं वेदाल्लोकात् जगति विचरेयुर्गतभयाः ।
कथं लीलाः सर्वाः सदसि कथयेयुः प्रमुदिता
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥४॥

હે વાગીશ શ્રીમહાપ્રભો ! આપ જો આ ભૂતલ ઉપર પ્રકટ ન થયા હોત તો ભગવલ્લીલા–મધ્યપાતરૂપી ઉત્કૃષ્ટ ફલ જેમાં પ્રાપ્ત થાય છે એવા નિઃસાધન માર્ગમાં વિશ્વાસ

કેવી રીતે પ્રાપ્ત કરી શકત? લોકનો અને વેદનો ભય ત્યજી અર્થાત્ વેદથી અને લોકથી નિર્ભય બની જગતમાં કેવી રીતે ફરી શકત? અત્યંત હર્ષપૂર્વક સર્વે ભગવલ્લીલાઓનું સભામાં વર્ણન કેવી રીતે કરી શકત? અર્થાત્ હે શ્રીમહાપ્રભો! આપ ભૂતલ ઉપર પ્રકટ ન થયા હોત તો આ નિઃસાધન માર્ગમાં વિશ્વાસપૂર્વક લોકથી અને વેદથી નિર્ભય બની સભામાં સહર્ષ ભગવલ્લીલાઓના રહસ્યને જાણી વર્ણન કરનારજ મળી શકત નહિ. ૪

**स्मरेयुः सद्भावं कथमखिललीलामुत विभो-**

**रनन्तत्वं रूपे कथमपि च जानीयुरखिलाः ।**

**कथं वा गायेयुर्गुणगणमिहालौकिकरसा**

**अवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥५॥**

હે શ્રીવાગીશ મહાપ્રભો! ભૂતલ ઉપર જો આપનું પ્રાકટ્ય ન થયું હોત તો ભગવદ્‌ભાવનું અર્થાત્ પ્રભુ તરફના નિર્ગુણ પ્રેમભાવનું અને પ્રભુની સમગ્ર લીલાઓનું દૈવી જીવો કેવી રીતે સ્મરણ કરી શકત? અને સમગ્ર દૈવી જીવો પ્રભુનાં સ્વરૂપ અનંત છે તે પણ કેવી રીતે જાણી શકત? અને આ ભૂતલમાં અલૌકિક રસિક ભગવદીયો પ્રભુના ગુણસમૂહને કેવી રીતે ગાઈ શકત? અર્થાત્ હે શ્રીમહાપ્રભો! આપ જો ભૂતલમાં પ્રકટ ન થયા હોત તો ભાવભાવન, લીલાભાવન અને સ્વરૂપભાવન થઈ શકત જ નહિ, તેમજ અલૌકિક રસથી ભરેલા રસિકો ગુણગાન પણ કરી શકત નહિ. ૫

पठेयुः श्रीकृष्णोदितमथ पुराणं नियमिताः
कथं तस्याप्यर्थं निजहृदि धरेयुर्धृतियुताः ।
कथं वा गोपीशं सदयमु भजेयुः फलतया
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥६॥

હે શ્રીવાગીશ મહાપ્રભો ! જો આ ભૂતલ ઉપર આપનું પ્રાકટ્ય ન થયું હોત તો શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુએ કહેલાં **ગીતાજી**નો અને પુરાણ શ્રીમદ્**ભાગવત**નો અર્થ સમજીને નિયમપૂર્વક દૈવી જીવો પાઠ કેવી રીતે કરી શકત? અને તેના અર્થને એટલે શ્રીસુબોધિનીજીના ભાવને પણ ધૈર્યયુક્ત થઈ કેવી રીતે પોતાના હૃદયમાં ધારણ કરી શકત? અને દયાળુ શ્રીગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણચન્દ્રને ફલરૂપ સમજી કેવી રીતે સેવા કરી શકત? અર્થાત્ જો આપ પ્રકટ ન થયા હોત તો નિબંધ અને સુબોધિનીદ્વારા શ્રીભગવત્પ્રોક્ત ગીતા અને શ્રીભાગવત પુરાણના તત્ત્વરૂપ રહસ્યને સમજી દૈવીજીવો પાઠ પણ ન કરી શકત, તેમ જ શ્રીભાગવતના તત્ત્વને હૃદયમાં ધારણ કરી ફલરૂપ પ્રભુને સમજીને તેમની સેવા પણ કરી શકત નહિ. ૬

वहेयुः स्वं धर्मं कथमितरसम्बन्धरहितं
सहेयुः पारुष्यं कथमसुरसम्बन्धिवचसाम् ।
दहेयुः स्वान्दोषान्कथमिह विना साधनबलं
भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥७॥

હે શ્રીવાગીશ મહાપ્રભો ! ભૂતલ ઉપર જો આપનું

પ્રાકટચ ન થયું હોત તો અન્યાશ્રય-ત્યાગપૂર્વક અનન્ય ભકિતરૂપ સ્વધર્મનું કેવી રીતે પાલન કરી શકત ? આસુરી જીવોની બાણુ જેવી વાણીની કઠોરતાને (આપના ઉપદેશામૃતનું પાન કર્યા વિના) કેવી રીતે સહન કરી શકત ? અને આ કલિયુગમાં સાધન-બળ વિના પોતાના સહજાદિક દોષોને કેવી રીતે બાળી શકત ? કારણકે મનુષ્ય માત્રને ૧. **સહજદોષ**, એટલે જન્મથી થતા દોષો અર્થાત્ હીનજાતિમાં ઉત્પન્ન થવું તે અથવા બીજદોષ અગર ગર્ભદોષ, ૨. **દેશોત્થદોષ**-એટલે કૃષ્ણમૃગરહિત મ્લેચ્છદેશમાં રહેવાથી થતા દોષો, ૩. **કાલોત્થદોષ**-કલિકાલથી, અશુભમુહૂર્તાદિકથી, યા અવસ્થાથી થતા દોષો, ૪. **સંયોગદોષ**-ધર્મભ્રષ્ટ પતિતાદિકના સંસર્ગથી થતા દોષો, ૫. **સ્પર્શજ દોષ**-શાસ્ત્રોમાં જે જે વસ્તુઓને તથા પ્રાણીઓને અસ્પૃશ્યો ગણેલાં છે તેમનો સ્પર્શ થવાથી થતા દોષો, એ પ્રકારે પાંચ પ્રકારના દોષો અવશ્ય લાગે છે; તે દોષોને નિવૃત્ત કરવા માટે શ્રીમહાપ્રભુજીએ પ્રભુને આત્મનિવેદન કરવાનું ભગવદ્-આજ્ઞાથી જણાવેલું છે, અર્થાત્ આપના પ્રાકટચથી અનન્યભકિતરૂપ ધર્મ પાળી શકયા, કડવાં બાણુ જેવાં વચન સહન કરી શકયા, અને વગર સાધને બ્રહ્મસંબંધ કરી ભગવદ્-આજ્ઞાનુસાર આપને શરણે આવી સહજાદિક પાંચે પ્રકારના દોષો દૂર કરી શકયા. ૭

**जयेयुर्दुर्जेयान् दनुजमनुजातानपि कथं**
**कथं वा मार्गीयं फलमुपादिशेयुश्च परमम् ।**

**कथं वै गच्छेयुः शरणमतिभावेन सततं**
**भवेदाविर्भावो यदि न भुवि वागीश भवतः ॥८॥**

હે શ્રીવાગીશ મહાપ્રભો! ભૂતલ ઉપર આપનું પ્રાકટ્ય ન થયું હોત તો કોઇનાથી ન જિતાય એવા અર્થાત્ દુઃખથી જિતાય એવા આસુરોને અને આસુરોને અનુસરનારાઓને કેવી રીતે જીતી શકાત? અને આ નિઃસાધન નિર્ગુણ પુષ્ટિભક્તિમાર્ગના ઉત્કૃષ્ટ ફલરૂપ મહામંત્રનો શી રીતે ઉપદેશ આપી શકત? અને અત્યંત ભાવપૂર્વક નિરંતર પ્રભુને શરણે શી રીતે જઈ શકત? અર્થાત્ આપ પ્રકટ થયા ન હોત તો આસુરી જીવોને અને આસુરી જીવોને અનુસરનારાઓને અથવા આસુરભાવવાળાઓને જીતી શકાત નહિ, ભગવન્માર્ગીય પરમફલરૂપ મહામંત્રનો ઉપદેશ પણ મળી શકત નહિ અને દૈવી જીવો ભાવપૂર્વક ભગવત્–શરણાગતિ કરી જન્મમરણનાં દુઃખરૂપિયો સંસારસમુદ્ર તરી શકત જ નહિ. અતએવ હે શ્રીવાગીશ પ્રભો! ભૂતલ ઉપર આપના પ્રાકટ્યની દૈવીજીવોદ્ધારાર્થે આવશ્યકતા હતી.

**इति श्रीहरिदासोदितं श्रीवल्लभभावाष्टकं सम्पूर्णम् ।**

## ૨૪. શ્રીવૈશ્વાનરાષ્ટક

[ શિખરિણી ]

**समुद्भूतो भूमौ भगवदभिधानेन सदयः**
**समुद्धारं कर्तुं कृपणमनुजानां कलियुगे ।**
**चकार स्वं मार्गं प्रकटमतुलानन्दजननं**
**स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥१॥**

કલિયુગમાં દૈન્યરહિત અર્થાત્ નિઃસાધન મનુષ્યોનો સારી રીતે ઉદ્ધાર કરવાને અર્થાત્ ચોરાશીલક્ષ યોનિમાંથી નિર્મુક્ત કરી ભગવલ્લીલા–મધ્યપાતરૂપી ફલ પ્રાપ્ત કરાવવાને દયાયુક્ત થઈ પૃથ્વીમાં ભગવદ્–અવતાર તરીકે જેઓ પ્રકટ થયા અને અત્યંત આનંદજનક પોતાનો નિર્ગુણ પુષ્ટિભક્તિમાર્ગ પ્રકટ કર્યો તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૧

**निजानन्दे मग्नः सततमथ लग्नश्च मनसा**
**हरौ मग्नासक्तिर्जगति जगदुद्धारकरणः ।**
**कृपापारावारः परहृदयशोकापहरणः**
**स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥२॥**

નિજાનંદમાં ડૂબેલા અને નિરંતર શ્રીહરિમાં જેમની ચિત્તવૃત્તિનો નિરોધ થયેલો છે એવા જગતમાં ભગવદા-સક્તિ રાખી જગતનો ઉદ્ધાર કરવાવાળા, કૃપાના સમુદ્રરૂપ, પારકાના હૃદયના શોકને દૂર કરનાર એવા તે ભગવન્મુ-ખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૨

महामायामोहप्रशमनमनोदोषनिचय-
प्रतीतः श्रीकृष्णः प्रकटपथविद्वेषसयुजाम् ।
मुखध्वंसं चक्रे निगमवचनैर्मायिकनृणां
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥३॥

મહામાયારૂપ શક્તિના મોહથી મનના દોષસમૂહને સારી રીતે શાંત કરનારા અને પ્રકટ માર્ગના દ્વેષમાં જોડાયેલાં માયાવાદી મનુષ્યોનાં મુખ શ્રીકૃષ્ણસ્વરૂપે પ્રતીત થઈ વેદવચનોથી જેમણે બંધ કર્યાં છે એવા તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૩

प्रसिद्धैस्तैर्दोषैः सहजकलिदोषादिजनितै-
र्यतः स्वीयैर्धर्मैरपि च रहितः सर्वमनुजः ।
कृतः सम्बन्धेन प्रभुचरणसेवादिसहितः
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥४॥

પ્રસિદ્ધ એવા ૧. સહજદોષ, ૨. દેશોત્થદોષ, ૩. કાલોત્થદોષ, ૪. સંયોગજદોષ, ૫. સ્પર્શજદોષ, એ પાંચે પ્રકારના દોષો જીવોને લાગેલા હોય છે, જેથી કરી પોતાના સ્વધર્મથી રહિત થયા છે તેવા સર્વે મનુષ્યોને જેમણે બ્રહ્મસંબંધદ્વારા તેમના સર્વદોષ નિવૃત્ત કરી પ્રભુના ચરણારવિન્દની સેવામાં પરાયણ કર્યા, તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૪

विभेदं यश्चक्रे हरिभजनपूजादिविधिषु
स्वमार्गीयप्राप्यं फलमपि फलेभ्यः समाधिकम् ।

विना वैराग्यादेरपि परममोक्षैकफलदः
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥५॥

શ્રીહરિની ભક્તિ અને પૂજન વગેરે વિધિઓમાં જેઓએ વિશેષે કરીને ભેદ કરેલો છે, અર્થાત્ પૂજનમાં વિધિનું પ્રાધાન્ય છે અને ભક્તિમાં સ્નેહનું પ્રાધાન્ય છે એમ બતાવી સ્વમાર્ગીય એટલે ભગવદ્ભક્તિ કરનારાઓને અન્ય કર્મ જ્ઞાન વગેરે મર્યાદામાર્ગીયોના ફલથી સારી રીતે અધિક અને વૈરાગ્યાદિક સિવાય પરમલીલામધ્યપાતરૂપી એક ફલને આપનાર એવા તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૫

परिक्रान्ता पृथ्वी चरणकमलैस्तीर्थमहिम-
प्रसिद्ध्यर्थं स्वीयस्मरणसमवाप्त्यै निजनृणाम् ।
तथा दैवाञ् जीवाञ् जगति च पृथक्कर्तुमखिलान्
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभुः ॥६॥

પોતાના ભક્તજનોને આપનું સ્મરણ રહે તેટલા માટે અત્રે તીર્થોનું માહાત્મ્ય પ્રસિદ્ધ થવ માટે, તેમ જ જગતમાં સમગ્ર દૈવી જીવોને શરણે લેઈ અન્ય જીવોથી જુદા કરવાને જેઓએ પોતાનાં ચરણકમલોથી પૃથ્વીપરિક્રમા કરી, તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૬

हरिं भावात्मानं तदखिलविहारानपि तथा
समस्तां सामग्रीं मनुजपशुपक्ष्यादिसहिताम् ।

कृपामात्रेणात्र प्रकटयाति दृक्पारकरुण:
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभु: ॥७॥

ભાવાત્મક શ્રીહરિને, તેમના સમગ્ર વિહારોને તેમ જ મનુષ્ય, પશુ, પક્ષી સહિત સમસ્ત લીલાસામગ્રીને પણ જેઓ કૃપા માત્રથી અહિંયાં પ્રકટ કરે છે એવા દૃષ્ટિ પડવાથી કરુણામય એવા તે ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૭

परेषामासक्तिं सुतधनशरीरादिषु दृढां
द्रुतं भस्मीचक्रे बहलमपि तूलं ज्वल इव ।
स्वसान्निध्यादेव व्यसनमपि कृष्णेऽपि विदधत्
स मे मूर्धन्यास्तां हरिवदनवैश्वानरविभु: ॥८॥

જેઓ અન્ય જીવોની પુત્ર ધન શરીર વગેરેમાં જે દૃઢ આસક્તિ હતી તે આસક્તિનો અગ્નિ જેમ અત્યંત રૂના ઢગલાનો પણ નાશ કરે છે તેમ નાશ કરીને પોતાના સાંનિધ્યથી જ શ્રીકૃષ્ણમાં વ્યસન પણ સિદ્ધ કરાવે છે, તે ભગન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુ મારા મસ્તક પર બિરાજો. ૮

इति श्रीमत्प्रोक्तं हरिचरणदासेन हरिणा-
ष्टकं स्वाचार्याणां पठति परमप्रेमसहित: ।
जनस्तस्य स्याद्वै हरिवदनवैश्वानरपदे
परो भावस्तूर्णं सकलफलरूपस्तदधिक: ॥९॥

એ પ્રકારે શ્રીમદ્ વલ્લભાચાર્યજીના, ભગવચ્ચરણારવિંદના દાસ શ્રીહરિરાયજીએ કહેલા સૌન્દર્યયુક્ત અષ્ટકનો જે

મનુષ્ય પરમ પ્રેમપૂર્વક પાઠ કરે છે તેને ભગવન્મુખાવતાર વૈશ્વાનર પ્રભુના ચરણારવિંદમાં સમગ્ર ફલરૂપ અને તેથી અધિક ભાવ પ્રાપ્ત થાય છે. ૯

इति श्रीहरिदासविरचितं श्रीवैश्वानराष्टकं सम्पूर्णम् ।

## ૨૫. શ્રીનિજાચાર્યાષ્ટક

[ ઉપજાતિ ][1]

श्रीवल्लवीवल्लभभावभावि-
 सन्तापभावात्मक एव योऽग्निः ।
प्रादुर्भवद्भक्तिसुधासमुद्र-
 मुद्भावयन् सोऽस्तु सदारणं मे ॥१॥

શ્રીગોપીજનવલ્લભ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રજીમાંના ભાવને લીધે [ વિરહમાં ] થતા જે સંતાપ, તદ્રૂપ એવા જે અગ્નિસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી ભક્તિરૂપી અમૃતના સાગરને પ્રકટ કરતા પ્રાદુર્ભાવ પામ્યા, તે શ્રી મહાપ્રભુજી અમારી ગતિ થાઓ. ૧

न यस्य कुत्रापि च धर्मयुक्तता
 रहस्यतद्भावनभावनक्षमः ।
सदैव लीलालयलीननित्य-
 विक्षेपयुक्तः शरणं सदा मे ॥२॥

---

૧. પ્રથમના પાંચ શ્લોકમાં ૧ લો શ્લોક ઇંદ્રવજ્રામાં છે, જ્યારે પછીનાઓમાં કોઈ ચરણ વંશસ્થનાં, કોઇ ઇંદ્રવંશાનાં, કોઈ ઉપેંદ્રવજ્રાનાં તો કોઈ ઇંદ્રવજ્રાનાં છે; એટલે ઉપજાતિ તરીકે આ શ્લોકો ગણી શકાય.

ભગવાનના સંબંધથી બીજું જે કોઈ લૌકિક ફલ, તેની સાથે જેને ક્યાંય પણ સંબંધ નથી, વળી જે રહસ્ય અને રહસ્યના મનનને ભક્તના હૃદયમાં ઉતારવાને શક્તિમાન છે અને હમેશા લીલાના આશ્રયરૂપ પ્રભુમાં લીન થયેલા જે ભક્તો, તેઓને જે નિત્ય તાપક્લેશ હોય છે, તે તાપક્લેશ જેઓને છે, તેવા શ્રીમહાપ્રભુજી મારો આશ્રય હમેશાં છે. ૨

**वियोगसंय्योगविशेषभोग–**
**संसाधनासादितनित्यविग्रहः ।**
**तत्साध्यसर्वोत्तमपुष्टिमार्ग–**
**प्रकाशनाकारणकारणं गतिः ॥३॥**

વિયોગ અને સંયોગરસ એનો ખાસ અનુભવ, તેની સિદ્ધિ માટે નિત્યદેહ જેમણે ધારણ કર્યો છે અને તે દેહથી સિદ્ધ કરી શકાય એવો જે સર્વોત્તમ પુષ્ટિમાર્ગ, તેને પ્રકટ કરવામાં બીજા કોઈપણ કારણ વિના કારણ ખાતર જ કારણરૂપે રહેલા શ્રીમહાપ્રભુજી મારી ગતિ છે. ૩

**निःसाधनस्वीयनिजाननस्मृति–**
**प्रमाणनिःसारितमार्गसंशयः ।**
**सदा दयार्द्रारुणलोचनद्वय–**
**प्रकाशितान्तःकरणः सदाश्रयः ॥४॥**

નિઃસાધન એવાં જે પોતાનાં જનો, તેઓને આ માર્ગમાં ઉત્પન્ન થતો જે સંશય, તેને કેવળ પોતાના

મુખારવિંદના સ્મરણ માત્રથી જ જેમણે દૂર કર્યો છે એવા અને નિત્ય દયામય લાલ નેત્રો વડે પોતાનું હૃદય જેમણે જણાવ્યું છે, તેવા શ્રીમહાપ્રભુજી મારો હંમેશનો આશ્રય છે. ૪

श्रीगोकुलेशांघ्रिसरोजसेवा-
विशेषदोषादरदोषदाहकः ।
संशोधकोऽशुद्धिविबुद्धचेतसां
स वल्लभो वल्लभ एव मेऽस्तु ॥५॥

શ્રીગોકુલેશના ચરણકમલની સેવામાં ખાસ દોષો જોનારાઓના પણ દોષોને બાળી નાખનારા, અને અશુદ્ધિને લઈને જેઓને ખોટો ભ્રમ પોતાના મનમાં ઉત્પન્ન થયો છે, તેવાઓને પણ શુદ્ધ કરનારા શ્રીવલ્લભાચાર્યજી મારા સ્વામી થાઓ. ૫

[ વસંતતિલકા ]

कृष्णाभिमर्शजनितातिविचित्रभाव-
सद्भावभावितनिजाद्भुतसत्प्रतीकः ।
सर्वात्मभावविहितात्मतनुस्थितिश्री-
मद्विट्ठलेशजनको ह्यवलम्बनं मे ॥६॥

પ્રભુ સાથેનો સંબંધ, તેને લઈ ઉત્પન્ન થયેલ અતિ અલૌકિક જે ભાવ, તે તરફ આદરવાળાં છે અંતઃકરણ જેનાં એવા નિજભક્તોની આગળ અલૌકિક સુંદર આદર્શ-રૂપ, અને સર્વાત્મભાવ ખાતર જ જેણે પોતાનું શરીર

ધારણ કર્યું એવા શ્રીગુસાંઈજીના પિતા, શ્રીમહાપ્રભુજી મારો આશ્રય છે. ૬

अस्मत्पतिः स्वपरपालनदत्तबुद्धि-
रत्यन्तसार्द्रहृदयो दयितस्वकीयः ।
मच्चित्तधामविलसन्निजनामसाम-
गानप्रियः प्रियजने करुणां करोतु ॥७॥

અમારા સ્વામી, અમારું અને બીજાનું જે રક્ષણ તે બાબતમાં અમારી બુદ્ધિને દોરનારા, અત્યંત કરુણાળુ હૃદયવાળા, નિજજનો જેઓને બહુ વહાલાં છે એવા, અને મારા ચિત્તમાં વિલાસ કરતાં પોતાનાં નામો, એરૂપી સુંદર સામવેદની ઋચાઓ, એ જેનું ગાન, તે જેમને બહુ પ્રિય છે, એવા શ્રીમહાપ્રભુજી પોતાના પ્રિયજન એવા મારા ઉપર કરુણા કરો. ૭

[ પુષ્પિતાગ્રા ]

स्वचरणकमलं फलं सदा मे
स यदि ददातु कृपाविशेषयुक्तः ।
निजजनविहिताघसङ्घहर्ता
हरतु रतिप्रतिबन्धकं हरिर्नः ॥८॥

ખાસ કૃપા કરી તે શ્રીમહાપ્રભુજી પોતાના ચરણ-કમલરૂપી ફળનું દાન સદાને માટે મને કરે તો નિજ ભક્તોએ કરેલાં પાપોના સમૂહને કરનારા હરિ ભગવદ્ભાવ-માં પ્રતિબંધ કરનારી વસ્તુઓને ચોક્કસ દૂર કરે. ૮

इति श्रीहरिदासोक्तं श्रीनिजाचार्याष्टकं सम्पूर्णम् ।

## ૨૬. પદદ્વય

[ ૧ ]

रामकरीरागे पदम् ।

[ ઝૂલણા ]

**गोकुलेशास्यवर देहि दास्यम् ।**
**मम विविधविकलतामवलोक्य लौकिके**
**नाथ कुरुषे कुपुरुषेऽतिहास्यम् ॥१॥**

હે શ્રીમદ્‌ગોકુલચંદ્ર પ્રભુના શ્રેષ્ઠ મુખારવિન્દના અવતાર શ્રીમદ્વલ્લભાધીશ્વર ! આપનું દાસ્ય મને આપો. હે નાથ ! આપ લૌકિકમાં મારી અનેક પ્રકારની વિકળતાને જોઇ દુષ્ટ એવા આ મારા તરફ અતિ હાસ્ય કરી રહ્યા હશો ! ૧

**न भवति भयं यथा कुरु तथा मस्तके**
**निजचरणकरकमलयुगललास्यम् ।**
**वदति हरिदास इति विभुवदनदहनपद-**
**मन्तरा जगति किमितरदुपास्यम् ॥२॥**

જે પ્રમાણે કોઇપણ પ્રકારનો ભય ન રહે, તે પ્રમાણે આ દાસના મસ્તક ઉપર આપનાં ઉભય ચરણકમલ અને હસ્તકમલની સુંદર ક્રિયા કરો. આ હરિદાસ કહી રહ્યો છે કે શ્રીભગવન્મુખારવિંદાવતાર શ્રીમદ્વલ્લભાધીશના ચરણકમલ વિના જગતમાં બીજું શું સેવ્ય છે ? ૨

[ २ ]

रामकरीरागे पदम् ।

[ ઝૂલણા ]

जयति (भट्ट)लक्ष्मणतनुजकृष्णवदनानले
श्रीमदिल्लमगारुगर्भरत्ने ।
दैववृतजनसमुद्धृतिकरणकृतनिजा-
विर्भवनविहितबहुविविधयत्ने ॥१॥

શ્રીમદ્‌લક્ષ્મણભટ્ટજીના પુત્ર અને શ્રીમત્કૃષ્ણચન્દ્રના મુખારવિન્દાગ્નિના અવતાર, વળી શ્રીમતી માતા ઇલ્લમાગારુજીના ગર્ભરત્ન અને દૈવી જીવોના સમુદ્ધારને માટે કરેલા પોતાના આવિર્ભાવે કરી અનેક પ્રકારના યત્ન કર્યા છે, તેવા શ્રીવલ્લભાચાર્યજી જ્યાં વિજય પામી રહેલા છે, ત્યાં આ હરિદાસને શી ચિન્તા ? (અન્વય માટે જુઓ છેલ્લી કડી.) ૧

महालक्ष्मीपतौ गोपीनाथश्री-
विठ्ठलाभिधसुभगतनुजताते ।
प्रथितमायावादवर्तिवदनध्वंस-
विहितनिजदासजनपक्षपाते ॥२॥

શ્રીમહાલક્ષ્મીજીના પતિ, વળી શ્રીગોપીનાથજી અને શ્રીવિઠ્ઠલનાથજી એ બે સુભગ પુત્રોના પિતા, અને જેમણે પ્રસિદ્ધ માયાવાદીઓનો મુખધ્વંસ કરીને પોતાના સેવક જનોનો પક્ષપાત કર્યો છે, તેવા શ્રીવલ્લભચાર્યજી જ્યાં વિજય પામી રહેલા છે, ત્યાં આ દાસને શી ચિન્તા ? ૨

पुष्टिपथकथनरचितानेकसुग्रन्थ–
मथितभागवतपीयूषसारे ।
रासयुवतीभावसततभावितहृदय–
सदयमानसजनितमोदभारे ॥३॥

પુષ્ટિમાર્ગના સ્વરૂપનું વિવરણ કરવાને માટે જેમણે અનેક ગ્રંથો રચ્યા અને શ્રીમદ્ભાગવતનો શ્રીસુબોધિનીરૂપે અમૃતસાર મથી કાઢ્યો, વળી રાસયુવતિના ભાવથી સતત ભાવવાળા હૃદયથી અને દયાયુક્ત માનસથી ઉત્પન્ન થયેલા આનંદવાળા તેવા શ્રીવલ્લભાચાર્યજી જ્યાં વિજય પામી રહેલા છે, ત્યાં આ દાસને શી ચિંતા ? ૩

निजचरणकमलधरणीपरिक्रमणकृति–
मात्रपावितावितततीर्थजाले ।
कृष्णसेवनविहितशरणगतिशिक्षण–
क्षपितसन्देहदासैकपाले ॥४॥

પોતાનાં ચરણકમલોથી પૃથ્વીની પરિક્રમા કરવા માત્રથી અનેક તીર્થોના સમૂહને જેમણે પવિત્ર કર્યાં છે, અને પ્રભુની સેવાને વિશે કરવામાં આવેલા શરણાગતિના શિક્ષણથી જેઓના સંદેહો નષ્ટ થયા છે તેવા સેવકોનું જે રક્ષણ કરી રહ્યા છે, તેવા શ્રીવલ્લભાચાર્યજી જ્યાં વિજય પામી રહ્યા છે, ત્યાં આ દાસને શી ચિંતા ? ૪

निजवचनपीयूषवर्षपोषितसतत–
साहित्यपुरुषजनभृत्ययुक्ते ।

**विविधवाग्योयुक्तिनिगमवचनोदितै-**
**रपि च वारितदुष्टजनदुरुक्ते ॥५॥**

પોતાનાં વચનામૃતોની વર્ષાથી સતત રીતે પોષવામાં આવેલા સાહિત્યકારો, સામાન્ય જનો અને સ્વસેવકો જેમની પાસે છે, વળી વિવિધ પ્રકારની વચનયુક્તિપૂર્વકનાં વેદવચનોનો ઉલ્લેખ કરી જેમણે દુષ્ટ જનોની દુષ્ટ ઉક્તિઓનું નિરાકરણ કર્યું છે, તેવા શ્રીવલ્લભાચાર્યજી જ્યાં વિજય પામી રહ્યા છે, ત્યાં આ દાસને શી ચિંતા ? ૫

**ईदृशे सति शिरसि सर्वदा वल्लभे**
**सकलकर्तरि च भर्तरि दयालौ ।**
**कैव परिदेवना भवति हरिदासके**
**सकलसाधनरहितजनकृपालौ ॥६॥**

સર્વકર્તા, સર્વભર્તા, સર્વ નિઃસાધન જનો પર કૃપાવાળા આવા દયાળુ શ્રીવલ્લભાધીશ્વર પ્રભુ સર્વદા મસ્તક પર બિરાજી રહ્યા હોય ત્યાં આ હરિદાસને ચિંતા શી હોઈ શકે ? ૬

---

## ૨૭. શ્રીમદાચાર્યસકલાવતારસામ્યરૂપનિરૂપણ

[ અનુષ્ટુભ ]

**यथा श्रीमद्वराहेण दंष्ट्रया चोद्धृता मही ।**
**हिरण्याक्षश्च निहतो गोद्विजामरदुःखदः ॥१॥**
**तथा श्रीवागधीशेन नष्टा भक्तिः समुद्धृता ।**
**निहत्य भक्तद्वेष्टारं दुष्टसङ्घभयप्रदम् ॥२॥**

यतोऽयं बल्लभाधीशो विख्यातः पृथिवीतले ।
"रोषदृक्पातसम्प्लुष्टभक्तद्वि' ङिति नामतः ॥३॥

इति वाराहसाम्यम् ॥ १ ॥

જેવી રીતે શ્રીમદ્ વરાહ ભગવાને દાઢથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો અને ગાયો, બ્રાહ્મણો અને દેવોને દુઃખ દેનાર હિરણ્યાક્ષને માર્યો, તેવી રીતે શ્રીવાગીશ (વલ્લભાચાર્ય) મહાપ્રભુએ ભક્તોનો દ્વેષ કરનાર ભય આપનાર દુષ્ટોના સમુદાયને હણીને નાશ પામેલી ભક્તિનો ઉદ્ધાર કર્યો, જેથી આ શ્રીવલ્લભાધીશ્વર "रोषदृक्पातसम्प्लुष्टभक्तद्विड्" અર્થાત્ "રોષદૃષ્ટિના નિક્ષેપથી નાશ કર્યા છે ભક્તના દ્વેષીઓ જેમણે" એવા નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયા. એ પ્રકારે વરાહ-સામ્ય. ૧-૨-૩

सनन्दनादयो देवा ब्रह्मचर्यप्रकाशकाः ।
बभूवुर्ब्रह्मणः पुत्राः शुद्धमार्गप्रवर्तकाः ॥४॥

तथाऽयमपि वागीशो ह्यन्यस्त्रीसङ्गमत्यजत् ।
अतएवास्य नामास्ति "सुपूरित" "रहःप्रियः" ॥५॥

"पतिव्रतापति" श्चेति तेन तद्वद्बभूव सः ।
ब्रह्मचर्यत्वसंसिद्धिस्तेन जाता महाप्रभोः ॥६॥

इति सनकादिसाम्यम् ॥२॥

જેવી રીતે શુદ્ધ માર્ગને પ્રવૃત્ત કરનારા, બ્રહ્મચર્ય વ્રતને પ્રકાશ કરનારા, બ્રહ્માના પુત્રો સનંદન, સનક, સનાતન અને સનત્કુમાર દેવતાઓ થયા, તેવી રીતે આ વાગીશ મહાપ્રભુ પણ અન્ય સ્ત્રીઓના સંગને ત્યાગ

કરનારા થયા; માટે એમનાં નામ "सुपूर्त्तिः" "रहःप्रियः" "पतिव्रतापतिः" અર્થાત્ 'પરિપૂર્ણ એવા,' 'એકાંતપ્રિય એવા' અથવા 'એકાંતિક ભક્તોમાં પ્રીતિવાળા,' અને 'પતિવ્રતાઓના પતિ એટલે ઉદ્ધારક એવા' અથવા 'પતિવ્રતા એટલે અનન્યભક્તિ કરનારા ભકતોને સંરક્ષણ કરનારા એવા છે,' તેથી તે સનકાદિક તુલ્ય થયા, અને તેથી શ્રીમહાપ્રભુના બ્રહ્મચર્યત્વની સારી રીતે સિદ્ધિ થયેલી છે. એ પ્રકારે સનકાદિક–સામ્ય થયું. ૪–૫–૬

यथा श्रीनारदः पञ्चरात्रं व्यरचयत्प्रभुः ।
यस्मिन्सेवाप्रकारं च स्फुटं श्रीमानकल्पयत् ॥७॥
"भक्त्याचारोपदेष्टा"भू"त्कर्ममार्गप्रवर्त्तकः" ॥८॥
येनाचारश्च यज्ञश्च पुष्टिमार्गः प्रवर्त्तितः ।
ततोऽयं "यज्ञकर्त्ता" च "यज्ञभोक्ते"ति विश्रुतः ९

इति नारदसाम्यम् ॥३॥

જેવી રીતે શ્રીમાન્ પ્રભુ નારદે પંચરાત્રની રચના કરી છે કે જેમાં સ્પષ્ટ રીતે સેવાપ્રકાર વર્ણન કરેલો છે, તેવી રીતે શ્રીમહાપ્રભુ પણ "ભક્તિ માટે આચારનો ઉપદેશ કરનારા" અને "કર્મમાર્ગને પ્રવૃત્ત કરનારા" હોવાથી "જેમણે પુષ્ટિમાર્ગરૂપી આચાર–યજ્ઞ પ્રવૃત્ત કરેલો છે," તેથી આ શ્રીમહાપ્રભુ "भक्त्याचारोपदेष्टा" "कर्ममार्गप्रवर्त्तकः" "यज्ञकर्त्ता" "यज्ञभोक्ता" એ પ્રકારે નામોથી પ્રસિદ્ધ થયા. એ પ્રકારે નારદસામ્ય થયું. ૭–૮–૯

यथा नारायणो देवो गन्धमादनवासभाक् ।
कामसेनां विजित्याशु तिष्ठत्येकान्त ईश्वरः ॥१०॥
तथाऽयमपि दुष्टौघं विजित्य करुणानिधिः ।
कृष्णप्रियव्रजेऽवासीद्यतोऽयं श्री"व्रजप्रियः" ॥११॥

इति नारायणसाम्यम् ॥४॥

શ્રીનારાયણદેવ ગંધમાદન પર્વતમાં નિવાસ કરતાં, કામદેવની સેનાને સત્વર જીતીને સમર્થ બની એકાંતમાં રહે છે, તેવી રીતે આ કરુણાસાગર શ્રીમહાપ્રભુ પણ દુષ્ટ ઈન્દ્રિયસમૂહને જીતીને શ્રીકૃષ્ણ ભગવાનને પ્રિય એવા વ્રજમાં નિવાસ કરે છે, જેથી આ શ્રીમહાપ્રભુ "व्रजप्रियः" અર્થાત્ "જેમને વ્રજપ્રિય છે" એવા નામે કહેવાયા. એ પ્રકારે નારાયણસામ્ય થયું. ૧૦–૧૧

यथा श्रीकपिलः साङ्ख्यमुक्त्वा ज्ञानमुपाहरत् ।
जीवानां दुष्टमनसां देवहूतिप्रियावहः ॥१२॥
तथाऽणुभाष्यव्याख्यानादयमप्यखिलेश्वरः ।
विनाश्याऽज्ञानपटलं चरतां निजवर्त्मनि ॥१३॥
बभौ सर्वत्र विजयी श्रीइलम्माप्रियावहः ।
अतएवास्य नामोक्तं "सूत्रभाष्यप्रवर्त्तकः" ॥१४॥

इति कपिलसाम्यम् ॥५॥

જેવી રીતે શ્રીકપિલદેવજીએ સાંખ્યનું નિરૂપણ કરીને દુષ્ટ મનવાળા જીવોનું અજ્ઞાન દૂર કર્યું અને દેવહૂતિનું પ્રિય કર્યું, તેવી રીતે આ સમગ્ર દૈવી જીવોદ્ધારક શ્રીમહાપ્રભુજી પણ બ્રહ્મસૂત્ર ઉપર "અણુભાષ્ય"નું વ્યાખ્યાન

કરીને પોતાના ભક્તિમાર્ગને અનુસરનાર જીવોના અજ્ઞાન-સમૂહને દૂર કરી સર્વત્ર વિજયી થયા, અને શ્રી ઇલમ્મા-જીનું પ્રિય કર્યું, એટલા માટે એમનું નામ "**सूत्रभाष्य-प्रवर्तकः**" "સૂત્રભાષ્યને પ્રવૃત્ત કરનારા" એવું કહેવાયું. એ પ્રકારે શ્રીકપિલદેવનું સામ્ય થયું. ૧૨–૧૩–૧૪

**आन्वीक्षिकीं यथा दत्तः प्रह्लादादिभ्य उक्तवान् ।**
**नानावाक्यप्रचारेण दृढीकृत्य सतां मतम् ॥१५॥**
**तथाऽयमपि वागीशः समाश्रित्य सतां मतम् ।**
**"भक्त्याचारोपदेशार्थं नानावाक्यनिरूपकः" ॥१६॥**
**तदर्थमेव भगवान् कथयामास वै बहून् ।**
**स्तवान् कृष्णाश्रयाद्यांश्च 'प्रभुः' 'श्रीकृष्णहार्दवित्' १७**

**इति दत्तसाम्यम् ॥ ६ ॥**

જેવી રીતે શ્રીદત્તાત્રેયજીએ આન્વીક્ષિકી વિદ્યા પ્રહ્‌-લાદજી વગેરેને વર્ણન કરીને નાના પ્રકારના ઉપદેશનો પ્રચાર કરી સત્પુરુષોના મતને દૃઢ કર્યો, તેવી રીતે આ વાગીશ પ્રભુએ પણ સત્પુરુષોના મતનો આશ્રય કરી "ભક્તિ માટે આચારનો ઉપદેશ કરવા સારુ નાના પ્રકારે વાકયોનું નિરૂપણ કર્યું," અને તે ભક્તિના પ્રચારાર્થે જ શ્રીમહાપ્રભુએ શ્રીકૃષ્ણાશ્રય વગેરે ઘણાં સ્તોત્રો વર્ણિત કર્યાં, તેથી જ "**श्रीकृष्णहार्दवित्**" "શ્રીકૃષ્ણના હાર્દને જાણનારા" કહેવાયા. એ પ્રકારે શ્રીદત્તાવતારસામ્ય થયું. ૧૫–૧૬–૧૭.

**यथा यज्ञावतारश्च यामादिद्वादशात्मजैः ।**
**सार्द्धं गुणगणाब्धिश्चारक्षत्स्वायम्भुवान्तरम् ॥१८॥**

**तथा श्रीवल्लभाधीशः कुमाराभ्यां च नप्तृभिः ।**
**दूरीकृत्यासुरान् सर्वानपात्सारस्वतान्तरम् ॥१९॥**

**इति यज्ञावतारसाम्यम् ॥७॥**

જેવી રીતે ગુણસમૂહના સાગરરૂપ યજ્ઞાવતાર પ્રભુએ યામ વગેરે બાર પુત્રો સાથે મળીને સ્વાયંભુવમન્વંતરનું રક્ષણ કર્યું, તેવી રીતે શ્રીવલ્લભાધીશ્વર પ્રભુએ પોતાના શ્રીગોપીનાથજી અને શ્રીવિઠ્ઠલનાથજી એ બે પુત્રો તથા શ્રીવિઠ્ઠલનાથજીના સાત પુત્રરૂપ પૌત્રો એમ એ બધાએ સાથે મળીને સર્વે આસુરી જીવોને દૂર કરીને સારસ્વત કલ્પના દૈવીજીવોનું રક્ષણ કર્યું. એ પ્રકારે યજ્ઞાવતાર-સામ્ય દર્શાવ્યું. ૧૮-૧૯

**यथा श्रीऋषभो देवः पुत्राणां ज्ञानदोऽभवत् ।**
**अज्ञातान्तर्द्धिरमलः पुंसां मोहाब्धिमज्जताम् ॥२०॥**
**तथाऽयं "चाज्ञातलीलो" नाम्ना ख्यातश्च भूतले ।**
**"स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्य"श्च सोऽभवत् २१**

**इति ऋषभदेवसाम्यम् ॥ ८ ॥**

જેવી રીતે પ્રકટ જણાતી નથી અંદરની બુદ્ધિ જેમની એવા નિર્મળ શ્રીઋષભદેવજી પોતાના પુત્રોના નિમિત્તે મોહસાગરમાં ડૂબતા પુરુષોને જ્ઞાન આપનાર થયા, તેવી રીતે આ શ્રીમહાપ્રભુજી જેમની લીલા કોઈ જાણી શકતું નથી તેથી "**अज्ञातलीलः**" એ નામે અને "પોતાના વંશમાં સ્થાપન કર્યું છે સમગ્ર માહાત્મ્ય જેમણે" એટલે પોતાના વંશમાં સમગ્ર માહાત્મ્ય સ્થાપન કરવાથી "**स्ववंशे स्थापिता-**

शेषस्वमाहात्म्यः" એ નામે ભૂતળમાં પ્રસિદ્ધ થયા. એ પ્રકારે શ્રીઋષભાવતાર–સામ્ય પ્રદર્શિત કર્યું. ૨૦–૨૧

यथा श्रीपृथुराजा च गोरूपोर्वी दुदोह वै ।
सर्वजीवार्थमनघो महाराजोपसेवितः ॥२२॥
तथा महेन्दिरास्वामी सामवेदसमुद्भवाः ।
ऋग्धेनूः सन्दुदोहाऽयं 'भक्तेच्छापूरका'ह्वयः ॥२३॥
पुष्टिमार्गप्रचारार्थं शुद्धाद्वैतमताप्तये ।
"लीलामृतरसौघार्द्रीकृताखिलशरीरभृत्" ॥२४॥

इति पृथुसाम्यम् ॥९॥

જેવી રીતે મોટા રાજાઓએ સેવાયેલા પાપરહિત શ્રીપૃથુરાજાએ સર્વ જીવોના ઉપકારાર્થે ગાયનું રૂપ ધારણ કરનાર પૃથ્વીનું દોહન કર્યું, તેવી રીતે મહાલક્ષ્મીપતિ શ્રીમહાપ્રભુએ શુદ્ધાદ્વૈત મતનું સ્થાપન કરવા અને પુષ્ટિ-ભક્તિમાર્ગનો પ્રચાર કરવા માટે સામવેદોદ્ભવ ઋગ્વેદની શ્રુતિઓરૂપી ધેનુઓને દોહન કરી અને ભક્તોની ઈચ્છા પૂર્ણ કરી જેથી "भक्तेच्छापूरकः" અને લીલામૃતરૂપ રસના સમૂહથી સમગ્ર દેહધારીઓને સ્નિગ્ધ કરવાથી "लीलामृत-रसौघार्द्रीकृताखिलशरीरभृत्" એ નામે કહેવાયા. એ પ્રકારે શ્રીપૃથુઅવતાર–સામ્યનિરૂપણ થયું. ૨૨–૨૩–૨૪

भक्तं यथैकं मत्स्यस्तु सत्यवन्तमपात्प्रभुः ।
जलात्प्रलयकालीनान् मात्स्यं संश्रावयञ्जनान् ॥२५॥

तथा श्रीवल्लभेशस्तु संसारभयवारिधेः ।
भक्तानपाद्धृत्स् श्रीशः श्रावयित्वा सुबोधिनीम् २६

इति :मत्स्यसाम्यम् ॥१०॥

જેવી રીતે શ્રીમત્સ્યાવતાર પ્રભુએ એક સત્યવાન્ ભક્તનું પ્રલયકાળના જળથી રક્ષણ કરી મનુષ્યોને મત્સ્ય-પુરાણ શ્રવણ કરાવ્યું, તેવી રીતે મહાલક્ષ્મીપતિ શ્રીમહા-પ્રભુ વલ્લભાધીશ્વરે તો સુબોધિનીજીનું શ્રવણ કરાવીને સંસારભયના સમુદ્રથી અર્થાત્ જન્મમરણના દુઃખથી ઘણા ભક્તોનું રક્ષણ કર્યું. એ પ્રકારે મત્સ્યાવતાર-સામ્ય —નિરૂપણ કર્યું. ૨૫-૨૬

सुरासुराणामुदधिं मथ्नतामम्रृतं यदा ।
भूतोऽप्रासामृतानां च क्लिश्यतां तेन कर्मणा ॥२७॥

तदा श्रीकमठः साक्षाद्दध्रे मन्दरपर्वतम् ।
पृष्ठे च हाटकमयं लक्षयोजनविस्तृते ॥२८॥

तथैव दैवजीवानामासुराणां च वाक्पतिः ।
क्लिश्यतां भवसिन्धौ च मोक्षपीयूषहेतवे ॥२९॥

गृहीत्वा ज्ञानसर्पस्य मुखपुच्छौ महाप्रभुः ।
तदा प्रलुप्तं निगमपर्वतं चोद्धार ह ॥३०॥

दुष्टोत्थापितपाखण्डविषं भूरिपराक्रमम् ।
"पत्रावलम्बन" शिवरूपेणाथ पपौ मुदा ॥३१॥

इति कमठसाम्यम् ॥११॥

દેવદૈત્યો મળી સમુદ્રમંથન કરતાં અમૃત પ્રાપ્ત ન થયું, અને અમૃત પ્રાપ્ત ન થતાં કેવળ મંથન કરવારૂપ કર્મથી જ્યારે દેવ અને દૈત્યો ક્લેશ પામવા લાગ્યા ત્યારે પ્રભુએ સાક્ષાત્ શ્રીકૂર્મ(કચ્છપ) સ્વરૂપ ધારણ કરી એક લાખ યોજન વિસ્તારવાળી પીઠ ઉપર સુવર્ણમય મંદરાચલ પર્વતને ધારણ કર્યો, તેવી જ રીતે સંસારસમુદ્રમાં મોક્ષરૂપ અમૃતને માટે દૈવી અને આસુરી જીવોને ક્લેશ પામતા જોઈને શ્રીવાક્પતિ મહાપ્રભુએ જ્ઞાનરૂપ સર્પનું મુખ અને પુચ્છ ગ્રહણ કરીને તે સમયે ડૂબતા વેદરૂપ મંદરાચલનો ઉદ્ધાર કર્યો અને દુષ્ટોએ કાઢેલા અત્યંત પરાક્રમી પાખંડ માર્ગરૂપ વિષનું ત્યારપછી **પત્રાવલંબનરૂપી** શિવરૂપ ધારણ કરીને હર્ષપૂર્વક પાન કરી ગયા. એ પ્રકારે શ્રીકૂર્માવતાર-સામ્ય દર્શાવ્યું. ૨૭–૩૧

**यथा धन्वन्तरिः पुंसां स्मृतिमात्रार्त्तिनाशनः ।**
**तथा सतामयमपि "स्मृतिमात्रार्त्तिनाशनः" ॥३२॥**

**इति धन्वन्तरिसाम्यम् ॥१२॥**

જેવી રીતે શ્રીધન્વન્તરિજી સ્મરણ કરવા માત્રથી દુઃખનો યા રોગાદિકનો નાશ કરે છે, તેવી રીતે આ શ્રીમહાપ્રભુજી પણ સત્પુરુષોને સ્મરણ કરવા માત્રથી જન્મ-મરણરૂપ દુઃખનો નાશ કરી ભગવત્પ્રાપ્તિ કરાવનાર હોવાથી "**स्मृतिमात्रार्त्तिनाशनः**" કહેવાય છે. એ પ્રકારે શ્રીધન્વન્તરિ–સામ્ય પ્રદર્શિત કર્યું. ૩૨

**यथा श्रीमोहिनी दैत्यान् मोहयित्वाथ चाक्षुषैः ।**
**दैत्योत्सङ्गगतं पात्रं सुधायाः प्राप्य निर्मलम् ॥३३॥**

सुरेभ्यश्चामृतं भूयो ददौ, दैत्येभ्य एव न ।
पुरुषोऽपिं महाविष्णुर्धृत्वा स्त्रीरूपमद्भुतम् ॥३४॥
एवं श्रीवल्लभोऽपीशो नष्टं वेदमनुत्तमम् ।
उद्धृत्य जगतां नाथो निजभक्तार्थमादरात् ॥३५॥
विरुद्धाश्रयतो दुष्टान मोहयित्वा महाप्रभुः ।
तेन सम्मथ्य निगमगिरिणास्मिन्भवे शुभम् ॥३६॥
पुष्टिरूपामृतमयं निष्कास्य गुणवारिधेः ।
देवेभ्योऽदादसुरेभ्यो न ददौ भक्तवत्सलः ॥३७॥
पूर्वमासीत्स्वयमपि वल्लभोऽथ द्वितीयके ।
अवतारे सम्बभूव वाक्पतिः पुरुषाकृतिः ॥३८॥

इति मोहिनीसाम्यम् ॥१३॥

જેવી રીતે પુરુષ શ્રીમહાવિષ્ણુ શ્રીમોહિની–સ્વરૂપે અદ્ભુત સ્રીરૂપ ધારણ કરીને નેત્રોના કટાક્ષદ્વારા દૈત્યોની પાસે ગયેલા નિર્મળ અમૃતનું પાત્ર લેઈને વારંવાર દેવતા-ઓને આપ્યું, પરંતુ દૈત્યોને ન જ આપ્યું, એ પ્રકારે સમર્થ શ્રીવલ્લભાધીશ્વરે પણ–જેનાથી કોઈ ઉત્તમ નથી એવા, નષ્ટપ્રાય થયેલા વેદનો ઉદ્ધાર કરીને જગદ્ગુરુ, ગુણના સમુદ્ર અને ભક્તવત્સલ શ્રીમહાપ્રભુએ–વિરુદ્ધાશ્રય સ્વરૂપથી દુષ્ટ આસુરી જીવોને મોહ ઉત્પન્ન કરીને આદર-થી નિજ ભક્તોને માટે તે વેદરૂપી પર્વતથી આ સંસાર-સમુદ્રનું મંથન કરીને શુભ પુષ્ટિરૂપ અમૃતને કાઢીને દૈવી જીવોને પાન કરાવ્યું, અને આસુરી જીવોને ન આપ્યું. પૂર્વ નિત્યલીલામાં સ્વયંબિરાજતા અને ત્યારપછી બીજા

અવતારમાં પુરુષરૂપે શ્રીવાક્પતિ વલ્લભાચાર્યજી થયા. એ પ્રકારે શ્રીમોહિની–અવતાર–સામ્ય–નિરૂપણ કર્યું. ૩૩–૩૮

[ ગદ્યભાગ ]

अथ सकलजगदार्त्तितटिनीपतिनिवारको भगवान्नरसिंहो यथा स्तम्भादाविर्भूय हिरण्यकशिपुं कराग्रेण विदार्य निजभक्तं प्रह्लादं ररक्षैवं भगवान् श्रीवल्लभाधीशोऽपि 'चम्पकारण्ये' वीतिहोत्रात्प्रकटीभूयाखिलदुःखदातारं जीवाज्ञानरूपमहादैत्यं सद्वाक्यप्रचारनखैर्भित्त्वा प्रह्लादरूपवैष्णववृन्दमरक्षदित्यतएव "उग्रप्रताप" इति नामनिर्देश इति ॥३९॥

इति नृसिंहसाम्यम् ॥१४॥

ત્યારપછી સમગ્ર જગત્‌ના દુઃખરૂપી સમુદ્રનું નિવારણ કરનાર ભગવાન્ નૃસિંહે જેવી રીતે સ્તંભમાંથી પ્રકટ થઈને હિરણ્યકશિપુનું નખથી વિદારણ કરીને સ્વકીય ભક્ત પ્રહ્લાદનું રક્ષણ કર્યું. એવી રીતે ભગવાન્ શ્રીવલ્લભાધીશ્વરે પણ ચંપારણ્યમાં અગ્નિથી પ્રકટ થઈને સમગ્ર જગત્‌ને દુઃખ આપનાર જીવોના અજ્ઞાનરૂપ મોટા દૈત્યનું સદ્‌વાક્યના પ્રચારરૂપ નખોથી વિદારણ કરીને પ્રહ્લાદરૂપ વૈષ્ણવસમૂહનું રક્ષણ કર્યું, એટલા હેતુથી જ "उग्रप्रतापः" 'મહાન્ પ્રતાપવાળા' એવા નામથી પ્રસિદ્ધ થયા. એ પ્રકારે શ્રીનૃસિંહાવતાર–સામ્ય પ્રકટ કર્યું. ૩૯

अथ च यथाखिलगीर्वाणकदम्बसमीडितगरिष्ठगुणगणपटलो भगवान् वामनः कश्यपसुत आदौ भिक्षुरूपं गृहीत्वा बलेः सर्वस्वमाच्छिद्य ववृधे, पुनश्च तेन सम्पू–

जितस्तमनुगृह्यान्तर्दधे, तथैव भगवान् इलापतिः श्री लक्ष्मणराजकुमारः शुद्धभिक्षुकवद्रूपं समाश्रित्य तत्र च महदभिमानिपण्डितसमूहं विजित्याचार्यपदवीं च प्राप्य विद्यानगराधीश्वरमनुगृह्य तेषां निरुत्तराणां जयेन पुष्टिमार्गमार्त्तण्डोदयं कृत्वा मातुलाभिमानं चाहृत्य "कनकाभिषेका"स्यशःप्रसारेण वृद्धिं प्राप्य पृथिवीं पर्यक्रामदिति ॥४०॥

इति वामनसाम्यम् ॥१५॥

ત્યારપછી જેવી રીતે સમગ્ર દેવસમૂહે સ્તુતિ કરાયેલા મહાન્ ગુણસમૂહથી વ્યાપ્ત એવા કશ્યપપુત્ર ભગવાન્ વામનજી પ્રથમ ભિક્ષુસ્વરૂપ ધારણ કરીને બલિરાજાનું સર્વસ્વ લેઈને વૃદ્ધ પામ્યા અર્થાત્ વિરાટ્ સ્વરૂપ ધારણ કર્યું, અને ફરીથી બલિરાજાએ પૂજાયેલા એવા તે તેની ઉપર અનુગ્રહ (કૃપા) કરીને અંતર્ધાન થયા, તેવી જ રીતે પૃથ્વીપતિ શ્રીલક્ષ્મણરાજકુમાર **ભગવાન્ શ્રીવલ્લભાધીશે** શુદ્ધ ભિક્ષુકના જેવું સ્વરૂપ ધારણ કરીને ત્યાં મહા-અભિમાની એવા **પંડિતોના સમૂહને જીતીને આચાર્ય-પદવી મેળવીને વિદ્યાનગરના રાજા શ્રીકૃષ્ણદેવ ઉપર કૃપા કરીને** તે નિરુત્તર કરેલા પંડિતોનો વિજય કરીને **શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદરૂપ પુષ્ટિમાર્ગરૂપી સૂર્યનો ઉદય કરીને** અને પોતાના મામાનો ગર્વ ઉતારીને **કનકાભિ-ષેકથી પ્રાપ્ત કરેલી સત્કીર્તના પ્રસારથી વૃદ્ધિ પામીને પૃથ્વીપરિક્રમા કરી.** એ પ્રકારે વામનાવતાર-સામ્ય દર્શાવ્યું. ૪૦

[ અનુષ્ટુભ ]

यथा द्विजद्रोहकरान् जघान क्षत्रियान्बहून् ।
परश्वधेन तीक्ष्णेन रेणुकानन्दवर्धनः ॥४१॥
तथा श्रौतद्रोहकरान् यः स्मार्तांश्चासुरान् प्रभुः ।
"पत्रावलम्ब"खण्डेन जित्वा चक्रे निरुत्तरान् ॥४२॥

इति परशुरामसाम्यम् ॥१६॥

જેવી રીતે રેણુકાના આનંદની વૃદ્ધિ કરનાર પરશુરામે બ્રહ્મદ્રોહ કરનારા ઘણા ક્ષત્રિયોનો તીક્ષ્ણ પરશુદ્વારા નાશ કર્યો, તેવી રીતે શ્રૌતદ્રોહી સ્માર્ત આસુરી જીવોને શ્રીમહાપ્રભુજીએ પત્રાવલંબનદ્વારા જીતીને નિરુત્તર કર્યા. એ પ્રકારે શ્રીપરશુરામાવતાર–સામ્ય પ્રદર્શિત કર્યું. ૪૧–૪૨

कलिकालमलग्रस्तान् जीवानालोक्य दुर्मतीन् ।
मन्दभाग्यांस्तथा दुष्टान् श्रीमान् सत्यवतीसुतः ॥४३॥
श्रीमद्भागवतालापादुद्दधार दयापरः ।
पाखण्डतिमिराक्रान्तजीवजालदिवाकरात् ॥४४॥
तथा महाप्रभुरपि दुष्टाध्वार्णवमज्जितान् ।
जीवानालोक्य भगवान्पुष्टिमार्गोपदेशतः ॥४५॥
अङ्गीकृत्य मन्त्रदानाच्च चक्रे भयविवर्जितान् ।
पुत्रपौत्रप्रपौत्राद्यैः करोति च करिष्यति ॥४६॥

इति श्रीवेदव्याससाम्यम् ॥१७॥

જેવી રીતે મહાદયાળુ શ્રીમાન્ સત્યવતીપુત્ર વેદવ્યાસે કલિકાળના મળથી ઘેરાયેલા, દુષ્ટ બુદ્ધિવાળા, મંદભાગ્ય-

વાળા, અને દુષ્ટ એવા જીવોને જોઇને પાખંડરૂપ અંધકારથી વ્યાપ્ત જીવસમૂહનો, અજ્ઞાન નાશ કરવામાં સૂર્ય સમાન શ્રીમદ્ ભાગવત પ્રકટ કરીને ઉદ્ધાર કર્યો, તેવી રીતે શ્રીભગવાન્ મહાપ્રભુએ :પણ દુષ્ટ (પાખંડ) માર્ગરૂપ સમુદ્રમાં ડૂબેલા જીવોને જોઇને શરણ અને આત્મનિવેદનના મંત્રોપદેશથી અંગીકાર કરી પુષ્ટિમાર્ગનો ઉપદેશ કરીને ભયરહિત કર્યા, અને પુત્રો, પુત્રના પુત્રો અને તેમના પણ પુત્રો વગેરે દ્વારા અર્થાત્ સ્વવંશદ્વારા ભયરહિત કરે છે અને કરશે. એ પ્રકારે શ્રીવેદ–વ્યાસાવતાર–સામ્ય–નિરૂપણ થયું. ૪૩ થી ૪૬

**अयोध्याधिपती रामः सेतुं कृत्वा यथार्णवे ।**
**स्वसेनां स्थापयामास जिग्येऽसुरचमूर्द्रुतम् ॥४७॥**
**तथेलम्माकुमारोऽपि श्रीमद्भागवतार्णवे ।**
**सेतुं "सुबोधिनी"रूपं विधायातारयज्जनान् ॥४८॥**
**जिगायासुरवर्गं च वैष्णवद्वेषकारकम् ।**
**"श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः" ॥४९॥**

इति दाशरथिरामसाम्यम् ॥१८॥

જેવી રીતે અયોધ્યાના અધિપતિ ભગવાન્ શ્રીરામચંદ્રજી સમુદ્રમાં સેતુ બાંધીને પોતાની સેનાને પાર લેઈ ગયા અને જલ્દીથી દૈત્ય સેનાને જીત્યા, તેવી રીતે ઈલમ્માકુમાર શ્રીવલ્લભાચાર્યજીએ પણ શ્રીમદ્‌ભાગવતરૂપી સમુદ્ર ઉપર સુબોધિનીરૂપ સેતુ બાંધીને દૈવી જીવોને તાર્યા, અને વૈષ્ણવોનો દ્વેષ કરનાર આસુરી જીવસમૂહને જીત્યા,

એ હેતુથી જ "श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः" અર્થાત્ "શ્રીભાગવતરૂપી અમૃતના સમુદ્રનું મથન કરવામાં સમર્થ" એવા નામે પ્રસિદ્ધ થયા. એ પ્રકારે શ્રીદાશરથિ–રામાવતાર-સામ્ય દર્શાવ્યું. ૪૭–૪૮–૪૯

[ ગદ્યભાગ ]

अथ यथा सकलजगदभीष्टसम्पादकः श्रीभगवान् श्रीनन्दराजकुमारो निजसहोदरेण श्रीरेवतीरमणेन पूर्णरेवतीरमणसदृशेन सारस्वतकल्पेऽवतीर्य दुष्टकदम्बरूपं भूभारमुज्जहार, स्वहस्तमारणेन च तन्मोक्षं चकारैवमसावपि भगवान् पुरुषोत्तमो नारायणादिदीक्षितानां सोमयागफलस्वरूपः श्रीलक्ष्मणाङ्गजः कलावतीर्य पुत्राभ्यां श्रीगोपीनाथविट्ठलाभ्यां सहाष्टाक्षरदानेन निगददानेन च केनचिदपराधविशेषेण विनष्टमतीन् अतएव गोलोकच्युतान् जीवानुद्धारोति ॥५०॥

इति श्रीकृष्णसाम्यम् ॥१९॥

ત્યારપછી જેવી રીતે સમગ્ર જગતને ઇચ્છિત સંપાદન કરનાર ષડૈશ્વર્યસંપન્ન શ્રીનંદરાજકુમાર શ્રીકૃષ્ણચંદ્રપ્રભુએ પોતાના સહોદર મોટાભાઈ શ્રીરેવતીરમણ શ્રીબલભદ્રજી સાથે પૂર્ણરેવતીરમણતુલ્ય સારસ્વત કલ્પમાં પ્રકટ થઇને દુષ્ટ સમૂહરૂપી પૃથ્વીના ભારને ઉતાર્યો, અને શ્રીહસ્તે મારવાથી તેઓનો મોક્ષ કર્યો, એ પ્રકારે આ પુરુષોત્તમ ભગવાને પણ નારાયણ દીક્ષિત વગેરેના સોમયાગના ફલ સ્વરૂપ એવા શ્રીલક્ષ્મણભટ્ટજીના અંગથી પ્રકટ થયેલા

શ્રીમહાપ્રભુજીએ કલિયુગમાં પ્રકટ થઇને શ્રીગોપીનાથજી શ્રીવિઠ્ઠલનાથજીએ અને બંને પુત્રો સાથે અષ્ટાક્ષર અને ગદ્યમંત્રનું દાન કરીને કોઈ અપરાધવશાત્ બુદ્ધિનાશ થવાથી એ જ હેતુથી ગોલોકથી ચ્યુત થયેલા (વીછરેલા) જીવોનો ઉદ્ધાર કર્યો. એ પ્રકારે શ્રીકૃષ્ણાવતાર—સામ્ય નિરૂપણ કર્યું.૫૦

[ અનુષ્ટુભ ]

यथा हलधरः श्रीमान् निजानन्दाब्धिमज्जितः ।
कृष्णसौख्यप्रयत्नात्मा रोहिण्यानन्दवर्धनः ॥५१॥

किञ्च—

[ ઉદ્ગીતિ ]

निजभाण्डकारकाणामभीष्टदाताथ रेवतीश्रेष्ठः ।
श्रीपुष्टिमार्गसंस्थैः सद्भिः सेव्यो व्रजेशवन्नित्यम् ॥५२॥

[ અનુષ્ટુભ ]

तथाऽयमपि वागीशो नामभिस्तत्सदृक्षकैः ।
विख्यातास्त्रिषु लोकेषु कृष्णानुग्रहभाजनः ॥५३॥
"आनन्दः""परमानन्दः""पूर्णानन्दो"'जगद्गुरुः' ।
"स्वानन्दतुन्दिल"श्चेति "इलम्मानन्दवर्धनः" ॥५४॥
"अदेयदानदक्ष"श्च "श्रीअक्काप्राणवल्लभः" ।
"भक्तेच्छापूरकः""कृष्णभक्तिकृ"'न्निखिलेष्टदः" ।५५।

इति हलधरसाम्यम् ॥२०॥

શ્રીમાન્ હલને ધારણ કરનાર, નિજાનંદ સમુદ્રમાં ડૂબેલા, શ્રીકૃષ્ણના સુખ માટે પ્રયત્નશીલ જેમનો આત્મા છે એવા, રોહિણીજીના આનંદને વધારનાર, અને નિજ

ક્રીડા કરવા વાળાઓને ઇચ્છિત દાન કરનાર, રેવતીજીના પતિ એવા શ્રીબલદેવજી જેવી રીતે પુષ્ટિમાર્ગસ્થિત સત્પુરુષોએ નિરંતર વ્રજેશ શ્રીકૃષ્ણચંદ્રની માફક સેવવા લાયક છે, તેવી રીતે આ શ્રીવાગીશ મહાપ્રભુ પણ "आनन्दः" આનંદરૂપ, "परमानन्दः" પરમાનંદરૂપ "पूर्णानन्दः" પૂર્ણ આનંદ સ્વરૂપ, "जगद्गुरुः" જગતના પૂજ્ય એવા, "स्वानन्दतुन्दिलः" પોતાના સ્વરૂપે કરીને આનંદવાળા, "इलम्मानन्दवर्धनः" ઇલ્લમ્માજીના આનંદને વધારનાર, "अदेयदानदक्षः" ન આપી શકાય તેવાં દાન આપવા સમર્થ અર્થાત્ ભજનાનંદનું દાન કરનાર, "श्रीअक्काप्राणवल्लभः" શ્રીઅક્કાજીના પ્રાણપ્રિય એવા, "भक्तेच्छापूरकः" ભક્તની ઇચ્છા પૂર્ણ કરનાર, "श्रीकृष्णभक्तिकृत्" શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા, અને "निखिलेष्टदः" સમગ્ર ઇચ્છિત વસ્તુને આપનારા, એ પ્રકારે તે તે સત્પુરુષોને રક્ષણ કરવાવાળાં નામો વડે ત્રણે લોકમાં શ્રીકૃષ્ણના કૃપાપાત્ર તરીકે પ્રસિદ્ધ થયા. એ પ્રકારે શ્રીહલધરાવતાર–સામ્ય–નિરૂપણ કર્યું. ૫૧–૫૫

[ ગદ્યભાગ ]

अथ च यथा भगवान् बुद्धो देवकार्यार्थं सर्वान् विनिन्द्य विश्ववैपरीत्यं कर्माचरन् सर्वान् दैत्यान् मोहयामास, तथाऽयमपि भगवान् श्रीकृष्णास्यः "प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः" इति नामानुकरणसम्पन्नो वैष्णवानां वैपरीत्यं कर्म प्रकाशयन् निगूढहृदयत्वं

च दर्शयन् सन्न्यासधारणमङ्गीकृत्याऽऽसुरमोहलीलामाचचारेति ॥५६॥

इति बुद्धसाम्यम् ॥२१॥

ત્યારપછી ભગવાન્ બુદ્ધ જેવી રીતે દેવોનું કાર્ય કરવા માટે સર્વે બ્રાહ્મણો અને વેદાદિકોની નિંદા કરીને જગતથી વિપરીત કર્મનું આચરણ કરતા સર્વે દૈત્યોને મોહ પમાડવા લાગ્યા, તેવી રીતે શ્રીકૃષ્ણમુખારવિંદરૂપ આ શ્રીમહાપ્રભુજીએ પણ "प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः" પ્રાકૃત મનુષ્યોને અનુસરવાના મિષથી આસુરી જીવોને મોહ પમાડનાર, એ નામ પ્રમાણે વૈષ્ણવોને વિપરીત કર્મ દેખાડતા અને અત્યંત ગૂઢ–હૃદયપણાને દેખાડતા સંન્યાસાશ્રમનો અંગીકાર કરીને આસુરી જીવોને મોહ ઉત્પન્ન કરનારી લીલાનું આચરણ કર્યું. એ પ્રકારે બુદ્ધાવતાર સામ્ય દર્શાવ્યું. ૫૬

[ અનુષ્ટુભ ]

हयग्रीवो यथा नष्टवेदाविर्भावकारकः ।
तथाऽयमपि वेदोक्तं नष्टमार्गमदर्शयत् ॥५७॥

इति हयग्रीवसाम्यम् ॥२२॥

જેવી રીતે હયગ્રીવ ભગવાન્ નાશ પામેલા વેદોનો ઉદ્ધાર કરનારા હતા, તેવી રીતે આ શ્રીમહાપ્રભુએ પણ નાશ પામેલા વેદપ્રતિપાદિત શુદ્ધાદ્વૈત નિર્ગુણ પુષ્ટિભક્તિમાર્ગને પ્રદર્શિત કર્યો. એ પ્રકારે હયગ્રીવાવતાર–સામ્ય દર્શાવ્યું. ૫૭

हंसो यथा च महतां पुत्राणां ब्रह्मणः पुरा ।
ज्ञानदः सम्बभूवेह ब्रह्मानुग्रहकारकः ॥५८॥
तथा महाप्रभुरपि महतां "ज्ञानदो"ऽभवत् ।
हनुमत्सदृशानां च रामसन्तोषकारकः ॥५९॥

इति हंससाम्यम् ॥२३॥

જેવી રીતે પૂર્વે બ્રહ્માના મોટા પુત્રો સનકાદિકોને, બ્રહ્માને અનુગ્રહ કરવાવાળા શ્રીહંસભગવાન્ પૃથ્વીમાં જ્ઞાન આપનાર થયા, તેવી રીતે શ્રીરામચંદ્રજીને સંતોષ પમાડનાર શ્રીમહાપ્રભુજી પણ હનુમાન્ સરખા મહાન્ ભક્તોને જ્ઞાન આપનાર થયા. એ પ્રકારે હંસાવતાર–સામ્ય–નિરૂપણ કર્યું. ૫૮-૫૯

कल्किर्यथा कलेरन्ते जीवाज्ञानं विनाशयन् ।
भद्रप्रदश्च जीवानां सम्भविष्यति सर्वतः ॥६०॥
एवं वैश्वानरोऽपीशः कलिनष्टं च दुर्बलम् ।
पुष्टिमार्गं पुनः श्रीमान् द्योतयिष्यति निर्मलम् ॥६१॥
पुष्टिमार्गं तु भगवान् सर्वकालेषु रक्षति ।
पुत्रपौत्रादिरूपैश्च "दुर्लभाङ्घ्रिसरोरुहः" ॥६२॥
भूतेषु च भविष्यत्सु वर्त्तमानेष्वपीश्वरः ।
चतुर्युगेषु कृतभुक् मार्गं रक्षति रक्षति ॥६३॥

इति कल्किसाम्यम् ॥२४॥

જેવી રીતે કલિયુગના અંતમાં કલ્કી ભગવાન્ ચારે તરફથી જીવોના અજ્ઞાનનો નાશ કરનારા અને જીવોને કલ્યાણ કરનારા થશે, એ પ્રકારે સમર્થ એવા શ્રીમાન્

વૈશ્વાનર પણ કલિયુગથી નષ્ટપ્રાય દુર્બળ બનેલા નિર્મળ પુષ્ટિભક્તિમાર્ગનો ફરીથી પ્રકાશ કરશે, ભગવાન્ સર્વકાલમાં પુષ્ટિમાર્ગનું તો રક્ષણ કરે છે. અને દુર્લભ જેમના ચરણકમળ છે એવા કૃતયુગને ભોગવનાર સમર્થ ભગવાન્ સર્વ સમયમાં ભૂત ભવિષ્ય, અને વર્તમાન ચારે યુગોમાં પણ પુત્રપૌત્ર વગેરે સ્વવંશદ્વારા પુષ્ટિમાર્ગનું અવશ્ય રક્ષણ કરશે જ. એ પ્રકારે કલ્કિ–અવતાર–સામ્ય દર્શાવ્યું. ૬૦–૬૩

एवं सर्वावताराणां गुणकर्मपराक्रमान् ।
दधाति नितरां सोऽयं श्रीमांल्लक्ष्मणनन्दनः ॥६४॥
तस्मात्सर्वैर्वैष्णवैश्च त्रैलोक्ये "विबुधेश्वरः" ।
प्रकीर्तितः कृष्णरूपः श्रीपूर्णपुरुषोत्तमः ॥६५॥
अतः स एव संसेव्यो वैष्णवैः पापभीरुभिः ।
ध्यातव्यः स्मरणीयश्च तैलङ्गतिलकः प्रभुः ॥६६॥

એ પ્રકારે સત્પુરુષ શ્રીમાન્ લક્ષ્મણનંદન શ્રીમહાપ્રભુજી સર્વ અવતારોના અત્યંત ગુણકર્મ પરાક્રમોને ધારણ કરે છે, તેટલા માટે ત્રૈલોક્યમાં સર્વે વૈષ્ણવોથી પંડિતેશ્વર શ્રીકૃષ્ણરૂપ, શ્રીપૂર્ણપુરુષોત્તમ કહેવાયા છે, અને એટલા જ માટે પાપથી ભય પામતા વૈષ્ણવોએ તે જ તૈલંગકુલ–તિલકરૂપ શ્રીમહાપ્રભુનું જ સ્મરણ અને ધ્યાન કરવું જોઈએ. ૬૪–૬૫–૬૬

[ ઉદ્ગીતિ ]

अस्य श्रवणात्पाठात्प्रभवेत्पुंसामभेदत्वम् ।
श्रीमन्नन्दकुमारकवाकूपत्योश्चापि नूनमुर्व्यां वै ॥६७॥

[ અનુષ્ટુભ ]

एतन्मदुदितं बालस्वभावाद्वंशवत्सलः ।
श्रीवल्लभाचार्यनामा प्रभुः क्षाम्यतु सर्वथा ॥६८॥
स्वकीयं श्रीवल्लभीयं मामानन्दनिधिर्हरिः ।
निःसाधनं च वृणुते, स कृष्णः शरणं मम ॥६९॥

આ **સર્વાવતારસામ્યનિરૂપણુ**નો પૃથ્વીમાં પાઠ કરવાથી અથવા સાંભળવાથી પુરુષોને નિશ્ચય શ્રીનંદકુમાર શ્રીકૃષ્ણચંદ્ર અને શ્રીમહાપ્રભુજીનું અભેદપણું સિદ્ધ થાય છે. શ્રીહરિરાયજી કહે છે કે–આ બાલ-સ્વભાવથી મારું કહેલું સ્વવંશ ઉપર પ્રેમ રાખનાર શ્રીવલ્લભાચાર્ય નામના પ્રભુ સર્વ પ્રકારે ક્ષમા કરજો. જે આનંદના ભંડારરૂપ શ્રીહરિ, શ્રીવલ્લભાચાર્યજીના વશ્ય નિઃસાધન એવા મારો પોતાનો જાણી અંગીકાર કરે છે, તે શ્રીકૃષ્ણચન્દ્ર મારો આશ્રય હો. ૬૭–૬૮–૬૯

इति श्रीहरिदासविचिरतं श्रीमहाप्रभुसर्वावतारसाम्यरूप–निरूपणं सम्पूर्णम् ।

અનુઃ—શ્રી જયેષ્ઠારામ હ. શાસ્ત્રી

---

## ૨૮. શ્રીમદાચાર્યચિન્તન

[ અનુષ્ટુબ ]

**अथ श्रीवल्लभाचार्यध्यानमत्र निरूप्यते ।**
**निवार्य सर्वसन्देहाँस्तत्स्वरूपे कृपाबलात् ॥१॥**

કૃપાબલથી તેઓના સ્વરૂપમાંના સર્વ સન્દેહોને દૂર કરીને હવે શ્રીમહાપ્રભુજીનું ધ્યાન અહીં નિરૂપવામાં આવે છે. ૧

**व्रजस्त्रीहृदयं कृष्णवियोगभरभावितम् ।**
**व्रजस्त्रियोऽपि विरहभावप्राप्तिफलास्तथा ॥२॥**

વ્રજસ્ત્રીઓનું હૃદય શ્રીકૃષ્ણ ભગવાનના વિયોગના ભારથી ભાવનાયુક્ત છે. તેમ વ્રજસ્ત્રીઓ પણ ભગવદ્વિરહ-ભાવની પ્રાપ્તિરૂપી જેજે ફળ છે એવાં છે. ૨

**नान्तर्गृहगता लक्ष्मीस्तदंशा अपि नैव हि ।**
**अधिष्ठानं विचिन्त्यैवं कृष्णं तत्र विभावयेत् ॥३॥**

(રાસપ્રસંગમાં) જે ગોપીજનો અંતર્ગૃહગતા (ઘરમાં પુરાઈ રહેલાં) તે લક્ષ્મીરૂપ નથી, તેમ તેઓ લક્ષ્મીજીના અંશ પણ નથી, આમ વિચાર કરીને તેમાં અધિષ્ઠાનરૂપે શ્રીકૃષ્ણની ભાવના કરવી. ૩

**भावात्मानं तत्र तापभावमास्यं विचिन्तयेत् ।**
**साकारं कोटिकन्दर्पलावण्यं कृष्णमूर्त्तिमत् ॥४॥**

ત્યાં (વિરહમાં) તાપ–ભાવરૂપ ભાવાત્મા મુખારવિન્દ-રૂપ શ્રીમહાપ્રભુજીનું ચિન્તન કરવું. (આ સ્વરૂપ કેવું છે ?) સાકાર (આનન્દાકાર) કોટિ કામદેવના તુલ્ય લાવણ્ય-વાળું શ્રીકૃષ્ણપ્રભુની મૂર્તિવાળું છે. ૪

**“सर्वतः पाणिपादान्त” मितिगीतावचोबलात् ।**
**मन्तव्यावयवानां हि सर्वेषां कृष्णरूपता ॥५॥**

“સર્વ તરફ છે કર–ચરણના છેડા જેના” એવું બ્રહ્મનું સ્વરૂપ ગીતાજીમાં કહેલું છે. આ વચનના બલથી શ્રીમહાપ્રભુજીનાં બધા અવયવો શ્રીકૃષ્ણરૂપ માનવાં. ૫

**यथा विशिष्टं कृष्णस्य रूपं चावयवास्तथा ।**
**सर्वावयवरूपाणां करपादादियुक्तता ॥६॥**

જેમ શ્રીકૃષ્ણપ્રભુનું રૂપ વિશિષ્ટ–આનન્દરૂપ છે, તેમ તેમનાં અવયવો કર, પાદ, મુખ વગેરે પણ આનન્દરૂપ છે. તે મુજબ શ્રીમહાપ્રભુજીનાં સર્વ અવયવો કર, ચરણ વગેરે પણ આનન્દરૂપ છે. ૬

**भावात्मनो ह्यवयवास्तथाभूतात्मका हि ते ।**
**अतः श्रीकृष्णविरहस्त्रीभावाग्निः प्रभुर्मतः ॥७॥**

તેમ ભાવસ્વરૂપ શ્રીમહાપ્રભુજીનાં શ્રીઅંગો તેવા પ્રકારનાં એટલે આનન્દરૂપ છે; માટે શ્રીકૃષ્ણ પ્રભુના વિરહ વખતનો સ્ત્રીઓનો વિરહભાવરૂપી જે અગ્નિ તે શ્રીમહા-પ્રભુજી છે. ૭

**तत्स्वरूपं यथा कृष्णस्तथैवेति विभाव्यताम् ।**
**स हि गूढः स्थायिभावः स्त्रीणामितिविनिश्चयः ॥८॥**

જેવા શ્રીકૃષ્ણ પ્રભુ તેવું જ શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ છે એમ વિચાર કરો. (વિરહવતી) સ્ત્રીઓ—વ્રજાંગનાઓને તે નક્કી ગૂઢ સ્થાયી ભાવ છે, એવો નિશ્ચય છે. ૮

**तन्मुखं श्रीमदाचार्यास्तथाभूता, न संशयः ।**
**कृष्णत्वेनैव तद्ध्यानं स्त्रीभावात्मतया ह्यतः ॥९॥**

તે શ્રીપ્રભુના મુખારવિન્દરૂપ શ્રીઆચાર્યચરણો છે, તેથી શ્રીકૃષ્ણરૂપ છે, એમાં સંશય નથી; માટે સ્ત્રી—વ્રજાંગનાઓના વિરહભાવાત્મકપણાથી શ્રીકૃષ્ણ—સ્વરૂપે જ તેમનું ધ્યાન કરવું જોઈએ. ૯

**व्रजस्त्रीहृदयस्थायिकृष्णवक्त्रतया तथा ।**
**मुखारविन्दरूपत्वात् तापभक्त्यात्मनापि च ॥१०॥**

વ્રજસ્ત્રીઓના હૃદયમાં બિરાજતા શ્રીકૃષ્ણ પ્રભુના મુખારવિન્દપણાથી તેમ મુખારવિન્દરૂપ હોવાથી અને તાપ (વિરહતાપ)—રૂપ ભક્તિસ્વરૂપે પણ શ્રીમહાપ્રભુજી શ્રીકૃષ્ણરૂપ છે. ૧૦

**पूर्ववत् कृष्णरूपत्वं भक्तेरपि विबुध्यताम् ।**
**कृष्णसम्बन्धि यत्किञ्चित्तत्तद्रूपमिति ध्रुवम् ॥११॥**

પૂર્વવત્ ભક્તિનું પણ શ્રીકૃષ્ણ—સ્વરૂપપણું જાણવું, કારણ કે ભગવત્સમ્બન્ધિ જે કોઈ વસ્તુ છે તે તદ્રૂપ એટલે ભગવદ્રૂપ છે એમ નક્કી સમજવું. ૧૧

**मुखत्वादेव रासस्त्री—भावपूरिततोच्यते ।**
**व्रजस्त्रीहृदयानन्द—दायकत्वं तथा पुनः ॥१२॥**

શ્રીપ્રભુના મુખારવિન્દ-સ્વરૂપ હોવાથી શ્રીમહાપ્રભુ વ્રજસ્ત્રીઓના ભાવથી પૂર્ણ શ્રીઅંગવાળા કહેવાય છે, (એટલે શ્રીસર્વોત્તમજીમાં " **श्रीकृष्णभावपूरितविग्रहः** " આવું અભિધાન ગુસાંઇજીએ યોજ્યું છે.) તેમ વ્રજાંગનાઓના હૃદયને આનન્દનું દાન કરનાર શ્રીમહાપ્રભુ છે; એથી વ્રજસ્ત્રીઓને આનન્દદાયકપણાનું સામર્થ્ય શ્રીમહાપ્રભુજીમાં છે.

**प्राकट्ये भुवि भक्तार्थं भक्तिरूपतया वचः ।**
**"इति श्रीकृष्णदासस्ये"त्यादि सर्वत्र युज्यते ॥१३॥**

ભક્તોને માટે આપ પૃથ્વીમાં પ્રકટ થયા છે માટે ભક્તિરૂપપણાથી આવું વચનામૃત છે. " **भुवि भक्तिप्रचारैककृते** " ' **इति श्रकृष्णदासस्य०** " " એવી રીતે શ્રીકૃષ્ણના દાસ શ્રીમહાપ્રભુજીનું ચિત્ત તરફ હિત વચન છે, " ઇત્યાદિ સઘળું શ્રીમહાપ્રભુજીમાં ઘટે છે. ૧૩

**यथा भगवतो वाक्यं विपरीतरसे पुनः ।**
**तथा तद्भावसेवायामाचार्याणां वचोऽमृतम् ॥१४॥**

જેમ વિપરીત રસમાં ( " **स्वागतं वो महाभागाः** " " **व्रजं यात** " " **नेह स्थेयम्** ", પ્રભુનું વાક્ય છે તેમ તે પ્રભુની ભાવાત્મક સેવામાં શ્રીઆચાર્યચરણોનું વચનામૃત છે; અર્થાત્ રાસપંચાધ્યાયીનાં ઉપરનાં વચનો ગોપીજનોને ઘેર જાવાની સૂચના કરતાં જણાય છે, પણ ધ્વનિ જોતાં તે વચનો રોકવા માટેનાં છે એમ શ્રીસુબોધિનીજીમાં સ્પષ્ટ છે;

તેમ "મહાપ્રભુજી શ્રીકૃષ્ણના દાસ છે" વગેરે વાકયોનો અર્થ સમજવો. ૧૪

**तस्माच्छ्रीवल्लभाचार्याः प्रभुरेवं हि चिन्त्यताम् ।**
**सर्वलीलाकृतिः सर्वलीलाभोगाश्रयः सदा ॥१५॥**

તેથી શ્રીમહાપ્રભુજી શ્રીભગવાન્ છે એમ ચિન્તન કરો. સર્વ ભગવલ્લીલાત્મક કૃતિવાળા, સર્વ ભગવલ્લીલાના ભોગના આશ્રયરૂપ સદા શ્રીમહાપ્રભુજી છે. ૧૫

**श्रीकृष्णास्यं सदानन्द आनन्दैकपदादिकः ।**
**व्रजस्त्रीवृन्दमध्यस्थः पुष्टिमार्गप्रकाशकः ॥१६॥**

શ્રીકૃષ્ણચન્દ્ર પ્રભુના મુખારવિન્દરૂપ, સદાનન્દ સત્-कृष् આનન્દ-ण, એમ શ્રીકૃષ્ણરૂપ, જેમનું સર્વોત્તમજીમાં પ્રથમ નામ " આનન્દ " એવું છે, વ્રજસ્ત્રીઓના સમૂહના મધ્યમાં બિરાજમાન, પુષ્ટિમાર્ગના પ્રકાશક શ્રીમહાપ્રભુજી છે. ૧૬

**रासस्त्रीहृदयस्थायि-तापभावात्मको हरिः ।**
**सर्वलीलाश्रयः सर्वलीलारसतदात्मकः॥१७॥**

રાસસ્ત્રીઓના હૃદયમાં સ્થાયી તાપ ભાવાત્મક શ્રીહરિ-રૂપ, સર્વ લીલાઓના આશ્રય, સર્વ લીલાઓના રસરૂપ અને લીલારૂપ શ્રીમહાપ્રભુજી છે. ૧૬

**स्वान्तःस्थकृष्णलीलाब्धिः स्वानन्दभरसम्भृतः ।**
**सोऽस्मत्प्रभुः सदा श्रीमद्वल्लभाख्यो विचिन्त्यताम् ।१८।**

જેઓના અન્તઃકરણમાં શ્રીભગવલ્લીલાઓનો સમુદ્ર ઊછળી રહ્યો છે, તેવા પોતાના આનન્દના ભારથી પૂર્ણ

એવા આપણા પ્રભુ શ્રીમહાપ્રભુજી છે, એમ સદા વિચાર કરો. ૧૮.

**स्वतन्त्रभक्तिसम्बन्धं साक्षात् कारयितुं स्वयम् ।**
**प्रतिबन्धायोग्यतादिदोषं व्यावर्त्तितुं तथा ॥१९॥**
**कृष्णाधरामृतास्वादफलं दातुं स्ववृत्ति यत् ।**
**प्रकटो दैवजीवानां सदा निःसाधनात्मनाम् ॥२०॥**

પોતે સદા નિઃસાધન સ્વકીય દૈવી જીવોને પ્રભુનો સાક્ષાત્ સ્વતન્ત્ર ભક્તિ–સમ્બન્ધ કરાવવાને, તેમ પ્રતિબન્ધ અયોગ્યતાદિ દોષને દૂર કરવાને, પોતાની વૃત્તિરૂપ શ્રીકૃષ્ણચન્દ્રના અધરામૃતના આસ્વાદનું ફળ આપવા સારુ આપ પ્રકટ થયા છે. ૧૯–૨૦

**अस्मद्भाग्यनिधिर्नूनं निजपक्षैकपोषकः ।**
**अपारकरुणासिन्धुर्दैवोद्धृतिपरायणः ॥२१॥**
**भक्तिमार्गप्रकटनः सर्वसन्देहवारकः ।**
**एवंविधः सदा श्रीमदाचार्यश्चिन्त्यतां हृदि ॥२२॥**

આપણા ભાગ્યના ભંડાર, નક્કી પોતાના પક્ષનું એક પોષણ કરનાર, અપાર દયાના સાગર, દૈવી જીવોના ઉદ્ધારમાં તત્પર, ભક્તિમાર્ગને પ્રકટ કરનાર, સર્વ સન્દેહને દૂર કરનાર આવા પ્રકારના શ્રીમદાચાર્યચરણોનું હૃદયમાં સદા ચિન્તન કરો. ૨૧–૨૨

**इति श्रीवल्लभाचार्यचिन्तनप्रकारः ।**

## ૨૯. શ્રીવલ્લભાચાર્યચરિત[1]

[ બીજો તરંગ ]

अस्ति त्रिलोकालङ्कारभूता धर्मकृतस्थितिः ।
सत्याख्यस्य युगस्याद्धा जन्मभूमिरिव प्रिया ॥१॥
योसौ समस्तजगतः सर्गस्थित्यन्तकारणम् ।
महाविष्णुः श्रुतौ गीतोधिष्ठिता तेन सादरम् ॥२॥
दिवानिशं प्रपठतामृक्सामयजुषां त्रयीम् ।
दर्शनाद् द्विजबालानां श्रेयांसि दिशती ध्रुवम् ॥३॥
सुधासितेन महता प्रकारेणोपशोभिता ।
गभीरेणावृता वारिपरिखावलयेन च ॥४॥
मुक्ताप्रवालमाणिक्यशङ्खशुक्त्यादिशालिभिः ।
अगत्स्यपीतसलिलैर्विशालैः सागरैरिव ॥५॥
समन्ततो विराजन्ती महाविपणिवर्त्मभिः ।
नानादेवोदवसितैश्चित्रशालाभिरप्यलम् ॥६॥
नानावर्णध्वजव्रातैः समीरणविकम्पितैः ।
नानासुगन्धिसत्पुष्पहृद्यसत्फलमण्डितैः ॥७॥
स्पृहणीयापि देवानां रम्योपवनकोटिभिः ।
घनवद्भिः प्रणयिभिर्मिथ्यावादपराङ्मुखैः ॥८॥

---

૧ શ્રીકલ્યાણભટ્ટજી વિરચિત 'કલ્લોલ' નામે પ્રસિદ્ધ "શ્રીમદ્ગોકુલેશલીલાસુધાસિન્ધુ" નામના ગ્રન્થમાંથી

प्रियंवदैः सुरूपैश्च स्वदारनिरतैस्तथा ।
आतिथेयैर्धर्मशीलैर्महासत्त्वैरभिक्षुकैः ॥९॥
पापभीतैरजिह्मैश्च स्मितपूर्वाभिभाषिभिः ।
अग्राम्योज्ज्वलवेषैश्च वदान्यैः पण्डितैरलम् ॥१०॥
अशेषभाषानिपुणैः परिहासविचक्षणैः ।
वक्रोक्तिकुशलैः सर्वलिपिज्ञैः शास्त्रवेदिभिः ॥११॥
वेदविद्याप्रवीणैश्च श्रीरामायणरागिभिः ।
महाभारततत्त्वज्ञैर्नाट्यविद्याविशारदैः ॥१२॥
सुभाषितव्यसनिभिः श्रीभागवततत्परैः ।
तपोदानदयायज्ञप्रपाश्राद्धविधायिभिः ॥१३॥
सार्वदिकेश्वरपूजनचिन्तनचर्चाजपव्रतश्लाघ्यैः ।
लोकैर्युतान्ध्रदेशे काङ्करकुम्भेति विश्रुता नगरी ॥१४॥

यस्यां वचःस्वादिमभिक्षुरिक्षु-
यातप्रशंसाकृत एव हंसा ।
बन्दी मुखस्येन्दुरणूदरीणा-
मिन्दीवरश्रीर्नयनांशुबन्दी ॥१५॥

ત્રણે લોકના આભરણુસમી, જેમાં ધર્મે આવી નિવાસ કર્યો છે એવી, સત્યયુગની તો જાણે પ્રિય જન્મ-ભૂમિ ન હોય એવી; જે મહાવિષ્ણુ વેદમાં આખા વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયના કારણભૂત કહેવામાં આવ્યા છે તે જેમાં પ્રેમપૂર્વક આવી વસ્યા છે એવી; રાત-દિવસ ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ ભણતા બ્રાહ્મણ-

બાલકોનાં દર્શનથી લોકોનું થતું જે કલ્યાણ તે કરતી; ચૂનાથી ધોળેલ જબરદસ્ત કિલ્લાથી શોભી રહેલી, ઊંડી પાણીની ખાઈથી વીંટળાયેલી; મોતી, પરવાળાં, માણેક, શંખો, છીપો વગેરેથી શોભતા અને અગત્સ્ય મુનિયે જેનું પાન કર્યું છે એવા વિશાળ સમુદ્રો ન હોય જાણે એવા ચારે બાજૂ મોટા બજારી રસ્તાઓથી સોહાતી; જુદાં જુદાં દેવમન્દિરો, વળી અનેક ચિત્રશાળાઓ, પવનમાં ઊડતી જુદા જુદા રંગની ધ્વજાઓના સમૂહો, તેમ જુદાં જુદાં સુગન્ધિ સુન્દર પુષ્પો અને સ્વાદિષ્ઠ સુન્દર ફલોથી સુશોભિત જે કરોડો સુન્દર બગીચાઓ તેનાથી દેવો પણ જેમાં લાલસા રાખે છે એવી; ધનવાન, પ્રેમી, સાચાબોલા, મધુરભાષી, રૂપાળા, ચારિત્ર્યશાળી, અતિથિસત્કાર કરનારા ધર્મપરાયણ, ઉમદા અન્તઃકરણવાળા, અયાચક, પાપથી નિત્ય ડરનારા, સરલ, હસીને જ બોલનારા, શહેરી અને સ્વચ્છ પોશાકવાળા, ઉદાર, સમર્થ પંડિત, સર્વ ભાષાઓમાં એક્કા, મશ્કરા, વ્યંગ્યમાં વાત કહેનારા, સર્વ લિપિના જાણવાવાળા, શાસ્ત્રવેત્તા, વેદવિદ્યામાં પારંગત, રામાયણમાં આસક્તિ રાખવાવાળા, મહાભારતનું તત્ત્વ સમજનારા, નાટયવિદ્યાકુશળ, સુભાષિતોમાં રસ લેનારા, નિત્ય ભાગવતપરાયણ, તપ, દાન, યજ્ઞ, પરબ, શ્રાદ્ધ વગેરે કરનારા, નિત્ય કરવામાં આવતું જે ઇશ્વરનું પૂજન, ચિન્તન, ચર્ચા, જપ, અને વ્રત તેથી વખણાતા લોકોવાળી આન્ધ્રદેશમાં કાંકરકુંભા નામની નગરી હતી, કે જેમાં વચનોની મીઠાશ પાસે શેરડી ભીખ માગી રહી છે, જેમાં લોકોની ચાલને

ા વખાણી રહ્યા છે, તેમ જેમાં સ્ત્રીઓનાં મુખ આગળ
, આંખો આગળ કમળની શોભા કેદી બનીને રહ્યાં છે.
ાં, कं सुखं कथ्यते विद्वेराकरः खनिरुच्यते । सुखाना-
रत्वात् सा काकरेत्यभिधीयते ॥ એવો શ્લોક કેટલીક
ામાં છે. તેનો અર્થઃ વિદ્વાન લોકો સુખને क કહે છે
ખાણને आकर કહે છે; અને આ નગરી સુખની
ણ હોવાને લઈ काकर એટલે ભાષામાં કાંકર કહેવાય
] ૧–૧૫

यामासीद् द्विजाग्र्याणां सदाचारपरायणम् ।
स्कल्मषाणां भुवने विदितं महितं कुलम् ॥१६॥

એ નગરીમાં સદાચારતત્પર, અતિશુદ્ધ, શ્રેષ્ઠ બ્રાહ્મણો-
જગમશહૂર અને જગતમાં સત્કાર પામેલું એક કુળ
ાસ કરતું હતું. ૧૬

क्रियाकलापप्रतिबोधनाय
सहस्रशाखो निरमायि वेदः ।
तस्यायथार्थत्वविधूननाय
प्रयत्नतो यद् विधिना व्यधायि ॥१७॥

स्वकर्मणा स्वःपदभागतेषु
यत्सम्भवेषु श्रुतिपारगेषु ।
पापाद् विमोक्षः सदपत्यलाभाद्
इति प्रथा मन्थरतां प्रपेदे ॥१८॥

यस्मिन् नराः स्वार्जितकर्मणैव
प्रसिद्धिमीयुर्नितरां परन्तु ।

पितुश्च पुत्रस्य च कर्मपूरः
परस्परं भूषणतां जगाम ॥१९॥
एतत् कुलं यद्यपि मादृशानां
बुद्धेरगम्यं वचसां तु दूरे ।
तथापि यत्नः सफलो ममात्र
स्याद् गोकुलेशस्य कृपाभरेण ॥२०॥

કર્મકાંડના ઉદ્ધાર માટે હજાર શાખાવાળા વેદનું નિર્માણ કરવામાં આવ્યું; પરન્તુ તેનો જે ખોટો અર્થ તેને દૂર કરવા જે કુલને બ્રહ્માજીયે બહુ મહેનતે ઉત્પન્ન કર્યું; જે કુલમાં જન્મેલા લોકો કે જેઓ વેદોમાં પારંગત હતા, તેઓ જ્યારે પોતાના કર્મથી જ સ્વર્ગ પ્રાપ્ત કરવા લાગ્યા ત્યારે સત્પુત્ર પ્રાપ્ત થયા બાદ પાપનો નાશ થાય છે આ પ્રથા મન્દ પડી; જે કુલમાં લોકો પોતપોતાનાં કર્મોથી જ ખૂબ પ્રસિદ્ધિ પામતા, તથાપિ પિતાનાં કર્મો પુત્રને અને પુત્રનાં કર્મો પિતાને શોભાવે એવાં હતાં; તે આ કુલ મારા જેવાની બુદ્ધિમાં પણ ન ઊતરે તો પછી વાણીમાં તો ક્યાંથી ? છતાં યે શ્રીગોકુલેશની કૃપાથી આ વિષયમાં આ મારો પ્રયત્ન અવશ્ય સફળ થાય. ૧૭–૨૦

स्वभावसौन्दर्यविराजमाने
कवेर्गुणो नात्र गवेषणीयः ।
गुणापकर्षात् परिवेषकस्य
सुधा न माधुर्यरसं जहाति ॥२१॥

સ્વાભાવિક સુન્દરતાથી શોભતા આ કાવ્યમાં કવિના ગુણનો વિચાર નથી કરવાનો. પીરસનારને દોષે કાંઈ અમૃત પોતાની મીઠાશ ન છોડે. ૨૧

तस्मिन्ननेके प्रथितानुभावा
ब्रह्मोपमा ब्रह्मविदो बभूवुः ।
येषामशेषाण्यपि पौरुषाणि
सहस्रशीर्षापि न वक्तुमीशः ॥२२॥

તે કુલમાં અનેક પ્રસિદ્ધ પ્રભાવવાળા બ્રહ્માજી જેવા બ્રહ્મજ્ઞો થઈ ગયા છે કે જેનાં બધાં પરાક્રમો હજાર મુખવાળા શેષ નાગ પણ કહેવા સમર્થ નથી. ૨૨

इति श्रीमद्गोकुलेशलीलासुधासिन्धौ श्रीगोकुलेशप्रादुर्भावमये प्रथमकल्लोले श्रीमद्गोकुलेशपूर्वपुरुषनगरीकुलवर्णनमयो द्वितीयस्तरङ्गः ॥२॥

શ્રીમાન્ ગોકુલનાથજીના લીલારૂપી અમૃતસમુદ્રમાં શ્રીગોકુલનાથજીના જન્મને વર્ણવતા પ્રથમ કલ્લોલનો શ્રીગોકુલનાથજીના પૂર્વજોની નગરી અને તેઓનું કુલ એને વર્ણવતો બીજો તરંગ સમાપ્ત.

---

[ તરંગ ત્રીજો ]

अभूत्ततो द्विजश्रेष्ठो गङ्गाधर इति श्रुतः ।
धार्मिकः सत्यसन्धश्च दाता भोक्तातिथिप्रियः ॥१॥
कृतानेकमखो यत्र स्वयम्भगवता स्वयम् ।
श्रीमद्गोकुलनाथेन कृपया सम्प्रकाशिता ।
स्वश्रीमुखेन सदसि गाथेयं गीयते जनैः ॥२॥

તે કુળમાં ગંગાધર ભટ્ટ નામના એક શ્રેષ્ઠ બ્રાહ્મણ ઉત્પન્ન થયા કે જે ધર્મપરાયણ, પોતાનું વચન પાળનારા, જેને દેતાં અને ભોગવતાં બન્ને આવડતું હતું તેવા, જે પ્રેમપૂર્વક અતિથિનો સત્કાર કરે એવા, અને જેણે અને યજ્ઞો કર્યા હતા; અને એના સમ્બન્ધમાં સ્વયંભગવાન શ્રીકૃષ્ણનું સ્વરૂપ જે શ્રીગોકુલનાથજી મહોદય, તેમણે જાતે કૃપા કરીને શ્રીમુખે જે વાત બધા લોકોની વચમ પ્રકટ કરેલી તે લોકો હજીયે ગાઇ રહ્યા છે. ૧–૨

**नूनं गङ्गाधरो यज्वा साक्षाद् गङ्गाधरः स्वयम् ।**
**नो चेत् कथं गणपतिः पुत्रोस्य समपद्यत ॥३॥**

ખરેખર ગંગાધર ભટ્ટ સાક્ષાત્ શ્રીમહાદેવજીનો અવતાર છે. તેમ ન હોય તો તે તેમને ત્યાં ગણપતિ પુ તરીકે કેમ અવતરે? ૩

**व्यस्यासं व्याससूनोर्विनिमयममराचार्यवर्यस्य वीप्स**
**पाराशर्यस्य मैत्रावरुणिगुणनिकां धर्मसूनोर्विभाषाम्**
**प्रत्यादेशं दधीचेः सनकपरिणतिं नामभेदं मृकण्डोस्**
**तण्डोः पर्यायमत्रेर्यमकमिह सुधीधुर्यमाहुर्यमार्याः ।**

વ્યાસજીના પુત્ર શુકદેવજી પોતે પીઠ ફેરવી આવ્યા છે, દેવોના ગુરુ બૃહસ્પતિના સાટામાં આ કો આવ્યા છે, પરાશર મુનિના પુત્ર વ્યાસજી આ ફરી આવ્યા છે, મિત્રાવરુણના પુત્ર વસિષ્ઠ જ બીજીવાર પ્રક થયા છે, ધર્મરાજના પુત્ર યુધિષ્ઠિર અથવા તો આ ગંગ ધર ભટ્ટ–મરજી પડે એને તમે રાખો. દધીચિ ઋષિ

મનમાં ગર્વ આવે કે મારા જેવો કોઈ પરોપકારી નથી કે જે વિશ્વના હિત ખાતર પોતાના પ્રાણ આપે તો તેનો ગર્વ દૂર કરવા સામા ધરાય એવા આ ગંગાધર ભટ્ટ છે. સનક મુનિનું રૂપ બદલાઇને આ ગંગાધર ભટ્ટનું રૂપ થયું છે, નામ બદલીને મૃકંડ ઋષિ આવ્યા છે, ગંગાધર ભટ્ટ એ તંડુ ઋષિનું બીજું નામ સમજો, અત્રિ ઋષિ જ પાછા એમને એમ અવતર્યા છે! એ રીતે વિદ્વાનો આ ગંગાધર ભટ્ટના સમ્બધમાં કહે છે.

[ નોંધઃ મત્સ્યપુરાણમાં એમ કથા આવે છે કે નિમિયે વસિષ્ઠને શાપ આપ્યો; અને તે શાપને લઈ વસિષ્ઠ મરણ પામ્યા. વસિષ્ઠની આ અવસ્થા જોઈ બ્રહ્માજીએ કહ્યું કેઃ '**मित्रावरुणयोः पुत्र वसिष्ठ त्वं भविष्यसि । वसिष्ठेति च ते नाम तत्रापि च भविष्यति ॥** એટલે કે, હે વસિષ્ઠ, તું મિત્રાવરુણનો પુત્ર થઇશ અને તે જન્મમાં પણ તારૂં નામ વસિષ્ઠ રહેશે. માટે વસિષ્ઠ **મૈત્રાવરુણિ** કહેવાય છે.

દધીચિ ઋષિને દધીચ પણ કહે છે. વૃત્રાસુરનો આશ્રય કરી કાલેય નામના દાનવો વિશ્વને હેરાન કરવા લાગ્યા. દેવો જ્યારે નાસીપાસ થયા ત્યારે વિષ્ણુ પાસે ગયા અને પોતાની મુશ્કેલી તેઓએ રજૂ કરી. ત્યારે વિષ્ણુયે કહ્યું કે તમે દધીચિ ઋષિનાં હાડકાંનૂં વજ્ર તૈયાર કરો તો તેનાથી તે વૃત્ર મરે. પછી દેવો દધીચિ ઋષિ પાસે ગયા અને તેમની આગળ તેઓએ તેમનાં હાડકાંની માગણી કરી. દધીચિ ઋષિયે ઉત્સાહપૂર્વક વિશ્વના હિત ખાતર પોતાના પ્રાણો તજી દીધા. દેવો ત્યાર બાદ તેમનાં

હાડકાં લઈ ગયા. તેઓએ વિશ્વકર્મા પાસે તે હાડકાંનું વજ્ર તૈયાર કરાવ્યું. તે વજ્રથી વૃત્રાસુરનો વધ ઇન્દ્રે કરેલો.

સનક અને બ્રહ્મા ચાર માનસ પુત્રોમાંના એક હતા. બીજાનાં નામ સનાતન, સનન્દન, અને સનત્કુમાર આ ચારે મહાબ્રહ્મજ્ઞાની હતા.

મૃકંડુ એ મૃકંડ ઋષિનું બીજું નામ હોય એમ સમ્ભવે છે. મૃકંડ ઋષિ સ્વાયમ્ભુવ મન્વન્તરમાં ભૃગુઋષિના પ્રપૌત્ર હતા.

તંડુ એ તંડિ ઋષિનું બીજું નામ હોય એમ સમ્ભવે છે. તંડિ ઋષિ અંગિરસ્‌ના કુળમાં ઉત્પન્ન થયા હતા. તેમણે દસ હજાર વર્ષ તપ કરી મહાદેવજીને પ્રસન્ન કર્યા હતા.

અત્રિ એ સતીઓમાં શ્રેષ્ઠ અનસૂયાજીના પતિ, અને દત્ત ભગવાનના પિતા.]

**श्रीमद्गोकुलनाथो यः परमः पुरुषोत्तमः ।**
**सर्वं कर्तुमुताकर्तुमन्यथाकर्तुमीश्वरः ॥ ५ ॥**

**ब्रह्माद्यलभ्यपादाब्जरजाः पतितपावनः ।**
**सर्वावतारिप्रवरः परं ब्रह्म नराकृति ॥ ६ ॥**

**वक्ष्यमाणैर्महिमभिरुपपन्नः स्वयम्प्रभुः ।**
**सर्वेषु तत्तत्कार्यार्थे स्वशक्तिगुणलेशदः ॥ ७ ॥**

**तेन प्राप्ते कलौ घोरे सीदतो वीक्ष्य मादृशान् ।**
**अधमान् सर्वदोषाढ्यान् निर्गुणान् सर्वसाधनैः ॥८॥**

हीनान् मत्तोपि दुर्वृत्ताञ् जीवांश्चालोक्य दुर्भगान् ।
कृपाशक्तिप्रेरणया येषां वंशो स्वयं स्वतः ॥ ९ ॥
तदुद्धारकृते प्रादुर्भवितुं सहसैष्यत ।
ते तत्सम्बन्धसम्प्राप्तानन्तमाहात्म्यमण्डिताः ॥१०॥
अत्र केचिद् भविष्यन्तीत्यस्यां पुर्यां निरूपिताः ।
ते ते गुणास्तथोत्कर्षा अनुक्ताश्च जजृम्भिरे ॥११॥
एवं तदीयेष्वपि यद् गुणास्ते ते व्यवस्थिताः ।
तत्र तस्यैव सम्बन्धो मूलं मूलस्वरूपिणः ॥१२॥
यथा हि पल्लवे पुष्पे शाखासु च फलेषु च ।
दृश्यन्ते ये गुणास्तत्र मूलं मूलं न चेतरत् ॥१३॥
एवं यत्रैव महति क्षुद्रे वोत महत्तमे ।
ये गुणाः शक्तयो वा या ये चोत्कर्षाश्च यद्यशः ॥१४॥
तत् सर्वं सर्वमूलस्य गोकुलेशस्य केवलम् ।
साक्षात्परम्पराजातसम्बन्धैकनिबन्धनम् ॥ १५ ॥

જે શ્રીગોકુલનાથજી છે તે તો પૂર્ણપુરુષોત્તમ છે; તેઓ કરવા, ન કરવા, અને અન્યથા કરવા સમર્થ છે; બ્રહ્માજી જેવાને યે તેમના ચરણારવિન્દની રજ દુર્લભ છે; તે પતિતોનો ઉદ્ધાર કરવાવાળા છે; બધા અવતારોના શ્રેષ્ઠ અવતારી એઓ છે; મનુષ્યાકારે પ્રકટ પરબ્રહ્મ છે; છે; આગળ ઉપર કહેવામાં આવતા માહાત્મ્યથી યુક્ત તેઓ સ્વયંપ્રભુ છે, અને તે તે કાર્ય કરનારાઓમાં તે તે કાર્ય કરવા માટે પોતાની શક્તિ અને ગુણનો અંશ મૂકે

છે. ઘોર કલિયુગ આવતાં દુઃખી થતા મારા જેવા અધમ, સર્વ દોષથી ભરેલા, ગુણહીન, સાધન વગરના, અરે! મારાથી યે દુષ્ટ એવા જે કમનસીબ જીવો તેને જોઇને તેવાઓનો ઉદ્ધાર કરવા પોતાની કૃપાથી પ્રેરાઇ જેઓના વંશમાં પોતે પોતાની મેળે પ્રકટ થવા ઇચ્છા કરી તેના તે લોકો તે પ્રભુના સમ્બન્ધથી પ્રાપ્ત જે અપાર માહાત્મ્ય તેનાથી શોભી રહ્યા છે. "આ નગરીમાં કેટલાક ઉત્પન્ન થશે" એ પ્રકારનું જે પુરાણ વાકય તેમાં કહેવામાં આવેલા અને ન કહેવામાં આવેલા એવા બીજા પણ તે તે ગુણો અને તે તે ઉત્કર્ષો તે નગરીમાં (કાંકરકુમ્ભામાં) પ્રકટ થયા. આ રીતે પ્રભુની સાથે સમ્બન્ધ રાખતા લોકોમ પણ જે તે તે ગુણો રહેલા છે તેનું મૂળ તો તે મૂલસ્વરૂપનો જ સમ્બન્ધ છે. પાંદડાંમાં, ફૂલમાં, ફળમાં કે ડાળીમ જે ગુણો દેખાય છે તેનૂં મૂળ મૂળ જ હોય છે, બીજાં નહીં. આ રીતે પછી મોટો હોય કે નાનો હોય, કે વળ બહુ મોટો હોય, તે સૌમાં જે ગુણો, જે શક્તિયો, જે ઉત્કર્ષો, જે યશ વગેરે છે તે બધૂં બધાના મૂળ જે શ્રી ગોકુલનાથજી તેમનૂં જ છે, પછી સાક્ષાત્સમ્બન્ધે કે પરંપરાસમ્બન્ધે. ૫-૧૫

तस्य गङ्गाधरस्यासीत् तनयः सोमयाजिनः ।
नाम्ना गणपतिः सर्वविद्वद्गणपतिर्गुणी ॥ १६ ॥

प्रभुणा स्वयमेवास्यासकृदात्ताभिधस्य कः ।
गुणानां वर्णने शक्तः सत्क्रियातोषितेशितुः ॥१७॥

સોમયજ્ઞ કરનાર તે ગંગાધર ભટ્ટજીના ગણપતિ નામે પુત્ર થયા. તેઓ બધા વિદ્વાનોના ગણના પતિ અને ગુણવાન હતા. શ્રીગોકુલનાથજીયે પોતે જેનું અનેકવાર નામ લીધું છે અને જેમણે પોતાના સત્કર્મોથી પ્રભુને પ્રસન્ન કર્યા છે તેવા તે ગણપતિ ભટ્ટના ગુણ વર્ણવવા કોની તાકાત છે? ૧૬–૧૭

**तस्याभूद् वल्लभः पुत्रो विदुषां प्राणवल्लभः ।**
**भगवद्वल्लभाद् धर्मान् नापरो यस्य वल्लभः ॥ १८ ॥**

વિદ્વાનોને પ્રાણથીયે વહાલા અને ભગવાનને પ્રિય જે ધર્મ તે સિવાય બીજૂં જેને પ્રિય નથી તેવા વલ્લભ ભટ્ટ નામના તેમના પુત્ર થયા. ૧૮

**आसीद् विवस्वानिव कान्तिभाजां**
**शरत्कलावानिव शीतलानाम् ।**
**गच्छन् नभस्वानिव पावनानां**
**स एक एव श्रुतिपारगानाम् ॥ १९ ॥**

**नोद्वेगवानुद्धतलङ्घनेन**
**नानन्दवान् नम्रजनार्चनेन ।**
**सुखे च दुःखे च समानरूपो**
**द्वन्द्वातिगख्यातिमसौ बभार ॥ २० ॥**

**दारेषु पुत्रेषु च नो ममत्वं**
**कलेवरे नाहमिति प्रतीतिः ।**

पुरन्दरस्यापि पुरे न रागो
द्वेषोपि न द्वेषिणि जातु यस्य॥ २१ ॥

रहः कथा अप्युपदेशनाय
स्पन्दोपि सन्देहनिवारणाय ।
सङ्गोप्यनङ्गोदयवारणाय
रागोपि भाग्योपचाय यस्य ॥ २२ ॥

न तत् कृतं तेन कदापि कर्म
यदार्यवृन्दे परिगोपनीयम् ।
न जातु तादृक् समुदीरितं यत्
परस्य तापं जनयाञ्चकार ॥ २३ ॥

सत्येपि सङ्कोचमधत्त वाक्ये
मिथ्याभिलापे कतमः प्रसङ्गः ।
न्यायागते स्वेपि निरादरस्य
तस्यान्यदीये क्व मनोनुबन्धः ॥ २४ ॥

प्रजाभिरानृण्यमपेक्षमाणो
यतो यतो दारपरिग्रहाय ।
अतो न तस्य त्रिदिवस्त्रियोपि
स्थिरं मनः कम्पयितुं समर्थाः ॥ २५ ॥

स सत्रिराजस्तमृषिं वदन्ति
धन्या धरा तेन करोति तस्मै ।

बुधो नमो, बिभ्यति सर्व एव
तस्माद् यशस्तस्य शमश्च तस्मिन् ॥ २६ ॥
अयं प्रवर्ग्यो विहितः प्रयाजः
प्रवर्तितः साधु कृतोनुयाजः ।
स्तुत्या कृतेत्येव जनाननेभ्यस्
तदन्तिके सन्ततमाविरासीत् ॥ २७ ॥

આ વલ્લભ ભટ્ટ તેજસ્વીઓમાં સૂર્ય જેવા હતા, શીતલ પદાર્થોમાં શરદ્ઋતુના ચન્દ્રમા જેવા હતા; પવિત્ર બનાવનારાઓમાં વાતા પવન જેવા હતા; અને વેદોમાં તો તે એકજ પારંગત હતા. કોઇ ઉદ્ધત માણસ આવી અપમાન કરે તો તેથી ઉદ્વેગ ન પામતા; કોઇ નમ્ર માણુસ આવી તેમનો સત્કાર કરે તો તેથી આનન્દ ન પામતા; સુખ ને દુઃખમાં એક સરખા તેઓ રહેતા; અને આને લઈ સુખ દુઃખ, હર્ષ શોક વગેરે દ્વન્દ્વોથી આ પર છે એ પ્રમાણે તેમની કીર્તિ ગવાતી. સ્ત્રીમાં અને પુત્રોમાં મારાપણું નહોતું, દેહમાં હું-બુદ્ધિ નહોતી; ઈન્દ્રની પુરી અમરાવતીમાં પણ તેમને આસક્તિ ન હતી, અને દુશ્મન તરફ પણ તેઓ દ્વેષ ન રાખતા. એકાન્તમાં તેઓ વાત કરે તો ઉપદેશ માટે જ; આંખનો મચકારો કરે તો બીજાને સન્દેહ દૂર કરવા; એઓ કોઇ તરફ આસક્તિ રાખે તો તે પણ તે સામાના હૃદયનો રોગ જે કામ તેને ઉત્પન્ન ન થવા દેવા; અને પોતે કોઇ તરફ પ્રેમ રાખે તો તે બીજાના ભાગ્યના ઉદય માટેજ. તેમણે એવું કામ ન કરેલું કે જે સત્પુરુષોની વચમાં

ઢાંકવું પડે; તેમ તેઓ એવું એકે વચન ન બોલેલા કે જે બીજાને તાપ કરે. સાચું વચન બોલતાં પણ તેઓ સંયમ રાખે, તો પછી ખોટું બોલવા તેઓ શું મન કરે? ન્યાયથી મળેલ પોતાના દ્રવ્યમાં જેને આસક્તિ નથી તે બીજાના ધનમાં તે શે મન ઘાલે? પરમ સંયમી આ વલ્લભ ભટ્ટ પોતે પ્રજા ઉત્પન્ન કરી પિતૃઓના ઋણમાંથી છૂટવા માગતા હતા, માટેજ પરણેલા, એટલે તેઓના અત્યન્ત સ્થિર મનને અપ્સરાઓ પણ ડગાવવા સમર્થ ન હતી. તેઓ સત્ર (એટલે, લાંબા વખત સુધી ચાલતા યજ્ઞ) કરનારાઓમાં શ્રેષ્ઠ હતા; તેમને લોકો ઋષિ કહેતા; તેમનાથી પૃથ્વી પણ પોતાને ભાગ્યશાળી સમજતી; એમને વિદ્વાનો પણ નમસ્કાર કરતા, અને બધા એમનાથી બીતા પણ; આથી પ્રતાપ પણ તેમનો અને શાન્તિ પણ તેમની એમ કહેવાય. તેમની સામે આવી માણસોના મોંમાંથી એમજ નીકળતું કે આ પ્રવર્ગ્ય (સોમયજ્ઞની શરૂઆતમાં થતો વિધિ) કર્યો, આ પ્રયાજ (મુખ્ય યજ્ઞવિધિ) આદર્યો, આ અનુયાજ (મુખ્ય યજ્ઞની બાદનો વિધિ) બહુ સુન્દર રીતે કર્યો, અને આ સોમરસ કાઢ્યો. ૧૯–૨૭

**वल्लभस्याभवत्तस्य तनयो विनयोर्जितः ।**
**शिक्षितः सर्वविद्यासु पित्रा लक्ष्मणदीक्षितः ॥२८॥**

તે વલ્લભ ભટ્ટના દીકરા વિનયથી, શોભતા, અને પિતા દ્વારા જેને બધી વિદ્યાઓ પ્રાપ્ત થઈ છે એવા લક્ષ્મણ દીક્ષિત થયા. ૨૮

गेहे वसन्नपि मुनिर्वेदपारायणप्रियः ।
न्यक्कृता निकृतिस्तेन विहृता विकृतिः सदा ॥२९॥
प्रसन्ना प्रकृतिस्तस्य परिवादात् परश्च सः ।
पराचीनमना वर्णत्रयव्यावृत्तसङ्ग्रहः ॥ ३० ॥
परित्यक्तैषणो धीरधीषणो वैष्णवप्रियः ।
सर्वशास्त्रेष्वसन्देहः सदेश्वरपरायणः ॥ ३१ ॥
दीने दयालुः सततं भगवन्नाम्नि सादरः ।
सर्वसाधुशरण्योऽन्यगुणग्रहणतत्परः ॥ ३२ ॥
तेन सारवती पृथ्वी कुलं तेन विभूषितम् ।
तेनैव सर्वलोकानां चक्षुः सफलतां गतम् ॥ ३३ ॥
तं सुजातमुपश्रुत्य ननन्दुर्वंशसम्भवाः ।
मुरद्विषमिवाकर्ण्य मथुरापुरवासिनः ॥ ३४ ॥
अभाजि न श्रोत्रियकर्मपूरै-
रत्याजि दोषः सुजनैरमानि ।
अश्रावि दूरस्य विशुद्धवृत्ते-
रश्लाघि सुश्लाघ्यगुणोपपन्नैः ॥ ३५ ॥
अयं सदाचारविशुद्धचित्तो
विशेषवित् तोषितसत्समूहः ।
न कस्य सन्तोषसमाश्रयोभूद्
रत्नं विशुद्धं भुवि कस्य हेयम् ॥ ३६ ॥

अस्मिन् विरिञ्चिप्रथितप्रपञ्चे
दोषान्वितानेव गुणान् वदन्ति ।
अनेन तु स्फीतगुणार्णवेन
तदप्यपाकीर्णमिति प्रतीमः ॥ ३७ ॥

ઘરમાં નિવાસ કરતા હતા છતાંયે આ લક્ષ્મણ ભટ્ટ મુનિ જેવા હતા. તેમને વેદનું પારાયણ બહુ પ્રિય હતું. તેમણે કપટને કચડી નાખ્યું હતું, વિકારનો વિનાશ કર્યો હતો. તેમનો સ્વભાવ નિત્ય પ્રસન્ન રહેતો, નિન્દાથી નિત્ય મુક્ત હતા, પરબ્રહ્મપરાયણ હતા, બ્રાહ્મણ ક્ષત્રિય, અને વૈશ્યો પાસેથીજ જે દક્ષિણા ગ્રહણ કરતા. તેમણે બધી લૌકિક કામનાઓ છોડી દીધી હતી. તેઓ ગમ્ભીર બુદ્ધિવાળા હતા. વૈષ્ણવો તેમને વહાલા હતા; બધાં શાસ્ત્રોનું નિઃસન્દેહ જેમને જ્ઞાન હતું; નિત્ય પ્રભુપરાયણ હતા, ગરીબો પર દયા રાખનારા હતા, પ્રભુનામમાં પરમ આદર રાખતા હતા, સર્વ સત્પુરુષોને આશરો આપનાર હતો, બીજાના ગુણોનુંજ તે નિત્ય ગ્રહણ કરતા. તેમને લઈને તો પૃથ્વી કિમ્મતી બનેલી, તેમને લઈ કુલ શોભી ઊઠયું હતું. તેમના દર્શનથી લોકોનાં નેત્રોને પણ સફળતા પ્રાપ્ત થઇ હતી. તેમનો જન્મ થયો જાણીને તેમના કુટુમ્બીજનોને તેટલો આનન્દ થયેલો કે જેટલો પ્રભુનો જન્મ થયો સાંભળીને મથુરાવાસીઓને થયેલો. શ્રુતિપરાયણ બ્રાહ્મણોનાં કાર્યોએ તેમનો આશ્રય કર્યો; દોષો તેમને છોડીને ચાલ્યા ગયા; સત્પુરુષોએ તેમને માન આપ્યું; દૂર

રહેલા સદાચારી લોકોયે તેમનો યશ સાંભળ્યો; અને
ત્યન્ત પ્રશંસાપાત્ર ગુણવાળા માણસોયે પણ તેમની
ાંસા કરી. એમનૂં ચિત્ત સદાચારને લઈ નિત્ય શુદ્ધ
ું; તે વિશેષ જ્ઞાન ધરાવનારા હતા; સત્પુરુષોને તેમણે
ડુજ સન્તોષ આપેલો; અરે, એમણે કોને સન્તોષ ન
પેલો? સ્વચ્છ રત્નને તે કોઈ જગતમાં મૂકી દેતૂં હશે?
બ્રહ્માજીની સૃષ્ટિમાં તો ગુણ અને દોષ સાથેજ
ા છે એમ લોકો કહે છે; પરન્તુ આ લક્ષ્મણ ભટ્ટજી
જેઓ સમૃદ્ધ ગુણોના સાગર હતા તેમણે તો તે દોષ-
ને પણ દૂર કરી નાખેલો, એમ અમને ખાતરી છે.

[**નોંધ:** શ્રીમહાપ્રભુજી સુબોધિનીમંગલમાં ત્રીજા શ્લોક-
લક્ષ્મણભટ્ટજીનૂં બહુ સુન્દર વર્ણન આપે છે, તે પણ અહીં
ાનમાં લેવા જેવૂં છે: **श्रीमद्वल्लभविद्वदीशविलसद्वंशाब्धि-
न्दवे श्रीगोपीपतिवन्दिने सुमनसि ब्रह्मामृतस्यन्दिने । श्री-
क्ष्मणभट्टसूरिरिति यन्नामाखिलाभीष्टदं तस्मै तातमहाश-
ा हरये कुर्मो नमः सिद्धये ॥** આ શ્લોકમાં એમ કહ્યું
કે: જેમ ચન્દ્રમાથી સમુદ્ર વૃદ્ધિ પામે એમ આ લક્ષ્મણ
જીથી શ્રીમહાપ્રભુજીનો વંશ વૃદ્ધિ પામ્યો છે; તે શ્રીગોપી-
ાવલ્લભના ભક્ત છે; દૈવી જનો પર બ્રહ્માનન્દ વરસનારા
તેમનૂં નામ માત્ર બધી ઈષ્ટ વસ્તુઓ આપવાવાળું છે;
ઉદાર હૃદયવાળા છે; અને પ્રભુનો જ અવતાર છે.]

**इति श्रीमद्गोकुलेशसुधासिन्धौ श्रीमद्गोकुलेशप्रादुर्भावमये
नकल्लोले श्रीमद्गङ्गाधरसोमयाजिगणपतिवल्लभलक्ष्मण-
ातप्रादुर्भावनिरूपकस्तृतीयस्तरङ्गः ॥३॥**

શ્રીમાન્ ગોકુલનાથજીના લીલારૂપી અમૃતસમુદ્રમાં શ્રીગોકુલનાથજીના જન્મને વર્ણવતા પ્રથમ કલ્લોલનો શ્રીમાન્ ગંગાધર સોમયાજી, ગણપતિ ભટ્ટ, વલ્લભ ભટ્ટ, અને લક્ષ્મણ દીક્ષિતની ઉત્પત્તિને વર્ણવતો ત્રીજો તરંગ સમાપ્ત. ૩

---

[ ચોથો તરંગ ]

**एल्लम्मा नाम तस्यासीद् भार्या सर्वगुणान्विता ।**
**विष्णुव्रतपरा साध्वी सर्वधर्मपरायणा ॥ १ ॥**

તે લક્ષ્મણભટ્ટજીનાં, બધા ગુણે પૂર્ણ, વિષ્ણુ ભગવાનનાં વ્રતોમાં તત્પર, પરમ સતી, અને સર્વ ધર્મોમાં તલ્લીન એવાં, એલ્લમ્મા નામનાં પત્ની હતા. ૧

**तेनातिश्रद्धया भक्त्या यथाविधिकृतैर्मखैः ।**
**तुष्टो गर्भं विवेशास्या भगवान् परमेश्वरः ॥ २ ॥**

તે લક્ષ્મણભટ્ટજીયે અતિશ્રદ્ધા અને ભક્તિપૂર્વક જે વિધિ પ્રમાણે યજ્ઞો કરેલા તેનાથી પ્રસન્ન થયેલા પ્રભુયે આ એલ્લમ્માના ગર્ભમાં પ્રવેશ કર્યો. ૨

**अथासौ लक्ष्मणः श्रीमान् प्रयागे वस्तुमिच्छया ।**
**प्रातिष्ठत ततः पुर्याः सजातीयैर्द्विजैर्वृतः ॥ ३ ॥**

હવે આ લક્ષ્મણજી પ્રયાગમાં નિવાસ કરવાની ઈચ્છાથી પોતાની જ્ઞાતિના અનેક બ્રાહ્મણો સાથે તે કાંકરવાલ ગામમાંથી ઊપડયા. ૩

**आगच्छतो लक्ष्मणस्य भार्या पुत्रमसूत सा ।**
**चम्पारण्याभिधे देशे भीमरथ्यास्तटे शुभे ॥४॥**

ग्रामे चौडाभिधे हन्त विक्रमार्कस्य भूपतेः ।
राज्यकालान्विते वर्षे निधिदृग्बाणभूमिभिः ॥५॥
वैशाखे मासे बहुलपक्षे हरिदिने शनौ ।
सप्तमे मासि मङ्गल्ये वल्लभाचार्यमीश्वरम् ॥६॥

જે વખતે લક્ષ્મણભટ્ટજી માર્ગમાં ચાલ્યા આવતા હતા તે વખતે ચમ્પારણ્ય નામના પ્રદેશમાં, ભીમરથી નદીને પવિત્ર તીરે ચોડા નામના ગામમાં, વિક્રમસંવત્ ૧૫૨૯ના વૈશાખ (ગુજરાતી–ચૈત્ર) માસની વદ અગિયારસ અને શનિવારે તે એલ્લમ્માજીયે શુભ સાતમે માસે પુત્ર પૂર્ણ પુરુષોત્તમ શ્રીવલ્લભાચાર્યને જન્મ આપ્યો ૪–૬

तौ तत्र दृष्ट्वा तं बालं ज्वलज्ज्वलनभासुरम् ।
महानुभावं दृष्ट्यैव पापानि घ्नन्तमञ्जसा ॥७॥
अप्रतर्क्यमनिर्देश्यं सौन्दर्यैकनिकेतनम् ।
आकर्षन्तं प्रेक्षकाणां चक्षूंषि च मनांसि च ॥८॥
आनन्दसागरे मग्नौ भाग्यं स्वं प्रशशंसतुः ।
तद्दर्शनोत्थितप्रेमभररोमाञ्चसञ्चयौ ॥९॥

પ્રદીપ્ત અગ્નિ સમ પ્રકાશતા; મહાપ્રતાપી, દૃષ્ટિમાત્રથી રમતમાત્રમાં પાપોને દૂર કરતા, જેને ઉત્તમ પ્રકારનો તર્ક પણ ન પહોંચી શકે એવા, જેને વર્ણવી ન શકાય એવા, વિશ્વનું જે સૌન્દર્ય તેનું એક નિવાસ સ્થાન, તેમ જોનારનાં નેત્રો અને મનોને હરતા એવા એ બાલકને ત્યાં જોઈ આનન્દ સાગરમાં ડૂબેલાં, તે બાલકના દર્શનને

લઈ ઊભરાયેલો જે પ્રેમ તેને લઈ જેને ખીચોખીચ રુવાડાં ઊભાં થઈ ગયાં છે એવાં તે માતપિતા પોતાના પરમ ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યાં. ૭–૯

**अथ मार्गक्रमेणासौ लक्ष्मणो दीक्षितः कृती ।**
**प्राप्य प्रयागं कालिन्दीगङ्गासङ्गमपावनम् ।**
**आनन्दावसत् तं च पत्न्या सह महामतिः ॥१०॥**

હવે ધીરે ધીરે માર્ગે ચાલ્યા આવતા, જેના બધા મનોરથ પરિપૂર્ણ થયા છે એવા લક્ષ્મણભટ્ટજી દીક્ષિત યમુનાજી અને ગંગાજીના સંગમને લઈને લોકને પવિત્ર કરતું જે પ્રયાગ ત્યાં પહોંચ્યા, આનન્દ પામ્યા, અને મહાબુદ્ધિશાળી તે પોતાની પત્ની સાથે ત્યાં રહ્યા. ૧૦

**तस्य प्रफुल्लविमलपुण्डरीकप्रभं मुखम् ।**
**जपाकुसुमलौहित्यचञ्चत् पादतलं च तत् ॥११॥**
**कल्पद्रुमदलप्रख्यमधरं जितविद्रुमम् ।**
**मौक्तिकव्रातसंस्पर्धिद्विजवृन्दमनुत्तमम् ॥१२॥**
**शरत्पूर्णेन्दुबिम्बोद्यच्चन्द्रिकाचारु तत्स्मितम् ।**
**दृग्भ्यां पिबन्नविरतं तृणाय स्वरमन्यत ॥१३॥**

તે પૂર્ણપુરુષોત્તમનું વિકસેલ અને સ્વચ્છ કમલ સમું મુખડું, જાસૂદના ફૂલના જેવી લાલાશથી શોભતું તે ચરણતલ, કલ્પવૃક્ષના કૂમળા પાન સમો અને પરવાળાને હટાવી દે એવો હોઠ, મોતીની સરની સરખામણીમાં ઊભે એવા તે અત્યુત્તમ દાંત, શરદ્ ઋતુના પૂર્ણચન્દ્રની વિકસતી

જે ચાંદની તેના જેવૂં સુન્દર તેમનું હાસ્ય આ બધી વસ્તુઓનું નેત્રો વડે નિત્ય પાન કરતાં તે લક્ષ્મણભટ્ટજી અને તે માતા એલ્લમાજીયે સ્વર્ગને તરણાસમૂં માન્યૂં. ૧૧-૧૩

अथ कालक्रमेणैष तस्योपनयनं व्यधात् ।
यथाविधि महोत्साहस्फुरदानन्दमेदुरः ॥१४॥

હવે સમય જતાં મહાન ઉત્સાહને લઇને ઊભરાતો જે આનન્દ તેથી પૂર્ણ એવા તે લક્ષ્મણભટ્ટજીયે તે બાલકને વિધિસર જનોઈ આપી. ૧૪

ततः काले कतिपये व्यतीते भाग्यवत्तमः ।
स श्रीमानत्र सन्त्यज्य देहं लेभे परं पदम् ॥१५॥

ત્યારબાદ થોડો સમય જતાં ભાગ્યશાળી પુરુષોમાં શ્રેષ્ઠ એવા એ શ્રીમાન્ લક્ષ્મણભટ્ટજીયે આ પ્રયાગક્ષેત્રમાં પોતાનો દેહ છોડયો અને પરમ ધામમાં પહોંચ્યા. ૧૫

श्रीवल्लभस्ततो गत्वा काश्यां स भगवानिह ।
सर्वज्ञोप्यपठद् वेदान् स्मृतिशास्त्राणि चागमान् ॥१६॥
पुराणानीतिहासांश्च भाष्याणि विविधानि च ।
अधीत्य गोकुलं श्रीमदितोसौ गतवानिह ॥१७॥

પછી શ્રીવલ્લભ મહાપ્રભુ ત્યાંથી કાશીમાં પધાર્યા અને પોતે પૂર્ણપુરુષોત્તમ હોઈ બધૂં જાણતા હતા છતાંયે લોકસંગ્રહાર્થ તેમણે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, જુદાં જુદાં ભાષ્યો, બીજા આગમો વગેરે અનેક વૈદિક તેમ લૌકિક શાસ્ત્રનો અભ્યાસ કર્યો; અને આ રીતે અભ્યાસ પૂર્ણ થયા બાદ રૂડા ગોકુલમાં આપ પધાર્યા. ૧૬-૧૭

कालिन्द्यां स्नानमाचर्य तत्प्रभुं नतवान् मुदा ।
उपविष्टः शमीवृक्षसविधेऽलं विराजतः ।
अश्वत्थस्य तले लेभे मुदं काञ्चनमञ्जुलाम् ॥१८॥

શ્રીયમુનાજીમાં આપે સ્નાન કર્યું, ત્યાં તીર પર બિરાજતા પ્રભુને આપે આનન્દપૂર્વક વન્દન કર્યું. ત્યાર બાદ ખીજડાના વૃક્ષની નજીકમાં રહેલ પીપળાના વૃક્ષની છાંયમાં સોના જેવી સુન્દર શાન્તિ પ્રાપ્ત કરી. ૧૮

अथ गोवर्धनं गत्वा तदीश्वरदिदृक्षया ।
समुच्छलन्महाभक्तिर्ग्रामेऽन्यानौरनामनि ।
प्रविश्यासौ सधूनाम्नो ब्राह्मणस्य गृहे स्थितः ॥१९॥

હવે આપ ગોવર્ધન પર્વત પર શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરવાની ઈચ્છાથી પધાર્યા; અને મહાપ્રેમ અને ભક્તિભાવ જેનો ઊછળી રહ્યો છે એવા આપ અન્યોર નામના ગામમાં પધારીને સધૂ પાંડે નામના બ્રાહ્મણના ઘરમાં બિરાજ્યા. ૧૯

गोवर्धनधरः कुत्र भगवानिह तिष्ठति ।
इति पप्रच्छ तं धीमानथैनं स व्यजिज्ञपत् ॥२०॥

શ્રી ગોવર્ધનોદ્ધરણધીર પ્રભુ ક્યાં બિરાજે છે એમ આપશ્રીયે તે સધૂ પાંડેને પૂછયૂં અને તેણે આપશ્રીને કહ્યૂં. ૨૦

गोवर्धनधरो नात्र प्रसिद्धोऽस्मासु कश्चन ।
आस्ते तु देवदमन इति ख्यातोऽन्तरेव सः ।
तिष्ठतीशो बहिर्नैति न गतिस्तत्र कस्यचित् ॥२१॥

इत्येवममुना तस्मिन्नेव हन्तानुकीर्तिते ।
श्रीवल्लभोऽभवत् तूष्णीं सर्वज्ञोऽसौ गुणाम्बुधिः ॥२२॥

ગોવર્ધનધારી નામના તો કોઇ અમારી વચમાં જાણવામાં નથી આવ્યા; પરન્તુ દેવદમન નામના એક પ્રભુ પર્વતની અન્દરજ રહે છે, બહાર પધારતા નથી, અને ત્યાં કોઈ જઈ પણ નથી શકતું. આ પ્રમાણે જ્યારે તેણે કહ્યું ત્યારે ગુણના સાગર અને સર્વજ્ઞ એવા શ્રીવલ્લભ મહાપ્રભુ ક્ષણ વાર શાન્ત રહ્યા. ૨૧-૨૨

अथ गोवर्धनोर्वीभृत्सविधे यः प्रतिष्ठितः ।
गाँठोलीसंज्ञको ग्रामस्तत्र यो यवनोऽवसत् ।
आसीद् गोसेषदेमालं प्रसिद्धस्तं समादिशत् ॥२३॥
गोवर्धनधरः स्वप्ने बहिर्नीत्वोपवेशय ।
मामन्तर्वर्तिनं ग्रामजनैरिति गिरेश्वरः ॥ २४ ॥

હવે ગોવર્ધન પર્વતની પાસે ગાંઠોલી નામનું ગામ હતું, તેમાં એક ગોસે નામે પસિદ્ધ યવન રહેતો હતો, તેને શ્રીગોવર્ધનનાથ પ્રભુએ સ્વપ્નામાં આ શબ્દોથી આજ્ઞા કરી કેઃ આ ગામના લોકો પાસે અન્દર રહેલા મને બહાર કઢાવ અને પાટ બેસાડ. ૨૩-૨૪

न त्वशक्यत तल्लोकैः सधूस्त्वाज्ञापितोऽपरैः ।
स्नातस्नातैस्त्रिभिर्विप्रैः प्रविश्य सह तत्र वै ।
अञ्जसैव समुत्थाय बहिरानीतवानमुम् ॥ २५ ॥

પરન્તુ આ બહાર કાઢવાનું કામ તે લોકોથી ન બન્યું ત્યારે લોકોએ સધૂ પાંડેને કહ્યું કે તું આ કાર્ય કર.

પછી નાહીને શુદ્ધ બનેલા ત્રણુ બ્રાહ્મણો સાથે અન્દર જઈને તે સધૂ પાંડયે સહેલાઈથી પ્રભુને બહાર પધરાવ્યા. ૨૫

**अथ तं दर्शयामास श्रीमल्लक्ष्मणनन्दनम् ।**
**स तं दृष्ट्वातिहृष्टोभूदद्रिधारणमीश्वरम् ॥ २६ ॥**

આ રીતે બહાર પધારેલા પ્રભુને સધૂ પાંડયે શ્રીલક્ષ્મણુભટ્ટજીના પુત્ર શ્રીવલ્લભ મહાપ્રભુને બતાવ્યા; અને એ ગિરિવરધારી પ્રભુનાં દર્શન કરી આપશ્રીને અત્યંત આનન્દ થયો. ૨૬

**स्नात्वा तस्य चकारापि सेवां बहुविधां विभुः**
**परस्परमभाषेतां प्रेम्णा तत्तदुभौ तदा ।**
**परस्परस्य सुखदावभूतां तेन तेन तौ ॥ २७ ॥**

નાહીને આપશ્રીયે તે પ્રભુની અનેક પ્રકારે સેવા કરી અને પ્રેમમાં આવી બન્ને તે સમયે અરસપરસ વાર્તાલાપ કરવા લાગ્યા અને તેથી એકબીજાને પરસ્પર ઘણો આનન્દ આપ્યો. ૨૭

**मण्डलेस्मिन्नसौ मासांश्चतुरश्चतुरोऽवसत् ।**
**सेवाप्रकारं तत्रत्यजनेभ्योऽजिज्ञपत् सुधीः ॥ २८ ॥**

એ સ્થાનમાં પરમ ચતુર એવા આપશ્રી ચાર મહિના રહ્યા; અને ત્યાંના લોકોને સેવાપ્રકાર શીખવ્યો. ૨૮

**अथैष द्वादशवनीयात्रां व्यधित सुन्दरः ।**
**तेषु तेषु महाप्रेम्णा बभ्रामोपवनेष्वपि ॥ २९ ॥**

ત્યારબાદ સહજ સુન્દર એવા આપશ્રીયે બાર વનોની

કરી; અને તે તે ઉપવનોમાં બહુ પ્રેમપૂર્વક આપ-
પરિક્રમા પણ કરી. ૨૯

र गोकुलं गत्वा जन्माष्टम्यां महोत्सवम् ।
कार्तिकमासस्य सितप्रतिपदि प्रभुः ।
ाद् गोवर्धनं गत्वा सोऽन्नकूटमहोत्सवम् ॥३०॥

વળી, જન્માષ્ટમીને દહાડે ગોકુલમાં પધારી આપે
મહોત્સવ કર્યો; અને કાર્તિક મહિનાની સુદિ એકમે
શ્રી ગોવર્ધન પર્વત પર પધાર્યા અને ત્યાં અન્નકૂટ
ત્સવ કર્યો. ૩૦

मद्भागवतस्यैष कुर्वन् पारायणं स्थितः ।
। जातु तु तस्यार्थं विवृण्वन् स्वजनेष्वहो ।
न्तरेष्वप्यस्यैषा रीतिः प्रायो महात्मनः ॥ ३१ ॥

શ્રીમદ્ભાગવતની પારાયણ કરતા અને નિજ વૈષ્ણવોને
ગૂઢાર્થ સમજાવતા આપ ત્યાં બિરાજ્યા. પછીનાં
ાં પણ આપશ્રીયે એ જ રીતિયે પ્રતિવર્ષ ઉત્સવ
કરેલા. ૩૧

ान्नकूटस्य महमलर्कस्य पुरे गतः ।
ोस्य वासस्तत्राभूत् कुरुक्षेत्रेथ जग्मिवान् ।
ानन्दं विजिग्येत्र श्रीभागवतपण्डितम् ॥३२॥

અન્નકૂટ મહોત્સવ ગિરિરાજ પર કરી આપશ્રી
ામાં પધાર્યા; અને મોટે ભાગે આપશ્રીયે ત્યાં જ
સ કરેલો. હવે આપશ્રી કુરુક્ષેત્રમાં પધાર્યા અને
ાંના પ્રખર પંડિત રામાનન્દને વાદમાં હરાવ્યો. ૩૨

तद्व्याख्याया निरासेन स्वाभिप्रेतार्थदर्शनात् ।
पुष्टिमार्गप्रकटनाद् ब्रह्मवादविचक्षणः ।
मायावादतिरस्कारी यशश्चावीवृधत् स्वकम् ॥ ३३ ॥

તે રામાનન્દે ભાગવતનો જે અર્થ કરેલો તેનું નિરસન કરી, પોતાને જે યોગ્ય લાગતો હતો તે અર્થ બતાવી, પુષ્ટિમાર્ગ પ્રકટ કરી, બ્રહ્મવાદમાં વિચક્ષણ અને માયાવાદનો નિરાસ કરનારા એવા આપશ્રી પોતાની કીર્તિ વધારવા લાગ્યા. ૩૩

अथ ग्रन्थाः कृतास्तेन तेषां नामानि कीर्तये ।
चतुःश्लोकी कृता पूर्वं श्रीमान् कृष्णाश्रयस्ततः ।
विवेकधैर्याश्रयश्च जलभेदश्च सुन्दरः ॥ ३४ ॥
पुष्टिप्रवाहमर्यादाभिख्यः सेवाफलाभिधः ।
सिद्धान्तमुक्तावली च निबन्धो यमुनाष्टकम् ॥३५॥
निरोधलक्षणं बालबोधश्च नवरत्नकम् ।
भक्तिसिद्धान्तनामा च तथा सा भक्तिवर्धिनी ॥३६॥
सहस्रनामाणुभाष्ये मधुराष्टकमद्भुतम् ।
पञ्चश्लोकी तथा नामावली चापि सुबोधिनी ॥३७॥
अन्तःकरणबोधश्च तथा संन्यासनिर्णयः ।
इत्यादयोऽपरे चालं भक्तिमार्गप्रकाशकाः ।
अनेन विहिता ग्रन्था स्वीयानां मङ्गलप्रदाः ॥ ३८ ॥

હવે આપશ્રીએ જે ગ્રન્થો રચ્યા તેનાં નામ અનુક્રમે આપું છું: ચતુઃશ્લોકી, કૃષ્ણાશ્રય, વિવેકધૈર્યાશ્રય, મનોહર

ाद, पुष्टिप्रवाहमर्यादाभेद, सेवाफल, सिद्धान्तमुक्ता-
तत्त्वदीपनिबन्ध, यमुनाष्टक, निरोधलक्षण, बालबोध,
न, भक्तिसिद्धान्त (सिद्धान्त रहस्य), भक्तिवर्धिनी,
त्तमसहस्रनाम, अणुभाष्य, अत्यद्भुत मधुराष्टक,
ाध, त्रिविधनामावली, श्रीसुबोधिनीजी, अन्तःकरण-
श, अने संन्यासनिर्णयः आ तेम बीजा पण भक्ति-
ा रहस्य पर प्रकाश पाडनारा ग्रन्थो के जे निज
ोने परम मंगलनुं दान करनारा छे ते आपश्रीये
. ३४–३८

काश्यां भगवत आज्ञया परमेशितुः ।
विवाहे विहितमनसं देवनाभिधः ।
व्यजिज्ञपत् प्राप्य कन्या मे गृह्यतामिति ॥३९॥

त्यारबाद प्रभुनी आज्ञाथी जेमणे विवाह करवा विचार
छे एवा आपश्रीने काशीमां देवनभट्टे आवी विनंती
केः आ मारी कन्यानुं पाणिग्रहण करो. ३९

ार्येण ततोनेन हृष्टेनेयमुरीकृता ।
ाहो मङ्गलमयः समपद्यत सोत्सवः ॥ ४० ॥

ते विनंती तेणे करी त्यारबाद आपश्रीये बहु आनन्द-
ते कन्यानुं पाणिग्रहण कर्युं; अने महा आनन्द
ए मांगलिक विवाह ऊजवायो. ४०

कृत्वा विवाहं स यथाविधि गुणाम्बुधिः ।
मार्थं क्षितेस्तस्याः परिभ्रमणमीश्वरः ।

कर्तुं विनिर्ययौ तत्र तत्तत् तीर्थं सभाजयन् ॥ ४१ ॥
तत्र तत्राचरन् स्नानं देवास्तांस्तान् नमन् मुहुः ।
तत्र तत्राचरन् विष्णोः पूजां पश्यंस्तथाद्भुतम् ॥४२॥

હવે વિધિને અનુસાર વિવાહ કરી ગુણના સાગર એવા સમર્થ એ પ્રભુ પૃથિવીને પાવન કરવા તે તે તીર્થોનો આદર કરતા, તે તે તીર્થોમાં સ્નાન કરતા, તે તે તીર્થદેવોને નમસ્કાર કરતા, ત્યાં ત્યાં વિષ્ણુભગવાનનું પૂજન કરતા, અને અદ્ભુત ચમત્કારો નિહાળતા, પરિક્રમા કરવા ઊપડ્યા. ૪૧–૪૨

ये तत्र तत्र तीर्थेषु देवतायतनेषु च ।
पुरेषु राजसंसत्सु पण्डितास्तमुपस्थिताः ।
वादार्थं तान् विजिग्ये स सर्वविद्याविशारदः ॥४३॥

તે તે તીર્થોમાં, તે તે મન્દિરોમાં, તે તે શહેરોમાં, અને તે તે રાજસભાઓમાં જે પંડિતો વાદ કરવા આવેલા તે બધાને સર્વવિદ્યામાં નિપુણ એવા આપશ્રીયે હરાવેલા. ૪૩

शङ्करेण प्रणीतं तं मायावादमपाकरोत् ।
दृढीचकार च मतं वैष्णवानां महायशाः ॥ ४४ ॥

શંકરાચાર્યજીયે પ્રવર્તાવેલો જે માયાવાદ તેનું નિરસન કર્યું અને મહાકીર્તિશાળી એવા આપશ્રીયે વૈષ્ણવોનો જે ભક્તિસિદ્ધાન્ત તેને દૃઢતાપૂર્વક સ્થાપ્યો. ૪૪

मतानि यानि धूर्तानां पाखण्डानां दुरात्मनाम् ।
श्रुतिस्मृतिपुराणोपपत्तिभिस्तान्यपानुदत् ॥ ४५ ॥

જે બીજા છેતરનારા, વેદવિરુદ્ધ મત ફેલાવનારા, દુષ્ટ
ના મતો હતા તેનું શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને યુક્તિથી
શ્રીયે ખંડન કર્યું. ૪૫

ृष्णपुष्टिसद्भक्तिपथे सर्वान् कृपाभरात् ।
: प्रावीविशल्लोकानलं खलु महाफले ॥ ४६ ॥

શ્રીકૃષ્ણની કૃપાથી જ જે ખરી પ્રેમલક્ષણા ભક્તિ
થાય છે તેનો માર્ગ કે જે મહાફલરૂપ છે તેમાં મોટે
પરમ દયા કરી સૌ દૈવી જીવોને ખૂબ લીધા. ૪૬

काश्यां समागत्य तत्र पत्रावलम्बनम् ।
धौ सर्वविदुषां स्मयाम्भोधिविशोषकम् ॥४७॥

પરિક્રમામાંથી પાછા ફરી આપ કાશીમાં પધાર્યા;
બધા વિદ્વાનોનો જે ગર્વનો દરિયો તેને સૂકવી નાખે
પત્રાવલમ્બન લખ્યું. ૪૭

पेन्द्राश्रमादीन् स मायावादविचक्षणान् ।
षानेव निर्जित्य सप्तविंशतिवासरैः ॥ ४८ ॥
रुभिः श्रुतिभिर्मानैः साकारं पुरुषोत्तमम् ।
ातिष्ठिपद्[illegible]तत[illegible]क्तिनिकरः प्रभुः ॥ ४९ ॥

તે કાશીમાં માયાવાદના સમર્થ પંડિત ઉપેન્દ્રાશ્રમ
ને સત્તાવીસ દિવસ વાદ કરી બધાને હરાવી, યુક્તિથી,
થી, તેમ બીજાં પ્રમાણોથી, તેઓની બધી યુક્તિયોનું
ન કર્યું છે એવા આપશ્રીયે પુરુષોત્તમને સાકાર
કરી બતાવ્યા. ૪૮–૪૯

**एवमर्जितसत्कीर्तिधर्मादिर्दक्षिणां दिशम् ।**
**प्रतिगच्छन्नसौ तत्र विद्यानगरमीश्वरः ॥૫૦॥**

આ પ્રમાણે કીર્તિ, ધર્મ વગેરે પ્રાપ્ત કર્યાં છે જેમણે એવા આપશ્રી દક્ષિણ દિશામાં પધારવા માગતા, વિદ્યાનગરમાં પધાર્યા. ૫૦

**तत्रापि विजिताः सर्वे पण्डिता वेदवादिनः ।**
**अञ्जसैवामुना हन्त मायावादपरायणाः ॥ ૫૧ ॥**

ત્યાં પણ આપશ્રીયે જે વેદનો આશ્રય લઈ માયાવાદનું સમર્થન કરતા હતા તેવા પંડિતો પર રમત માત્રમાં વિજય મેળવ્યો. ૫૧

**कृष्णरायाभिधो हन्त यो विद्यानगरेश्वरः ।**
**स सन्तुष्टस्तदा चक्रे तस्य हेम्नाभिषेचनम् ॥ ૫૨ ॥**

વિદ્યાનગરના કૃષ્ણરાય નામના જે રાજા હતા તે શ્રીવલ્લભ મહાપ્રભુના આ વિજયથી બહુ ખુશ થયેલા; અને તેણે આપનો કનકાભિષેક કર્યો. ૫૨

**स ईश्वरोऽतिबहुलमपि तद्धेम नाग्रहीत् ।**
**एतत्स्नानोदकं तेन त्याज्यमेवेत्यदो जहौ ॥ ૫૩ ॥**

આપશ્રીયે અઢળક હોવા છતાં યે તે સોનૂં ન લીધૂં. એ તો નાહવામાં વાપરેલૂં પાણી, તે તો છોડી દેવૂં જોઇયે, એમ સમજી આપે તે બધૂં છોડી દીધૂં. ૫૩

**अनेन कर्मणा तस्य राजाऽतुष्यद् भृशं तदा ।**
**विस्मितश्चाभवदलं तथा सर्वो जनोऽस्य च ॥ ૫૪ ॥**

આપશ્રીના આ ત્યાગકાર્યથી તો તે રાજા બહુ જ
થયો અને એનાં સહુ માણસો યે બહુ જ આશ્ચર્ય
ાં. ૫૪

भषेचनिकाद्धेम्नोप्यधिकं हेम भूपतिः ।
न्योपनिन्ये तस्यैव चरणाम्भोजयोः सुधीः ॥५५॥

ત્યારબાદ અભિષેક વખતે જે સોનું હતું તેના
યે વધારે સોનું રાજાએ ભક્તિભાવપૂર્વક આપશ્રીના
ારવિન્દમાં ધર્યું. ૫૫

ीकृत्य कृपया तस्यार्धं विठ्ठलेशितुः ।
गार्थं भगवतो विन्ययुङ्क्तावशेषितम् ।
चिकीर्षितमखार्थमातिष्ठिपदीश्वरः ॥ ५६ ॥

તેનો આપશ્રીયે દયા કરી અંગીકાર કર્યો. તેમાંથી
ભગવાન શ્રીવિઠ્ઠલનાથજી પ્રભુ માટે આભૂષણો તૈયાર
માં વાપર્યું; અને બાકી જે અર્ધું રહ્યું તે પોતે એક
કરવા ધારેલ તેને માટે રાખ્યું. ૫૬

त्रेवं तीर्थयात्रां तथा पृथ्वीप्रदक्षिणाम् ।
ाथादिधामानि गत्वायान् मथुरापुरीम् ॥ ५७ ॥

આ પ્રમાણે તીર્થયાત્રા અને પૃથ્વીપ્રદક્ષિણા કરતા
શ્રીરંગનાથ વગેરે ધામોમાં પધારેલા અને ત્યારબાદ
મથુરામાં પધાર્યા. ૫૭

गोवर्धनं गत्वा तत्प्रभुं नतवानयम् ।
च बहुधा तस्य सेवां प्राकाशयच्च ताम् ॥५८॥

तत्रत्येषु कृपोद्रेकादथ गोकुलमागमत् ।
दिनानि कतिचित् तत्र स्थितवांस्तत्प्रभुं भजन् ।
बहुधा तत्र तत्पुष्टिभक्तिमार्गं प्रकाशयन् ॥ ५९ ॥

ત્યારબાદ આપ ગિરિરાજ પધાર્યા; ત્યાં બિરાજતા શ્રીગોવર્ધનોદ્ધરણધીર પ્રભુને પ્રણામ કર્યા; અને ત્યાં આપે પ્રભુની અનેક પ્રકારે સેવા અને ત્યાં જે લોકો નિવાસ કરતા હતા તેઓ પર આપશ્રીની અત્યન્ત કૃપા હતી એટલે તેઓને તે શીખવી. પછી આપ ગોકુલ પધાર્યા; અને ત્યાં બિરાજતા પ્રભુની સેવા કરતા એવા અને પુષ્ટિ-ભક્તિનો માર્ગ કેવો છે તે અનેક રીતે બતાવતા એવા આપશ્રી ત્યાં થોડાક દહાડા બિરાજ્યા. ૫૬–૫૯

नभोमासस्य शुक्लायामेकादश्यां स ईश्वरः ।
अर्धरात्रे शृणोति स्म भगवद्वचनान्यसौ ॥६०॥

શ્રાવણ માસની સુદિ અગિયારસને દહાડે મધરાતે આપશ્રીયે શ્રીઠાકોરજીનાં શ્રીમુખથી વચનો સાંભળ્યાં. ૬૦

"श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि ।
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते " ॥ ६१ ॥
इत्यादिपद्यघटिते स्वग्रन्थे भगवानयम् ।
येषामर्थं व्यवृणुत यस्मिंष्टीकां प्रियो व्यधात् ।
श्रीमद्गोकुलसर्वस्वं पुरुषोत्तमशेखरः ॥ ६२ ॥

"શ્રાવણ મહિનાના શુકલ પક્ષમાં એકાદશીને દહાડે મધ્યરાત્રિયે સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ પ્રભુયે જે કહ્યું છે તે

અક્ષર અહીં કહેવામાં આવે છે" વગેરેથી જેની શરૂ- થાય છે એવા સિદ્ધાન્તરહસ્ય નામના ગ્રન્થમાં શ્રીઠાકોરજીનાં વચનોનો અર્થ આપશ્રીયે બતાવ્યો છે; જેના ઉપર પૂર્ણ પુરુષોત્તમ શ્રીગોકુલનાથજી મહારાજે ટીકા લખી છે. ૬૧–૬૨

गमत् कुरुक्षेत्रं तथा तीर्थान्तराण्यपि ।
ं च महापुण्यां तत्र स्वं पुष्टिवर्त्म सः ॥६३॥
शयद् हन्त तत्र जीवांश्चाबीविशत्तराम् ।
नाभवत् तत्र मेलनं संकथाप्यलम् ॥ ६४ ॥

પછી આપ કુરુક્ષેત્ર તેમ અન્ય તીર્થક્ષેત્રો, તેમ મહા બદરિકાશ્રમમાં પધાર્યા. તે તે સ્થળોમાં આપે માર્ગનો પ્રકાશ કર્યો અને અનેક જીવોને તે માર્ગમાં . ત્યાં ઉદ્ધવજી સાથે મેલાપ અને વાતચીત પણ ૬૩–૬૪

ाश्रमे च व्यासेन मिलितेन कथाभवत् ।
विधाय संपृष्टस्तेनाह स्मेश्वरो मुदा ।
टीका मया साधु श्रीमद्भागवते शुभा ॥६५॥
वयच्च व्याख्यानं भगवानेनमुत्सुकम् ।
मवाहकृते त्वस्य पद्यस्यैतन्मुदावहम् ॥ ६६ ॥

વ્યાસજીના આશ્રમમાં વ્યાસજી મળ્યા; અને તેમની આપશ્રીને અનેક પ્રકારે વાર્તાલાપ થયો. ત્યારપછી વ્યાસજીએ પૂછ્યું ત્યારે આપશ્રીયે કહ્યું કે: મેં

શ્રીમદ્ભાગવત પર એક અતિ સુંદર ટીકા બનાવી છે. અને તે સાંભળવા ઉત્સુક બનેલા વ્યાસજીને 'वामबाहुकृतवामकपोलो' (युगलगीत-२) એ પરનાં સુબોધિનીજી સંભળાવ્યાં; અને તે સાંભળવાથી વ્યાસજીને ઘણો આનન્દ થયો. ૬૫-૬૬

व्यासेनोक्तं महद् भाग्यमद्येत्थंकालिनं मम ।
यत् त्वत्तोशृणवं हन्त व्याख्यानमतिदुर्लभम् ॥६७॥
ग्रन्थस्यास्य प्रकाशेहं निमित्तं केवलं प्रभो ।
आस्वादस्य तु दाता त्वमत्यलौकिकरूपिणः ॥६८॥

પછી વ્યાસજીએ કહ્યું કે મારૂં ભાગ્ય આજે ફળ્યું કે આવું અતિદુર્લભ વ્યાખ્યાન મેં આપશ્રી પાસેથી સાંભળ્યું. હે પ્રભુ, હું તો તે ગ્રન્થ પ્રકાશ કરવા માટે જ માત્ર નિમિત્ત હતો; આપ તો અલૌકિક રસનું દાન કરનારા છો. ૬૭-૬૮

अथातः सूकरक्षेत्रादिकमागत्य पूतवान् ।
त्रिभिर्वर्षैः कतिपयमासयुक्तैरसौ व्यधात् ॥ ६९ ॥
पृथ्वीप्रदक्षिणामेवं ततः काशीमुपागतः ।
द्वारि गत्वा स्थितस्तत्र प्रभुः श्वसुरवेश्मनः ॥७०॥

ત્યારબાદ આપ વરાહક્ષેત્ર વગેરેમાં પધાર્યા અને તે તેને પાવન કર્યાં. આ રીતે ત્રણ વર્ષ અને ઉપર થોડાક માસ તેટલા સમયમાં પૃથ્વીપરિક્રમા કરી અને આપશ્રી કાશી પધાર્યા; અને ત્યાં પોતાના સસરાને ઘેર જઈ ઊભા રહ્યા. ૬૯-૭૦

...ા તત્ર મહાલક્ષ્મ્યા બહિરાગતયૈકયા ।
...ર લજ્જાભરતોવગુણ્ઠિતમુખાબ્જયા ॥૭૧॥

ત્યાં મહાલક્ષ્મી નામનાં આપનાં પત્ની એકલાં ... આવેલાં અને શરમને લઇ પોતાનું મુખારવિન્દ ... દીધું છે જેમણે એવાંયે આપશ્રીને જોયા. ૭૧

...ા ગૃહાન્તર્જનનીં પ્રત્યૂચે સંવૃતાદરમ્ ।
...કોસ્ત્યાગતો દ્વાર ઇત્યુત્ફુલ્લમુખાબ્જયા ॥૭૨॥
...જીતિ ગ્રથિતયા તયોર્ક તજ્જનન્યહો ।
...ા વધ્વો બહિર્ગત્વા પશ્યજ્જામાતરં નિજમ્ ॥૭૩॥

ઘરમાં જઇ પોતાનો ભાવ ગૂઢ રાખી તેમણે કહ્યું: ...ાને ઘર આંગણે કોણ આવેલ છે ?" એમ આનન્દને ...જેનું મુખારવિન્દ વિકસ્યું છે અને અક્કાજીના નામથી ... છે એવાં એમણે કહ્યું. આ સાંભળી તેમની માતા ...આવ્યાં અને તેમણે પોતાના જમાઇરાજને દીઠા. ૭૨-૭૩

...શેષ સમાદૃત્ય ગૃહે પ્રાવીવિશચ્ચ સા ।
...ાપયચ્ચ દિવસાનેન કતિપયાન્ ગૃહે ॥૭૪॥

...વિશેષતાપૂર્વક આપશ્રીનો સત્કાર કરી આપશ્રીને ઘરમાં ...ા કર્યા અને કેટલાક દિન ત્યાં આપશ્રીને રોકયા. ૭૪

...તરં સહ ... ।
... ॥૭૫॥

महोत्सवेन महता प्रातिष्ठपदमुं तया ।
दुहित्रा सहितं तस्य गृहान् प्राति गुणार्णवम् ॥७६॥

ત્યારબાદ પોતાનાં સગાંઓને ભેળાં કરી અનેક પ્રકારનાં કીમતી વસ્ત્રો અને આભૂષણો આપી મોટા ઉત્સવ સાથે પોતાની પુત્રી સાથે ગુણના સાગર એવા આપશ્રીને પોતાને ઘેર વિદાય કર્યા. ૭૫–૭૬

आचार्यस्त्वथ सन्तुष्टस्तया वल्लभया युतः ।
अलर्कपुरमभ्येत्यालंचक्रे स निजान् गृहान् ॥७७॥

તે પછી પરમ આનન્દ જેમને થયો છે એવા આપશ્રી પોતાની પ્રિયતમાને સાથે લઈ અડેલમાં પોતાના નિવાસ-સ્થાનમાં આવી વસ્યા. ૭૭

पृथ्वीप्रदक्षिणात्याजादेवं दिग्विजयः कृतः ।
पण्डिता निर्जिताः सर्वे वसुधा च पवित्रिता ॥७८॥
श्रीकृष्णपुष्टिसद्भक्तिमार्गे च प्रायशो जनाः ।
विश्वे प्रवेशिता ब्रह्मवादश्च स्थापितो भृशम् ॥७९॥
निर्मूलिताश्च दुर्वादाः श्रुतिस्मृत्यादिभाषितैः ।
प्रचारिता च भगवत्सेवा भूमण्डलेऽखिला ।
पवित्रकीर्तिना श्रीमल्लक्ष्मणास्यात्मजेन सा ॥८०॥

પાવન જેમનો યશ છે એવા, લક્ષ્મણભટ્ટજીના પુત્ર, શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીયે પૃથ્વી પરિક્રમાને બહાને દિગ્વિજય કર્યો, બધા પંડિતો પર વિજય મેળવ્યો, સમગ્ર પૃથ્વીને પવિત્ર કરી, દૈવી જીવોનો પુષ્ટિમાર્ગમાં અંગીકાર

કર્યો, બ્રહ્મવાદ સ્થાપ્યો, શ્રુતિ, સ્મૃતિ વગેરેનાં પ્રમાણો આપી અસદ્વાદો ઉખેડી નાખ્યા, અને સમગ્ર ભૂમંડલ પર પ્રભુની પ્રેમલક્ષણા ભક્તિ અને સેવા તેનો પ્રચાર કર્યો. ૭૮-૮૦

प्रमादोसौ महान् मोहोनल्पोसौ परमो भ्रमः ।
नमन्ति यत्पादुके न वल्लभाचार्यपादयोः ॥८१॥

શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીની પાદુકાને જે માણુસ વન્દન નથી કરતો તે તેનો મોટો પ્રમાદ, જબર મોહ અને પરમ ભ્રમ છે. ૮૧

दैवजीवव्रजोद्धारकृते स पुरुषोत्तमः ।
यत् प्रादुरकरोदास्यं तद् विदुर्वल्लभप्रभुम् ॥८२॥

દૈવ જીવોના ઉદ્ધાર માટે પૂર્ણ પુરુષોત્તમે જે પોતાના મુખારવિન્દને પ્રકટ કર્યું તેને ભગવદીયો શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી તરીકે જાણે છે. ૮૨

अत एव विट्ठलेशप्रभुश्रीचरणैरपि ।
प्रकृत्य वल्लभाचार्यान् स्तोत्रे सर्वोत्तमे स्वयम् ।
स्वश्रीमुखेन कथितं पद्यत्रयमति स्फुटम् ॥८३॥
"प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।
निगमप्रतिपाद्यं यत् तच्छुद्धं साकृति स्तौमि ॥८४॥
कलिकालतमश्छन्नदृष्टित्वाद् विदुषामपि ।
सम्प्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥८५॥
दयया निजमाहात्म्यं करिष्यन् प्रकटं हरिः ।
वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार ह" ॥८६॥

માટે શ્રીગુસાંઇજી મહારાજે શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં શ્રીમહાપ્રભુને ઉદ્દેશી સ્વમુખે ત્રણ શ્લોકો કહ્યા છેઃ

"ભલે પ્રકટયા શ્રીવલ્લભદેવ, શ્રીપુરુષોત્તમ ભૂતલ ફરીજી,
નહીં પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજવપુ ધરીજી,
કરે નિગમ નિરૂપણ એમ, તે આકારની સ્તુતિ કરીજી. ૧
મહાકલિકાલાદિક દોષ, પંડિતની દૃષ્ટિ તિમિર ભરીજી,
મહિમા નવ જાણે જેહ, તે કહિયે ખરા સુર-અરીજી. ૨
વહાલે દયા કરી મુખરૂપ, નિજ લીલા પ્રકટ કરીજી." ૩

तथा हि तस्मादुद्गता पावनी सा सरस्वती ।
श्रीभागवतगूढार्थप्रकाशकसुबोधिनी ॥८७॥

તો પછી તે મુખારવિન્દમાંથી પ્રકટ થયેલ પરમ-પાવન કરનારી જે વાણી શ્રીસુબોધિનીજી શ્રીમદ્ભાગવતમાં ગૂઢાર્થ પ્રકટ કરવા માટે છે. ૮૭

जीवानामुपसन्नानामज्ञानेन्धमदाहनात् ।
कवयः कथयन्त्येनमग्निरित्यपि विस्फुटम् ॥८८॥

આપશ્રી શરણે આવેલા જીવનાં અજ્ઞાનરૂપી લાકડાં બાળી નાખે છે. માટે કવિઓ આપશ્રીને અગ્નિ કહે છે. ૮૮

अलौकिकीनां सूक्ष्माणां मधुराणां प्रकाशनात् ।
आनन्दमयलीलानां साक्षात् कृष्णामिति विदुः ॥८९॥

આપશ્રીએ અલૌકિક, સૂક્ષ્મ, મધુર અને આનન્દપૂર્ણ લીલાઓ પ્રકટ કરી છે માટે આપશ્રીને લોકો સાક્ષાત્ શ્રીકૃષ્ણ સમજે છે. ૮૯

अत एव विट्ठलेशाहरिश्रीचरणैरपि ।
वस्तुतः कृष्ण एवेति वल्लभाष्टक ईरितम् ॥९०॥

માટે જ શ્રીગુસાંઈજીયે વલ્લભાષ્ટકમાં કહ્યું કેઃ હે વલ્લભપ્રભુ, આપ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ છો. ૯૦

तथा हि द्विजबन्धूनां स्त्रीशूद्राणां कृतागसाम् ।
दुष्टानां पतितानां च कृते किं किं चकार न ॥९१॥
सुबोधिनी निबन्धश्च तथा भक्तिविवर्धिनी ।
अन्तःकरणबोधश्च तथैव नवरत्नकम् ॥९२॥
विवेकधैर्याश्रयाख्यः श्रीमत्कृष्णाश्रयस्तथा ।
पराश्च कृतयस्तस्य नावः संसृतिलङ्घने ॥९३॥

તેમ વળી આપશ્રીયે પતિત દ્વિજો, સ્ત્રીઓ, શૂદ્રો, અપરાધી, દુષ્ટ, અને પતિતો માટે શું શું નથી કર્યું ? શ્રીસુબોધિનીજી, તત્ત્વદીપ નિબન્ધ, ભક્તિવર્ધિની, અન્તઃકરણપ્રબોધ, નવરત્ન, વિવેકધૈર્યાશ્રય, કૃષ્ણાશ્રય અને આપશ્રીનાં બીજાં લખાણો આ બધાં સંસારસાગર તરવાનાં નાવો છે. ૯૧–૯૩

निगमेषु पुराणेषु श्रीमद्भागवते तथा ।
योतिगूढः पुष्टिमार्गः सोनेन प्रकटीकृतः ॥९४॥

વેદમાં, પુરાણમાં, અને શ્રીમદ્ભાગવતમાં અત્યન્તગૂઢ જે પુષ્ટિમાર્ગ રહેલો તેને આપશ્રીયે પ્રકટ કર્યો છે. ૯૪

मर्यादामार्गतस्तस्मिन् वैलक्षण्यं स्फुटीकृतम् ।
करामलकतां नीतो महिमा तस्य चाध्वनः ॥९५॥

મર્યાદામાર્ગથી તે કઈ રીતે જુદો તે સ્પષ્ટ બતાવી આપ્યું. [ એટલે કેઃ જેમાં પ્રભુ જીવના સાધન સામું

જોઈ, સાધનરૂપ ફલ આપે, જીવને પોતાને પ્રાપ્ત થનાર ફળ તરફ આસક્તિ હોય, નહીં કે તે ફલના દાતા પ્રભુ તરફ—આ મર્યાદામાર્ગ; જેમાં પ્રભુ દયાથી નિજ સ્વરૂપાનન્દનું દાન કરે, કૃપાવશ થઈ જીવની યોગ્યતા અયોગ્યતાનો વિચાર ન કરે, જીવને પ્રભુના સુખ સિવાય જ્યાં બીજો વિચાર ન હોય—તે પુષ્ટિમાર્ગ.] અને આ પુષ્ટિમાર્ગનું માહાત્મ્ય હાથમાં આંબળું પડેલું હોય ને જેવું સ્પષ્ટ દેખાય તેવી રીતે આપશ્રીએ દેખાડ્યું. [पुष्टिर्दृष्टफला यतः–શ્રીગુસાંઈજી કહે છે કેઃ કૃપા થઇ કે ફલ મળ્યું. આ પુષ્ટિમાર્ગનું માહાત્મ્ય આ માહાત્મ્ય શ્રીમહાપ્રભુજીયે સ્પષ્ટ રીતે બતાવ્યું. શ્રીમહાપ્રભુજીના સમાગમ માત્રથી ચોર્યાશી વૈષ્ણવોનો પ્રેમભાવ ઊલટી પડ્યો અને સૌને ઠાકોરજી સાનુભાવ થયા. માટે જ શ્રીગુસાંઈજી 'सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः' આ પ્રમાણે શ્રી મહાપ્રભુજીને વર્ણવે છે, શ્રીમહાપ્રભુજીની સમીપમાં જેવો જીવ આવે કે તરત જ તેને પરમભક્ત બનાવી દે છે; અને પરમ મુક્તિ જે પ્રભુની લીલા તેનો સાનુભાવ કરાવે છે.] ૯૫

**सर्वतः सम्प्रसृतया कृष्णभक्त्या यथा जनः ।**
**प्रायः कृतार्थः सर्वः स्यात् तथैवानेन चेष्टितम् ॥९६॥**

ચારે ઓર પ્રસરેલી શ્રીકૃષ્ણભક્તિથી બધા માણસો કૃતકૃત્ય બને તે રીતે આપશ્રીયે સર્વ આચર્યું. ૯૬

**यत्र स्थितं तत् तीर्थत्वं यदुक्तं तच्च वेदताम् ।**
**यो वीक्षितः स पावित्र्यं तेनानायि दयालुना ॥९७॥**

જ્યાં આ દયાના સાગર ઊભા તે સ્થળને આપે

તીર્થ બનાવ્યું; જે વચન બોલાયું તે વેદરૂપ બની ગયું; અને જેના પર આપશ્રીએ કૃપાદૃષ્ટિ કરી તેના બધાં પાપો બળી ગયાં અને તે પરમશુદ્ધ બની ગયો. ૯૭

**गुणैरलमसङ्ख्येयैर्माहात्म्यं तस्य सूच्यते ।**
**सोस्य श्रीविट्ठलः पुत्रो गोकुलेशो यदात्मजः ॥९८॥**
**तमनन्तुरबोद्धुस्तं तमपूजयितुः प्रभुम् ।**
**जन्म विद्या कृतिः सर्वा विभूतिः कौशलं वृथा ॥९९॥**

અગણિત ગુણોથી આપનું માહાત્મ્ય સારી રીતે પ્રતીત થઇ શકે છે. અરે, શ્રીગુસાંઇજી જેવા જેમના પુત્ર, અને શ્રીગોકુલનાથજી જેવા જે શ્રીગુસાંઇજીના પુત્ર, એવા શ્રીમહાપ્રભુજીને જે નમ્યો નથી, જેણે જાણ્યા નથી, જેણે સેવ્યા નથી એનું જન્મ, વિદ્યા, બધી ક્રિયા, સમ્પત્તિ, હોશિયારી બધુંયે નકામું છે. ૯૮–૯૯

**कलौ कलुषचित्तानां भवसागरतारणे ।**
**श्रीमद्वल्लभनामेदं वहित्रमजरं विदुः ॥१००॥**

કલિયુગમાં જેઓનાં ચિત્ત ડોળાઈ ગયાં છે, એવા લોકોને ભવસાગર તરવા કદાપિ જીર્ણ ન થાય એવું જો કોઈ નાવ હોય તો તે શ્રીમહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યનું નામ છે. ૧૦૦

**इति श्रीमद्गोकुलेशलीलासुधासिन्धौ श्रीगोकुलेशप्रादुर्भावमये प्रथमकल्लोले चतुर्थस्तरङ्गः ॥**

**શ્રીમાન્ ગોકુલનાથજીના લીલારૂપી અમૃત સાગરમાં શ્રીગોકુલનાથજીના જન્મને વર્ણવતા પ્રથમ કલ્લોલનો ચોથો તરંગ સમાપ્ત.**

## ૩૦. ભગવદીયનાં ૩૨ લક્ષણ

[ એક જૂની હાથપ્રત ઉપરથી આ ભાગે અહીં છપાવ્યો છે. આરંભનું પાનું તૂટતું હોવાથી આરંભનો ભાગ આપી શકાયો નથી. જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખી છે. ]

× × ×

.......પુત્રપરિવારના મનુષ્યો છે તે પરસ્પર લપટાય છે, ખેદ કરે છે, બ્રમ્હરાક્ષસરૂપી મનુષ્ય ડરે છે કે મ્હારા ડાહળાં, પાંદડાં, કુંપલા, વેલા ત્રુટી રહ્યા છે. કદાચ બધુંય ત્રુટશે, આ પ્રકારની ચીંતા 'જીવને' મોહરૂપી જાળાથી પ્રગટે છે; પોતાનાં મૂળીયાં દ્દઢ છે. મ્હને ચીંતા કાંઈ નથી, પોતાનું મૂળ શ્રીજી તેમને ભૂલી જાય છે. તે એમ વિચારતો નથી કે, "મ્હારૂં મૂળ દ્દઢ છે, મ્હને ચીંતા કોઇ નથી"; ત્યાં ભૂલીને સુખ દુઃખ ને ફળ વિચારે છે; જો કોઇ, એહને કાંઇ કહે કે બતાવે તે કર્યો જાય છે; કોઈ કહે કે, દેવતાને મનાવો, કોઈ કહે તમારો મિત્ર કોઇ બડો ભારે માતબર હોય તો મળો તો કષ્ટ કાપશે, કોઇ કહે કે ભવાનીદેવીની માનતા ચઢાવો ત્યારે તમારૂં ભલું થાય ત્યારે, આ નિર્બુદ્ધ માણસો તેમ કર્યે જાય; જેમ જેમ એહને કોઇ કહ્યાં કરે તેમ તેમ વધુ પ્રભુથી વધુ વિમુખ થઈ દૂર થાય છે; તેથી અન્યાશ્રય કરવો નહીં; જે મનુષ્યો અન્યાશ્રય કરતા નથી તેઓ તો જાણે છે અને કહે છે કે "શ્રીજી કરશે તેજ થવાનું છે" દુઃખ અને સુખ તો દેહનાં પ્રારબ્ધ

ભોગવવાનાં છે તે ભોગવ્યે જ છુટકો થશે; એ નિશ્ચય લાવે ત્યારે તો તત્કાલ તેનું દુઃખ નિવર્ત થાય; પ્રથમ તો એહવા નિશ્ચયવાળાને દુઃખ થતું જ નથી, એહવો વૈષ્ણવ હોવો જોઇયે, અને જે અન્યાશ્રયી, અન્યાશ્રય કરે છે તેમ જ અસમર્પિત વસ્તુ ભોગવે છે તેનાથી તો મહાપ્રભુજી દૂર રહે છે એ નિશ્ચય જાણવું. આ પ્રકાર સર્વ વૈષ્ણવોયે યોગ્ય છે કે, કદાપિ અન્યાશ્રય કરવો નહીં. આશ્રય તો એક જ શ્રીનાથજીનો દૃઢ રાખવો એ નિર્ધાર કરવું જેથી આ લોક અને પરલોકમાં સુખ ઉપજે. સર્વ પ્રાણી માત્રમાં દયા રાખવી.

## પ્રથમ લક્ષણ સંપૂર્ણ ૧

## બીજું લક્ષણ

ભગવદીય જાણે કે, કિડીથી લઇને હાથી વિગેરે જીવ માત્ર સરખાં છે, સીંહ અને મૃગ, પણ એકજ છે, કારણ કે, એ સર્વમાં એક જ મૂર્તિ વિરાજે છે; માત્ર દેહિ જુદા જુદા છે; એમ વિચારી, સર્વત્ર સર્વ ઉપર દયા કરે છે, જાણે છે કે, થંડી વિગેરે જેમ મને પીડે છે તેમ જ એહને પણ પીડતી હશે, જેવી ભૂખ મને લાગે છે તેમ, એહને પણ લાગતી હશે, એહેવું વિચારીને કોઈને પણ દુખાવે નહીં પણ સર્વની રક્ષા કરે તેથી વૈષ્ણવે તો, સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી.

## ત્રીજું લક્ષણ

વૈષ્ણવે સદા સર્વ સમયમાં પ્રસન્ન રહેવું, સુખી થતાં હરખાવું નહીં, તેમ દુઃખી થતાં વ્યાકુળ થવું નહીં,

સર્વમાં, ભગવદિચ્છા પ્રબલ જાણવી. ભગવદીયો સાથે પ્રીત રાખવી, વૈષ્ણવો મળવાથી, ભગવદ્વાર્તા કરવી. સતત અહર્નિશ શ્રીજીનું ધ્યાન કરવું, સારે માર્ગે કાંઇક ખર્ચતા રહેવું, જો કોઇ ઉત્સવના દિવસ હોય ત્યારે યથાશક્તિ વૈષ્ણવોને પ્રસાદ લેવરાવવો, વૈષ્ણવો સાથે મળી જાગરણો કરવાં, તે મંડલીમાં નિઃશંક થઇને પદ વિગેરે ગાવાં. દેહને અનિત્ય જાણવા. પોતાના મનથી પણ કોઇનું બુરૂં ચ્હાવું નહીં, તેમ કોઈ નો અનાદર કરવો નહીં, સર્વ સાથે મધુરૂં બોલવું. ભગવાનનાં ગુણગાન સતત કરવાં, એ રીતે રહેવું.

## ચોથું લક્ષણ

ભગવદીય વૈષ્ણવે ક્રોધ કરવો નહીં, કારણ કે ક્રોધ એ જાતે ચાંડાલ છે—તેથી, જ્યાં ક્રોધ છે ત્યાં ધર્મ રહે નહીં, તેમ લક્ષ્મીજી પણ ત્યાં વસતાં નથી. લક્ષ્મીજી તે સ્થળે પોતાની બ્હેનને ગોઠવે છે, તેનું નામ “ કુલક્ષ્મી ” છે, જેમ મનુષ્યને ક્રોધ હોય છે તે સર્વદા દરિદ્રી હોય છે, અને સર્વદા, પ્રભુથી વિખુટો થાય છે; કારણ કે ક્રોધ અપવિત્ર છે. જેમ ચાંડાલનો સ્પર્શ થાય તો, સચિલ સ્નાન કરવું, એજ યોગ્ય છે, તેમ જ સ્નાન કરવું, અથવા તો, હાથ પગ ખાસ્સા કરી ચરણામૃત લેવું, એ ઉચિત છે, અને પછીથી ભગવદ્સ્મરણ કરવું, જો ક્રોધ લઈને સ્નાન, ચરણામૃત વિના રહે તો, સન્ધ્યાકાળપર્યંત, અપવિત્ર જ જાણવો, સન્ધ્યાકાળ થયા બાદ, જ્યારે તે નક્ષત્ર દર્શન કરે ત્યારે શુદ્ધ થાય, બીજા તો એહેમા ઝાઝા દોષ છે,

જો ક્રોધ કરતામાં, અપવિત્ર હાલતમાં કદાચ એ જીવની દેહ છુટી જાય તો એ નરકનો અધિકારી બને છે, ક્રોધ કરી, કોઇ વૈષ્ણવને દુઃખાવે તો તે શ્વાનયોનિમાં જાય છે, તેમ ક્રોધાવેશમાં કોઈનું દ્રવ્ય હરણ કરે તો સર્પની યોનિમાં જાય છે, કોઈનાં ઘર સળગાવે ત્યારે કોઢના રોગ ભોગવે છે. અને હવે પછીના જન્મમાં, અનેકાનેક દુઃખો ભોગવે છે, વળી ક્રોધાવેશમાં, કોઇ પ્રકારનું ઝેર ભક્ષણ કરે કે જળમાં બુડી આત્મહત્યા કરે તથા પોતાને શસ્ત્રઘાત કરે તો, જ્યાંસુધી સૂર્ય ચન્દ્ર તપે તેટલી મુદત નરકયાતના ભોગવે, તેમ જ ક્રોધથી કોઇ દાન કરે તો, તે દાનથી દસ પટ તોલીયે, એટલું પ્રાયશ્ચીત થાય છે, ક્રોધ વડે પોતાના ગુરૂ સાથે ક્રોધમાં વચન બોલે તો, બીજા જન્મે તે મૂઢ થાય છે. માતા પિતાથી ક્રોધ કરે તો, દરિદ્ર થાય છે, વૈષ્ણવથી ક્રોધ કરીયે તો, સંતાનોને કષ્ટ થાય છે, તેથી શ્રી મહાપ્રભુજી આજ્ઞા કરે છે કે, જે વૈષ્ણવ હોઇને ક્રોધ કરે છે તે કરવો નહીં.

## પાંચમું લક્ષણ

સેવામાં, સર્વ સમય એકાગ્ર ચિત્ત રાખવું, તેમ જ શ્રી આચાર્યજીનાં નામ વારંવાર ઉચ્ચારવાં, ભગવદ્‌કટાક્ષ વારંવાર ચિન્તવન કરવા, શ્રી મહાપ્રભુજીનું ચરિત્ર સ્મરવું, કંસાદિક રિપુક્ષયલીલા યાદ લાવવી, સ્નાન કર્યા પછી આહ્નિક ચિહ્નો ધારણ કરી, હાથ ખાસ્સા કરવા પછી શ્રી ચરણામૃત હાથ વડે નેત્રોમાં લગાવે, ત્યારપછી મંદિરે જવું, ત્યાં યોગ્ય હોય તેહેવી સર્વ સેવા કરવી, મંદિર

વસ્ત્ર વડે ધોઈ સ્વચ્છ કરવું, મંગળા આરતિ કરી, સજ્ઞા ઝાડી બિછાવે, મંગલાભોગ ધરે, સ્નાન કરાવે, ચંદન ધૂપ કરે, શૃંગાર યથાભાવ, જે સ્વરૂપ હોય તેહવા ધરવા, સુગંધ લગાવવી, માલા પેહેરાવવી, આભરણુ ધરવાં, ઝારીજી ફરીથી ભરી પધરાવવાં, આ રીતે જે પ્રકાર કહ્યો છે તેમ કરવું, મન સ્થિર રાખવું, પ્રસન્નતાથી સેવા કરવી, ચિત્તમાં કોઇ પ્રકારથી સંકલ્પ વિકલ્પ લાવવા નહિ અને ભય રાખવો કે સેવામાં કોઈ ભૂલ થાય નહિ, મનમાં ભારે હર્ષ લાવી સેવા કરે, મંગલાભોગ, શૃંગારભોગ, ગોપીવલ્લભભોગ, ગ્વાલભોગ, પલનાનો ભોગ, શયનભોગ, સન્ધ્યાભોગ, રાજભોગ સહિત સદૈવ સેવા કરવી આવશ્યક છે. યથાશક્તિ કરવી. આ પ્રકાર સેવા એકાગ્ર ચિત્ત વડે કરવી.

## છઠ્ઠું લક્ષણ

શ્રી ઠાકુરજીની રસોઈમાં બંધાન રાખવું, યથાશક્તિ સેવા કરે, વધુ ડોલ દંભ ન કરવાં. કોઇનું દ્રવ્ય દગાથી લઈ ન કરવું, કોઇના ઉપર રોષ લાવી કોઇ સેવા કરવી નહીં, તેમ જ પોતાના નીતિ અનુસાર વિત્ત મલ્યું હોય તે વિચારી કરવું. આ જેટલી વાત કહી છે તેટલી કરવી–પાળવી.

## સાતમું લક્ષણ

જો સેવકનો અપરાધ દેખાય તોપણુ, ક્રોધ કરવો નહીં, સહન કરવો, તેને કાંઈ કહેવું નહીં, ભૂલી જવું અને તેના ઉપર પ્રસન્નતા વધારવી, તેના ભોજન આચ્છાદન સારી રીતે સરભરા રાખવી, તેના વિચાર જાણુવા; એ રીતે પ્રભુ ઘણુા પ્રસન્ન રહે છે.

## આઠમું લક્ષણ

ભગવદીયોથી સાચું રહેવું. છલકપટ અંતરાય કરવા નહીં; ખોટું બોલવું નહીં. તેમની ટેહેલ કરવી; તેમને મળવાનો આગ્રહ રાખી તેમનાથી ભગવદ્‌વાર્તા કરવી. તેમની વાણી સાંભળી, જે અભિપ્રાય એમના મુખદ્વારા નીકળે તે હૃદયમાં ધારણ કરવા અને વારંવાર વિચારવા; તેમના હેતુ જાણવા, તેમનાથી દીન રહેવું, એમની પાસે પોતાની બડાઈ કરવી નહીં, તેમનો આત્મા રાજી કરવો; તેમની આજ્ઞા ભંગ સર્વથા કરવી નહીં, તેમનાથી સ્નેહ ઝાઝો કરવો, શ્રીજીની સેવા યથાક્રમ ન હોય તો તેમને પુછી લેવું; તેમની સાથે રહી સેવા કરવી, સીખવી; ભગવદીયોએ આ રીતે રહેવું.

## નવમું લક્ષણ

કોઇ જીવ માત્ર દુર્વચન કહે તે સહેવું; તેનો જવાબ વાળવો નહીં, તેમ તેના પ્રત્યે ક્રોધ કરવો નહીં, તેમજ પોતાના દીલથી પણ ખેદ કરવો નહીં, એહનાં વચન મનમાં લાવવાં નહીં, એહેને માત્ર પોતાના મનથી જાણી લેવો, તેમને સદૈવ જયશ્રીકૃષ્ણ કરવા જ, તેમનાં વચન ભુલાવી દેવાં, જો બની આવે તો કોઇ ઉપકાર કરવો; તેમ એહેની નિંદા કરવી નહીં.

## દસમું લક્ષણ

સેવા કોઇને ભરોંસે મુકવી નહીં, પોતાના સેવ્ય શ્રીઠાકુરજીની સેવા પોતે જ કરવી; ઘણી સારી રીતથી શૃંગા-

રાદિ સમય સમયના, તેમ સર્વે ઉત્સવ કરવા. આભરણુ કાળજીથી ધરવાં, શ્રીસ્વામિનીજી માટે પણ એ જ રીતથી નિત્ય નવો દિવસ જાણી ભાવ વધારવો, શ્રીઠાકુરજીની સેવા શુભ ચિત્ત વડે કરવી, પ્રસન્નતાથી કરવી, સમયવાર જે ઉત્સવપ્રકાર જે વિધિસર કહ્યા હોય તે વિધિસર કરવા, ગૃહવિત્તાનુસાર યથાશક્તિ કરવા, પરંતુ બિલકુલ ક્ષુદ્ર વૃત્તિ સર્વથા ન કરવી, શ્રીઠાકુરજી પાસે કાંઈ માગવું નહીં, કોઇને ભરોંસે મુકવી નહીં, કદાચ દૈવ સંયોગે શરીર જ અશક્ત બને અને સેવા ન બને તો પછીથી પોતાના ગુરૂભાઈ પાસે કરાવવી, ગુરૂભાઇને અભાવ હોય તો, તેના પાસે કરાવવી નહીં, અને કોઇ બ્રાહ્મણ વૈષ્ણવ હોય તેના પાસે કરાવવી, કે જે શ્રીઠાકુરજીની સેવા ભલી રીતે જાણતો હોય; જો બ્રાહ્મણ છતાં વૈષ્ણવ ન હોય તો તેમની પાસે કરાવવી નહીં, ત્યારે તો ઇતર વૈષ્ણવ જોઇ કરાવવી એ રીતથી કરવું; અને જ્યારે જ્યાંસુધી અશક્ત હોય ત્યાંસુધી શ્રીજીનું ચરણામૃત હાથ પગ ધોઇને લેવું, અને માનસપૂજા કરવી; માનસી પૂજાનો અર્થ એ છે કે, પોતાના મનમાં શ્રી ઠાકુરજીનું ધ્યાન કરવું, સાતે સ્વરૂપનું સ્મરણ કરવું, પછીથી મનમાં જ શ્રીઠાકુરજીને અભ્યંગ કરાવવાં, સ્નાન કરાવવાં, વસ્ત્ર પહેરાવવાં, શૃંગાર ધરવા, તેવી જ રીતથી, શ્રીસ્વામિનીજીને પણ ધૂપદીપ ભોગ સામગ્રી, આરતી, વિગેરે પ્રથમ કરી હોય તેમ કરવી; તેથી તેવું જ ફલ થાય છે, અને પરદેશ જાય ત્યારે કદાચ સેવા સાથે ન હોય ત્યારે પણ એ રીતથી કરવું. શ્રીમહાપ્રભુજી

નારાયણ ભટ્ટને કહે છે કે "વૈષ્ણવ હોય તેમના ઉપર દયા રાખીયે."

## અગ્યારમું લક્ષણ

"વૈષ્ણવ હોય તેણે વૈષ્ણવ માત્રની રક્ષા કરવી જ જોઇયે" એહવી ભાવના રાખવી. વૈષ્ણવ કોઈ ઘરે આવે ત્યારે તેમના સાથે મધુરૂં બોલવું, તેમને સ્નાનાદિક ભલી રીતથી કરાવવું. પછીથી મહાપ્રસાદ લેવરાવવો, જો તે વસ્ત્રાદિકથી હીન હોય તો વસ્ત્રાદિક આપવાં, જો દ્રવ્યની જરૂર હોય તો તે આપવું, પણ ફરીથી તે પાછું લેવાના ઇરાદાથી આપવું નહીં, જેવી પોતાની સામર્થ્ય હોય તે આપવું, કોઇનો છલ કરીને આપવું નહીં, પોતાના ગૃહવિત્તાનુસાર કરીયે પણ વૈષ્ણવ માત્ર ઉપર દયા રાખવી.

## બારમું લક્ષણ

શ્રીમહાપ્રભુજી કહે છે કે જે વૈષ્ણવ મ્હારો હોય તે એહવો જોઇયે કે સેવા પોતાને ઘરે કરે, બીજાને ત્યાં પોતાની સેવા પધરાવે નહીં, પોતે અન્ય કોઇનો સમર્પ્યો ભોગ ન કરે; અન્યને શ્રીઠાકુરજીનો અભિપ્રાય કેહવો નહીં, અન્ય પાસે સેવા કરાવવી નહીં, શ્રીમહાપ્રભુજીનું ચરિત્ર વૈષ્ણવ ન હોય તેને કહેવું નહીં, પોતાના મંત્રનો પ્રકાશ કરવો નહીં, અન્યને ત્યાંની સેવા પોતે કરે સુફલ થાય છે; એ પ્રકાર છે.

## તેરમું લક્ષણ

પોતાનું સેવ્ય, સત્ય સ્વરૂપ શ્રીઠાકુરજીમાં સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમ કરી જાણવા. સ્વરૂપમાં અન્યથાભાવ લાવવો

નહીં; ગૃહસ્થાશ્રમને ભગવદ્કાર્યાર્થે જાણવો, પુત્રકલત્રાદિકનાં સુખને તુચ્છ જાણવાં, માયા અનિત્ય જાણવી; માયા ઉપર મોહ રાખવો નહીં, અતિ મોહ મનમાં કરવો નહીં, સત્ય વ્યવહાર કરો, તે વડે કાંઇ પ્રાપ્તિ થાય તો ભલે; અસત્ય વ્યવહાર મુદ્દલ કોઇ કરવો નહીં, નિર્લેપ રહેવું, કારણ કે સત્યને વિચારવું, વેદમાં જેવાં વાકય કહ્યાં છે તેને સત્ય જાણવાં, ઉપનિષદ્‌ને સત્ય જાણવાં, શ્રીઆચાર્યજીના ગ્રંથોનું અવલોકન રાખવું; શ્રી સર્વોત્તમજીના પાઠને ઘણી સુન્દર રીતથી મનમાં લાવવો; તેમાં જે નામ જે કહ્યાં તેનો યથાર્થ જાણવો, વિચારવો, તે અર્થના પૂર્વ પક્ષના અભિપ્રાય વિચારવા, શ્રીયમુનાષ્ટક, શ્રીકૃષ્ણાશ્રય, શ્રી પુરુષોત્તમ સહસ્ર નામના પાઠ નિત્ય કરવા, સદા પવિત્ર રહેવું, શરીરને શુચિ રાખવું, સખડી અનસખડીના વિચાર રાખવા, ઘરમાં આસક્તિ વધારે રાખવી નહિ. શુદ્ધ રીતથી રહેવું, વૈષ્ણવ થઈને વિરોધ કોઈથી કરવો નહિ, જયાં વિરોધ જેવી વાત થતી હોય ત્યાંથી ખસી જવું. પોતાની સમજાવટથી વિરોધ શાંત થતો હોય તે કરવું, પરન્તુ પોતે વિરોધીથી વેગળું રહેવું. વૈષ્ણવને, એ હોવું જ જોઇએ કે, સકલ પ્રાણી માત્રથી નમનતાઈ રાખે, મધુરી વાણીથી બોલવું, સર્વની સાથે હેત કરીને રહેવું, જે રીતિથી એ પ્રસન્ન રહેતો હોય તેહેવી વાતોથી પ્રસન્ન રાખવો, જે વાતો કહે તે સાચી કેહેવી, પણ હુજ્જત કરવી નહીં, જો એ અસત્ય બોલે તોપણ હા, હા, કર્યો જવું, તેમના નામને શીખ આપીને, તેમને પ્રસન્ન

કરવા, તેનું ફળ ભલું આવે છે, તેથી તેનો આત્મા પ્રસન્ન થાય છે.

## ચૌદમું લક્ષણ

હું વારંવાર કહું છું કે, વૈષ્ણવ હોઇને વૈષ્ણવની નીંદા કરવી નહિ, જે વૈષ્ણવની નીંદા કરશે તેને માટે નરકવાસ જ છે, એ સત્ય જાણશો, વૈષ્ણવની નીંદાવાળો દરિદ્ર બને છે, વૈષ્ણવની નીંદાથી ઘરમાં કલહ જાગે છે, વૈષ્ણવની નીંદાથી પ્રભુથી વિખુટા થવાય છે તેથી નીંદા કરવી નહીં, વૈષ્ણવ માત્રની નીંદાથી અનેક વિઘ્ન આવે છે, અનેક કષ્ટ પ્રગટે છે તેથી વૈષ્ણવ થઇ વૈષ્ણવની નીંદા કરવી નહીં.

## પંદરમું લક્ષણ

વૈષ્ણવે તૃષ્ણા લોભ થોડો કરવો, તૃષ્ણા તે પાપનું મૂલ છે, તૃષ્ણાથી દુર્બુદ્ધિ થાય છે, દુર્બુદ્ધિથી મનમાં સંકલ્પ વિકલ્પ થાય છે તેથી મન ડગે છે. પછીથી તે ધર્મ કે આ અધર્મ તેવું સમજતો નથી, મનને લોભરૂપી પીળા રંગે ઘેરે છે, લોભથી ભલા કે બુરા કામનો વિચાર થતો નથી તે એહેવા પ્રકારથી કે લોભ વડે બુરી રીતથી પેદા થયેલું દ્રવ્ય જે રીતથી આવ્યું હોય તે રીતથી જશે, અને એ જીવ પ્રભુથી વિખુટો પડે છે, તેથી વૈષ્ણવને તૃષ્ણા સર્વથા બુરી છે તે ત્યાગવી.

## સોળમું લક્ષણ

વૈષ્ણવે સદા સર્વ કાળ, મનમાં ભય રાખવો કે, પોતાના ચારિત્ર્યને ડાઘ ન લાગે, એ રીતના અપરાધોથી

ડ્હીતાં રહેવું, તેથી પ્રભુના ચરણારવિંદમાં, ચિત્તને સદા જોડવું, શ્રી ઠાકુરજીમાં પૂર્ણ પ્રીતિથી રહેવું, માત પિતાની સેવા સારી રીતે કરવી, વૈષ્ણવોનાં મન જાણતાં રહેવું, કોઇ અન્યમાર્ગીયોને મળવું નહીં, વૈષ્ણવો સાથે રહીને ભગવદ્‌સેવા કરવી, વૈષ્ણવો સાથે ભગવદ્‌કીર્તન કથા વાર્તા કરવાં, અહર્નિશ શ્રી આચાર્યજીને રટવા, પોતાનાથી અપરાધ માટે વારંવાર ડરવું, કે મ્હારાથી કોઈ અપરાધ ન હોય, આગ્રહથી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે કે-રાજ-સેવાનો ભાવ સદૈવ રાખવો, નિત્ય લીલા છે તેનું સ્મરણ કરી હૃદયમાં રાખવી. જગત્‌ને સ્વપ્ના જેવું જાણવું, ધર્મને જ સત્ય જાણવો, અધર્મને તુચ્છ જાણવો, વેદ પુરાણનાં વાકયો સત્ય જાણવાં, વ્રતાદિકનાં ફલ લખ્યાં હોય તે સત્ય જાણવાં, મનને દઢ રાખવું, પરસ્ત્રીસેવન કરવું નહીં, પોતાની સ્ત્રીને ત્યાગવી નહીં, એ પ્રકાર રહે તો રાજસેવાનાં ફળ અવશ્ય મળે, એ વૈષ્ણવને એ ઘટિત કે, વૈષ્ણવો સાથે મેળાપ કરવો, અને ભગવાનના સ્વરૂપમાં તથા ભગવદીયમાં ભેદબુદ્ધિ કરવી નહીં, ભગવદીયની આજ્ઞામાં રહેવું, જો ઘરમાં કોઈ સાધન ન હોય ત્યારે વૈષ્ણવને ઘરે જઈ માગી લઈ, જલપાન અવશ્ય કરવાં, ભગવદીયો સાથે મળવા ઇચ્છા કરવી. તેમના હાસ્યની વાર્તા પોતાના ચિત્તમાં રાખવી, તેમને વખાણવા, જ્ઞાન રાખી રેહેવું.

## સત્તરમું લક્ષણ

શ્રી મહાપ્રભુજી આજ્ઞા શિક્ષા કહે છે કે, જે વૈષ્ણવ

યોગ્ય હોય તેમણે ચિત્ત સ્થિર રાખવું, અને બુદ્ધિ સ્થિર રાખવી, કોઇ પણ બાબતથી આતુરતા રાખવી નહીં, સેવા કરતાં મનને ચંચલ કરવું નહીં, સેવાસમય શ્રીજીના ચરણમાં ચિત્ત રાખવું, સેવાસમય કોઈથી બોલવું નહીં, દુર્વચન કહેવાં નહીં, જુઠું બોલવું નહીં, તેમજ સંસાર વ્યવહારને મનમાં લાવે નહીં, એ રીતે વૈષ્ણવને યોગ્ય છે, જો પોતાનું ચિત્ત સ્થિરતાથી સેવા કરે ત્યારે જ સુફલ છે, વલી શ્રી મહાપ્રભુજી કલ્યાણ ભટ્ટને શિક્ષા કહે છે જે, વૈષ્ણવ હોઈને મનને ડગાવે નહીં, મનમાં સર્વ કાર્યથી ધીરજ રાખે, પ્રભુને સર્વ સમર્થ જાણવા, ચીંતા મનમાં ચરવી નહીં, કદાચ કોઇ બાબતથી ભીડ આવે ત્યારે વ્યાકુલ થવું નહીં, શ્રીજીને સર્વ સમર્થ જાણી સ્મરવા; શરીરને કષ્ટ આપવું નહીં. શ્રીજીનો ભરોસો સર્વ કાર્યમાં રાખવો, પોતાનો નિત્ય નિયમ સર્વ નિત્ય કરવો. શ્રી ઠાકુરજીના ચરણારવિંદમાં મન સર્વ કાળ રાખવું, અષ્ટાક્ષર મંત્ર તથા પંચાક્ષર, તથા દ્વાદશાક્ષર મંત્ર દીનતા વધારી વધુ જપ કરે, બાળલીલાનાં પદ શ્રીઠાકુરજી પાસે પ્રસન્નતાથી ગાવાં એ ગૃહસ્થ ધર્મ છે, આ રીતનાં આચરણ થવા છતાં કોઇ કષ્ટ આવે તો મનને ડગાવવું નહીં, હરિસ્મરણ સારી રીતે કરવું.

### અઢારમું લક્ષણ

વૈષ્ણવે જ્યાં ભગવદીય હોય ત્યાં પોતે થઇને જવું. તેમને મળવા આતુરતા રાખવી. તેમના જવા પછી તેમની સેવા કરવી કુશલ વૃત્ત તેમના પુછવાં, પધારવાના હેતુ જાણવાં; દીનતાથી તેમની ટેહેલ કરવી.

## ઓગણીસમું લક્ષણ

ત્યારપછી તેમને પોતાને ઘેર લઈ જવા, શ્રીઠાકુરજીનાં દર્શન કરાવી પ્રસાદ લેવરાવવો પછીથી ભગવદ્વાર્તા કરવી, તેમના મુખમાંથી જે ભગવદ્-ઉચ્ચાર થાય તેમના અભિપ્રાય વિચારવા, પણ તેમને મલવું તે નક્કી. આલસ ન કરવું. ભગવદીય આવ્યાની વાત સાંભળતાં તરત ઉભા થઈ જવું. દર્શન કરવાં. કોઇ વખત પરદેશ જવાય તો ત્યાં મંદિર હોય ત્યાં ખાલી હાથે પ્રથમ ફેરા જવું નહીં. ફૂલ ફુલ કોઈ ભેટ લઈ જઈ દર્શન કરવાં. પછીથી ખાલી હાથે જવાય તો ચાલે, ઉત્સવ હોય ત્યારે ભેટ કરવી, શ્રીજીના દર્શનમાં આલસ કરવું નહીં. આલસથી બુદ્ધિ મંદ થાય છે. તેથી જ્ઞાન ઘટે એટલે ભાવના વહી જાય; ભાવના જવાથી સેવાનુ માહાત્મ્ય ભુલી જવાય છે, મહાત્મ્ય ભુલવાથી બહિર્મુખ થઇને પછી અધમગતિ આવે છે. આલસ કરવાનું એ ફલ છે.

## વીસમું લક્ષણ

વૈષ્ણવે ભક્તને માટે સાચી મમતા કરવી. અને ભગવદ્સમાજમાં મન રાખે, વૈષ્ણવો સાથે ભગવદ્ચર્ચા કરે, વૈષ્ણવોની ટહેલ કરે, તેમના સુખ દુઃખની સંભાલ રાખે, સર્વ રીતથી એમને પ્રસન્ન રાખે, એમ કરવું યોગ્ય છે.

## એકવીસમું લક્ષણ

ભગવદીયોની દેહ, અલૌકિક કરીને જાણવી, અન્ય રીતની જાણવી નહીં, જો કોઈ અન્ય સમજે તો બહિર્મુખ થાય, કારણ ભગવદીયો છે તે શ્રીજીની દૃષ્ટિ છે, એમ

ણું, તેમના અંતઃકરણમાં શ્રીજી બિરાજે છે, તેથી
ાવદ્સ્વરૂપ ને ભગવદીયના સ્વરૂપમાં ભેદબુદ્ધિ કરવી
ી, તેથી ભગવદીયોની ટેહેલ કરવી, એ યોગ્ય છે;
ની પાસે ભગવદ્વાર્તા સાંભળતાં મનની મલિનતા
છે, તેમની ટેહેલથી ભગવદ્સ્વરૂપ હૃદયમાં આવે છે.
ાવદીયોનું માહાત્મ્ય આ રીતનું છે તેથી વૈષ્ણવોયે,
ાવદીયોની દેહ અલૌકિક જાણવી.

## બાવીસમું લક્ષણ

જો વૈષ્ણવો થઈ અસમર્પિત વસ્તુ લે તો, બહિર્મુખ
ય, અને આસુરી બુદ્ધિ થાય તેથી ક્રિયાહીન થાય, તેથી
રેદ્ર આવે, પછી આચારહીન બને, એટલે શ્રીજીથી દૂર
ા એટલે ચોર્યાસીના ફેરા ભોગવવા રહે. તેથી વૈષ્ણવે
પ્રમર્પિત વસ્તુ લેવી નહીં; લેવાથી મોટું પ્રાયશ્ચિત્ત થાય.

## ત્રેવીસમું લક્ષણ

વૈષ્ણવે, પોતાને નિમિત્ત ઉદ્યમ કરવો નહીં, યથાલાભ
ાષ રાખવો અને જો ઉદ્યમ કરવો જ હોય તો કેવળ
ના સુખના અર્થે કરવો કે શ્રીઠાકુરજી માટે ભારી
તના આભરણ રત્નજડિત કે ભારે અલંકાર કરવા છે;
ા મનોરથ માટે મલે તેટલો જ ઉદ્યમ કરવો; અને
ા મેળવી આભરણ કે આભૂષણ તરત જ ચઢાવી લેવાં,
અન્ય રીતથી લોભ અને તૃષ્ણાને વશ થઇને રખડવું
ી. તેમ ન બને તો યથાલાભ સંતોષી થઈ ઉદ્યમ
ા નહીં, પણ શ્રીઠાકુરજીનાં સેવાકાર્ય કરવાં, મંદિરમાં
ર્જનાદિક સર્વ કાર્ય પોતે જ કરે, કોઇને ભરોંસે રાખે

નહીં, પોતે અને સ્રી જો સમર્પણી હોય તો તેની પાસે કરાવવું. શ્રીઠાકુરજી માટે જલ પોતે અપરશમાં લાવવું. મંગલા સમયથી તે રાજભોગ સુધી અન્યત્ર કાંઇ પણ મનમાં લાવે નહીં. પછી જે ઇચ્છા હોય તે પ્રભુકાર્ય કરવાં. ત્યાર બાદ જ્યારે ઉત્થાપન સમય થયે સર્વ ટહેલ કરવી. આળસ કરવી નહીં, પછી ભોગ ધરીએ. જે રીતથી કરતાં આવ્યાં હોય તે સર્વે કરવી. શ્રીઠાકુરજીનો જપ સદૈવ કરવો અને કોઈને કહેવો નહીં.

## ચોવીસમું લક્ષણ

પોતાના જપ મંત્ર કોઈને કહેવા નહીં, જો કહે તો તે સાંભળનારને મળે અને દેહને અંતરાય થાય, જપ કર્યા હોય તે વૃથા જાય તેથી પોતાનો જપ મંત્ર, પોતાનો ગુરુ-મંત્ર કોઇને કહેવો નહીં.

## પચીસમું લક્ષણ

જો કોઈ બહિર્મુખ બેઠાં હોય ત્યાં બેસવું નહીં. તેમની પાસે કોઇ ભાષણ કરવું અવશ્ય હોય તો તેટલું જ બોલવું. ત્યાં કોઈ વાતો ચાલે તેમાં મૌન રહેવું, તેમના મિલાપથી બુદ્ધિ મલિન થાય છે.

## છવીસમું લક્ષણ

વૈષ્ણવે અવૈષ્ણવને મળવું તે યોગ્ય નથી, જેવું ફળ બહિર્મુખથી થાય છે તેવું જ ફળ આ પણ છે, તે બન્નેને સમાન જાણવાં. એમના મેલાપમાં ફલ મધ્યમ છે તેથી એ બંને વર્ગને મળવું નહીં.

## સતાવીસમું લક્ષણ

વૈષ્ણવને એ હોવું જોઇએ કે સેવાને વિષે, અંગ અંગ પ્રતિ ભાવ કરી ચિત્ત ચરણારવિંદમાં રહે, તે તેવા પ્રકાર કરવા કે પ્રથમ મુખારવિંદનું અવલોકન પછીથી શ્રી ચરણકમળ હૃદયે ધરવાં, પછી શ્રીજીના પ્રત્યેક અંગને ધારણ કરવું, એવી રીતથી કે ચરણકમલ યુગલ, પછી ગુલ્ફ, જાનુ, જંઘા, કટિ, ઉરસ્થલ, ભુજા, ગ્રીવા, મુખ, સ્વરૂપ સ્નેહથી સર્વ હૃદયમાં લેવું, આભરણાદિક સર્વ ચિત્તમાં લેવું, જે પ્રકારે જ્યાં જેવું અંગીકાર હોય ત્યાં તેવી જ રીતનું ધારણ કરવું; ત્યાર બાદ શૃંગારમાં ચિત્ત પરોવવું. શ્રીસ્વામિનીજીના મુખને માત્ર, અન્ય સ્થાન નહીં, પછી શ્રીજીનાં નામ ઉચ્ચારીયે; પણ ચિત્ત તો ચરણારવિંદમાં રાખવું જ; શ્રી આચાર્યજીનાં નામ ઉચ્ચારીએ; પછી આ રીતથી શ્રીજીનું ધ્યાન ઇચ્છા હોય ત્યાંસુધી કરીએ અને ઇચ્છા તૃપ્ત થાય તો પછી ગૃહસ્થનાં કામકાજ હોય તે જોવાં, એટલામાં ધ્યાન પણ છુટી જાય; એ રીત ભગવદીયોની છે, તે વૈષ્ણવો કરી રહ્યા છે કે, સદૈવ સમય શ્રીજીનાં કૌતુક અવલોકવાં. પોતાની બડાઇ કોઇ પાસે કરવી નહીં. સદા દાસભાવમાં બન્યું રહેવું, સદા સર્વદા વૈષ્ણવ પ્રતિ મધુરતાથી બોલવું. વ્યવહાર હોય તે ભલો કરવો. ભલા વ્યવહારમાં જો અલ્પ જુજ પ્રાપ્ત થાય છતાં તે તે ઘણી વધુ માનવી, તેમ જ અલ્પથી પણ પાપ વિના હોવાથી શ્રીજી પ્રસન્ન હોય છે કે ભલે થોડો ભોગ ધરે છે પણ તે પવિત્ર રીતથી કમાયેલો છે, એ જાણી પ્રસન્ન-

તાથી અંગીકાર કરે છે. સર્વ સમય ભાવભીના રહેવું, બીજા વૈષ્ણવો અન્ય–ઉપાસક કે અન્યાશ્રય જાણીએ તો તેને મળવું નહીં. તેને બહિર્મુખ જાણવો, તેને મલવાથી ખેદ થાય છે. જેમ અસમર્પિત વસ્તુ લે છે, એ બંનેને સમાન જાણવા, એનો ત્યાગ સર્વથા કરવો; સેવા-સમયમાં વાદ કરે નહીં. પોતાના શ્રીજીનાં ચરિત્ર હૃદયમાં લાવે. વૃથા ભાષણ ત્યાગ કરવું. જો ભગવદ્‌ચર્ચા હોય તો બોલવું, નહીં તો શ્રીજીનું સ્મરણ કરવું, શ્રીજીની સન્નિધમાં પદ ગાવાં. જ્ઞાન વડે વિચારથી મનને પ્રસન્ન રાખવું.

## અઠાવીસમું લક્ષણ

વૈષ્ણવે રસોઈ અન્ય કોઈની સાથે બનાવવી નહીં, પોતાના શ્રીઠાકુરજીની પોતે જુદી બનાવવી. પવિત્ર અંતઃ-કરણથી ભોગ ધરવો; પછીથી મહાપ્રસાદ એકાગ્ર ચિત્તથી લેવો. કદાપિ પોતાના કુટુંબમાં રહેતા કોઈએ તો પણ તે સમર્પણી હોય છતાં રસોઈ કરાવવી નહીં.

## ઓગણત્રીસમું લક્ષણ

સેવા માનુષી બુદ્ધિથી કરે, પાખંડ ન કરવું, પાખંડ-થી પોતાના જ મનમાંથી વિશ્વાસ ઉડી જાય છે. પાખંડ-થી પાખંડની જ પ્રાપ્તિ થાય છે; પાખંડથી જ શ્રીજી દૂર થાય છે. પાખંડવાલાને પણ અન્યાશ્રય જાણવો; પાખંડ એ મહાન અધર્મ છે, પાખંડથી ભજન પણ કરવું નહીં, કારણ દીલમાં તો પાખંડની છાયા છે જ. તે સેવામાં પણ પ્રભુનું ભજન ભૂલાવે, એ દુરાત્મા દૂર જ થાય છે. શ્રીજી એવા દુરાત્માને તો પાપ કરવાની અને પાખંડ

કરવાની જ બુદ્ધિ આપે છે, તેનો હેતુ એ કે પોતે પ્રભુ ફુરાત્માથી દૂર રહે છે; માટે શ્રીજીનું સ્મરણ સતત કરવું; પાખંડ કરવું નહીં.

## ત્રીસમું લક્ષણ

શ્રીઠાકુરજીને ઉત્તમ વસ્તુ હોય તેમ તપાસ કર્યા પછીથી જ સમર્પવી, સુધારતાં પણ પૂર્ણ સંભાળ લેવી, કમલનાં ફૂલ શ્રીજીને અતિ પ્રિય છે તે અવશ્ય સમર્પવાં. તુલસીજી નિત્ય સમર્પવાં; શ્રીજીના ચરણારવિંદમાં ઘણી પ્રીતિ કરવી; જેની વસ્તુ હોય તે પ્રથમ સમર્પવી, તેમ જ સર્વદા સુંદર વસ્તુ હોય તે જ ધરવી.

## એકત્રીસમું લક્ષણ

નિત્યકૃત્ય પ્રભાતે જલદી કરવાં, મનમાં વિતર્ક કરે નહીં, મંદિર આગળ આંગણા વિગેરે ધોઇ સ્વચ્છ કરી યથાશાસ્ત્ર સ્વસ્તિક વગેરે કરવું, વળી ભગવદ્વાર્તા ભગવદીયોને મલી કરે. સેવામાં પણ ભગવદીયો જોડે રાખવા. ત્યાર પછીથી સહજ લૌકિક કાર્ય જુએ. શ્રીઠાકુરજીનું સ્મરણ કરે, સત્સંગનાં આચરણ રાખવાં, કુસંગનો ત્યાગ કરે, કુસંગથી ઉપાધિ વધે, કુસંગ એ પાપનું મૂળ છે, તેથી ભગવદીયો સાથે મેલાપ રાખવો તેમાં કલ્યાણ છે, સખડી અનસખડીના વિચાર રાખવા, પ્રસાદમાં મન દૃઢ રાખવું, તેમ સામગ્રીમાં મન ચલાવવું નહીં. સામગ્રી વિચાર-પૂર્વક કરે, છુવાછુવી કરે નહીં, કોઇને સ્પર્શ કરે નહીં, ડર રાખે, વિશ્વાસથી કરે, કોઈનાં ભલાં બુરાં વિચારે નહીં, તેમ તેમની કોઇની દૃષ્ટિએ ચઢે નહીં, એ રીતે શ્રીઠાકુરજીની

સામગ્રી બનાવવી. સખડી અનસખડીના ભેદ જાણવા, પવિત્ર રહેવાથી શ્રીજી પ્રસન્ન રહે છે, પવિત્રતાથી બુદ્ધિનો પણ પ્રકાશ વધે છે. તેથી આચારનું જ્ઞાન વધે છે. આચારથી શ્રીજી પ્રસન્ન થાય છે. ઉત્સવના દિવસો ઉત્સાહ આનંદથી ઉજવવા, લૌકિક કોઈ ભારે હોય ત્યારે પણ પ્રથમ આનંદથી ઉત્સવ ઉકેલી પછીથી લૌકિક સંભાળવું તો શ્રીજીની કૃપા વડે લૌકિક પણ સુધરે; ખરચ કરવો તે બીજા વૈષ્ણવથી આજ્ઞા લઈ ખર્ચવું: અન્ય વસ્તુ–પોતાના દેહના સુખ માટે દ્રવ્યનો વિનિયોગ આવશ્યક હોય તે જ કરવો. નિવેદની વૈષ્ણવ હોય તે સાથે ખાનપાન કરવું, ત્યાં પોતાનો ધર્મ વિચારવો, ઉત્સવને દિવસે પ્રસન્નતાથી શ્રીઠાકોરજીનું મુખાવલોકન કરવું; વૈષ્ણવનો આદર સત્યતાથી કરવો ને મહાપ્રસાદ લેવરાવવો. તેમની ટહેલ કરવી.

## બત્રીસમું લક્ષણ

વૈષ્ણવે ધર્મ મર્યાદામાં રહેવું, તેમ તેવા જ વૈષ્ણવો હોય તે સાથે જ મેલાપ રાખવો, તેમના હાથનો પ્રસાદ લેવો. તેમની સાથે ભગવદ્ચર્ચા કરવી, તેમની વાર્તા ને ઉપદેશ જાણવો, તેમનાં વચન પાળવાં, જેવી તેમની આજ્ઞા થાય તેમજ કરવું. તેમનું મન લેવું, ભગવદીયોના માર્ગ જાણવા. સત્ય માર્ગનું દ્રવ્ય સંપાદવું, સત્પાત્રને દાન કરવું, સત્પાત્ર સાથે જ વ્યવહાર રાખવો, સર્વથી ભલાઈ રાખવી, પોતાનાથી કોઈનું ભલું થતું હોય તે કરવું, દીન ઉપર દયા રાખવી, કાળ વિચારવો, દેશવ્યવહાર વિચારવો, કુલ વિરુદ્ધ કરવું નહીં. સમય પરીક્ષી સમય સાવધાન

કરવો, શ્રીઠાકુરજીની સેવામાં અંતરાય કરવો નહીં, વિધિ-પૂર્વક સેવામાં ભાવ–સંબંધ વગરનો હોય તેને દાખલ કરવો નહીં. એ વૈષ્ણવની સંપ્રદાય પુછવી, તેની પરીક્ષા લેવી. તેના ગુરુ જાણવા, તેનો દેશ જાણવો, તેના આચાર જોવા, તેનું સત્શીલ જોવું, તેની મર્યાદા જોવી, તેનું કુલ જાણવું, વૈષ્ણવની સર્વ રીતે પરીક્ષા લેવી. પછીથી તેનો ભાવસંબંધ જાણીએ, ત્યારે સેવામાં પ્રવેશ કરાવીએ. અપૂર્વ વૈષ્ણવે કુલશીલ જાણ્યા વિના નવા વૈષ્ણવને માર્ગની પરનાલિકા બતાવવી નહીં, અન્ય માર્ગ કે કુલવાળાને પરનાલિકા બતાવીએ તો પ્રાયશ્ચિત્ત છે, પણ વૈષ્ણવ કુળનો હોય તેને બતાવીએ તો પુણ્ય થાય છે, વૈષ્ણવે અન્ય વૈષ્ણવની ટહેલ કરવી પરંતુ ટહેલ લેવી નહિ. પોતાની જુઠની બીજા વૈષ્ણવને આપવી નહીં, કારણ કે વૈષ્ણવોના હૃદયમાં શ્રીજી બિરાજે છે; એ ભાવ રાખવો. જે વસ્તુ શ્રીઠાકોરજી આરોગે તે આપવી, જો એ માંગી લે તો પણ બાધક નથી. વૈષ્ણવ વિના શ્રીઠાકુરજીનું જળ ભરાવવું નહીં. વૈષ્ણવ વિના શ્રી-ઠાકુરજીની રસોઇને સ્પર્શ કરાવવો નહીં. વૈષ્ણવ વિના સમય સેવામાં કોઈ સાથે બોલવું નહીં, એવા આચરણથી શ્રીજી પ્રસન્ન થાય છે. શ્રીઠાકુરજીને ઉત્તમ વસ્તુ તે જ સમર્પવી, ઉત્તમ વસ્તુ દેખાય કે તે પ્રભુને અંગીકાર કરાવવાની ભાવના કરવી કે શ્રીજીને લાયક છે, શ્રીઆચાર્યજીનાં સિદ્ધાંત મર્યાદા ઉલ્લંઘવાં નહીં, શ્રીગુસાંઇજીએ પોતાના ગ્રંથોમાં કહ્યું છે તથા શ્રીહરિરાયજીએ કહ્યું છે, તેના અભિપ્રાય સમજી આચરણ કરવું; કોઈ અન્ય કહે કે બતાવે તે

કરવું નહીં શ્રીહરિરાયજીએ "પુષ્ટિદઢાવ" કહ્યો છે તથા "ઉત્સવમાલિકા" કહી છે તે સમજી વિત્તાનુસાર કરવું, પ્રસન્નતાથી કરવું, શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઇજી આદિ આચાર્યોના બનાવ્યા ગ્રંથોમાં મનન રાખવું, પોતાની વૈષ્ણવતા છુપાવવી, સર્વથી નમ્રતા રાખવી, દસ પૈસા કમાઇએ તો એક પૈસો શ્રીજીના ભંડારે મોકલવો. શ્રીજીને નિરખવા ઈચ્છા વારંવાર કરવી. સંતોષ એ દેવી સુર છે. તીર્થયાત્રાનો ઉપાય મનમાં કરે, શ્રીયમુનાજીનાં દર્શનની ઈચ્છા રાખવી, પિતૃઋણ દેવાને ગયાશ્રાદ્ધની ઈચ્છા રાખે જેથી પિતૃઋણ મીટે: લૌકિક બાબત કામ માટે વિચારવું કે શ્રીજી કૃપા કરશે તેમ બનશે; તેમ જ વૈષ્ણવે શ્રીભાગવતના અધ્યાય એક અથવા બે નિત્યના રોજ વાંચવા કે સાંભળવા, તેના અર્થ જાણવા. જે જે ચરિત્ર શુકદેવજીએ કહ્યાં છે તે ચિત્તમાં રાખવાં. અને શ્રીભાગવતનું વ્યાખ્યાન શ્રીમહાપ્રભુજીએ સુબોધિનીમાં લખ્યું છે તે જાણી ચિત્તમાં રાખવું. શ્રીભાગવત સુબોધિનીજી તથા અન્ય ગ્રંથો સ્વમાર્ગના આચાર્યોના બનાવ્યા છે તે અન્ય વૈષ્ણવો સાથે બેસી વાંચવા સાંભળવા મનન કરવું. વૃથા શ્વાસ ગુમાવવા નહીં. પળેપળ હરિચર્ચામાં વપરાય એ રીત રાખવી. અન્યમાર્ગીય પાસે ઉભા રહેવું નહીં. એમની વાતો સાંભળવી નહીં. તેમના સાથે ઉભા રહેવામાં દોષ થાય છે તો વાતો કેમ સંભળાય? કીર્તન આવડતાં હોય તો પ્રભુને સંભળાવવાં, ન આવડતાં હોય ત્યારે બીજા વૈષ્ણવો ગાય ત્યારે રંગથી તાનમાં ગાવું, તેનો સંકોચ કરવો નહીં. શ્રીજીની

વારંવાર બલૈયાં લેવી. શ્રીજીનું ધ્યાન ચિત્તમાં રાખવું, શ્રી આચાર્યજીનાં ચરિત્ર મનમાં રાખવાં. રાત્રિ દિવસ સ્મરણ કરવું, સાતે સ્વરૂપનાં નામ વારંવાર ઉચ્ચારવાં. વૃથા ભાષણ કરવું નહીં. લૌકિક વ્યવહાર મર્યાદાથી હદમાં કરવું.

આ સર્વ પ્રશ્નોત્તર વૈષ્ણવને લાયક છે, જો મનમાં ધરે, આ વાતની શિક્ષા માને, ચિત્ત રાખે તો વૈષ્ણવતા સિદ્ધ જ થાય, ગ્રંથ સર્વોત્તમનો પાઠ કરે, ચિત્તને સ્થિર રાખી આ લક્ષણ આચરે, સ્વમાર્ગની સર્વ વાત સ્ફુરે, શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ હૃદયમાં પધારે અને સર્વ સિદ્ધાંત-સ્ફુરતા થાય.

---

## ૩૧ પુષ્ટિમાર્ગ ને મર્યાદામાર્ગના તફાવતના મુદ્દા

૧. પુષ્ટિમાર્ગમાં ભગવાનની કૃપા પર બળ છે, જ્યારે મર્યાદામાર્ગમાં વેદમાં કહેલાં સાધનો પર બળ છે.

૨. પુષ્ટિમાર્ગમાં પ્રેમ અને આર્તિ પ્રધાન છે, જ્યારે મર્યાદામાં વિધિ બળવાન છે અને ફરજ (duty) બળવાન પ્રધાન છે. પ્રેમમાં કહેવાની જરૂર પડતી નથી; પ્રેમ તો પ્રભુનું જ સ્વરૂપ છે. પ્રભુ જ પ્રભુના સ્વરૂપને ઓળખે. મોડે પ્રભુ જ પ્રેમને સમજે. "પ્રીતકી રીત રંગીલો જાણે," પ્રેમ એ જ પુષ્ટિભક્તિ. સ્વાર્થવાળો પ્રેમ એ મોહ છે. ફરજ એ મર્યાદાભક્તિ.

૩. પુષ્ટમાર્ગીય શરણ મર્યાદાથી જુદું છે. અમારાં વ્રજવાસીઓ દુઃખી છે તેમનું રક્ષણ કરવું જ,

એવી ભગવાનને સ્વતંત્ર ઇચ્છા થાય તે પુષ્ટિશરણુ. પુષ્ટિશરણુમાં ભગવાનને ફિકર થાય છે. તે કયારે કે આપણું કર્તૃત્વ મૂકી દઇ ભગવાનના થઇએ, ત્યારે ભગવાનને ફિકર થાય છે.

૪. પુષ્ટિમાર્ગીય કીર્તનસ્વરૂપ સંબંધી છે. મર્યાદા-માર્ગીય કીર્તન–પ્રભુના ગુણુનાં છે.

૫. પુષ્ટિમાર્ગીય સેવ્ય સ્વરૂપની સેવા પ્રેમથી થાય છે. મર્યાદામાં વિધિથી સેવા થાય છે.

૬. પુષ્ટિમાર્ગીય મોક્ષ ભગવાન સાથે રમણુ, દાન, માન, રાસ. મર્યાદામાર્ગીય મોક્ષથી જન્મ મરણુ મટે.

૭. પુષ્ટિમાર્ગમાં પ્રભુના સુખનો વિચાર થાય છે. મર્યાદા૦માં શાસ્ત્રવિધિ પ્રમાણે વિચાર થાય છે.

૮. પુષ્ટિમાર્ગીય ભક્તિ ભગવાનના બળ પર પ્રેમથી. મર્યાદાભક્તિ સાધન પર.

૯. પુષ્ટિમાર્ગીય ત્યાગ કોમળ છે. અસત છે એમ કહી ત્યાગ કરવાનો નથી. તેમાં દોષબુદ્ધિ લાવી ત્યાગ કરવાનો નથી, પણુ પાસે હોય ને ચિત્ત ચળાય નહિ (જેમ સ્ત્રી); અને પ્રભુના સંબંધ વિનાની બધી વસ્તુનો ત્યાગ કરવાનો છે. ત્યારે મર્યાદામાં તેનો દોષ કાઢીને ત્યાગ કરવાનો છે, જેથી તે રૂક્ષ ત્યાગ છે.

૧૦. પુષ્ટિમાર્ગીય આચાર ઊંચામાં ઊંચો આચાર છે, કારણુ કે હાલના ડોકટરો જંતુની થીઅરીથી હાથ વારંવાર ધુએ છે, તેમ આ આચારમાં પ્રભુના સંબંધમાં લાવાતી દરેક ચીજ સ્થળ વગેરે પવિત્ર કરીને કરવામાં આવે છે.

ગોછાણુ (ગોબર) ખાસ વાપરવામાં આવે છે. ગાયના છાણુમાં એવી ઇલેક્ટ્રિસિટી રહી છે કે જર્મ તેવા જીવજંતુનો નાશ કરે છે. તેથી ખાસામાં દરેક વખતે હાથ ધોઇને લેવાય છે ને વપરાય છે. પણ આ **આચારનું પરિણામ** પ્રેમ છે, તિરસ્કાર નથી. જો તિરસ્કાર થાય તો આ **આચાર નકામો** છે.

૧૧. પુષ્ટિમાર્ગીય જીવની પોતાની વાસના હોતી જ નથી. જે છે તે પ્રભુને માટે જ છે.

૧૨. પુષ્ટિમાર્ગીય મરજાદીના બધા ધર્મો સંન્યાસ કરતાં ઊંચા છે.

(૧) પ્રભુના સંબંધ વિનાની કોઈ વસ્તુ વાપરતા નથી.

(૨) પ્રભુના સંબંધમાં આવતી દરેક વસ્તુને ખાસા કરે છે, જેથી કોઇના સ્પર્શના જંતુ તેને–પ્રભુની સામગ્રીને લાગુ પડતા નથી.

(૩) બધું પોતાની જાતે કરે છે. પરપીડા કરવી નહિ અને જીવન પરપીડા વિનાનું ઘડાય, તેવી રીતની મરજાદ-આચાર છે. રસોઇ હાથે કરવી; જળ હાથે ભરવું; દરેક કાર્ય પોતે જાતે કરવું; પ્રેમથી કરવું ને જે ન બની શકે તેવું હોય ત્યાં યથાશક્તિ આચાર પાળવાનો કહ્યો છે, પણ પરપીડા અને તિરસ્કારનો છાંટો નથી. ને મર્યાદા૦માં વિધિ બળવાન છે; તેથી ત્યાં દરેક વસ્તુ વિધિ પ્રમાણે મેળવવી, કરવું વગેરે. પ્રેમમાં વિધિ નથી, પણ તે પ્રેમનો અર્થ પોતાની ઈંદ્રિયોના પોષણ માટે ન જ હોવો જોઈએ.

પુષ્ટિમાર્ગમાં જીવનું જીવન ભગવાનના બળ ઉપર છે.

મર્યાદામાર્ગમાં જીવનું બળ સાધનના બળ પર છે.

પુષ્ટિમાર્ગીય જીવનું સ્વરૂપજ્ઞાન 'હું કાંઇ નથી'; મર્યાદામાં સ્વરૂપજ્ઞાન તેથી ઊલટું છેઃ "હું બ્રહ્મ છું". "सर्वसामर्थ्यशून्योहं, सर्वसामर्थ्यवान् भवान्" ।

પુષ્ટિમાર્ગના જીવની આસક્તિ પ્રભુના સ્વરૂપમાં હોય છે, જ્યારે મર્યાદાની ગુણમાં આસક્તિ હોય છે.

પુષ્ટિમાર્ગમાં ભગવન્નામ ગાયના શીંગ પર રાઇનો દાણો રહે ને પડી જાય તેટલીવાર ન લેવાય તો **આસુરાવેશ થાય છે**. મર્યાદામાં એક વાર નામ લેવાય તો ઘણા જન્મનાં પાપ બળે છે.

પુષ્ટિમાર્ગનાં સાધન વિવેક, ધૈર્ય ને આશ્રય છે. મર્યાદામાર્ગમાં સાધન વિવેક, શમ, દમ, ઉપરતિ તિતિક્ષા વગેરે છે.

પુષ્ટિમાર્ગમાં વિવેક એટલે પ્રભુ પોતાની ઇચ્છાથી કરશે તે. મર્યાદામાં વિવેક એટલે આત્મ-અનાત્મનો તફાવત સમજવો તે છે.

પુષ્ટિમાર્ગીય ચાર પુરુષાર્થ જુદા છે. મર્યાદા૦ જુદા છે.

ભગવાનમાં સમગ્ર જગત જોવું એ પુષ્ટિભક્તિ; જેમ જસોદાને મુખમાં દેખાયું. સર્વત્ર જગતમાં ભગવાન જોવા એ મર્યાદાભક્તિ.

પુષ્ટિમાર્ગમાં ફળરૂપ ભગવાનનો અનુભવ ઇન્દ્રિયો કરી શકે, અન્યમાં નહિ.

આખું ગોકુળ પ્રભુને શરણે છે. પ્રભુ જ તેના નાથ છે. આ પુષ્ટિભક્તિમાર્ગીયશરણ; કારણ તેનું ફળ સ્વરૂપાનંદનો અનુભવ છે, એમ વ્રજલીલાથી સમજાય છે. મર્યાદાના

શરણનું ફળ મોક્ષ છે; અર્જુનને પણ મોક્ષ આપીશ એમ કહ્યું છે.

મર્યાદામાર્ગમાં દોષની નિવૃત્તિ જ્ઞાન ભક્તિ વગેરેથી થાય છે, પણ પુષ્ટિમાર્ગમાં દોષની સંભાવના જ નથી, પણ એવો કોઇ અનિર્વચનીય ભાવ પ્રકટ થાય છે કે જેથી જ્ઞાન ભક્તિ વગેરે સાધનથી સંતોષ થતો નથી, પણ સાક્ષાત્ રસાત્મક ધર્મિસ્વરૂપના અમંદ સંગમ વિના વિકલત્વ અસ્વાસ્થ્ય સહજ થઇ રહે છે. ધર્મિસ્વરૂપ પ્રમેય બળ વડે આ માર્ગમાં કરી લે છે.

આ માર્ગ ભાવ પર રચાયેલો છે; કર્મ પર રચાયેલો નથી. જ્યાંસુધી શુદ્ધ ભાવ (કૃત્રિમ ભાવ વિના)થી પ્રભુ પ્રત્યેની ક્રિયા થાય ત્યાંસુધી તેમાંથી આસ્વાદ મળે છે. ભાવ બદલાય, ભાવમાં કૃત્રિમતા આવી એટલે આ માર્ગનું રહસ્ય ગયું. અરે, લૌકિકમાં પણ ભાવ આવે ત્યારે જ ભરેલી વસ્તુમાં–વેપારમાં નફો મળે છે, તેમ આ માર્ગમાં શુદ્ધ ભાવ હોય ત્યાંસુધી જ નફો છે. જે ક્રિયાઓ છે તે ભાવને પોષણ કરનારી છે; પણ ભાવ ભૂલીને જે ક્રિયાઓ કરાય છે ત્યાં ફળ નથી. યથાશક્તિ ભાવને અનુકૂળ રહે તેટલો જ આચાર પાળી શકાય; પણ ભાવને ધક્કો પહોંચે તેવો આચાર ક્રિયા વગેરે ન જ થાય, એ આ માર્ગનું રહસ્ય છે.

માર્યાદિક વૈદિક માર્ગ બ્રહ્મની વાણીમાંથી પ્રકટ થયો છે; પુષ્ટિમાર્ગ શ્રીઅંગમાંથી પ્રકટ થયો છે.

મર્યાદામાર્ગમાં વેદોક્ત ફળ છે. પુષ્ટિમાર્ગમાં સ્વરૂપાનંદનું દાન છે.

પુષ્ટિમાર્ગમાં વેણુનાદ શબ્દ પ્રમાણ છે. મર્યાદામાર્ગમાં બ્રહ્મ પ્રમેય છે.

મર્યાદામાર્ગમાં જ્ઞાન અને ભક્તિ સાધન છે. પુષ્ટિમાર્ગમાં વિપ્રયોગ રસાત્મક સર્વાત્મભાવ સાધન છે.

મર્યાદામાં સાયુજ્ય ફળ છે. પુષ્ટિ૦માં અધરામૃતનું ફળ છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસમાં વૈરાગ્યથી અધિકાર પ્રાપ્ત થાય છે. પુષ્ટિ૦માં કૃષ્ણસેવા વડે સિદ્ધ થતો વિપ્રયોગાત્મક સ્વરૂપાવેશે સેવાત્મક અનુરાગ સંન્યાસનું સાધન છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસમાં શ્રવણ–મનન–નિદિધ્યાસન કરવાનું છે. પુષ્ટિ૦માં ચિત્તને અસ્વાસ્થ્ય થઈ જાય, માટે એકત્ર અવસ્થિતિ પણ તે સંન્યાસમાં નથી. વિરહભાવમાં બાધક એવા પુષ્ટિમાર્ગીય સંન્યાસમાં શ્રવણાદિનો પણ નિષેધ છે. અપ્રાકૃત–વિકલત્વ–અસ્વાસ્થ્ય એ જ પુષ્ટિમાર્ગનો સહજ સ્વભાવ છે.

મર્યાદામાર્ગીય સંન્યાસીને મન પ્રસન્નતાને અર્થે પૃથ્વી અટન કરવાનું છે. પુષ્ટિમાર્ગમાં વિશેષ અસ્વાસ્થ્યજનક પદ–લીલાદિનું દર્શનાર્થે જ રટન છે.

મર્યાદામાર્ગમાં દેહરક્ષાર્થે ભિક્ષાટન છે. પુષ્ટિ૦માં વિપ્રયોગાનલ વડે દેહપાતાર્થે સર્વસમુદ્યમ છે; એટલે દેહની રક્ષાર્થે ભિક્ષાટન પણ ન રહ્યું.

મર્યાદામાર્ગમાં શ્રીકૃષ્ણમાહાત્મ્યપ્રતિપાદક વેદાંતનું શ્રવણ કરવાનું છે; તેથી સંસારદુઃખ નષ્ટ થાય છે. પુષ્ટિ-

માર્ગમાં માહાત્મ્યબોધક વેદાંતશ્રવણ નથી. અહીં તો જ્ઞાન પણ ભગવાનની વિરહભાવનામાં સ્વાસ્થ્યજનક હોવાથી બાધક છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસના કેટલા ધર્મ વર્ણવ્યા છે. અહીં કોઇ પણ ધર્મનું નિરૂપણ નથી.

મર્યાદામાર્ગમાં કાષાયવેશ પણ સંન્યાસનું અંગ છે. અહીં સંબંધીઓથી બંધનિવૃત્તિ અર્થે જ વેશ ધારણ કરવામાં આવે છે.

મર્યાદા૦માં મોક્ષની ઇચ્છા છે. અત્ર ઇચ્છા જ નથી; માત્ર શ્રીહરિની જ ઇચ્છા છે.

મર્યાદામાર્ગમાં પ્રતિબંધની ભીતિ રહે છે. અહીં સાક્ષાત્ શ્રીકૃષ્ણ પણ પ્રતિબંધ કરી શકતા નથી.

મર્યાદામાર્ગમાં પ્રણવ મંત્ર(ૐ)નું ધ્યાન જ–ઉચ્ચારણ જ છે. અત્ર તાપાત્મક વિપ્રયોગ ક્લેશ માત્રની ભાવના છે.

મર્યાદામાર્ગમાં બહિર્લીલાનુભવ થાય છે. અત્ર સર્વ અનુભવ આંતર થાય છે.

પુષ્ટિમાર્ગીય સંન્યાસ કેવળ અનુગ્રહ–સાધ્ય છે, જીવસાધ્ય નથી; એ જ મહત્ વૈલક્ષણ્ય છે.

જીવને શ્રીકૃષ્ણસંબંધ થાય, પરમાનંદમાં પ્રવેશ થાય, તેને જ સાયુજ્ય કહે છે. સ્વતઃ શ્રીકૃષ્ણ જીવમાં પ્રવેશ કરે તે મુક્તિ સદ્યોમુક્તિ કહેવાય છે. (જીવને શ્રીકૃષ્ણ-સંબંધ થાય એ જ ભક્તિમાર્ગમાં વિમોચન કહેવાય છે.) મર્યાદા૦માં જીવનો ભગવાનમાં લય થાય છે; જેમ મીઠું જળમાં ભળી જાય તેમ.

મર્યાદામાર્ગમાં ફળની અપેક્ષા છે. પુષ્ટિ૦માં નિર-પેક્ષતા છે.

મર્યાદાપુરુષોત્તમ સ્વરૂપે ધર્મરૂપ છે અને દક્ષિણ અંગ છે; પુષ્ટિમાર્ગીય સ્વરૂપ ધર્મિસ્વરૂપ છે અને વામ અંગ છે.

મર્યાદાપુરુષોત્તમ નિહિત છે; આ સાક્ષાત્ છે.

મર્યાદાપુરુષોત્તમનું સ્થળ અક્ષરાત્મક છે, વ્યાપિ વૈકુંઠ છે. પુરુષોત્તમનું સ્થળ ગોકુળ છે; વ્યાપિ વૈકુંઠથી પર છે.

મર્યાદાપુરુષોત્તમ વ્યાપિ વૈકુંઠમાં લક્ષ્મીજી સાથે લીલા કરે છે; વ્યાપિ વૈકુંઠમાં લક્ષ્મીજી સ્વતંત્ર છે; પણ પુરુષોત્તમ શ્રીમદ્ ગોકુળમાં—વ્રજમાં લક્ષ્મીજીથી ઉત્કૃષ્ટ અનેક ભક્ત સાથે વિહાર કરે છે; એટલે વ્રજમાં લક્ષ્મીજી સદા સર્વદા ભગવત્સંગમની આકાંક્ષાથી દાસ્યભક્તિ કરે છે; માટે સોપાધિકા શક્તિરૂપ લક્ષ્મીજીનો તો વ્રજલીલામાં પ્રવેશ જ નથી.

મર્યાદામાર્ગીય પુરુષોત્તમના શુદ્ધ અધિકારી શુદ્ધ દ્વૈતજ્ઞાની ભક્ત છે. પુરુષોત્તમના અધિકારી સ્વતંત્ર રસિક ભક્ત છે.

---

હવે રસિક ભક્ત કોને કહેવો ? रसिकाः कामवर्जिताः। विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः ।

### પ્રાકૃત અને અપ્રાકૃત વિષયની વચ્ચે તારતમ્ય

લૌકિક રસને શ્રીમદાચાર્ય રસ જ કહેતા નથી, રસાભાસ કહે છે ને તે અનિત્ય છે. હવે રસનો "ઉપયોગ" નિત્ય પદાર્થ સાથે કરવો. એવો નિત્ય પદાર્થ શ્રીકૃષ્ણવ્યક્તિનિષ્ઠ

કોઈ જ નથી. માટે શૃંગાર રસ તો શ્રીકૃષ્ણચંદ્રમાં જ ઉત્પન્ન થાય છે. સર્વ રસસામગ્રી દિવ્ય છે, અપ્રાકૃત છે, રસપ્રચુર છે. પ્રાકૃત જીવ વિષયી બ્રહ્મની ઈચ્છાથી વ્યુચ્ચરણ પામેલ છે. ભજનાનંદી રસાત્મક ધર્મી સ્વરૂપના અંગ-માંથી પ્રકટ થાય છે. પ્રાકૃત વિષયની સર્વ કૃતિ સ્વાર્થ-માત્રપરાયણ હોય છે અને અપ્રાકૃતમાં પ્રભુસુખની જ ઉત્કટ આકાંક્ષા હોય છે. પ્રાકૃત વિષયની બધી કૃતિ પ્રાવાહિક હોય છે. અને ભજનાનંદરસિકની બધી કૃતિ સર્વાત્મભાવપરિપૂર્ણ હોય છે. પ્રાકૃત વિષયીને રોગાદિ થાય છે, અને અલૌકિક ભગવદ્રસને ગ્રહણ કરનારને રોગાદિ કદાપિ થતા નથી. ભજનાનંદરસિક ભગવદીયો સ્વામીને–પુરુષોત્તમને વશ કરી લે છે.

પ્રાકૃત વિષયમાં દેશકાળ લોકવેદની સર્વત્ર ભીતિ રહે છે. અપ્રાકૃત ભગવદ્રસનું પાન કરનાર ભયરહિત હોય છે. પ્રાકૃત વિષયી નરકમાં જાય છે. અલૌકિક રસાત્મક ભગવદીય સ્વરૂપાનંદ પ્રાપ્ત કરે છે. પ્રાવાહિક જીવને ઈચ્છા માત્રથી જ ફળપ્રાપ્તિ થાય છે. રસપ્રચુર રસાત્મક ભગવદીયને સાક્ષાત્ રસરૂપ શ્રીઅંગમાંથી સકળ ફળપ્રાપ્તિ થાય છે.

મર્યાદાપુરુષોત્તમ–અધિકારીનો અક્ષર બ્રહ્મમાં લય થાય છે. પુનઃ તેમાંથી ઉદ્ધાર થાય છે. પુષ્ટ ભગવદીયનો લય તો કદાપિ થતો નથી, ઉદ્ધાર પણ થતો નથી. પુષ્ટ પુરુષોત્તમ સ્વયં પ્રકટ થઈ લીલા કરે છે તેમ અનુગ્રહ વડે સ્વભક્તને સ્વલીલારસનો અનુભવ કરાવે છે.

મર્યાદામાર્ગમાં પાપનો ક્ષય થયા પછી ભક્તિનો અધિ-

કાર પ્રાપ્ત થાય છે. પુષ્ટ ભગવદીય સદા સર્વદા શુદ્ધ છે, પણ તે કેવા તે નીચેના પ્રમાણેઃ

મર્યાદામાર્ગમાં જ્ઞાનાદિનું પણ સહકારિત્વ છે. પુષ્ટિભક્તિમાર્ગમાં ભક્તો કેવળ સ્વતંત્ર અને નિરપેક્ષક હોય છે. (સ્વતંત્ર એટલે ભગવાન સિવાય કોઈના પર આધાર નહિ રાખનાર). મર્યાદામાર્ગને વિહિત માર્ગ, સાધન માર્ગ, પ્રમાણ માર્ગ ઇત્યાદિના નામથી કહે છે. પુષ્ટિમાર્ગ અવિહિત માર્ગ, સ્વતંત્ર માર્ગ, ભજનાનંદ માર્ગ, રસમાર્ગ, કૃપામાર્ગ, નિઃસાધન માર્ગ, ફલમાર્ગ, પ્રમેય માર્ગ, નિરુપધિ સ્નેહમાર્ગ ઇત્યાદિના નામથી કહે છે.

જ્ઞાનભક્તિ વગેરે સાધનો કહ્યાં તેથી સાધ્ય તે મર્યાદા-માર્ગ અને ભગવત્સ્વરૂપબળથી સ્વપ્રાપ્તિ કરાવે તે પુષ્ટિમાર્ગ.

સાધન વિના (જીવકૃત સાધન વિના) સ્વરૂપબળ વડે જ ભગવાન કાર્ય કરે. જીવનું સકલ કાર્ય સિદ્ધ કરે એ પુષ્ટિ.

પુષ્ટિમાર્ગ અનુગ્રહપ્રસાદી છે; પ્રમાણ માર્ગથી વિલક્ષણ છે.

અન્ય અહંકારીની જેમાં અપેક્ષા તે મર્યાદા. પુષ્ટિમાં અન્યની અપેક્ષા નથી.

પુષ્ટિમાર્ગીય શરણઃ ભગવાનને જ જેની ફિકર છે. આર્તિપૂર્વક ભગવાનને શરણે જાય છે. આખું ગોકુળ પ્રભુને શરણે છે. પ્રભુ તેના નાથ છે. ફલ સ્વરૂપાનંદનો અનુભવ છે.

મર્યાદાશરણઃ હું તને પાપમાંથી મુક્ત કરીશ. જીવ આર્તિ વિના શરણે જાય. આનું ફળ મોક્ષ છે.

પુષ્ટિકીર્તન પ્રભુના સ્વરૂપનાં હોય.

મર્યાદાકીર્તન પ્રભુના ગુણનાં હોય.

સેવ્ય સ્વરૂપ (પુષ્ટિ): જેમાં પ્રભુના સુખનો વિચાર હોય (સ્નેહ બળવાન હોય.)

મર્યાદાસેવ્યસ્વરૂપ: જેમાં વિધિ બળવાન હોય.

પુષ્ટિમોક્ષ: જેમાં ભગવાન સાથે સંબંધ થાય, રમણ કરે. મર્યાદામોક્ષ: જન્મ મરણ મટે. પુષ્ટિમાં સ્નેહનું પ્રાધાન્ય, મર્યાદામાં ગુણનું પ્રાધાન્ય. પુષ્ટિભક્તિમાં સ્નેહનું પ્રાધાન્ય, મર્યાદાભક્તિમાં વિધિનું પ્રાધાન્ય.

પુષ્ટિત્યાગ કોમળ છે, પ્રભુનો સંબંધ કરાવવો, મનનો ત્યાગ. મર્યાદાત્યાગ દોષ દાવે કરી ત્યાગ કરવો અને વેશનો ત્યાગ. પુષ્ટિઆચાર જેમાં પ્રભુનું સુખ વિચારેલું છે, મર્યાદા–આચાર શાસ્ત્ર નિયામક હોય. પુષ્ટિમાં કૃપા પર બળ હોય, મર્યાદામાં સાધન પર બળ હોય. પુષ્ટિમાં જીવનું બળ કૃપા પર હોય, મર્યાદામાં જીવનું બળ સાધન પર હોય.

પુષ્ટિમાર્ગીય ચાર પુરુષાર્થ ધર્મ, અર્થ, કામ, મોક્ષ, વૃત્રાસુરે કહ્યા છે.

મર્યાદા ચાર પુરુષાર્થ જુદા છે.

પુષ્ટિમાર્ગીય સાધન, વિવેક–ધૈર્ય અને આશ્રય અને શ્રવણ મનન–ને કીર્તન.

મર્યાદામાર્ગીય સાધન વિવેક શમ દમ ઉપરની શ્રદ્ધા સમાધાન વગેરે અને શ્રવણ મનન અને નિદિધ્યાસન.

પુષ્ટિમાર્ગમાં ઇન્દ્રિયો ભગવાનનો અનુભવ કરી શકે છે; મર્યાદામાર્ગમાં ઇન્દ્રિયો અનુભવ કરી શકતી નથી.

પુષ્ટિમાં ભગવાનમાં બધું જગત જોવું. (પોતાના મુખમાં બધું જગત બતાવ્યું.) ભગવાનમાં જ બધું છે. મર્યાદામાં બધામાં ભગવાન છે, ભગવાન વ્યાપક છે.

મર્યાદામાર્ગમાં દોષની નિવૃત્તિ જ્ઞાન ભક્તિ વગેરે થાય છે. પુષ્ટિમાર્ગમાં દોષની સંભાવના નથી, પણ એવો કોઇ અનિર્વચનીય **ભાવ પ્રકટ** થાય છે કે જેથી જ્ઞાન ભક્તિ વગેરે સાધનથી સંતોષ થતો નથી, પણ સાક્ષાત રસાત્મક ધર્મી સ્વરૂપના અમંદ સંગમ વિના વિકલત્વ અસ્વાસ્થ્ય સહજ થઈ રહે છે. ધર્મી સ્વરૂપ સ્વપ્રમેયબળ વડે આ માર્ગમાં કરી રહે છે.

માર્યાદિક વૈદિક માર્ગ બ્રહ્મની વાણીમાંથી પ્રકટ થયો છે. પુષ્ટિમાર્ગ શ્રીઅંગમાથી પ્રકટ થયો છે.

મર્યાદામાર્ગમાં વેદોક્ત ફળ છે, પુષ્ટિમાર્ગમાં શ્રી અંગની પ્રાપ્તિ છે.

પુષ્ટિમાર્ગમાં વેણુનાદ શબ્દપ્રમાણ છે, મર્યાદામાર્ગમાં બ્રહ્મ પ્રમેય છે.

મર્યાદામાર્ગમાં જ્ઞાન અને ભક્તિ સાધન છે; પુષ્ટિમાર્ગમાં વિપ્રયોગ રસાત્મક સર્વાત્મભાવ સાધન છે.

મર્યાદામાં સાયુજ્ય ફળ છે. પુષ્ટિમાં અધરામૃતનું ફળ છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસવૈરાગ્યથી અધિકાર પ્રાપ્ત થાય છે. પુષ્ટિમાં કૃષ્ણસેવા વડે સિદ્ધ થતો વિપ્રયોગાત્મક સ્વરૂપ વિષે સેવાત્મક અનુરાગ સંન્યાસનું સાધન છે.

મર્યાદામાર્ગીય સંન્યાસમાં શ્રવણ મનન નિદિધ્યાસન કરવાનું છે. પુષ્ટિમાં ચિત્તને અસ્વાસ્થ્ય થઇ જાય માટે એકત્ર અવસ્થિતિ પણ તે સંન્યાસમાં નથી. વિરહભાવમાં બાધક એવા પુષ્ટિમાર્ગીય સંન્યાસમાં શ્રવણાદિનો નિષેધ છે.

વિકલત્વ અસ્વાસ્થ્ય એ જ પુષ્ટિમાર્ગનો સહજ સ્વભાવ છે. મર્યાદામાર્ગીય સંન્યાસીને મનઃપ્રસન્નતાને અર્થે

પૃથ્વી અટન કરવાનું છે. પુષ્ટિમાર્ગમાં વિશેષ અસ્વાસ્થ્ય-જનક પદ લીલાદિના દર્શનાર્થે જ અટન છે.

મર્યાદામાર્ગમાં દેહરક્ષાર્થ ભિક્ષાટન છે, પુષ્ટિમાં વિપ્રયોગાનલ વડે દેહપાતાર્થ સર્વ સમુદ્યમ છે, એટલે દેહની રક્ષા અર્થે ભિક્ષાટન પણ નથી.

મર્યાદામાર્ગમાં શ્રીકૃષ્ણમાહાત્મ્યપ્રતિપાદક વેદાંત-શ્રવણ કરવાનું છે. તે વડે સંસારદુઃખ નષ્ટ થાય છે. પુષ્ટિ-માર્ગમાં માહાત્મ્યબોધક વેદાંતશ્રવણ નથી, અહીં તો જ્ઞાન પણ ભગવાનની વિરહભાવનામાં સ્વાસ્થ્યજનક હોવાથી બાધક છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસના કેટલાક ધર્મ વર્ણવ્યા છે, પણ અહીં પુષ્ટિમાં કોઇ ધર્મનું નિરૂપણ નથી.

મર્યાદામાર્ગમાં કાષાય–વેશ પણ સંન્યાસનું અંગ છે. અહીં પુષ્ટિમાં સંબંધીઓથી બંધ–નિવૃત્તિ અર્થે જ વેશ-ધારણ કરવામાં આવે છે.

મર્યાદામાં મોક્ષની ઈચ્છા છે, અહીં પુષ્ટિમાં ઇચ્છા નથી, માત્ર શ્રીહરિની જ ઈચ્છા છે.

મર્યાદામાર્ગમાં પ્રતિબંધની ભીતિ રહે છે. અહીં પુષ્ટિમાં સાક્ષાત્ કૃષ્ણ પણ પ્રતિબંધ કરી શકતા નથી.

મર્યાદામાર્ગમાં પ્રણવમંત્રણનું ધ્યાન–ઉચ્ચારણ જ છે. અત્ર તાપાત્મક વિપ્રયોગકલેશ માત્રની ભાવના છે.

મર્યાદામાર્ગમાં બહિર્લીલાનુભવ થાય છે, અત્ર સર્વ અનુભવ આંતર થાય છે.

પુષ્ટિમાર્ગીય સંન્યાસ કેવળ અતિશય અનુગ્રહસાધ્ય છે, જીવકૃતિ સાધ્ય નથી, એ જ મહત્ વૈલક્ષણ્ય છે.

જીવને કૃષ્ણ સંબંધ થાય, પરમાનંદમાં પ્રવેશ થાય, તેને જ સાયુજ્ય કહે છે. સ્વતઃ શ્રીકૃષ્ણ જીવમાં પ્રવેશ કરે તે મુક્તિ સદ્યોમુક્તિ કહેવાય. જીવને શ્રીકૃષ્ણસંબંધ થાય એ જ ભક્તિમાર્ગમાં વિમોચન કહેવાય છે.

મર્યાદામાર્ગમાં જીવ ભગવાનમાં લય પામી જાય છે, જેમ મીઠું જળમાં ભળી જાય.

મર્યાદામાર્ગમાં ફળની અપેક્ષા છે, પુષ્ટિમાં નિરપેક્ષતા છે.

મર્યાદા પુરુષોત્તમ સ્વરૂપે ધર્મરૂપ છે અને દક્ષિણ અંગ છે. પુષ્ટિમાર્ગીય સ્વરૂપ ધર્મિસ્વરૂપ છે અને વામ અંગ છે.

મર્યાદા પુરુષોત્તમ વિહિત છે, આ સાક્ષાત્ છે.

મર્યાદાપુરુષોત્તમનું સ્થૂલ સ્વરૂપ અક્ષરાત્મક છે, વ્યાપિવૈકુંઠ છે. પુરુષોત્તમનું સ્થળ ગોકુળ છે, વ્યાપિવૈકુંઠથી પર છે.

મર્યાદાપુરુષોત્તમ વ્યાપિવૈકુંઠમાં લક્ષ્મીજી સાથે લીલા કરે છે. વ્યાપિવૈકુંઠમાં લક્ષ્મીજીનું સ્વાતંત્ર્ય છે, પણ પુષ્ટિ-પુરુષોત્તમ શ્રીમદ્ ગોકુળમાં વ્રજમાં લક્ષ્મીજીથી ઉત્કૃષ્ટ અનેક ભક્ત સાથે વિહાર કરે છે, એટલે વ્રજમાં લક્ષ્મીજી સદા સર્વદા ભગવત્સંગમની આકાંક્ષાથી દાસ્ય ભક્તિ કરે છે. અહીં પાલિકાશક્તિરૂપ લક્ષ્મીજીનો તો વ્રજલીલામાં પ્રવેશ જ નથી.

મર્યાદામાર્ગીય પુરુષોત્તમના શુદ્ધ અધિકારી શુદ્ધાદ્વૈત-જ્ઞાની ભક્ત છે, પુરુષોત્તમના અધિકારી સ્વતંત્ર રસિક ભક્ત છે.

મર્યાદાપુરુષોત્તમના અધિકારીનો અક્ષર બ્રહ્મમાં લય થાય ને પુનઃ તેમાંથી ઉદ્ધાર થાય છે.

પુષ્ટિભગવદીયોનો લય કદાપિ થતો નથી. પુષ્ટિ-પુરુષોત્તમ સ્વયં પ્રકટ થઇ લીલા કરે છે તેમ અનુગ્રહ વડે સ્વભક્તને સ્વલીલામાં રસનો અનુભવ કરાવે છે.

મર્યાદામાર્ગમાં પાપક્ષય થયા પછી ભક્તિનો અધિકાર પ્રાપ્ત થાય છે. પુષ્ટિભગવદીય સદા સર્વદા શુદ્ધ છે. પુષ્ટિમાર્ગમાં જ્ઞાનાદિકનું પણ સહકારિત્વ છે. પુષ્ટિમાર્ગ નિરપેક્ષ ને સ્વતંત્ર છે.

મર્યાદામાર્ગને વિહિતમાર્ગ–વૈદિકમાર્ગ, આર્ય માર્ગ, સાધનમાર્ગ, પ્રમાણમાર્ગ ઇત્યાદિ નામથી કહેવાય છે. પુષ્ટિમાર્ગને અવિહિતમાર્ગ, સ્વતંત્ર માર્ગ, ભજનાનંદ માર્ગ, કૃપામાર્ગ, નિઃસાધનમાર્ગ, ફળમાર્ગ, પ્રમેય માર્ગ, નિરુપાય-માર્ગ ઇત્યાદિ નામથી કહેવાય છે.

જ્ઞાન ભક્તિ વગેરે સાધનો કહ્યાં તેથી સાધ્ય તે મર્યાદામાર્ગ, અને ભગવાન સ્વરૂપબલથી પ્રાપ્તિ કરાવી લે તે પુષ્ટિ કહેવાય.

ભગવાન સાધન વિના, જીવકૃત સાધન વિના–સ્વરૂપ-બળ વડે જ ભગવાન કાર્ય કરે, જીવનું સકલ કાર્ય સિદ્ધ કરે તે પુષ્ટિ. પુષ્ટિમાર્ગ અનુગ્રહસાધ્ય છે. તે પ્રમાણમાર્ગથી વિલક્ષણ છે. અન્ય સહકારીની અપેક્ષા તે મર્યાદા. પુષ્ટિમાં અન્યની અપેક્ષા નથી. પુષ્ટિજપકોનું નામઃ નામકીર્તન તાપ-ક્લેશપૂર્વક વિગાઢભાવથી થાય તેનું નામ પુષ્ટિજપ, જેમાં હાય લાગે, સ્નેહ ઉમળકા આવે, ક્લેશ થાય, તેનું નામ પુષ્ટિ–પુષ્ટિમાં સ્વસ્થતા હોય જ નહિ. જેમાં મનને સંતોષ થાય, સ્વાસ્થ્ય આવે તે મર્યાદા.

ગાયોની સેવા એ મર્યાદા અને વ્રજભક્તોના ભાવથી સેવા કરી એનું નામ પુષ્ટિ.

ચરણામૃત લીધું અને પ્રભુનો સંબંધ થયો એમ માની સંતોષવું તે મર્યાદા. અને મારાં હીન ભાગ્ય છે કે સાક્ષાત્ સંબંધ કરાવી શકાતો નથી. એવી જે હાય લાગે તે પુષ્ટિ.

ઘરમાં શ્રી ઠાકોરજી બિરાજતા હોય તો ઝારી ચરણ-સ્પર્શ વિના બીજી સેવા મર્યાદા અને ધણીની ફિકર રહ્યા કરે તે પુષ્ટિ.

આપણાં પુષ્ટિમાર્ગીય ભગવન્નામ, ભગવત્સેવાને પ્રભુએ માની હોય તો (ચાચાજીની પેઠે) આપણો સ્વભાવ બદલાવવો જોઇએ. આપણા દેહાધ્યાસ, ઇંદ્રિયાધ્યાસ દિવસે દિવસે ઓછા થવા જોઇએ, ન થાય તો જાણવું કે આપણાં સેવા સ્મરણ માન્યાં નથી, પણ તેમાં ત્રુટિ છે.

ભગવન્નામ દેઈશું તો પાપ બળશે એ મર્યાદા, પણ તાપપૂર્વક ભગવન્નામ દેવાય તે પુષ્ટિ. જેમાં શીતળ ભાવ પ્રગટ થાય, સંતોષ આવે તે મર્યાદા. જેમાં ચિત્ત સ્વસ્થ રહે, ક્લેશ રહે, તાપ રહે, હાય લાગી રહે તે પુષ્ટિ.

જગતની સેવા એ મર્યાદા, ભગવાનની સેવા તે પુષ્ટિ.

પરોપકાર વગેરે ધર્મ પુષ્ટિમાં જીવન ગાળતા હોય તેને માટે દુર્બળ છે, કારણ કે ધર્મી પર જીવવું એ પુષ્ટિ અને ધર્મ પર બળ રાખવું એ મર્યાદા.

શ્રીમહાપ્રભુનો સંબંધ માની હરિનાં બહાનાં નિભાવવાં, એ પુષ્ટિ, અને સરવગુણી સાધુસેવાએ મેળ માની નિભાવવું એ મર્યાદા.

---